# તીર્થયાત્રા વર્ણન.



( સચિત્ર )

ભરતખંડની ચારે દિશાના ન્હાના મ્હોટા ધામોના
રસિક વર્ણન સહિત.

करारविन्देन पदारविन्दम्
मुखारविन्दे विनिवेशयन्तम् ।
अश्वत्थपत्रस्य पुटे शयानम्
बालं मुकुन्दं सततं स्मरामि ॥

अन्यक्षेत्रे कृतं पापं तीर्थक्षेत्रे विनश्यति ।
तीर्थक्षेत्रे कृतं पापं वज्रलेपो भविष्यति ॥

રચનાર તથા પ્રકટ કર્ત્તા,
મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.
"શ્રી જગડુ ચરિત", "સુંદર સોદાગર" ઇત્યાદિના કર્ત્તા.

દ્વિતીય આવૃત્તિ.



સને ૧૯૨૧. સંવત ૧૯૭૭.

મૂલ્ય રૂ. ૩॥.

નિંદા કરે યદિ વા જન તો વખાણે,
લક્ષ્મી તણી લાલસા ન લગાર જાણે;
આજે ભલે મૃત્યુ થાયે કદાપિ,
સન્માર્ગ નહિ **મગન** છોડે તથાપિ.

**પ્રકટ કર્તા:—મગનલાલ દલપતરામ ખખ્ખર, જે. પી.**
રાવસાહેબ ખખ્ખર બિલ્ડિંગ્સ, સી. પી. ટેન્ક રોડ, **મુંબઈ, ૪.**
છાપનાર:—**શા. મગનલાલ જગજીવનદાસ,**
શ્રી 'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી સ્ટ્રીટ, મુંબઈ, નં. ૩.

# વૈકુંઠનિવાસી ગંગાસ્વરૂપ પરમપૂજ્ય વહાલા માતૃશ્રી દેવકોરમા પ્રત્યે પુત્રોદ્‌ગાર.



કર જોડીને કરૂં વિનતિ, કરૂણાળુ કિરતાર તને,
લખ્યો લેખ યાત્રા વર્ણનનો, સ્હાય કરી વિશ્વેશ મને;
દેવતણા પણ દેવ બરાબર, દેવકોર માતા મ્હારી,
ભવાટવી ભયથી દૂર કરજો, વિશ્વનાથ! લેજો તારી. ૧

અનારોગ્યથી પડયો બિછાને, પાંચ વર્ષનો હું જ્યારે,
અશ્રુ ઢાળે ખોળામાં લઈ, નહિ માતા નિંદ્રા ધારે;
મુજ રક્ષાની ચિન્તા ચિતમાં, માતા તૂં નિશદિન ધરતી,
જીવનું જીવતર મુજને સમજી, નેત્રોમાં અશ્રુ ભરતી. ૨

બની બહાવરી ઝબકી જાગે, સ્વપ્ને પણ નહિ નિંદ ધરે,
"ઓ પ્રભુ! ઊગારજે એને તૂં, મમ જીવન છે એ જ ખરે";
અતિ ઔષધ ઉપચાર કરી, ધરી બાધા આખડીઓ કારી,
સંહારી એ સખ્ત બિમારી, ધન્ય જનેતા બલિહારી. ૩

એ રીતે ઊછેરી મ્હોટો, કીધ મને બહુ વહાલ થકી,
નહિ ખબર કોઇ દિન દુનિયાની, માતૃ પ્રેમ છે અતુલ નકી;
પિતા ગયા વૈકુંઠ ચતુર્દશી, શુક્રવારને પુન્ય દિને,
ગઇ માતા નૃસિંહ ચતુર્દશી, શુક્રવારને તે જ દિને. ૪

દેવ દિવાળી જન્મતિથિ, હતી માતપિતા મજ બન્નેની,
એક જ્યોતમાં ગયા સમાઇ, ધન્ય ઐક્યતા તન મનની;
બેઉ છત્ર છાયાની નીચે, લીધ અનુભવ મ્હેં સારો,
શુભ આશિષો આપી મુજને, સફળ કર્યો મજ જન્મારો. ૫



**વૈકુંઠવાસી ગંગાસ્વરૂપ માતૃશ્રી દેવકોરમા વય વર્ષ ૭૩.**

અવસાન-સંવત્ ૧૯૭૦ના વૈશાખ શુદિ નૃસિંહ ચતુર્દશી શુક્રવાર, તા ૮-૫-૧૯૧૪.

શ્રી 'સરસ્વતી' છાપખાનું મુંબઈ. ૩.

દિલે દયાળુ દાનશીલ વળી, પૂર્ણ પ્રતાપી માતપિતા,
માનવંત વિદ્વાન વિવેકી, બુદ્ધિના ભંડાર હતા;
અવસાન સમયનાં વચનો ત્હારા, આજ્ઞાસમ ધારી મનમાં,
લેશમાત્ર નહિ વિસરે મનથી, કરૂં યાચના એ દિલમાં. ૬

"ભગિની ત્હારી **તુલજાગૌરી**, રક્ષા કર ત્હેની સારી,"
વચન માતનું શિરે ચઢાવી, માત સમાન ગણું મ્હારી;
"**બાવાજી** મુજ રત્ન નેત્રનું, **પૌત્ર** ખોટનો છે મ્હારો"
"જાળવજે તું અધિક ભાવથી, ભણી ગણી થાશે સારો". ૭

અરે! માતા! માતા! ત્હારો તો, અતુલ પ્રેમ નહિ મળે નકી,
અન્ય પ્રેમ દુનિયામાં દીઠા, મીઠા પણ તે સ્વાર્થ થકી;
તીર્થોની ત્હેં કરાવી યાત્રા, લઇ કુટુંબ સર્વે સંગે,
પિતાની પાછળ બાર માસમાં, ખર્ચ કર્યો બહુ ઉમંગે. ૮

અનેક થયા ઉપકારો ત્હારા, મ્હારાપર શું બયાન કરૂં,
**યાત્રાવર્ણન** અર્પણ કરીને, હું તુજ તન સંતોષ ધરૂં;
દ્વિકર જોડી **મગનલાલ** તુજ, પુત્ર નમે છે શીષ ધરી,
અમરાત્માને શાંતિ અર્પો, પરમાત્મા પ્રભુ ઇશ હરિ. ૯

ત્હારો આજ્ઞાંકિત પુત્ર,

**મગનલાલ દલપત્તરામ ખખ્ખર.**



# દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવના.

**તીર્થયાત્રા વર્ણન**ની પ્રથમ આવૃત્તિની પ્રતો થોડા વખતમાંજ ખપી જતાં તેની વિશેષ માગણી થવા લાગી. વખત જતાં તે એટલી બધી વધી પડી કે તેની પ્રતો જ્યારે નજ મળવા લાગી, ત્યારે લોકો અધીરા બની જેની પાસે હોય તેને એકેક પ્રતના પાંચ પાંચ રૂપીઆ પણ આપીને લેવા લાગ્યા. એ ઉપરથી યાત્રાર્થે આ પુસ્તકની ઉપયોગિતા સાબિત થઇ, અને વાંચક વર્ગે તેની સારી કદર કરેલી જાણી મને સંતોષ થયો. તેની સંશોધિત વર્ધિત પુનરાવૃત્તિ કરવાને જોકે મનપર લીધું, પણ તે કામ પાર પાડવામાં ઘણા અંતરાયો આવી નડયા. એક તો વ્યાવહારિક કામકાજના બોજાઓ, તેમાં મ્યુનીસિપાલ કારપોરેશનના તથા તેવા પ્રજાકિય સાર્વજનિક કામોની પ્રવૃત્તિ, ઉપરાંત સાંસારિક અનિવાર્ય અડચણોને લીધે, તેમજ દૈવી પ્રહારોના પ્રચંડ મારાથી આપ્ત જનની હાનિ થતાં એ કામમાં અવરોધ થયો. આજકાલ પેપર, પ્રીન્ટીંગ, તથા મજુરીની બેહદ વધી ગયેલી મોંઘવારીને લીધે એક છાપખાનામાં નિયમિત કામ નહિ થતાં તે બીજાને સુપ્રત કરવું પડયું. આવા પ્રતિકૂલ સંયોગો વચ્ચે જેમ તેમ આ પુસ્તકની દ્વિતીયાવૃત્તિ જે પાંચ વર્ષ પૂર્વે થવી જોઇતી હતી તે આજે પ્રજા સમક્ષ મૂકવા ઇશની કૃપા વડે શક્તિમાન થયો છું.

આ નવીન આવૃત્તિના કદમાં વધારો કરવામાં આવ્યો છે. તેમાં તીર્થનાં સ્થળો પણ વધાર્યાં છે, વળી ઐતિહાસિક વૃત્તાન્તોમાં પણ ઉમેરો કર્યો છે, તથા પ્રસંગને લગતા પ્રચલિત અને અભિરૂચી પમાડે તેવા જુના તેમજ નવીન પદ્ધતિસર ખાસ યોજેલા કવિત અને ગરબાઓ મુકયા છે. વળી આગગાડીનાં મથકોના વધારેલા ભાડાં પણ જણાવવામાં આવ્યા છે.

શ્રી દમણમાં એક સૈકા પછી થયેલી શ્રી વલ્લભાચાર્યજીની પધરામણીના સવિસ્તર અહેવાલની સાથે દમણની પુરાતની ઐતિહાસિક સ્થિતિનું રસિક વર્ણન પણ આપ્યું છે.

ગઈ આવૃત્તિમાં આ પુસ્તકના ઉપયોગીપણા વિશે પ્રદર્શિત કરેલી આશા સફળ થયેલી જોઇ હું કૃતકૃત્ય થયો છું. તેમાં જો કંઇ ન્યૂનાધિકતા હોય તો તૃતીયાવૃત્તિ સમયે તેવા સૂચનનો ઉપકૃતિસહ સ્વીકાર કરવામાં આવશે.

મુંબઈ, સંવત્ ૧૯૭૭ના<br>વૈશાખ શુદિ અક્ષય તૃતીયા ને<br>ભોમવાર, તા. ૧૦મી મે, સને ૧૯૨૧.

**મગનલાલ દલપતરામ ખખ્ખર.**

# પ્રસ્તાવના.



બાલ્યાવસ્થા પસાર કર્યા પછી યુવાવસ્થામાં સાંસારિક મોહમાયાની નાનાવિધ પ્રવૃત્તિમાં મનુષ્યની મનોવૃત્તિ સામાન્યતઃ રોકાયલી રહે છે. તે દરમ્યાન તેને ચડતી પડતી, સુખ દુઃખ, આશા નિરાશા, સારૂં નરસું, સત્યાસત્ય, વગેરેનો યથાશક્તિ અનુભવ મળ્યા પછી તેની ઇંદ્રિયો શિથિલ થવા માંડે છે, અને તત્પ્રમાણમાં તેના વિચારો બદલાય છે. એ તરુણ વયના અંતભાગમાં સદ્વિચારથી તેના મનમાં એમ થાય છે કે આ **જુવાની હવે જવાની,** અને અગત્યનું કરવાનું રહી જવાનું. ગત અવસ્થામાં જાણે અજાણે થયેલા અનિષ્ટ કાર્યના નિવારણાર્થે પ્રાયશ્ચિત્ત કરી ઉત્તરાવસ્થામાં આત્મ કલ્યાણાર્થે કંઇક પણ પ્રયાસ કરવો જોઇએ. આવી રીતની ઇશ્વર પ્રત્યેની કંઇક પણ ભાવના તેના મનમાં પ્રદીપ્ત થાય છે, અને સૃષ્ટિસૌન્દર્ય, ઐશ્વરી લીલા, અને તેના અવનવા ચમત્કારો નિહાળવા તથા તેની સ્તુતિ કરવા તેને લાલસા થાય છે, તદર્થે પવિત્ર ધામોનું પર્યટન જે પરાપૂર્વથી ચાલતું આવેલું છે, એટલે યાત્રા કરવી એ એક આપણી ફરજ છે એમ સમજાય છે, અને તેમાં **एका क्रिया द्व्यर्थकरी प्रसिद्धा** એક પંથ ને દો કાજ સરે છે, એક તો જગન્નિયન્તાની પવિત્ર ભૂમિનાં દર્શન, તથા બીજું ચાતુરીના પંચ લક્ષણમાંનું મુખ્ય દેશાટન, તે સધાય છે.

આપણી ભરતખંડની ભૂમિ અખિલ વિશ્વમાં સર્વોત્તમ ગણાય છે. તેની હવા, જમીન, વનલીલા, પશુ, પક્ષીઓ, ગંગા, યમુના, સરસ્વતી ઇત્યાદિ પવિત્ર સરિતાઓ, મહત્ ઉંચ્ચા શિખરવાળા ગિરિઓ, અને જેનું વર્ણન કરતાં પાર ન આવે તેવી અનેક જ્ઞાતિઓનો સમાવેશ થાય છે. એવી આ પવિત્ર ભૂમિ ઉપર તીર્થયાત્રાનાં અનેક સ્થળોમાં બદરીકેદાર, રામેશ્વર, જગન્નાથપુરી, અને દ્વારિકાપુરી એ ચાર ધામોની યાત્રા ઉત્તમ ગણાય છે. તેમાં બદરીકેદારની યાત્રા વિશેષ કઠિન હોવાથી વૃદ્ધ અને જર્જરિત થયલા પ્રવાસીજનો માટે તે અતિ ગહન છે. અથાગ પ્રયાસ અને દ્રવ્યના ભોગે જે મેળવવામાં આવે છે તે ઘણું પ્રિય અને મહત્વવાન હોય છે, તેમ એ યાત્રાનો મહિમા પણ મહત્ છે. વળી ત્યાં કૈલાસવાસ છે માટે એ સર્વોત્કૃષ્ટ ઉપરોક્ત ધામો અનુક્રમે ઉત્તર, દક્ષિણ, પૂર્વ, અને પશ્ચિમ એમ ચતુર્દિશામાં હિંદુસ્તાનની સરહદે આવેલાં હોવાથી એ

ચારે ધામની યાત્રા કરવાથી આખા ભરતખંડનો પ્રવાસ સંપૂર્ણ થાય છે, અને પરમકૃપાળુના આપણે કેટલા આભારી છીએ તેનું પણ ભાન થાય છે. સાંપ્રત કાળમાં પોતાની આર્ય ભૂમિનું નિરીક્ષણ કર્યા સિવાય કેવળ મોજ મજાહની ખાતર વિપુલ વિત્તના ભોગે યુરપયાત્રા કરનારાઓની સંખ્યા કરતાં આવા ઉત્કૃષ્ટ આશય સાધનારાઓની સંખ્યા બહુ સૂક્ષ્મ છે એ શોચનીય છે.

મ્હારા પૂજ્ય પિતાશ્રી **રાવસાહેબ દલપત્તરામ પ્રાણજીવન ખખ્ખરના** પરલોક પ્રયાણ થયા બાદ અમો સહકુટુંબ યાત્રાર્થે નિકળ્યા. તે દરમ્યાન મ્હેં જે જે અવલોકયું અને અનુભવ્યું તે સર્વની મ્હેં તત્રૈવ નોંધ કરી લીધી હતી, અને ત્યાંથી પુનઃ આવ્યા બાદ મ્હારા સદ્ગત ભ્રાતરૌ **રવિશંકર ઊર્ફે છગનલાલ** તથા **બળવંતરાવ ઊર્ફે ભુજંગરાવના** સ્મરણાર્થે **મેશર્સ આર. બી. બ્રધર્સની** સંજ્ઞાથી મ્હારા તરફથી પ્રકટ થતા “**બ્રહ્મક્ષત્રિય ચક્ષુ**” નામક માસિકના અંકોમાં તેનો કેટલોએક ભાગ પ્રકટ કર્યો, જે વાંચકવૃન્દને અતિ પ્રિય લાગવાથી ઘણા મિત્રોના આગ્રહને લીધે તેને પુસ્તકના આકારમાં મુકવાનો આ મ્હારો પ્રયત્ન છે.

આ પુસ્તક લગભગ સાતેક વર્ષ પૂર્વે પ્રકટ થઈ ગયું હોત, પરંતુ કેટલીએક અનિવાર્ય અડચણો આવી પડવાને લીધે તે જેમનું તેમ પડી રહ્યું. બદરીકેદારની યાત્રા કરવાને માટે ભાગ્યશાળી નહી થવાથી એટલી અપૂર્ણ હકીકત પૂર્ણ કરવા મ્હારા સન્મિત્ર વૈરાગ્યગુણસંપન્ન શ્રીયુત પ્રાણવલ્લભ પરમાનંદ ધનદે તથા મ્હારા હિતૈષી શ્રીયુત રણછોડદાસ જીણાભાઇ તરફથી પોતાનો જાતિ અનુભવ મળતાં ઉભયનો સાર અત્રે આપ્યો છે, આથી આ બન્ને સદ્ગૃહસ્થોનો ઉપકૃત થયો છું.

જેમ સમય વ્યતીત થાય છે તેમ પ્રતિદિવસે, પ્રતિમાસે, અને પ્રતિવર્ષે, કિંવા દરેક પળે, દરેક ક્ષણે, અને દરેક ઘડીએ, મનુષ્યમાત્રના વિચારો બદલાય છે. કહ્યું છે “ કાલ કરતો આજ કર, આજ કરતો અબ, અવસર બીતા જાયગા, ફિર કરેગા કબ.” તથૈવ મ્હારી જીંદગાનીનું વલણ બદલાતું ચાલ્યું. વ્યાપાર રોજગારમાં વિશેષ ઝંપલાવતા કામકાજનો બોજો એકલે હાથે દિનબદિન વધતો જ ગયો, અને તીર્થયાત્રાનું પુસ્તક જાણે તીર્થયાત્રા કરવા ગયું હોય તેમ સ્મૃતિમાંથી દૂર

જતું રહ્યું. એ પ્રારબ્ધચક્રની ગતિ દરમ્યાન "કંઇ કાર્ય કર્યાં, બહુ કાજ સર્યાં, સંતુષ્ટ થઇ, નિવૃત્ત થયા; કંઇ મિત્ર થયા, ઉપકારી થયા, અપકારી થઈ, કંઇ દ્રોહી થયા; વળી વેરી થઇ, વિમુખ જ પડયા, અને દર્શનથી બહુ દૂર ગયા; ઇષ્ટ મિત્ર ગયો, ધર્મપુત્ર ગયો મણિરત્ન ખરે, ખોવાઇ ગયો; ગૃહ ભંગ થયું, દિલે દુઃખ થયું, વળી *મંડિત થઇ, પુનઃ પ્રાપ્ત થયું; ગયો શોક અને, વળી હર્ષ વધ્યો. શંકર કૃપા થકી પુત્ર થયો; પણ તાતની પાછળ માત ગયાં, સ્મૃતિ માત્ર મહીં અવશેષ રહ્યા."

ત્રણેક વર્ષ પૂર્વે ટાઇફૉઇડ જ્વરના ભયંકર ત્રાસમાં સજ્જડ સપડાતાં કેવળ પ્રભુ કૃપા વડે તેમાંથી વિમુક્ત થયો. છેવટે અધુરામાં પુરૂં મ્હારા **પ્રિય પૂજ્ય માતૃશ્રી દેવકોરમા** સંવત્ ૧૯૭૦ ના વૈશાખ માસના શુકલ પક્ષમાં નૃસિંહ ચતુર્દશીને શુક્રવારને દિને ૭૩ વર્ષની પરિપકવ વયે સ્વર્ગી થયા. એ રીતે આ સુખ દુઃખાન્વિત દુનિયાની રંગભૂમિપર રંગબેરંગી ચિત્ર વિચિત્ર બનાવો અવલોકયા પછી શાંતિનું સામ્રાજ્ય થતાં વિચારોનું પુનરાક્રમણ થવા માંડયું, અને અનેક પ્રતિબંધનો શનૈઃ શનૈઃ દૂર થતાં અધુરો વિષય પૂરો કરી વાંચકવર્ગ સમક્ષ રજુ કરવાને ભાગ્યશાળી થયો છું.

---

*મી૦ મગનલાલની એ દ્વિતીય પત્ની **અ. સૌ. મણિગૌરી** સ્વર્ગવાસ થતાં તેના સ્મરણાર્થે તેના પિતૃગ્રામે અમરેલી શહેરમાં મી૦ મગનલાલે એક દેવળ બંધાવ્યું જેમાં નીચે પ્રમાણે શિલાલેખ મુકવામાં આવ્યો છેઃ—

"**અ. સૌ. મણિગૌરી** ઉર્ફે **ઉત્તમબાઈ** તે મુંબઈવાળા મગનલાલ દલપતરામ ખખ્ખર, જે.પી ના ધર્મપત્ની, અને અમરેલીના રૂગનાથ **હેમરાજ** બીબડીઆની પુત્રી, સંવત્ ૧૯૭૫ના આશ્વિન વદિ (દશરથ) ચતુર્થીને રવિવારને દિને ચિ૦ પુત્ર **હસમુખલાલ (ઉર્ફે બાવાજીરાજ)** ને મુકી સ્વર્ગવાસ પામ્યા તેના સ્મરણાર્થ આ દેવળ બાંધવામાં આવ્યું છે. સં. ૧૯૭૭ ઈ. સ. ૧૯૨૧."

જે જે કવિતાએ મી૦ મગનલાલે બનાવી છે તેના યોજક તરીકે પોતાને **મણિપ્રીતમ** તરીકે ઓળખાવ્યા છે.-એટલે તેણીના સ્મરણ ચિન્હસુચક સંજ્ઞા બતાવી છે. ત્યારપછી મી૦ મગનલાલે સુરતમાં બ. ક્ષ. **દોલતરામ ઘેલાભાઈ પેટીગરાની પુત્રી અ. સૌ. મહાગૌરી** વેરે તૃતીય લગ્ન સં. ૧૯૭૬ ના જયેષ્ઠ શુદિ ૨ તા૦ ૨૦મી મે સને ૧૯૨૦ને ગુરૂવારના દિને કર્યાં છે.

યાત્રીને સુગમ પડે તેટલા માટે પુસ્તકની અંદર દરેક સ્થળના કેટલા માઇલ તથા આગગાડીની ટીકીટનું શું પડે છે તે જણાવ્યું છે. આ પુસ્તક લખ્યા પછી નૈમિશારણ્ય, પંઢરપુર તથા અન્ય સ્થળે રેલ્વેઓ થઇ છે.

દરેક ધામનું ઐતિહાસિક વર્ણન, દંત કથાઓ, તીર્થનો મહિમા, પંડયાઓની વર્તણુક, ધર્મશાળા, મંદિર આદિ સ્થાનો વગેરે ઉપયોગી હકીકતો આપી છે, તેથી વાંચકને અરુચિ ન થતાં હોંસે હોંસે વાંચે, અને પોતાની યાત્રામાં આ પુસ્તક એક ભોમીઆ અને મિત્ર તરીકે ઉપયોગી થઇ પડે તેને માટે બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

મ્હારા પરમપૂજ્ય ગંગાસ્વરુપ માતૃશ્રી દેવકોરમાને કુખે જન્મ ધરવા હું ભાગ્યશાળી થયો છું. ત્હેમનો સ્વર્ગવાસ થવાથી મ્હને અતિશય ખેદ થયો છે. એ મ્હારૂં દ્વિતીય શિરચ્છત્ર ઉડી ગયું છે, અને તેને લીધે સાંસારિક ભાર મ્હારે શિર આવી પડવાથી મનમાં તેમની સ્મૃતિ હર હમેશ ખડી રહે છે. ત્હેમનો મારાપર વાત્સલ્ય પ્રેમ અતિશય હોવાથી પોતાના હૃદયતારના તાર્તમ્ય વડે એકનિષ્ટ મનથી મને ઉછેરી સારી સ્થિતિએ મુકયો છે, તથા તેમણે પોતાના મગજના નિર્મળ ઉમદા વિચારોની છાપ મ્હારા મનપર ઊંડી બેસાડી છે. વળી તેમણે મને આ તીર્થયાત્રા કરાવી, એ મ્હારા વ્હાલા માતૃશ્રીનો આભાર મ્હારાથી વળે તેમ નથી, તદપિ તેમની સ્મૃતિ ચિર સ્મરણીય રહે એવા હેતુથી આ પુસ્તક તેમને જ અર્પણ કરી કૃતાર્થ થાઊં છું. પ્રભુ પ્રત્યે મ્હારી અંતઃકરણપૂર્વક હર હમેશની પ્રાર્થના છે કે તેમના અક્ષય આત્માને શાંતિ બક્ષે. તે જ પ્રમાણે મ્હારી માતૃતુલ્ય સહોદરી ભગિની તુલજાગૌરી સ્વબાંધવ પ્રત્યેના અતુલ પ્રેમને લીધે મ્હારા ગૃહની કાર્યવાહિની થઇ મ્હારાપર જે અનહદ ઉપકાર કરે છે, તે માટે ત્હેનો પણ જેટલો આભાર પ્રદર્શિત કરૂં તેટલો થોડો છે.

આશા રાખું છું કે આ પુસ્તક યાત્રીઓને આવકારદાયક થઇ પડશે અને તેમ થયેથી ઉઠાવેલા શ્રમનું સાફલ્ય થયેલું સમજીશ.

**મગનલાલ દલપત્તરામ ખખ્ખર.**

મુંબઇ, તા. ૧ લી જાન્યુઆરી,
સને ૧૯૧૫, સંવત્ ૧૯૭૧ ના
પોષ શુદિ પૂર્ણિમા.



# તીર્થયાત્રા વર્ણન.



આ દુનિયામાં રહીને માણસ સારાં નરસાં અનેક જાતનાં કાર્યો કરે છે. પ્રભાતના સૂર્યોદયથી તે રાત્રિના સૂવાના સમય સૂધી આપણે આખા દિવસમાં કેટલું અસત્ય ભાષણ કર્યું, કેટલાં ન કરવાના કાર્યો કર્યાં, સ્વહસ્તે સ્વાર્થ નિમિત્તે કેટલું પાપી કૃત્ય કરી પરસ્વાર્થની હાની કરી, પોતાના ક્ષણભંગુર લાભાર્થે કેટલો છળભેદ કર્યો તેનો ખ્યાલ આપણા હૃદયને જ પુછવાથી સહજ આવી શકશે. પણ આ બધું શાને માટે? કેવળ લક્ષ્મી–દ્રવ્યોપાર્જન માટે. આપણે જાણીએ છીએ કે લક્ષ્મી ચંચળ છે, આજે છે ને કાલે તો જતી રહેવાની, પણ એ બધું સ્મશાન વૈરાગ્ય. જ્યાંસુધી પ્રેતનો અગ્નિદાહ વિધિ સાદ્યન્ત ખલાસ થયો નથી ત્યાંસુધી આપણા મનમાં એમ થાય છે કે આ જગત્ મિથ્યા છે, અને છળભેદ કરવો એ ખરેખર મ્હોટું પાપ છે. પણ સુવર્ણ-પુર (સોનાપુર)થી બહાર નિકળી ઘેર ગયા ને દુનિયાની જાળમાં લપટાયા કે મન–અરે! ચલિત મન પાછું તેજ કૃત્યમાં પરોવાય છે. તમારૂં હૃદય જો કદાચ ના પાડે તો તેનાપર પોતાનો અંકુશ હળવે હળવે વધારી તે મન બલિષ્ટ થઈ પડે છે. આ પ્રમાણે રફતે રફતે દિવસોના મહિના, અને મહિનાના વર્ષો વ્યતિત થતાં મનુષ્યના પાપી કર્મોનો ઢગલો વધતો જાય છે, તે એટલે સુધી કે જ્યારે મનુષ્ય ઉત્તર અવસ્થાએ આવે છે, પોતાની સર્વ ઇન્દ્રિયો શિથિલ થઈ જાય છે, કામ કાજમાં તેનું મન પ્રવૃત્ત થઈ શકતું નથી, જ્વર આદિ અનેક વ્યાધિગ્રસ્ત શરીર નિર્બળ થાય છે, અને યમ-દૂત કાળનો કાળ (વખત) યમસદન લઈ જવા પાસે આવતો જાય છે, એવા વખતે તે પોતાના મનમાં વિચારમાળાના મણકા એક પછી એક ફેરવે છે. "અહો! કેવું મ્હારૂં હતભાગ્ય! કે મેં મ્હારી આખી જીંદગી નિરર્થક લોભ, ક્ષોભ, માયા, મમતા, સ્વાર્થ, અને

શત્રુત્વમાં ગાળી, પણ દેહનું સાર્થક ન જ કર્યું." જ્યાંસૂધી આ દેહ સ્વસ્થ છે, જ્યાંસૂધી ઘડપણ આવ્યું નથી, જ્યાંસૂધી ઇન્દ્રિયશક્તિ પ્રબળ છે, અને આયુષ્ય ખપી ગયું નથી, ત્યાં લગણ વિદ્વાન માણસે આત્મકલ્યાણાર્થે ભગીરથ પ્રયત્ન કરવો જોઇએ. પછી આગ લાગે કૂવો ખોદવો તે શું કામનો? જુઓ,

यावत्स्वस्थमिदं कलेवरगृहं यावच्च दूरे जरा
यावच्चेन्द्रियशक्तिरप्रतिहता यावत्क्षयो नायुषः।
आत्मश्रेयसि तावदेव विदुषा कार्यः प्रयत्नो महान्
प्रोद्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः॥

"ચાલો, થવાનું તે તો થયું, હવે જીંદગાનીનો જે કંઇ અવશેષ ભાગ રહ્યો છે તે દરમ્યાન પવિત્ર સ્થળોની યાત્રા થઈ જાય તો આપણું સાર્થક થાય" એ રીતે જેમ જેમ એ વધારે વ્યાધિગ્રસ્ત થતો જાય છે તેમ તેમ તેનાં ઉપરઉપર અનેક તર્ક વિતર્કો રાત્રિના સમયે એક પછી એક આવીને બેસે છે. છેવટે સહ કુટુંબ સહ પરિવાર યાત્રા પ્રયાણ કરવાનો દૃઢ નિશ્ચય કરી નિકળી પડે છે, અને તેમાં જો માર્ગમાં શરીર સારૂં રહ્યું તો તો ઠીક, નહિતર અર્ધવટ ત્રિશંકુની માફક લટકતો રહી પોતાના હતભાગ્યને નિન્દતો* સ્વદેશ પુનઃ પાછો ફરે છે; અને જો યાત્રા સંપૂર્ણ થાય તો પોતાના દેહનું ખરેખર સાર્થક થયું એમ માની મનનું શાંત્વન કરે છે, અને કેટલાએક તો યાત્રા જવાનો વિચાર કરતાં કરતાં શ્રીકૃષ્ણ પરમાત્માના પવિત્ર પદસેવનની યાત્રા કરવા પ્રયાણ કરી જાય છે. અસ્તુ.

યાત્રા શાને માટે કરવી જોઇએ અને તેનું બંધન આપણામાં શાને માટે ઘડેલું છે તેનું પણ કારણ જાણવું અવશ્યનું છે. તરેહ તરેહની હવા, નાના પ્રકારના પ્રદેશો, તેમાં સમાયલા અલૌકિક ગુણો, તથા ત્યાંના લોકોની જૂદી જૂદી રીતભાત, પહેરવેશ, વ્યાપાર, અવનવી સૃષ્ટિ સૌન્દર્યતા, ભિન્ન ભિન્ન ચમત્કારિક વનસ્પતિઓ, આસ્માન સાથે વાર્તાલાપ કરતા મહાન પર્વતો, અને પોતાના પ્રિયતમ રત્નાકરને આલિંગન કરવા જતી ધોધો કરતી નદીઓ, વિગેરે સૃષ્ટિ ચમત્કાર આ પૃથ્વીના ગોળાર્ધમાં જૂદા જૂદા આકારમાં જૂદી જૂદી રીતે સમાયલા છે. આપણા ભારતવાસીઓને મગરૂર થવાનું છે કે દુનિયાની ઉક્ત સૃષ્ટિ સૌન્દર્યનો માંસલો યાને નમુનો આપણા આખા હિન્દુ-

* निन्दन्ती स्वानि भाग्यानि—शाकुन्तल पञ्चमोङ्कः

સ્થાનમાં કોઇને કોઈપણ પ્રદેશમાંથી નિકળી આવ્યા વગર રહેતો નથી. માટે હિન્દુસ્થાન છોડીને જેમ આધુનિક સમયમાં વિલાયત, અમેરિકા વ ઈતર પ્રદેશોમાં ગમન કરવા તરૂણ યુવકો ઉદ્યુક્ત થઇ રહ્યા છે, અને ત્યાં પોતાના દ્રવ્ય અને ઉત્સાહનો મોજ શોખમાં વ્યય કરે છે, તેમને એટલું જ કહેવું બસ છે કે પ્રથમ તમો તમારી પોતાની માતૃભૂમિકા જે હિન્દુસ્થાન, તેનું પૂર્ણપણે પરિક્રમણ કરી તેમાંથી ઉદ્ભવતા વ્યાવહારિક, ધાર્મિક, અને સામાજીક વિષયોનું જ્ઞાન મેળવ્યા પછી જો તમો વિલાયત આદિ દૂર સ્થળોનું અવલોકન કરશો તો દેશ કલ્યાણ સાથે તમોને આનંદ થશે. તથાપિ આપણામાં જૂના વિચારનો જન સમુદાય એટલો છે કે તેઓ પોતાના ઘર આંગણાં છોડીને માંચીના માંકડની પેઠે બહાર દેશાવરોમાં ફરવા જવાને બહુ જ કંટાળો ખાય છે. આપણી માતૃભૂમિકાનું અવલોકન કરવા તેમને જો બોધ આપવામાં આવે તો તેઓ કોઇ કાળે માને નહિ; અને તે જ કારણ માટે આપણા પૂર્વજોએ તેમના પછીનો જમાનો દેશાટન અવશ્ય કરે તેટલા માટે તીર્થયાત્રામાં ધર્મનું બીજ એવું તો સબળ રોપી દીધું છે, કે આજ દિન સુધી ગાડરીઆ પ્રવાહની માફક ધર્મની લાગણીને લીધે, અને વંશપરંપરા ચાલતી આવેલી રૂઢી પ્રમાણે હજુ પણ લોકો વર્ત્યા જાય છે. જો ધર્મનો અંશ રાખ્યો નહિ હતે તો હું નથી ધારતો કે કોઈ એટલા દ્રવ્યનો વ્યય કરી યાત્રાએ જતે. એ નિયમ બાંધવામાં આપણા પૂર્વજોનો બીજો હેતુ એ હતો કે મનપર ધર્મનાં પવિત્ર પ્રતિબિંબ પડવાથી છળ વિકળથી સંચિત કરેલા નાણાંનો અંતે ધાર્મિક કાર્યમાં ઉપયોગ થાય, વિદ્વાન વિપ્રોને ટેકો મળવાથી તેમની વિદ્વત્તા જળવાઈ રહે, અને કોઈ ધનાઢ્ય હોય તો એવું અપૂર્વ કાર્ય પણ કરે કે જેથી પરદેશમાં પોતાનું નામ ચિરકાળ સ્થાયી રહે, વિગેરે વિગેરે ઉદ્દેશોને લીધે આપણા પૂર્વજોએ યાત્રાગમન એ મનુષ્ય માત્રના જીવનની સાફલ્યતાનું એક મુખ્ય સાધન બતાવેલું છે.

આટલું કહ્યા પછી મુસાફરી કરવામાં શું શું સાધનો જોઇએ, કેવી રીતે વર્તવું જોઇએ, વિગેરે થોડી સૂચનાઓ યાત્રિકોને ઉપયોગી થઈ પડે તેટલા માટે અત્રે જણાવવી અગત્યની છે. પ્રથમ તો જેમ બને તેમ થોડાં માણસો સાથે હોય તેમ વધારે સારૂં, અને સ્ત્રીઓ કરતાં પુરુષની સંખ્યા વધારે હોય તો માર્ગમાં અડચણો થોડી પડે છે. આઠથી દશેક માણસનો સંગ હોય તો વ્યાજબી

જ કહેવાય. જો સ્ત્રી વર્ગ સાથે બાળકો હોય તો વધારે નડતર થાય કારણ તેમને લીધે યાત્રા સંપૂર્ણ થવાનો સંભવ થોડો, પણ જો કદાચ હોય તો કંઈ તેને પડતા મુકાતા નથી. આપણી સાથે જે જે સંગના માણસો હોય તે સર્વથા એવા હોવા જોઇએ કે એકમેકને હરેક કાર્યમાં મદદ કરે, મન મળેલાં હોવા જોઇએ, અને ભિન્ન ભાવ શું છે તેની વ્યાખ્યા તો જાણતા જ ન હોય. તેમાં જો કોઈ સગુંવહાલું હોય ને રસ્તામાં જ કંઈ નજીવા કારણસર ઝઘડો થયો તો પછી સાપે છંછુદર ગળી, ન મુકાય કે ન ખવાય, મ્હારે પણ તેવું જ થયું હતું, માટે સંગમાં સાથે કોને કોને લઈ જવા તે પહેલાં સંપૂર્ણ વિચાર કરવો જોઇએ છે. હવે સામાન સાથે શું શું લેવો. આજે માયાળુ અંગ્રેજ સરકારના રાજ્યામલમાં આગગાડીના વાહનો થવાથી દૂર દેશોમાં પણ જે ચીજો જોઇએ તે મળી આવે છે, માટે સુજ્ઞ પુરૂષે પોતાની સાથે જેમ બને તેમ થોડો સામાન લેવો. વધારે સામાન સાથે લઇને તેના લગેજના નાહક પૈસા ખરચવા, તેના કરતાં જે ગામમાં જઇએ ત્યાંના ગોર યા ધર્મશાળાના રખેવાળ યા બીજા તેવા પાસેથી ભાડાનો સામાન લઈ લેવો, અને કામ થયે તે તેને પાછો આપી દેવો, એટલે આપણે કોઇ વાતે પંચાત જ નહિ. સાથે મનુષ્યની સંખ્યા હોય તેના પ્રમાણમાં ગાદલાના વિટા રાખવા, ટ્રંકો વિગેરેમાં પોતાના ઉમદા કપડાં વગેરે રાખવાં, અને તેમાં જોખમ ન હોય તો બ્રેકમાં સામાન નખાવી દેવો એટલે આપણે સંભાળવાની, કે ઠેક ઠેકાણે ગાડી બદલતી વખતે ઉપડાવવાની કડાકૂટ મટી જાય. જોખમની ચીજ આપણી પાસે જ રાખવી. આપણી સાથે ભાતાનો કરંડીઓ, ફ્રુટ, લીલો સુકો મેવો રાખવો. જે ગામથી નિકળવું તે ગામથી દૂધની પુરીઓ, ઘીમાં સાંતળેલું શાક, અથાણું, એવું ભાતું કરાવી લેવું. પાણીનો ચંબુ રાખવો, તેમ સાથે એક રૂપાનું ઘડીયાળ, લાલટેન યાને હાથ ફાનસ, દિવાસળીની પેટી, તથા મીણબત્તીનું બંડલ, ઓઢવાં પાથરવાનાં તથા ગરમ કપડાં, દવા, બેક ફાલતુ તાળાં, રેલવે ગાઈડ પણ રાખવી, અને ફોટોગ્રાફ પાડતા આવડતું હોય તો એક ન્હાનો હેન્ડ કેમેરા ઘણો કામનો થઇ પડે છે. સાથે એક ખાત્રિદાર માણસ કામકાજ માટે લેવો, કારણ રસ્તામાં તે ઘણો કામનો છે, જેમકે દેવદર્શન જવું હોય તો આપણો સર્વ સામન સંભાળવા તેને સોંપી દઇ બહાર જઇ શકાએ. મુસાફરીના થાકને લીધે જમવાનો નિયમ બરાબર રહી શકતો ન હોવાથી શરીર બગડી આવવાનો

થાય રહે છે, માટે ક્ષુધા, તાપ, તૃષા, અને થાક જેમ બને તેમ ન લાગે તેવા નિયમો યોજવા, અને જેમ અનુભવ મળતો જાય તેમ તે હરકતો સહેલાઇથી દૂર થઈ શકે છે. ગાડીમાં બેસતી વખત બિલકુલ ઉતાવળ કરવી નહિ, નહિતર લોકોની ગીરદીમાં અકળાવાથી હેરાન થવાય. બને ત્યાં લગણુ પોર્ટરો યા મજુરો સાથે કામ લેવાથી તેઓ ગાડીમાં આપણને સારી જગામાં બેસાડી આપે છે. તેમ જ સામાન પણ જો ઘણો હોય તો આપણે હાથે ઉંચકવાની કડાકૂટ કરવા કરતાં તેમને જ સોંપી દીધો હોય તો આપણે માથાફોડ મટી જાય છે. પણ કોઇ કોઇ મજૂરો તો એવા લુચા હોય છે કે સામનની તફડમચી કરી જાય છે, માટે તેની પાછળ આપણામાંથી એકે રહેવું. મજુરીનું પહેલ બિલકુલ કરવું નહિ. કામ થયે તેનાં વ્યાજબી પૈસા આપવા. પ્રથમથી જ ઠરાવવા જઇએ તો અડાવીને મોં માંગ્યા પૈસા ઓકાવે છે. સ્ટેશનથી બહાર નિકળ્યા કે ગાડીઓ ઘણી હોય તેમાંથી એકનું ભાડું ઠરાવી તેમાં સામન નખાવી આપણે બેસવું. દરેક સ્થળે ત્યાંના ગોર અથવા પંડ્યાઓ ચોપડા લઇને સામા આવે છે, અને આપણું નામ, ઠામ, ગામ, અને નુખ પુછીને કંટાળો આપે છે. જો આપણા પૂર્વજો જઈ આવ્યા હોય તો તેમણે માનેલા ગોરને આપણે કબૂલ કરવો, નહિતર સ્વસ્થ મને જવાબ આપવો, યા મૌન વ્રત ધારણ કરવું, અને પછી આપણને યોગ્ય લાગે તેને ગોર તરીકે સ્થાપવો.

મુકામે આવ્યા પછી રસોઇનો પ્રારંભ કરાવી દેવો. સ્નાન વિધિ સારૂ પંચ રત્નના પડીકાં સાથે જ રાખવાં. જે ધર્મકૃત્ય કરવાનું હોય તે ગોર કહે તે પ્રથમ સાંભળી લેવું. તેમાંથી સાર અસાર વિવેક બુદ્ધિથી જાણી લઇને કરવું. યોગ્ય જણાય તે યથાશક્તિ અને વિશ્વાસ પૂર્વક કરવું, દેવદર્શન કરવાં, અને ઇતિહાસમાં વિખ્યાત થયેલી અર્વાચીન અને પ્રાચીન દર્શનીય જગાઓ જોવી, તેનો ઇતિહાસ પૂછી માહિતી મેળવવી. મુસાફરીમાં બનતા લગી એકવાર જમવાની ટેવ રાખવાથી શરીર વધારે આરોગ્ય રહે છે. રાત્રે સૂતી વખતે દૂધ યા હલકો નાસ્તો કરી લેવો. દરરોજનો અહેવાલ પોતાની ડાયરીમાં નોંધી લેવો, જેથી કોઈ વખત સ્મૃતિમાંથી વિસ્મૃત થાય તો તેનું પુનરાવર્તન કરવા કરાવવા ઘણું કામ લાગે. બહાર ગામમાં જો આપણી ઓળખાણ હોય અથવા સ્નેહીઓ હોય તો તેમને પ્રથમથી જ કાગળો લખવા એટલે

આપણને, સ્ટેશનપર લેવા આવે ને પોતાને ત્યાં લઈ જઈ આપણી સારી બરદાસ્ત કરે. આપણે અજાણ્યા એટલે તે ગામમાં કેમ વર્તવું તેનો આપણને સારો રસ્તો બતાવે છે. ચાલતી વખતે ગોર મ્હોટી વિદાયગિરિ લેવા માટે અતિશયોક્તિ ભરેલી વાતો સંભળાવે છે, વળી કેટલાક તો ધર્મશાળા, સદાવ્રત, અન્નક્ષેત્ર બાંધી તેમને જ સોંપવા આગ્રહ કરે છે. પણ આપણે પોતાની શક્તિ અનુસાર દરેક કાર્ય કરવું. હદથી બહાર યા અંદર જવું નહિ, જેમ આપણા નામ અને શક્તિને છાજે તેમ વિવેક બુદ્ધિથી ધર્મ કૃત્યો કર્યા જવાં.

મ્હારા માનનીય પૂજ્ય પિતાશ્રી રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરે પરલોક પ્રયાણ સં. ૧૯૫૯ ના કાર્તિક માસના શુક્લપક્ષમાં વૈકુંઠ ચતુર્દશીના પવિત્ર દિને કર્યું (તા. ૧૪-૧૧-૧૯૦૨). તેમની પાછળ સાતે તડોની ૧૩૦૦ ઘરની સમસ્ત ક્ષત્રિયોની મ્હોટી ન્યાતને તથા સારસ્વત બ્રાહ્મણોને કાર્તિક વદ ૧૨ ને બુધવાર તા. ૨૬-૧૧-૧૯૦૨ ને રોજ ભોજન આપ્યું, અને તેજ દિને બપોરના બે બજેના સુમારે મ્હારે ત્યાં પુત્ર સંતતિનો જન્મ થતાં અદ્વિતીય અને અવર્ણનીય આનંદનો પાર રહ્યો નહિ, અને મ્હોટી ન્યાત જે જમી તેણે તથા તે પ્રસંગે ત્યાં આવેલા જ્ઞાતિ બંધુઓ તેમ જ ઇતર સંભાવિત ગૃહસ્થોએ આશીર્વચનોથી અને ધન્યવાદના ધ્વનિથી મને ખૂબ નવાજેશ કર્યો. સર્વ સ્થળે "એ તો રાવ સાહેબ દલપતરામ પાછા અવતર્યા" એમ કહેવા લાગ્યા. દેશાવરોમાં ખબર પહોંચતાને વાર મુબારકીના તાર અને પત્રોની વૃષ્ટિ વર્ષવા લાગી, અને આનંદ અશ્રુથી ગલિત થઈ આપણે પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી, તેનો આભાર પ્રદર્શિત કર્યો.

એ બધું ખરૂં, પણ સુખની પાછળ દુઃખ, અને હર્ષને અંતે શોક, એ કુદરતનો નિયમ છે, અને મ્હને હતભાગીને પણ એ નિયમનો અસહ્ય આઘાત, આબાદ વાગ્યો. મ્હારી ભવિષ્યની આશાલતાનું અંકુર થોડા વખતમાં જ કરમાઈ ગયું. એ પ્રિય પુત્ર ચાર મહિનાનો થઇ ફાલ્ગુન વદ ૫ ને બુધવાર, તા. ૧૮-૩-૧૯૦૩ ને રોજ પોતાના પ્રપિતાને જાણે મળવા ખાતર સદાને માટેની ભૂશય્યામાં નિદ્રાવશ થઈ ગયો, એટલે આપણે શોકાતુર મુખે વિવર્ણ બન્યા. ત્યાર બાદ મ્હારી પૂજ્ય વયોવૃદ્ધ માતુશ્રીનો, મ્હારો, તથા મજ ભગિની, તેમજ મ્હારી કુટુંબીની (જેણે મ્હારા અધુરાં

નહિ પણ સંપૂર્ણ હતભાગ્યથી પોતાના પાપ પુણ્યનો ચઢી ગયેલો હિસાબ આપવાને પરમેશ્વરના પવિત્ર દરબારમાં આ બેવફા મતલબી દુનિયાનો હમેશને માટે ત્યાગ કર્યો છે.), એ સર્વેનો મક્કમ ઈરાદો એવો થયો કે આપણે સર્વ કુટુંબે મ્હારા પૂજ્ય પિતાજીની પાછળ પવિત્ર યાત્રા કરી તેમની યમુનાજીના તીરે વર્ષી વાળી ગયાશ્રાદ્ધ કરવું. બોલવું સહેલ પણ કરવું તો કઠિન, કારણ ઑફિસોના અને બીજા અનેક કાર્યોની જવાબદારી તેમજ પોતાના ખાનગી ધંધાનાં કાર્યો અને ઘર સંબંધી પડતી અડચણો, માળાઓની દેખરેખ તથા તત્સંબંધમાં મ્યુનીસીપાલીટી તથા બીજાં ખાતાંઓ સાથે ચાલતી ભાંજગડ, વ્યાપાર સંબંધી વ્યાવહારિક કામોની ઉઘરાણીઓ, એ ઉપરાંત પાછળની વ્યવસ્થા શી રીતે કરવી, ચઢી ગયેલાં કામો તાકીદે કેવી રીતે ઉકેલવાં, અને ઘરનું જોખમ ક્યાં મુકવું, વિગેરે વિગેરે હજાર તરેહની વ્યથાનું જૂથનું જૂથ એકની પાછળ બીજું એમ સઘળું લશ્કર સન્મુખ આવી ઉભું. પરંતુ દૃઢ અને સાવધ મને હિમ્મતથી સર્વેનો ઝપાટામાં નિકાલ કર્યો. ઑફિસના તેમજ મારા ખાનગી કાર્યો હાથ ધરી તે સર્વે સત્વર પુરાં કર્યાં, અને આવતા કેટલાએક માસ સુધી અડચણ ન પડે તેમ કામ ઉકેલી નાંખી, ચાલુ કામનો બંદોબસ્ત કર્યો. બીજા મ્હારા પોતાના કામની વ્યવસ્થાનું કામ એક વણિક ગૃહસ્થે મ્હોટી ખુશીની સાથ ઉપાડી લીધું, તેને તથા મારા પોતાના માણસને કામોની સોંપણ કરી, અને ઘરનું જોખમ સર્વ મુંબાઈ બેન્કમાં અનામત મૂક્યું.

હવે મનપરથી ચિન્તાનો બોજો ઓછો થયો એટલે યાત્રાની તૈયારી કરવા માંડી. જે જે સામન જોઇતો હતો તે કેટલોએક ખરીદ્યો ને કેટલોએક ઘરમાંથી કાઢ્યો. પેટીઓ, પોટલાઓ, ગાદલાંઓ, વિગેરે સામનનો ભાર પણ ધારવા કરતાં વધારે થયો, અને અમો સર્વ ઘરકુટુંબને ઉમરાસહ તા. ૩૧ મી જુલાઈ, સને ૧૯૦૩ દિને બપોરના સવાબાર બજે મેઘરાજાની ગર્જનાના સંપૂર્ણ આશીર્વાદથી મારમારની વર્ષતી વૃષ્ટિમાં ઘેરથી રવાના થયા. હવે ઈશ્વર સ્તુતિ કરી મ્હારી કથાનો પ્રારંભ કરીશ.

॥ श्री गणेशाय नमः ॥

नारायणं नमस्कृत्य नरं चैव नरोत्तमम्।
देवीं सरस्वतीं चैव ततो जयमुदीरयेत् ॥

રવાના થતી વખતે શ્રીફળો, લક્ષ્મી, તથા પુષ્પની ભેટોના શુભ શકુનો થયાં, એ રીતે કોલાબાના સ્ટેશને જઈ પુગ્યા. સ્ટેશનપર વળાવવાને મેશર્સ. અરદેશર હોરમસજી ચીનાઈ, પેસ્તનજી સોરાબજી, હરિલાલ જગન્નાથ, મોતીચંદ દેવચંદ, સુંદરદાસ પીતાંબર, હરીભાઈ ધરમાસિંહ, છોટાલાલ મોતીલાલ, ચુનીલાલ જગજીવનદાસ, ત્રિભુવનદાસ મહાસુખરામ, હરજીવન મોતીચંદ, ગોવર્ધનદાસ લછમનદાસ, ચતુર્ભુજ જેચંદ, હરિલાલ નરોત્તમદાસ, શિવશંકર ભીખાભા, વરજીવનદાસ નારણદાસ, હરગોવન શિવશંકર, ધરમદાસ જીણાભાઇ, જેરામ રૂડાભાઈ, વિગેરે હતા. મ્હારા મિત્રોએ હારતુરાઓ એનાયત કરી અમારી યાત્રા સફળ ઇચ્છી હતી, અને કેટલાએક દાદરના સ્ટેશન સૂધી વળાવવા આવ્યા હતા. અમારો કુલ્લે ૭ જણનો સંગ હતો. પૂજ્ય માતૃશ્રી દેવકોરમા, ભગિની તુલજાગૌરી, હું પોતે, મ્હારી સ્ત્રી મહાલક્ષ્મી, મ્હારી માસી પુરીબાઇ, તથા એક માણસ નામે મહોબત.

તા. ૧–૮–૧૯૦૩ ને રોજ સવારના પાંચ વાગતે આણંદ પુગતાં પેટલાદથી પારેખ ગોરધનદાસ દામોદરદાસ સામા આવ્યા. આણંદના ટીકીટ માસ્તર ગીરજાશંકર ભોળાનાથને ત્યાં સ્નાન વગેરે કરી ગોધ્રા રતલામ લાઇનમાં બેઠા. મથુરાજીના ચોબાઓ અત્રેથી અમોને લાગુ પડ્યા. આ ડાકોર જવાની લાઈન છે તેથી રસ્તામાં રણછોડરાયનાં પગલાં તથા દેવળની ધ્વજાનાં દર્શન થયાં. વરસાદ આખો વખત પડવાથી મહી નદીમાં ૧૭ ફીટ પાણી ચઢી ગયાં, ને ગાડી સેવાલીઆને સ્ટેશને અટકી પડી. અમોને બે દિવસ સેવાલીઆમાં ખોટી થવું પડયું. તેથી ત્યાંના સ્ટેશન માસ્તરને ત્યાંજ જમવા વિગેરેની મેમાનગીરી સ્વીકારી. વેટીંગ રૂમમાં અમારી સાથે અમદાવાદના સોલોમન દાકતરનો ભાઈ જેમ્સ તથા રેલવે ઇન્સપેકટર મી. બ્રોડી હતા. બપોરના સમાચાર મળ્યા કે પાણી વધતું જાય છે. સાંજના ટ્રેન આવી. ટ્રૉલીમાં બેસીને સાહેબ મહી નદી જોઈ આવ્યો તો ૧૬ ફીટ પાણી ચઢેલાં તેણે દીઠાં, ને કાલે ઓસરશે એમ જણાવ્યું. હવે ટ્રાફીક ઇન્સ્પેકટર મી. લિનકન આવેલો હોવાથી અમને જગા ખાલી કરવાનું ઠર્યું હતું. પણ તેને મળીને કારણ સમજાવતાં અમને ત્યાં જ રહેવા દીધા, અને પોતે પ્લાટફાર્મ પર જ સૂતો, ત્યાં સર્પ નિકળતાં તેને તેણે મારી નંખાવ્યો. તેની સાથે મોડી રાત સૂધી વાતો થઇ તેમાં તે

બહુ ખુશી થયો, ને વડોદ્રાની તેની કેમ્પમાં આવવા મને કહ્યું. રાત્રિના તાર આવ્યો કે પાણી ૧૪ ફીટ પરથી ૧૨ ફીટ ઉતર્યાં છે. બીજે દિને (તા. ૨–૮–૧૯૦૩) સવારના નવ વાગે ટ્રેન આવી તેમાં બેઠા, પણ ટ્રેનની એ દિવસની રોકાણને લીધે ગડદી બહુ થઈ. ગાડીમાં રા. બ. ખંડેરાવ ચિમનરાવ બેદારકરના ભાઈ બાબુરાવ તથા પિતાશ્રીના મિત્ર રાધણપોરના છગનલાલ દલપતરામ પણ એક ડબામાં સાથે થઈ ગયા. ગોધ્રે જતાં રસ્તામાં ડુંગર ઘણો છે, અને વરસાદને લીધે ગાડી હળવે હળવે ચાલી, ને રતલામ સાંજના સાડા પાંચ વાગે પુગ્યા. તેટલે ચિતોડની ગાડી નિકળી ગઈ, એટલે વેટીંગ રૂમમાં ગયા. અત્રે મુંબઇના હાલાઈ ભાટીયા નામે મથુરાદાસ ગોકળદાસ કાપડીયા સાથે પિછાન થઇ. પવિત્રા અગીઆરસ પર શ્રીજી પહોંચાય તેટલા માટે સ્પેશ્યલ ટ્રેન કરવાનો તેની સાથે વિચાર કર્યો. તે બાબતસર માસ્તરને મળી પૂછતાં રૂ. ૯૦૦) પડે, જે રકમ ભારે હોવાથી વિચાર માંડી વાળ્યો ને રાત ત્યાં જ રહ્યાં. તા. ૩–૮–૧૯૦૩ ની સવારના પાંચ વાગે રતલામથી ચિતોડની ગાડીમાં બેઠા. એ સાંકડા ગેજની ગાડી હળવે હળવે ચાલે. રસ્તામાં જાવરા સ્ટેશને તે ગામનો નવાબ મોટા ભપકામાં આવ્યો. જાવરા ગામ ન્હાનું પણ સારૂં છે. ટ્રેન બપોરના ૧।। વાગે ચિતોડ પુગી ને વેટીંગ રૂમમાં ઉતર્યા. અત્રે સ્ટેશન માસ્તરને મળી તાર કરાવી સ્પેશ્યલ ટ્રેનનું નક્કી કર્યું. માવલીના ભંડારીને પણ તાર મોકલી બંદોબસ્ત કર્યો, કે "અમારે આવતી કાલે સં. ૧૯૫૯ શ્રાવણ શુદિ ૧૧ ને દિને શ્રીજીને પવિત્રાં ચઢાવવાં છે. ચોરીના ભોથી રાતના ગાડાં ચાલી શકતાં નથી તે માટે આરબ વગેરે ભોમીઆ સીપાઈ રાતના સાથે રહેવા જોઇએ." એવો બંદોબસ્ત કરાવ્યો, ને ૫૦ ગાડાં સ્પેશ્યલ ટ્રેનના પેસેન્જરો માટે તૈયાર કરાવ્યાં. પેસેન્જરોમાંથી સ્પેશ્યલ ટ્રેન માટે કેટલાએકોએ વધારાના ચાર્જના પૈસા આપ્યા, અને કેટલાએક ગરીબો પાસેથી તેમ જ બ્રાહ્મણ ચોબાઓ તથા સાધુઓ પાસેથી લીધા નહિ. ચિતોડથી માવલી ૪૫ માઇલ રૂ. ૨।। લેખે તથા એન્જીનના પાવરનો બે કલાકનો રેલવે ખર્ચ થાય તે સઘળો અમો ચાર ભાગીદારો વચ્ચે ભાગે પડતો આપવાને કબૂલ કર્યો. ખર્ચ બાદ કરતાં છેવટે રૂ. ૧૫૦) વધારે બેઠા. ચિતોડગઢનો કિલ્લો જોવા લાયક છે. ઉપર ગામ વસેલું છે. ચિતોડ રાતના ૮ વાગે મારમારના વરસાદમાં પુગ્યા. ત્યાંથી અમોએ ખટારા કીધા. તેની તથા કસ્ટમ વગેરેની ખટપટ પુરી કરતાં રાતના ૧૨ વાગે ગાડાં હંકાર્યાં. સંગાથ ઘણો

હતો. રાતના આ રસ્તે ચોરની ધાસ્તી માટે ચાર તલવારવાળા ભોમીઆ આરબ ભંડારીએ આપ્યા. માવલીથી ૭ા માઇલના ખડબચડા ખાડાવાળા રસ્તે ઉંચેનીચે પછડાતાં તા. ૪–૮–૧૯૦૩ ને દિને સવારના ૭ વાગે શ્રીનાથદ્વારા જેમ તેમ આવી પુગ્યા. એ રસ્તો બહુ જ ખરાબ છે.

---

## શ્રી નાથદ્વારા તથા કાંકરોળી.




બઈથી માવલી ૫૯૬ા માઇલ થાય છે, અને તેની ત્રીજા વર્ગની ટીકીટનાં રૂ. ૭–૧૦–૬ પડે છે. માવલીનો રસ્તો ખરાબ હોવાથી કેટલાએક ઉદેપુર જઇ ત્યાંથી ૩૫ મૈલ પાકી સડકે શ્રીજી આવે છે. પણ તે મોટો ચકરાવો પડે છે. રેલવેમાં માવલીથી ઉદેપુર ૨૪ મૈલ છે, તેના ચાર આના, અને ચિતોડગઢથી ઉદેપુરના રૂ. ૦ાા=ાા ટીકીટના પડે છે.

આજે (તા. ૪–૮–૧૯૦૩) સં. ૧૯૫૯ ની શ્રાવણ શુદિ ૧૧ હતી, તેથી તુરત અમોએ સ્નાન કરી **શ્રીજી**ને એકેક શ્રીફલ તથા રૂ. ૧) દરેકે ભેટ કરી, અને પવિત્રા લઈ શ્રીનાથજીને ચઢાવ્યાં, ને મીસરી ધરાવી. જગા લાધાની ધર્મશાળામાં ઉતારો કર્યો. ત્યાં બીજી ગોકલદાસ તેજપાલની ધર્મશાળા છે. પણ આ સૌથી શ્રેષ્ટ છે, અને સગવડ સારી છે. અગીઆરસ હોવાથી તે દિને ફરાળ કર્યું. ત્યાં શ્રીજી ઉપરાંત નવનીતલાલ, મદન ગોપાળ, વનમાળીજી, વિઠ્ઠલેશજી, વગેરેના મંદિરો છે, ત્યાં સમય સમયનાં દર્શન કર્યા.

તા. ૫–૮–૧૯૦૩ ને રોજ સવારના સ્નાન કરી શૃંગારનાં દર્શન કર્યા, પછી * સમાધાની **જોશી** દયારામ ગિરધર મિસર જે લોકોને ઓળખી લેવામાં તથા મધુર વાકચાતુરીથી કૃષ્ણભંડાર વધારવામાં બહુ કુશળ છે તેની પાસે ગયા, ને સેવા કરવાની વાત ચલાવી. આગળ પાછળની વાત મ્હારી પાસેથી જાણી લઈ મને સાંજના બોલાવ્યો. સાંજના ગયો તો કહે સવારના વાત. ત્યારે મેં

* ત્યાં હાલમાં સમાધાની તેઓ નથી પણ સમાધાની હરિવલ્લભજી છે.

જાણ્યું કે હવે આપણે કહેવું પડશે. બીજે દિને હું ગયો તો કહે સાંજે આવજો, મેં કહ્યું કે સવાર સાંજ કરો તે ઠીક નહિ. ત્યારે મને કહે કે "તમારી ઓળખ આપો" એટલે મેં કહ્યું કે ઓળખની અમારી જરૂર નથી. અમારે કરવું હશે તેથી ઓછું યા વધારે કરવાના જ નથી, એટલે તેને અમારી ખાત્રી થઈ ગઈ અને ચોપડો મારા ખોળામાં તરત મૂકી દીધો, ને કહ્યું કે તમને શ્રીજી બુદ્ધિ આપે તે ભરો. પછી રાજભોગ રૂ. ૨૦૧) નો કરાવ્યો. રાજભોગ જો રૂ. ૧૨૫) નો કરે તો તેમાં શ્રીનાથ, નવનીતલાલ તથા મહારાજની ભેટ, સાદો પટકો વગેરે આવી જાય છે, ને રૂ. ૨૦૧) કરે તો નવ ઠેકાણેની ભેટ. જેમકે શ્રીનાથજી, નવનીત મહારાજ, બેટીજી તથા બીજાં મંદિરો વગેરે, અને રૂપેરી પટકાનું ઉપરણું મળે છે. રૂ. ૨૦૧) થી તે ૧,૦૦૦) ભરનારને પણ તે જ પ્રમાણે મળે છે, તેથી પહેલી રકમ આપણે ભરી આપી. સમાધાની બહુ ખુશી થયો. તા. ૬-૮-૧૯૦૩ ને દિને પિતાશ્રીનો આસિસો હતો, તેથી બનાસ નદીને તીરે વિષ્ણુદત્ત નામના વિપ્ર પાસે શ્રાદ્ધ કરાવ્યું. તા. ૭ મીએ રાજભોગ હતો એટલે અમને ભીતર લઇ જઇ મહાપ્રસાદના સર્વે જાતના પકવાનના દર્શન કરાવ્યાં, પછી ધ્વજા ચઢાવવા ઉપર ગયા. ધ્વજાના રૂ. ૧૦) જુદા લે છે, પણ આપણે કપડું આણ્યું હતું. ૧૦ વાર કપડું જોઇએ છે તેના પર રૂપેરી સોનેરી પટી લગાડે છે. ધ્વજા સાત હોય છે. નવી ચઢાવે ત્યારે જુની ઉતારી લે છે. શ્રીજીના મંદિરનું છાપરૂં તદ્દન સાદું છે ને તેવામાં જ રહેવું તેને ગમે છે. ઉતારે આવ્યા એટલે રાજ ભોગની સખડી અને અણસખડીના પ્રસાદો મંદિરમાંથી ઉપરા ચાપરી આવવા લાગ્યા. રાજ ભોગની વાત જેમ જેમ ફેલાઇ તેમ તેમ બીજા મંદિરોના માણસો તથા ચોબા, અને અન્ય બ્રાહ્મણ વર્ગના ટોળે ટોળા માગવા આવ્યા, તે એટલે સુધી કે આપણો કેડો ન મૂકે ને રંજાડવા લાગ્યા, એ રીતે આખો દિવસ ગયો. તા. ૮-૮-૧૯૦૩ રોજ નવનીતલાલજીમાં મહા પ્રભુજીની બેઠકના દર્શન સમાધાનીએ કરાવ્યાં, અને રૂપેરી પટાનો મજાનો રંગેલો પટકો બાંધ્યો, અને તેવો જ રંગેલો રૂપેરી સાળુ તથા ઉપરણા સર્વે કુટુંબને પહેરાવી સમાધાનીજીએ આશિર્વાદ આપ્યો.

જ્યાં સુધી રજાની ચિઠ્ઠી મળે નહી ત્યાં સુધી ગામ છોડી જવાનો હુકમ મળતો નથી. તેથી તા. ૯-૮-૧૯૦૩ ને રોજ આપણે

રજાની ચિઠ્ઠી કરાવી લીધી. અત્રેથી ચુડા, છબીઓ વગેરે લીધાં; ગોકળ આઠમ નજીક આવતી હોવાથી માણસ વધવા લાગ્યું. હમણાં હિંડોળાના દર્શનની ધામધુમ ઠીક થતી હતી.

તા. ૧૦ મીને રોજ સવારના કાંકરોળી જે શ્રીજીથી ૭ ગાઉ થાય છે ત્યાં જવા રવાના થયા. માવલીના રસ્તા કરતાં આ રસ્તો સારો છે. ડુંગરાળો પટ આવે છે ત્યાં રસ્તો ખરાબ છે. રસ્તે જતાં બનાસ નદી તથા એક ગાઉ ઉપર ખારી નદી આવે છે. ખારી નદીના બે ફાંટા ફૂટે છે. આગળ જતાં એક તળાવ આવે છે. વરસાદ સારો થવાથી પાણીની ટાંચ નહોતી. વળી આગળ ચાલતાં વડાળા ગામ તથા બે ન્હાની ધર્મશાળા નજરે પડે છે. ઝાડની ઘટા નીચે ચોતરા પર છાયાને લીધે લોકો અત્રે આરામ લે છે. ત્યાં કૂવો પણ છે. બપોરના એક વાગે કાંકરોળી પૂગ્યા. ત્યાં તળેટી પરની શા. હુરગોવનદાસ નામના ગૃહસ્થે બંધાવેલી ધર્મશાળામાં ઉતર્યા. ત્યાં જગાની છૂટ તથા હવા પાણીની સગવડ સારી છે. પાસે મહારાજના બગીચામાં સેલોર વાવ છે તેમાં સ્નાન કરી ડુંગર ઉપર દ્વારકાનાથનું મંદિર છે ત્યાં દર્શન કર્યાં. ત્યાં બીજી ધર્મશાળા છે તેમાં ફક્ત ૧૨–૧૫ ઓરડીઓ છે, ને જગા સ્વચ્છ નથી. છોટા દ્વારિકાધીશ તથા મથુરાધીશના મંદિરોમાં પણ દર્શન કર્યાં. અત્રે દર્શનનો કંઈ ચોકસ ટાઇમ નથી, જ્યારે વૈષ્ણવો એકઠા થાય છે ત્યારે દર્શન ખોલે છે. પછી સમાધાની પનાલાલ પાસે ગયા. સેવા પતાવી નીચે ધર્મશાળામાં આવી ભોજન કર્યું. અહીંનું કાંકરીઆનું તળાવ બાર કોસ ફરતું બહુ જંગી છે ને તેમાં પાણી ચીકાર હતું. અત્રે અમારામાંથી કેટલાએકની તબીયત બહુ બગડી ને હાનિ પણ પહોંચી. તા. ૧૧ મીને રોજ કાંકરોળીથી નિકળ્યા તે સાંજના ૬ વાગે શ્રીજી પૂગ્યા. તે દિને શ્રીનાથના નાકાબહાર લાલબાગમાં મેળો હતો તેથી ઘણા મારવાડીઓ સારાં સારાં કપડાં પહેરીને બહાર નિકળેલા નજરે પડતા હતા. શ્રીજીના ગામમાં બનાસ નદીપર બે બગીચા, શ્રીજીનો મોતી મહેલ, શંકરનું દેવાલય, તથા બે કૂવા છે. એ કૂવામાંથી શ્રીજીમાં પાણી જાય છે. બીજું કોઇ લેતું નથી. ધર્મશાળા પાસે એક કુંડ સારો છે, તથા એકાદ ગાઉને છેટે નથુવાસ એટલે ગૌશાળા છે. શ્રીજીના રથ, હાથી, ઘોડાર, વગેરે પણ છે. તે શિવાય લક્ષ્મી-

નારાયણ તથા નીલકંઠ મહાદેવનાં મંદિરો, તથા નવારાબાગ જોવા જેવા છે. કહે છે કે નીલકંઠ મહાદેવ શ્રીજીની સાથે આવેલા છે.

અત્રે ચિત્ર રંગવાનું કામ પણ સારૂં થાય છે, અને સમાધાનીએ ચિત્રકાર **ગાશીરામ** હુરદેવ પાસે શ્રીજી સન્મુખના અમારા ફોટોગ્રાફ લેવડાવ્યા, અને તે માટે સજ્જ થવાને જોઇતો શૃંગાર સમાધાનીએ પોતે આપ્યો, અને તે ગ્રુપની એક મ્હોટી છબી, તથા પિતાશ્રીની, માતૃશ્રીની, તથા બ્હેનની દરેકની છબીઓ મ્હોટી રંગિત કરાવી. અમદાવાદ મીલવાળા શેઠ **મંગળદાસ ગિરધરદાસ** પણ અમારી પડોશમાં ઉતર્યા હતા. તેમની સાથે ઘણું માણસ હતું. તેમ જ દરરોજ સ્ટેશનથી ૩૦–૪૦ ગાડાં યાત્રાળુ ભરીને આવે, ને ૭૦૦ માણસ માવલીના સ્ટેશને વગર ચાડીકાને લીધે પડ્યું હતું. આથી કરીને દર્શનમાં માણસો ચગદાઈ જાય એટલી ભીડ થવા માંડી.

ત્યાં ધોળી લાદીએ જડેલો મોટો ઓટલો છે તેને **"ધોળી પટીઆં"** કહે છે. ત્યાં ફૂલ, છબી, ઇત્યાદિ વેચનારાઓ બેસે છે, તથા ટપાલના કાગળો ટપાલીઓ ત્યાં જ લઇને બેસે છે, જેની પાસેથી સર્વ પોત પોતાના પત્રો લઇ જાય છે. કમળ ચોકમાં સ્ત્રી પુરૂષો લલકારીને કીર્તનો ગાવા મંડી પડે છે:—

શ્રીજી મેરા એસા રસીઆ, મુજે બોલાવે ઘડી ઘડી. ટેક.
મોર મુકુટ પીતાંબર સોહે, બંસી બજાવે વહાલો તાન ભરી. શ્રીજી૦ ૧
સખી સખીઅનમેં રાસ રચ્યો હે, દર્શન દેવે વહાલો ઘડી ઘડી. શ્રીજી૦ ૨
દોડ દોડ દર્શનકું જાવે, ઝાપટ વાગે તડા તડી. શ્રીજી૦ ૩
ચાર ચોકકો છપર બનાયો, આપ બિરાજે વહાલો છપરતરી. શ્રીજી૦ ૪
નંદદાસ પ્રભુકી છબી નિરખત, શ્રીજીકે ચરણમેં જાય પડી. શ્રીજી૦ ૫

---

મેવાડમાં, સિંહાડમાં, પહાડમાં રે, મ્હારો શ્રીજી બિરાજે મેવાડમાં. ૧ ટેક.
વ્રજ છોડીને વહાલો મેવાડે પધાર્યા, દર્શન આપે છે લાડમાં રે, મ્હારો૦ ૨
અજબ કુંવરીને કાજે પહાડમાં પધાર્યા, એવા આનંદી લાડલા રે, મ્હારો૦ ૩

---

ચાલો તો શ્રીજી જઇએ રે, શ્રીમુખ સુંદર જોવાને.
આવો તો તત્પર થઇએ રે, શ્રીમુખ૦ ૧
મને ઘરમાં લાગે ઘેલું રે, શ્રીમુખ૦
હું તો કાંઈ નવ સમજું પેલું રે, શ્રીમુખ૦ ૨
હું તો ઘરનો ધંધો ભૂલી રે, શ્રીમુખ૦
હું તો અંગો અંગે ફૂલી રે, શ્રીમુખ૦ ૩

મને ભુખે ભોજન નવ ભાવે રે, શ્રીમુખ૦
સેજડીએ નિદ્રા નવ આવે રે, શ્રીમુખ૦ ૪
મ્હારે કામ સકામે ધસીયું રે, શ્રીમુખ૦
જશોદાજીના પ્રાણુ આધાર રે, શ્રીમુખ૦ ૫
મગન થઈ મદ વસીઓ રે, શ્રીમુખ૦
મીલે નંદજીનો લાલ રસીઓ રે, શ્રીમુખ૦ ૬.

આ સ્થળમાં સર્વેનાં મન એવાં તો પવિત્ર હોય છે કે ઐક્યભાવ, અને શ્રીજી પ્રત્યે ઐશ્વરી પૂજ્ય ભાવમાં તેઓ તલ્લીન થયેલા હોય છે, તેમ જ શ્રીજીની પ્રતિમા પણુ એવી આબેહુબ છે કે તે નિહાળતાં મન ધરાય જ નહિ.

આજે (૧૬-૮-૧૯૦૩) ગોકુલ આઠમ હતી. સવારના મળસ્કાના ઉઠયા હતા. ગરદીનો પાર ન હતો. મંદિરના કમળચોકમાં પણુ માણુસ ચીકાર ભરાયું હતું. અમે કીર્તનીઆ ગલીમાંથી જઇ ભીતરથી દર્શન કર્યાં. આજે રાતના ૭ા વાગે ઉત્થાપન, ૧૦ વાગે ભોગ થયા, ને રાતના ૧૨ વાગે ભગવાનનો જન્મ થતાં તોપનો બહાર થયો. રાતના જન્મના દર્શન ફક્ત ૨૦૦) માણુસોને જ થયાં હશે. નિજમંદિરમાં અમોને સારી રીતે દર્શન થયાં.

(૧૭-૮-૧૯૦૩) નોમને દિને માટલામાંથી હળદર મેળવેલા દહીંનો છંટકાવ થવા લાગ્યો, અને સમાધાની વિગેરે કીર્તન કરતા ગરબીના આકારમાં નૃત્ય કરવા લાગ્યા. મને પણુ સમાધાનીએ હાથ પકડી ઘસડી લઈ પોતાની સાથે ચક્કરમાં ફેરવ્યો, ને ઉપરથી દહીંના છંટકાવથી મ્હારાં કપડાં તો લચકાબોળ થઇ ગયાં. કેટલાકો પડે ને ઉભા થાય. એ ધમાચકડીનો ચિતાર તો કોઈ કુશાગ્રબુદ્ધિનો કવિ હોય તે જ લખી શકે. તા. ૧૯-૮-૧૯૦૩ ને રોજ સવારના નાહી ધોઈ દર્શન કરી રવાના થવા માટે સમાધાનીજીની આજ્ઞા લીધી. શ્રીજીના પ્રસાદના પાર્સલ પાછળથી મોકલી આપીશ એમ તેમણે કહ્યું. અમોને પુષ્કરજીના તથા પ્રયાગના ગોર પણુ અત્રેથી જ લાગુ પડ્યા. અમે શ્રીજીથી સવારના ૮ા વાગે ઉદયપુર જવા નિકળ્યા. શ્રીજીથી ઉદેપુર સૂધી ૩૫ માઈલની પાકી સડક બાંધી છે. રસ્તામાં આસરે ૧૫ માઇલને છેટે એકલિંગી મહાદેવનું ભવ્ય સ્થાન આવે છે. ત્યાં બપોરના દોઢ વાગે પૂગ્યા.

---

## એકલિંગી મહાદેવ.


દયપુર દરબારે બંધાવેલી ધર્મશાળામાં ઉતર્યા. અત્રે કુટેશ્વર અથવા ધારેશ્વર મહાદેવનું સ્થાનક સુંદર છે. ત્યાં ગૌમુખમાંથી પાણીનો ઝરો વહે છે, તેમ જ ઇન્દ્રસાગર નામનું મોટું તળાવ છે. ત્યાં મહાદેવ, લક્ષ્મી, ગણપતિ વગેરેનાં દેવળો છે પણ તેની કોઈ પૂજા કરતું હોય એમ લાગતું નથી. તેની પાસે એક બગીચો છે ત્યાંથી વનવાસિની દેવીનું મંદિર જોયું. એમ કહે છે કે મેવાડના રાણાને એકલિંગી મહાદેવે રાજ અપાવ્યું છે. એ મંદિર બહુ વિશાળ છે, તેમાં પથ્થરની કારીગરી બહુ સારી કરી છે. સુવર્ણ કળશ છે ને ચાર સુવર્ણની ધ્વજા છે. મહાદેવ ઉપર પણ સુવર્ણનું છત્ર છે. આજુબાજુ સેંકડો ન્હાનાં મોટાં મંદિરો છે. એક દહેરૂં મીરાંબાઇનું બંધાવેલું છે. કાળકા માતાનું મંદિર છે. સોમવારે મોટા ઠાઠમાઠથી મહાદેવની પૂજા કરી સણગાર સજવામાં આવે છે. નન્દીને પણ સુવર્ણના શૃંગ તથા કડાં સાંકળાં પહેરાવે છે. એ પંચમુખી છે. મહાદેવની ત્રણ આંખ તથા ચાર મુખ આજુબાજુ અને એક મુખ વચમાં છે. શ્યામ વર્ણના છે. તેના પણ સમય સમયનાં દર્શન થાય છે. અમે ગયા ત્યારે ફૂલ, કમળ, ચંદન વગેરેથી એવી શૃંગારની રચના કરવામાં આવી હતી કે તેનું રૂપ ખરેખર અલૌકિક, જે કોઈ દિન જોયેલું નહિ એવું માલમ પડયું હતું. શંકરનો પ્રસાદ લેવો જો કે વર્જિત છે તો પણ અત્રે લેવામાં બાધ નથી. અહિં તો ગુંસાઈ અથવા ભોપી સોનેરી મ્હોટી ચાંચની ટોપી તથા સોનેરી વસ્ત્રો પહેરી પૂર ભપકામાં દરરોજ પૂજા આરતી કરે છે, જોવા લાયક છે, તથા એક માણસ સ્ત્રીના વેષમાં નૃત્ય કીર્તન કરે છે. એ ભોપી જે માલેક કહેવાય છે તેની આજ્ઞા વગર રૂદ્રી થતી નથી. જ્યારે સાંજના મસાલ વગેરેના પૂર ભપકાથી તે બહાર નિકળ્યો તેવા જ તેની પાસે જઇ રૂદ્રીની આજ્ઞા લઈ આપણે રૂદ્રીઓ કરાવી.

## ઉદયપુર.



તા. ૨૦-૪-૧૯૦૩ ને રોજ મળસ્કે ત્રણ વાગે ઉઠી **એકલિંગીથી** રવાના થયા, તે ૧૦॥ વાગે ઉદયપુર આવી **રાય પનાલાલ દિવાનજીના** મકાનમાં ઉતારો કર્યો. મ્હારા વિદ્યાગુરૂ પંડિત **રાવબહાદુર ગૌરીશંકર હીરાચંદ ઓઝા** અત્રેના **વિકટોરીઆ હૉલ** તથા **મ્યુઝીઅમના** સુપરિન્ટેન્ડન્ટ છે તેમણે એ બધી વ્યવસ્થા અમારે માટે કરાવી હતી. તેમ જ ત્યાંના વૈદરાજ રવિશંકરે પણ અમારી બરદાસ્ત સારી કરી હતી. અત્રે **"સર્વજન સુખનિવાસ"** નામનો બગીચો બહુ સુંદર છે, અને મુંબઇના વિકટોરીઆ ગાર્ડન્સ જેવો છે, તેમાં ઝાડપાનની રોનક મનોહારક છે, અને તેને ઇંગ્લીશ સ્ટાઇલિમાં રાખવામાં આવ્યો છે. તેમાં વળી જાત જાતના જાનવરો, પક્ષીઓ, પ્રાણીઓ, વાઘ, રીંછ, ઇત્યાદિ રાખવામાં આવ્યાં છે. એ બગીચાની અંદર એક મ્યુઝીઅમ તથા વિકટોરીઆ હૉલ છે. મ્યુઝીઅમમાં જૂના લેખ તથા મેવાડના અસલ ઇતિહાસના પથ્થરના લેખ તથા પાળીઆ, મેવાડની જાતજાતની પાઘડીઓ, સિક્કા, તથા સીઝર, હોમર, વગેરેનાં પુતળાંઓ છે. પંડિતજી ગૌરીશંકરને જૂના લેખનો શોખ સારો હોવાથી તેમાં ઘણી જાણવા જોગ જૂની ચીજોનું સંગ્રહસ્થાન કરવામાં આવ્યું છે. હૉલ પણ ઇંગ્લીશ તથા અસલની ગ્રીક સ્ટાઇલપર બાંધેલો છે. તથા વિકટોરીઆ મહારાણીનું સ્ટેચ્યુ (પુતળું) વિલાયતથી રૂ. ૩૨,૦૦૦)ની કિમ્મતે બનાવી મંગાવી તેમાં મૂકવામાં આવ્યું છે. વિકટોરીઆ હૉલમાં એક લાયબ્રરી છે જેમાં પણ ઘણા સારા પુસ્તકોનો ભંડાર છે, એ સઘળું જોઇ રાત્રે ઉતારે આવ્યા.

**પંડિતજી ગૌરીશંકરજી** તા. ૨૧-૮-૧૯૦૩ ને દિને ઉતારે આવ્યા તેમની સાથે **દિવાન ફતેહલાલજી પનાલાલજીને** મળવા ગયા. તેમણે ઉભા થઈ રજવાડી વિવેકમાં અમારો અચ્છો સત્કાર કર્યો. મી. ફતેલાલજી સંસ્કૃતના શોખિન અને ઘણા જ સાદા છે. તેમણે પોતાની પ્રાયવેટ લાયબ્રેરી દેખાડી. તથા શ્રીજીના સમયસમયના ઉમદા પિક્ચરો દેખાડ્યાં. ઉદયપુરનો રાજમહેલ, તળાવ અને લાખોટા જોવાનો તેમણે બંદોબસ્ત કરાવી આપ્યો. તે જોવા અમો બપોરના એક વાગે ગયા. એ તળાવ સાતેક ગાઉના ઘેરાવા જેટલું મ્હોટું છે, ને તેની વચમાં ચાર લાખોટા યાને જળ મહેલ

છે, જે જોવા જવા અમો નાની બોટમાં બેઠા. પહેલાં અમે "**જગમંદિર**" નામનો લાખોટો જોવા ગયા. તેમાં કુદરતી લીલાનું અનુકરણ આબેહુબ કરેલું છે. ન્હાવાને માટે નિર્મળ પાણીના કુંડો છે, ને બંગલાની બહાર નિકળતા ગોખમાંથી સીધી નજર ફેંકીએ તો ચાર તરફ પાણી પાણી, વચમાં લાખોટા, અને છેટે ડુંગરોની લીલી હરીયાળીના અતિ રમણીય દેખાવો રમણિક લાગતા હતા. તેમાં વળી અત્રે પહોંચ્યા ત્યારે વરસાદ ઝરમર ઝરમર વર્ષવા લાગ્યો, તેનાં ટીપાં પાણીમાં ધારની માફક પડતાં કુદરતની લાવણ્યતા અને અપ્રતિમ શોભાનો આપણને સાહલાદ પૂર્વક ખ્યાલ આવ્યા વગર રહે જ નહિ, જેનું વર્ણન કવિત્વ શક્તિ વગર આ કલમ લખી શકે તેમ નથી. તેની જોડે એક બંગલો છે, તે ફક્ત ૧૨૫ પથરાનો જ બાંધેલો છે, જે બાંધનાર કારીગરની હુશીઆરી તારીફ કરવા લાયક છે તરેહ તરેહના ચોગાન તથા સુંદર ઓરડાઓ નજરે પડે છે. વરસાદ ધીમે ધીમે વધવા લાગ્યો એટલે અમારે અર્ધો કલાક બોટી રહેવું પડ્યું. છેટેથી ડુંગર ઉપર એક નટડીની દહેરી દેખાય છે જેને વિષે એમ કહે છે કે એ મુલકના રાજાએ એક નટડીને એમ કહ્યું કે "સુતરનો તાંતણો બાંધી આ પારથી પેલે પાર તું જો જાય તો તને રાજ આપું." એવું વચન તે નટડીને મળતાં સૂતર બાંધીને તેના પર તે ચાલવા લાગી, ત્યારે રૈયતે જાણ્યું જે આ નટડી તો ખરે જ રાજપાટ લઈ લેશે, તેથી તેઓએ અર્ધે રસ્તે તેનું બાંધેલું સૂતર તોડી નાંખ્યું, ને તે પાણીમાં ડુબી મુઇ. તે પરથી એ તેની દહેરી ચણાવી છે.

વરસાદ બંધ થતાં "**સજ્જન મહેલ**" નામનો લાખોટો જોવા નાવમાં બેસીને ગયા. એનો થોડો અધુરો રહેલો ભાગ "સજ્જનસિંગ" મહારાજે બાંધેલો છે, અને તે પરથી તેનું નામ પડ્યું છે. આ મહેલની અંદર રહેવાની રચના સારી છે. કાચ આરીસાના ઓરડાઓ તથા ન્હાવાના પાણીના કુંડો છે, જેમાં ભુસ્કા મારી ન્હાય છે. જમીનપર કાચની લાદીઓ જડેલી છે, બીજું કામ બધું બારીક ઘણું છે. જ્યારે અત્રે વાઈસરાય આવ્યો હતો ત્યારે તળાવની આસપાસ બતીની રોશનીના પ્રતિબિંબ પાણીમાં પડવાથી બહુ જ શોભા આપતી હતી. એ બે મહેલ જોતાં જ સાંજ પડવા આવી એટલે કિનારે ઉતરી શ્રી વલ્લભના, શ્રીનાથના, ગોકુળચંદ્રમાજીનાં મંદિરોમાં દર્શન કર્યાં, તેમ જ જગદીશનું દહેરૂં

જગતસિંહ રાજાએ બાંધ્યું છે તે બહુ મ્હોટું વિશાળ અને મજબૂત છે, તે પણ જોયું.

તા. ૨૨-૮-૧૯૦૩ ને દિને દિવાનજી ફતેહલાલજી પનાલાલજી ઉતારે મળવા આવ્યા, તેની સાથે વાતો કર્યા પછી પંડિતજી તથા ફતેહલાલજીની સાથે નાળાં જોવા ગયા. વરસાદને લીધે તળાવમાં પાણી ઘણું આવ્યું હતું, ને પાણી ઉપરથી નીચે પડતું તેના ધોધનો અવાજ મિલ ચાલતી હોય તેવો આવતો હતો. ત્યાંથી ફત્તેસાગર તળાવ જોયું. તેમાં ૪ ફીટ પાણી હજુ નીચાં હતાં તે જો ભરાય તો પાણી પેલી મેર નવા બાંધેલા કુંડમાં જાય. રસ્તમાં એક બંગલો આવ્યો જે ત્યાંના આરસપહાણનો બાંધેલો છે એ સર્વે દેખડાવ્યા બાદ અમને ફતેલાલજી અમારે ઉતારે મુકી ગયા.

તા. ૨૩-૮-૧૯૦૩ ને દિને રાજમહેલ જોવા ગયા. તેની અગાઉથી ચિઠ્ઠી કઢાવવી પડે છે. એ રાજમહેલમાં નાના મોટા ઓરડાની દિવાલો ઉપર ઘણી સારી પાલીસ કરેલી છે, ત્યાંથી સર્વે ગામ ભોંયતળીએ નજરે પડે છે. વિક્ટોરીઆ હૉલ વગેરે બહુ સુંદર દેખાય છે. એ ત્રણ ઓરડાઓમાં ચોતરફ કાચના આરીસા જડેલા છે, તથા મીણ કાચની લાદીઓ જડેલી છે, અને જમીન પર અત્રેનો આરસ જડેલો છે. વચમાં પાણીના કુંડો સારી બાંધણીના છે. આ રાજ્યના ૧૫૦ હાથી છે. અમો ત્યાં હતા તે વારે તુરતમાં જ બે હાથી વેચાતા લઈ રાખવામાં આવ્યા હતા. ઓરડાઓમાં અગાઉના મહારાણા યુવાનસિંગની તથા શિકાર વગેરેની રમતની છબીઓ ટીંગાડેલી છે.

તા. ૨૪-૮-૧૯૦૩ ને દિને ઉદયપુરથી રવાના થવાનું હતું, એટલે પંડિતજી ગૌરીશંકર, તથા દરબારગઢની લાયબ્રેરીના સેક્રેટરી ગુલાબચંદજી, તથા વૈદરાજ રવિશંકર વિગેરે મળવા આવ્યા, તેમને મળીને વિદાય થયા. પંડિતજીએ કસ્ટમ ઑફીસર તથા સ્ટેશન માસ્તરને ભલામણ કર્યાથી અડચણ નડી નહિ, ને અમો સવારના ૮॥ વાગાની રેલ ગાડીમાં ઉદયપુરથી રવાના થયા, તે રાતના ૯॥ વાગે અજમેર આવી પુગ્યા. આ ગાડી ઈન્દોરથી આવી હતી. પણ ત્યાં મરકી હોવાથી અત્રે કવારન્ટાઇનમાં રહેવું પડે છે. પણ પુષ્કર જતા યાત્રીઓને રોકતા નથી. પુષ્કરજીનો

ગોર હરિશંકર મંગળજી શ્રીજીથી અમારી સાથે હતો. અજમેરના પોર્ટરો તથા મજુરો બહુજ લુચ્ચા છે ને ત્યાં માલમતા ચોરાવાનો ભય રહે છે.

---

## અજમેર તથા પુષ્કર ક્ષેત્ર.



ઉદયપુરથી અજમેરની ટીકીટના રૂ. ૧॥।≈॥ પડે છે, અને એ મુસાફરી ૧૮૫ માઇલની છે. અત્રે બે ધર્મશાળાઓ છે. એક મુંબઇના ભાટીયા ગૃહસ્થ મી. રામજી લખમીદાસના ભાઈ મરહુમ ઓધવજીની તથા બીજી અત્રેના વકીલ ગાશીરામની ધર્મશાળા છે. બન્ને સારી છે અને ગાશીરામ વાળી સ્ટેશનથી નજીક છે. ભાટીઆની ધર્મશાળાનો જે વ્યવસ્થાપક હતો, તે બહુ લાલચુ હતો. તે ખાલી કોટડીઓ હોય તો પણ આંપે નહી. જે લાલચ દેખાડે તેનું કામ થાય. તેણે અને દુકાનવાળા મોદીએ પહેલાં તો ધર્મશાળાના દરવાજા બંધ કરી દીધા. અંદર પેસવા દે નહિ, તે જેમ તેમ દાખલ થયા. પછી કોટડી આપે નહિ. મહા મહેનતે એક ભંડારીયું સામાન મૂકવાને કાઢી આપ્યું, ને બીજે દિને સવારના કહે તમે પુષ્કરજી જાઓ. અમે કહ્યું અમારે વાર છે, તો કહે તે નહી ચાલે. હમણા ને હમણા ખાલી કરો. એ રીતે કઇક યાત્રાળુઓને તેણે હેરાન કર્યા, ત્યારે મેં શેઠને ફરિયાદ લખી મોકલવાની ધમકી આપી, ત્યારે હાથેપગે લાગવા લાગ્યો, ને કહે તમે સુખેથી કોટડીમાં રહો, એટલે એક દિવસ વધારે રહ્યા, પણ અમદાવાદના મી. શિવપ્રસાદ જે ત્યાંની કૉલેજમાં હતા તે, મને કૉલેજના હિસ્ટરી અને લૉજીકના પ્રોફેસર મી. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરની મુલાકાતે લઇ ગયા, તેમના સ્નેહપૂર્વક આગ્રહને લીધે તેમની મેમાનગીરી સ્વીકારી, તેમણે અમો સર્વેની પોતાને ત્યાં બરદાસ્ત કરી. મી. ઠાકોરે પણ કહ્યું કે મુસાફરો ધર્મશાળામાં બહુ દુઃખ પામે છે, માટે એક ફરિયાદ મુંબઈ ધર્મશાળાના શેઠને અવશ્ય લખવા કહ્યું. તે પરથી મેં શેઠને સર્વ સવિસ્તર હકીકત લખી મોકલી,

અને તેની પુરતી વ્યવસ્થા કરવા માટે સૂચના લખી કે અત્રે ગુજરાતી ગૃહસ્થો ઘણા છે તેમાંથી ૪–૫ ની એક કમીટી નેમવી. મી. ઠાકોર તથા ત્યાંના પ્રખ્યાત વકીલ ધનપ્રસાદ વગેરેનાં નામો સૂચવ્યાં. તેનો જવાબ મી. ઠાકોરને ત્યાં અમો જ્યારે મથુરામાં હતા ત્યારે આવ્યો કે "ધર્મશાળાના રખેવાળને સખ્ત ઠપકો આપવામાં આવ્યો છે અને અરજી પર પૂરતું ધ્યાન આપવામાં આવ્યું છે."

અત્રે શ્રીજીનું મંદીર છે. જોવા જેવી જગ્યા, દર્ગાહ કહેવાય છે. તે વચોવચ ચોરસ બાંધી છે, અને તેના મધ્ય ભાગમાં ખ્વાજાપીરની કબર છે. સોના ચાંદીના નકસીવાળાં કમાડ છે. કહે છે કે ઔરંગજેબે પોતાની લૂટમાં એક ઘડીઆળ, મોટો ઘંટ, તથા ચાંદી સોનું આણ્યાં તે સાથે આ કમાડ આખાં આણ્યાં હતાં. અકબર બાદશાહ મુસલમાનો સાથે એકવાર આ ખ્વાજાપીરને પગે પડવા આવતો હતો ત્યારે તેની સાથે એક હિંદુ હતો તેને દર્ગાહ બાહાર ઉભો રાખ્યો. પણ બાદશાહ જેવો દર્ગાહમાં પેસવા જાય છે તેવો એનો પગ અંદર જાય નહિ, અને ત્યાં જ અટકી રહ્યો, ને અવાજ થયો કે "પહેલા હિન્દુને દાખલ કર પછી તું આવ" ત્યારથી હિન્દુઓ પણ આ દર્ગાહને ખુબ માને છે. જગા વિશાળ છે. મોટી મોટી જમાત થાય છે. એક મોટી લોખંડની ડેઘ ૧૫ ફીટના ડાયામીટર (વ્યાસ) ની છે તેમાં ખીચડી રંધાય છે ને લોકોને જમાડવામાં આવે છે. કહે છે કે એ ધગધગતી ખીચડીની ડેઘમાં કોઈ દાઝતું નથી. આગળ ચાલતાં એક હૉલ (મોટો ઓરડો) આવે છે તેમાં સારે અવસરે તમાશા થાય છે. ઝુમર ઇત્યાદિથી તેને સારો શણગારેલો છે. દર્ગાહની જોડમાં અક ડુંગરમાંથી વહેતા પાણીનો મીઠો ઝરો છે, જેનું પાણી બહુ વખણાય છે. ત્યાર પછી "**અઢાઈ દિનકા ઝુપડા**" જોવા ગયા. ૪૦ ફીટ ઊંચાઇમાં પથ્થરનાં આરકાની બેઠી ઇમારત બાંધેલી છે, તેને એ નામ આપવામાં આવ્યું છે. તેમાં કોતરકામ એવું તો સરસ અને બારીક કરેલું છે, કે તે આજે કરવા જાય તો વરસ એક લાગે એવી એ ઇમારત ફકત અઢી દીનમાં કારીગરોએ પૂરી કરી, જે ઘણું અજાયબી ભરેલું છે. તેથી જ એ ઇમારતને **અઢાઈ દિનકા ઝુપડાંનું નામ** આપવામાં આવ્યું છે. ત્યાં પીરની એક ન્હાની જગા છે અને તોષાખાનું છે. તોષાખાનામાં એક ખાડો છે જેમાં લોકો પૈસા નાંખે છે. જૈન તથા હિન્દુ ધર્મની મૂર્તિઓના ખંડિત કટકા આસ-

પાસ પડેલા ત્યાં નજરે પડે છે. અજમેરમાં ઘણીખરી વસ્તિ મુસલમાનની છે, અને લોક બહુ લુચ્ચા માલમ પડે છે.

(૨૬-૮-૧૯૦૩) આજે ગણેશ ચતુર્થી હતી. ઉદેપુરના તથા અત્રેના એક્કા બહુ જ સાંકડા હોય છે, તેમાં એક જ માણસ સુખેથી બેસી શકે પણ ત્રણ માણસથી વધારે બેસાડતા નથી. એ એક્કાને **"ઝટકા"** નામ આપેલું છે. ઢાકતર ઉમેદરામ **લાલભાઈ દેશાઇ** પણ અત્રે આવેલા હોવાથી તેમને હું મળ્યો, અને બપોરના બે ઝટકા ભાડે કરી અમો નિકળ્યા. રસ્તો પાકી સડકનો ઠેઠ લગી બાંધેલો છે, અને અજમેરથી પાંચ છ ગાઉ થાય છે. રસ્તામાં **"અન્નાસાગર"** તળાવ **"બુઢા પુષ્કરજી"** વગેરે સ્થળો આવ્યાં. સાંજના છ વાગે પુષ્કરક્ષેત્ર પુગ્યા, ને ગોરે મંદિરવાળા રસ્તાપરના એક હવાવાળા વિશાળ મકાનમાં અમને ઉતારો આપ્યો.

બીજે દિને ઋષિપંચમી હતી. પ્રાતઃકાળે પુષ્કરજીના સરોવરમાં શ્રીફળસહ ભેટ કરી સ્નાન કર્યું. પાણીમાં વચોવચ એક દેવડી છે. પુષ્કરજીમાં મગર ૧૫૦ છે. અમે ગયા તેના બે દિવસ પહેલાં એક મનુષ્ય દેવડીએથી પાણીમાં જેવો તરવા ઉતર્યો કે મગરો તેને પકડી ખાઇ ગયા. મગરો કિનારાપર છાનામાના પડી રહે છે. કોઇ સ્નાન કરવા જાય ને ગાફેલ હોય તો તેનો પગ પકડી લે છે, તેટલા માટે માણસને લાકડી લઇને પાણીમાં હલાવતો પગથીઆ પર માણસ ઉભો રાખી સ્નાન કરવું, અગર લોટાવતી સ્નાન કરવું વધારે સારૂં છે. તેમાં માછલાં પણ ઘણાં છે, તેને લોકો લોટ નાંખે છે. પાણીનો રંગ સહેજ લીલો છે પણ પાણી ઘણું હલકું છે. પિતાશ્રી પાછળ ઋષિપંચમીનો વિધિ કરવા ભારતધર્મ મંડલના મહોપદેશક વ્યાખ્યાનરત્ન શુકલ પંડિત **છીતરમલ તેજુલાલ** જે ઘણા વિદ્વાન છે તેને બોલાવી ઋષિની સ્થાપના કરાવી. ગામમાં બ્રહ્માજી, અટમટેશ્વર, તથા કપાલેશ્વર મહાદેવ, તથા વલ્લભકુળના મંદિરોમાં દર્શન કર્યાં.

ગામની બહાર ડુંગર ઉપર સાવિત્રિ માતાનું સ્થાનક ઘણું રમણીય છે. (૨૯-૮-૧૯૦૩) મળસ્કે ૪ વાગે ઉઠી સ્નાન સંધ્યા કરી સાત વાગે ડુંગર ચઢવા નિકળ્યા. ડુંગરની તળેટી સૂધીનો રસ્તો બધો રેતાળ છે, ને પગ ધુસી જાય એટલે ચાલવું અઘરૂં પડે છે, તેમ જ ડુંગરનો ચઢાણ પણ ઘણો છે. ડુંગરને મથાળે માતાના મંદિરમાં નવ વાગે પૂગ્યા. માતાનો ભોપી પૈસાવાળો છે. તેણે

હાથે પગે સોનાનાં કડાં, કંદોરો, તથા ગળામાં સોનાનો કંઠો પહેર્યો હતો. અમે ગયા પછી ભોપીએ પૂજા કરવા માંડી, પૂજા થઇ રહ્યા પછી દર્શન થયાં. સાવિત્રિ માતા સાક્ષત્‌ તેજોમયી છે, અને દર્શન કરવા યોગ્ય છે.

તેને વિષે કથા છે. સાવિત્રિ એ બ્રહ્માની સ્ત્રી. બ્રહ્માએ યજ્ઞ કર્યો ત્યારે બધાને તેડું કર્યું પણ મહાદેવજીને તેડું કરતાં ભૂલી ગયા, ત્યારે પાર્વતિજીએ મહાદેવને કહ્યું કે "હું યજ્ઞ જોવા જાઉં" મહાદેવે જવાબ આપ્યો "બ્રહ્મા મને તેડું કર્યા વગર રહે નહિ, અને યજ્ઞની વાત હોય જ નહિ, માટે પહેલાં હું જોઇ આવું પછી તું જજે, પરતું કંઇક મિષ કરીને જવું જોઇએ" એટલે મહાદેવજી એક નગ્ન યોગીનું રૂપ ધારણ કરી હાથમાં ખપ્પર લઈ ચાલતા થયા. ત્યાં જઇ જોય છે તો ખરી વાત. યજ્ઞ પાસે જઈ "ભીક્ષાન્દેહી" એમ બોલ્યા, ત્યારે કુંડની આસપાસ બ્રાહ્મણો હતા તે કહે "દૂર જા, દૂર જા, તને અન્ન વસ્ત્ર જોતાં હોય તો કુબેર પાસે જા, અત્રેથી નિકળ" એટલે મહાદેવજી ગુસ્સે થઇને ખોપરીને અગ્નિકુંડમાં નાંખીને ચાલતા થયા. ત્યારે એક જણે લાકડી વતી ખોપરી ઊંચકી બહાર ફેંકી તો બે થઇ, ને બે ઉપાડી તો ચાર થઇ. એમ કરતાં બસો ચારસો થઇને મ્હોટો ઢગ થયો, ત્યારે બધા બ્રાહ્મણો બ્રહ્માજી પાસે ગયા ને સર્વ વાત નિવેદન કરી બોલ્યા "મ્હોટો કોપ થયો છે" બ્રહ્માજીએ વિચાર કર્યો કે "શિવજીને તેડું કર્યું નથી, માટે ચાલો શિવજી પાસે જઇ માફ માંગીએ." જયારે માફ માંગી ત્યારે શિવજી કહે કે ખોપરી યજ્ઞમાં બાળો. બ્રહ્મા કહે કે એ બળે તો યજ્ઞ અભડાઇ જાય માટે એક માટીની ખોપરી બનાવી યજ્ઞમાં મુકીશું, એમ કરી એ ખોપરીઓ બીજે ઠેકાણે લઇને દાટી અને ત્યાં એક દેવળ બાંધ્યું, ને શિવજીએ ગામ બહાર પોતાનું સ્થાનક રચ્યું, એટલે કપાલેશ્વર મહાદેવનું નામ પડયું, અને પોતે અઠમડા યોગીનું રૂપ ધારણ કર્યું હતું માટે તે નામનું મંદિર પુષ્કરજીમાં છે એમ ઉપર જણાવી ગયા છીએ. બ્રહ્માએ યજ્ઞ તો કર્યો પણ સાવિત્રિ સ્ત્રી સાથે જોઇએ, માટે પોતાના પુત્ર નારદજીને તેડવા મોકલ્યા. નારદજીએ કળા વાપરી સાવિત્રી પાસે જઈ કહ્યું કે "પિતાજીએ તમને યજ્ઞ કાર્ય માટે બોલાવ્યા છે પણ તેમાં ઇન્દ્રાણિ, પાર્વતિ વિગેરેને સાથે તેડીને આવો તો શોભા લાગે" એટલું કહી નારદજી પાછા આવી પિતાજીને કહેવા લાગ્યા "તેઓ

આવે તેમ નથી. આવવાની પરવા નથી" મુહૂર્ત જતું રહેતું હોવાથી ઇન્દ્રને મોકલ્યા. ઇન્દ્રને સાવિત્રીએ કહ્યું કે "હજુ બધા આવ્યા નથી આવે એટલે સાથે લઇને આવું" તે ઉપરથી બ્રહ્માએ જાણ્યું કે મુહૂર્ત તો જતું રહે છે. માટે બ્રહ્માએ ઇન્દ્રને હુકમ કર્યો કે જે "પહેલી છોકરી મળે તેને લઇ આવો તેને મ્હારી સાથે બેસાડી યજ્ઞ કરીશ." ઇન્દ્ર ચાલતા જાય છે, તો એક આહિરની પુત્રી છાસ વેચતી હતી તેનું મટકું ફોડી તેને ઉપાડી લઇ ચાલતા થયા. રસ્તામાં ઇન્દ્રે વિચાર કીધો કે "આતો આહિરની છોકરી છે ને મને ઠપકો મળશે" માટે તેને ગૌમુખમાં નાંખીને ગાય પાસે જણાવી કાઢયા પછી બ્રહ્મા પાસે લઇ ગયા, ત્યારે બ્રહ્મા ખુશી થયા, પણ આહિરની પુત્રી છે માટે વિષ્ણુ કહે તો ખરી વાત. વિષ્ણુ કહે ગૌની પુત્રી બ્રાહ્મણ જ કહેવાય, માટે તેનો સત્કાર કરવામાં અડચણ જ નથી. શિવજી કહે ગૌમાંથી નિકળી માટે તે ઉત્તમ કહેવાય ને તેનું નામ ગાયત્રિ પાડવું, એમ સારા અભિપ્રાય મળવાથી તેને સાથે રાખી બ્રહ્માએ યજ્ઞ શરૂ કર્યો. ગાયત્રી નામ પાડવું ઉત્તમ છે એમ જાણી બ્રહ્મા યજ્ઞનો પ્રારંભ કરી સંપૂર્ણ કરે છે એટલામાં સાવિત્રીજી વાજતે ગાજતે આવી લાગ્યા. નારદજીને ખબર પડી કે સાવિત્રીજી આવે છે એટલે તેમની આગળ પોતે વહેલા વહેલા જઇ રડીને કહે છે કે "બાપાજીએ તો આહિરની પુત્રીને સાથે બેસાડીને યજ્ઞનું કાર્ય પુરૂં કર્યું" તે સાંભળીને સાવિત્રીજીને મૂર્ચ્છા આવી ગઈ, એટલે પાર્વતિજી તથા ઇન્દ્રાણીએ તેમના હાથ ઝાલી ઉભા રાખ્યા. પાર્વતિજીએ કહ્યું "તમે બ્રહ્મા પાસે ચાલો તો ખરા, કારણ શિવજીએ કહ્યું છે કે નારદજીનું કહેવું કોઈ દિન ખરૂં માનવું નહિ." તે પરથી સાવિત્રીજી ગયા. તેને જોઇને બ્રહ્મા, શિવ, વિષ્ણુ વિગેરે નીચાં માથાં ધાલી ચુપકીથી બેસી રહ્યા. સાવિત્રીજીએ બ્રહ્માજીને ઘણા મ્હેણાં માર્યા કે આહિરની છોકરી મળી, બીજી કોઈ જ ન મળી, પણ બ્રહ્મા કંઈ બોલ્યા જ નહિ. વિષ્ણુને કંઈ શાપ આપ્યો, અને શિવને એવો શાપ આપ્યો કે "તમારે ખોપરીમાં ભિક્ષા માંગવી પડશે." એટલું કહી પોતે રીસાઇને જતા રહ્યા. પછી બ્રહ્માએ ઘણું સમજાવ્યું કે "દરેક સ્ત્રીએ, પોતાનો પતિ ગમે તેવો હોય તો પણ તેને ઈશ્વર તુલ્ય માનવો, માટે તમો

પાછા ચાલો" ત્યારે સાવિત્રીજી જેમ તેમ સમજ્યાં ને કહ્યું "હું આ ડુંગર ઉપર બેસીશ" તે આ ડુંગર ગણાય છે.

પુષ્કરક્ષેત્રની પરીક્રમા કરી, મહા પ્રભુજીની બેઠક જે રસ્તામાં આવે છે તેનાં દર્શન કર્યાં. પુષ્કરજીને મોટે આરે (કાંઠે) દરરોજ સાંજના આરતી થાય છે. આજ બે દિવસ થયાં (તા. ૨૯ તથા ૩૦-૮-૧૯૦૩) અત્રે મોટો મેળો ભરાયો હતો. ગઈ કાલે શીળી સાતમ હતી અને આજે દુર્ગા આઠમ હતી એટલે સાવિત્રીના ડુંગરપર આજુબાજુના તથા બહારના મળી ૧૦,૦૦૦ માણસો દર્શન કરવા આવ્યા હતા, અને બીજે દિવસે નોમને દિને પુષ્કરજીથી અજમેર જતાં અર્ધે રસ્તે એક ગામ આવે છે, ત્યાં પણ તેવો મેળો થયો હતો.

મેળાને લીધે ટાંગાના ભાવ બહુ ચઢી ગયા હતા. ગોર હરીરામને વિદાયગીરી આપી. શુકલ છીતરમલે જયપુરના ગોરખ **દાકતર દરજલસીંગપર** એક ભલામણ પત્ર લખી આપ્યો. બપોરના બે વાગે પુષ્કરજીથી રવાના થઈ સાંજના ૭ વાગે અજમેર મી. બળવંતરાય ઠાકોરને ત્યાં આવી પૂગા, ને તે જ રાતે નવ વાગાની ગાડીમાં જયપુર રવાના થયા (તા. ૩૧-૮-૧૯૦૩).

---

## જયપુર.




જમેરથી જયપુર ૮૪ મૈલ છે અને રેલવે ટીકીટના રૂ. ॥≈ પડે છે. અમો સવારના (૧-૯-૧૯૦૩) સાડાત્રણ વાગે જયપુર સ્ટેશને આવી પુગા. અજવાળું થતાં ગામમાં ગયા. ગામ મ્હોટું છે. ઘરોની બાંધણી એક જ તરેહની નજરે પડે છે અને તેનો રંગ પણ ઘણો ખરો એક જ સરખો છે. રસ્તા પણ પહોળા અને એકની સામે બીજો રસ્તો જવાબ આપે તેમ એક છેડેથી બીજા છેડા સુધી શહેરની નજર પડે છે. ગામને ફરતો સાત દરવાજાનો ગઢ છે. અમો શ્રીનાથજીવાળા હરિવલ્લભજીના ભાણેજ ગંગારામ કૃષ્ણરામજી જે પુરાણિ વસ્તીમાં રહે છે તેને ત્યાં ઉતર્યા. અત્રેનું લોક સામાન્ય રીતે લુચ્ચું છે.

અત્રે રામબાગ છે, તેની અંદર મ્યુઝીઅમ તથા જાનવરોનું પ્રદર્શન એ ઘણુાજ સરસ અને જોવા લાયક છે, અને બાગ મુંબઈના વિકટોરીઆ ગાર્ડન્સને મળતો છે. વળી તેની પાસે હૉસ્પીટલ છે તેનો દાક્તર દરજલશીંગ બહુ મળતાવડો છે તેને મલ્યા, તે જાતનો શીખ છે, અને પોતે ક્ષત્રિય છે. પોતાના ગોત્ર વગેરે મને કહ્યાં. બીજી જોવા લાયક જગ્યા ગાલવ ઋષિનો ડુંગર છે જેને "ગળતો ડુંગર" કહીને બોલાવે છે તે વિષે એવી કહેવત છે કે બૈરી "જો સાંભળે ગળતો તો મેલે ચૂલો બળતો" એટલો ગળતા ડુંગર માટે બૈરાંઓને પ્રેમ હોય છે. એ ડુંગર અમો સ્હેલાઈથી ચઢી ગયા. પહેલાં ચઢાણ ને પછી ઉતરાણ છે. રસ્તો સારો છે. ત્યાં વાંદરા ઘણા છે તેને લોકો ચણા નાંખે છે. ત્યાં સાત પાણીના કુંડ છે. આ પણ તીર્થનું સ્થાન કહેવાય છે. કુંડના પાણી નિર્મળ, પારદર્શક અને થંડાં છે. તેમાં સ્નાન કર્યું તથા શંકરના દેવાલયમાં દર્શન કર્યાં. આગળ ચાલતાં બે મંદિરો, કેળબાગ, લાલકુંડ, તથા રામકુંડ આવે છે. ગાલવકુંડમાં ઉપરના ડુંગરમાંથી પાણીનો ધોધ વહે છે અને બાર માસી ઝરો છે. કોઈ દિવસ બંધ થતો નથી. અત્રેથી એક વિકટ રસ્તો છે ત્યાં કહે છે કે એક ઝાડ છે જેના પાત્રાં પર "રામ રામ" ના કુદરતી અક્ષરો છે. અત્રેની આર્ટ સ્કૂલમાં પૉટરી વર્ક બહુ સારૂં થાય છે તે પણ જોયું.

શહેર બહાર બે તળાવ છે અને તેની વચમાં પૂલ બાંધેલો છે. બીજાં પણ બે તળાવો છે. એ સર્વેમાં ગગરો થોડા થોડા છે. આજે ભાદરવા શુદિ ૧૧ એ દિને (સં. ૧૯૫૯) શ્રી કૃષ્ણ ઝુલ્યા હતા તેથી એ કૃષ્ણની મૂર્તિને તળાવની વચમાં કેળનું નાવ બનાવી તેમાં ઝુલાપર બેસાડી શ્રી કૃષ્ણને ઝુલાવે છે. તેના દર્શન કરવા જયપુરનાં સર્વે મંદિરોના ઠાકોરજી વાજતે ગાજતે મોટી ધામધૂમથી સ્વારી કરી શ્રી કૃષ્ણજીના દર્શન કરવા તળાવપર પધારે છે, અને તેવી જ ધામધૂમથી પાછા પોતાને ઠેકાણે જાય છે. એ જોવાની માણસોની મ્હોટી ઠઠ થઈ હતી. તેમાં અમોએ પણ ભાગ લીધો.

---

# મથુરા.



અમો રાત્રિના ૭ વાગાની ગાડીમાં જયપુરથી નીકળ્યા તે તા. ૪–૯–૧૯૦૩ ને દિને અચનેરા જંકશન આવી પૂગ્યા. ત્યાંથી બીજી ગાડી ૮ાા વાગે આવી તે (સવારના) ૧૦ વાગે મથુરાજી પૂગા. અમારો ચોબો ગોર છગન મળ્યો, તેણે પોતાની માસીના છોકરા વલ્લભલાલાના મકાનમાં અમોને ઉતારો આપ્યો. અત્રે ધર્મશાળાઓ ઘણી બધી છે. ઉતારે આવતાં બપોરના ૧૨ થયા. જમનાજીના કાંઠે એક કૂવો છે ત્યાં સ્નાન કરી શુદ્ધ થઈ જમનાજીને ભેટ ધરી તેમાં સ્નાન કર્યું. જમનાજીના પાણીમાં શુદ્ધ થઇને નહાવું અને તે પાણી રસોઇમાં લેવું નહિ એમ કહે છે. જમનાજીમાં કાચબા ઘણા છે અને તેને ઘણા ચણા મળવાથી કીનારાપર તેનાં ટોળે ટોળાં દીઠામાં આવે છે. અત્રે વાંદરા ઘણા છે, અને તેથી કરીને યાત્રીઓ તથા ગામના લોકો બબે પૈસાની સફેત હલકી ટોપીઓ માથામાં ઘાલીને ફરે છે. જો કોઈ પાઘડી પહેરીને નિકળે તો વાંદરો તેના માથા ઉપરથી જ પાઘડી ઉચકી લઇ પોતાના માથા પર પહેરી સામેના છાપરા પર જઈ ચેનચાળા કરે છે, અને જ્યારે એક કુંડલામાં તેને ચણા આપીએ ત્યારેજ તે આપણી ચીજ પાછી આપે. તેટલાજ કારણ માટે મથુરાજીમાં જાળીનાં બારણાં વગેરે એવો બંદોબસ્ત રાખવો પડે છે. જો કદાચ બારણું ઉઘાડું રહે તો લોટા કળશીઓ જે હાથમાં આવ્યું તે લઈ વાંદરો ન્હાસી જાય છે અને આપણને ખીજવવા સારૂ તે વાસણ પણ હાથેવતી માંજે છે. જમનાજીમાં એક પોતીએ ન્હાવાનો મહિમા છે તે પ્રમાણે કોરે કપડે સ્નાન કર્યું.

વલ્લભકુળના ત્રણ મંદિરો છે. ગોપાળલાલજી મહારાજનાં બે મંદિરો ૧ દાવજી તથા ૨ મદનમોહનજીના અને ત્રીજું રમણલાલજીનું એક મંદિર. દ્વારકાનાથજીનું મંદિર બહુ વિશાળ ને સુંદર છે. આજ ચતુર્દશીને દિને પિતાશ્રીના માસિસાની વિધિ કરી બ્રહ્મભોજ કર્યાં.

ગોપાળલાલ મહારાજ યાત્રીઓને લીલી વનયાત્રા કરાવવા માટે આજે (૬-૯-૧૯૦૩) મધુવનમાં ગયા. અમારે વનયાત્રા કરવી કે નહિ તે બાબત બહુ વિચાર થયો, કારણ તાપ, તડકો, ટાણાકટાણાં, ભૂખા રહેવું,

પગે ચાલવું વિગેરે દુઃખ સહન કરવાં ભારે પડશે એમ લાગ્યું. જેનાથી સહન થાય નહિ તેવાઓએ તો મ્હોટાં મ્હોટાં ધામ જેવાં કે નંદગામ, વરસાણો, લઠાવન, ગોકુળ, વ્રંદાવન, એટલાં કરવાં ઠીક છે. કારણ ઘણા યાત્રીઓ સિક થઈ પાછા જાય છે. તો પણ અમે તો દૃઢ નિશ્ચય કરી તંબૂડેરાનો ઓરડર આપ્યો, અને સામન માટે ગાડું બાંધ્યું. પરિક્રમા જતી વખતે એક માણસ લેવો, જે તંબુ વગેરે સામન ઉપાડી બીજા ગામમાં આગળથી જઈ છાંયાવાળી જગામાં આપણો તંબુ ઠોકી આપે, માટે તેવા એક હુશિઆર માણસની જરૂર છે. જમનાજીમાં યમદ્વિતીયા એટલે કાર્તિક શુદિ ૨ ને દિને ન્હાવાનો મોટો મહિમા છે તે વિષે કહે છે કે જ્યારે યમ રાજા પોતાની બહેનને ઘેર જમવા ગયો ત્યારે પુછ્યું "બેહન! માગ, માગ, તને શું જોઇએ? જે જોઇએ તે આપું." ત્યારે જમનાજીએ કહ્યું કે "મ્હારે કાંઈ નથી જોઇતું ફક્ત એટલું માગું છું કે જે કોઇ મ્હારા જળમાં ભાઇબીજને દિને સ્નાન કરે તે યમપુરીમાંથી મુક્ત થાય, અને સ્વર્ગને પામે" ત્યારે યમે કહ્યું "બહેન! આ તેં શું માગ્યું. આ તો મારી યમપુરી ખાલી થઇ જશે, માટે બીજું કાંઈ માગ." બહેનના દૃઢ આગ્રહથી છેવટે યમરાજાએ "તથાસ્તુ" કહ્યું તે દિવસથી "**ભાઈ-લાબીજ**" ને દિને લખોબંધ લોકો સ્નાન કરવા દૂર દેશોથી આવે છે.

અત્રે બાર ઘાટ ઉત્તર કોટી અને બાર દક્ષિણ કોટી છે. તે સર્વેમાં વિશ્રામ ઘાટ શ્રેષ્ટ છે, કારણ કે કૃષ્ણ ભગવાન જ્યારે કંસને મારીને આવ્યા ત્યારે તેમણે આ વિશ્રામ ઘાટ ઉપર વિશ્રામ લીધો છે, અને લોકો ભાવથી પૂજા કરે તેટલા માટે પોતાનો મુકુટ અત્રે રાખી શ્રી દ્વારકાં ગયા છે. એ મુકુટ તથા પાદુકા વિશ્રામ ઘાટની વચમાં છે, તેની પૂજા હરરોજ થાય છે. ચોબાઓ જમના પુત્ર કહેવાય છે. બાર ચોબાને વારા ફરતી પૂજા દર વર્ષે મળ્યા કરે છે. ચોબાને જ્યારે લવણાસુર ખાઇ ગયો ત્યારે ફક્ત દશ કે બાર ચોબાઓએ છાનામાના જઈ ભગવાનને પ્રાર્થના કરી, ત્યારે તેઓ બચ્યા છે. સાયંકાળે આરતિ વખતે ફૂલોના હાર જમનાજીમાં પધરાવે છે, તથા આરતિને પણ પહેરાવે છે.

---

## લિલિ પરિક્રમા-વનયાત્રા.



નયાત્રા જવા માટે જે જે ઘટતો સામાન હોય તે લેવો ઠરાવ્યો. મધુવન મથુરાથી ફક્ત ૧॥-૨ ગાઉ ફેર છે. વનયાત્રા કરવા જતાં પહેલાં ચોબા ગોર આપણી પાસે સંકલ્પ છોડાવે છે કે વનયાત્રામાં તેલ નહિ ખાવું, ભોજન બને ત્યાં લગણ એક વખત લેવું, હજામત ન કરાવવી, ધૃત વાપરવું, કોઇ સાથે તકરાર કરવી નહિ, લિલાં ઝાડ તોડવાં નહિ વિગેરે વિગેરે. અમો તા. ૭-૯-૧૯૦૩ ને દિને સાંજના પાંચ વાગે પગે ચાલતા નિકળ્યા તે હોળી દરવાજે થઈ કોટવાળીને રસ્તેથી મધુવનને રસ્તે લાગ્યા.

**મધુવન**—રસ્તામાં ચોબાઓના અખાડા ઘણા આવે છે, તેમાં જે ચોબો મેમ્બર હોય તે દર માસે અમુક ફી ભરી ભાંગ વગેરે પીને કુસ્તીઓ કરી મજા કરે છે. રસ્તામાં ચોબાઓના બગીચાઓ પણ આવે છે. મથુરા ગામની અંદરથી બે ગાઉનો પંથ છે, તે મધુવન અમો બે કલાકમાં પુગા. ત્યાં જગ્યા જોઇને ત્યાં અમારો તંબુ ઠોકયો. વનયાત્રામાં બજાર ભરાય છે. દુકાન-દારો પણ પોતાના ધંધાર્થે વનયાત્રામાં સાથે આવે છે, અને સીધું સામાન જે જોઇએ તે આપણને વેચાતું મળે છે. જો તૈયાર પુરી શાક જોઈતાં હોય તો તે પણ બ્રાહ્મણ દુકાનદારો વેચે છે. બીજે દિને સવારના કૃષ્ણ કુંડમાં સ્નાન કર્યું, પછી મહાપ્રભુજીની બેઠક, મધુવનીઆ ઠાકોર તથા દાવજીના મંદિરોમાં દર્શન કર્યાં. બપોરના રસોઈ બનાવી જમ્યા.

બધું ઊઘાડ બારૂં એટલે તાપ સખ્ત પડે, માટે બનતાં લગી ઝાડની છાયા તળે તંબુકનાત બંધાય તો બહુ સારૂં, પણ તેવી જગા મેળવવા માટે યાત્રીઓના માણસો અગાઉથી જાય છે ને જગાને માટે પછી તકરારો થાય છે. મધુવનથી સ્હેજ છેટે ધ્રુવ-જીનું મંદિર છે ત્યાં ગયા. ધ્રુવજી પાંચેક વર્ષના બાળ હતા તે વખતની મૂર્તિ છે. ધ્રુવજીની અપરમા સુરતિએ અપમાન કર્યું ત્યારે એ બાળ પોતાની સગી માતા સુમતિ પાસે રડી પડ્યા ને બોલ્યાઃ—

આજ સભામાં માવડી બેઠો, ઊતમરાય (પિતા)ને ખોળે,
અપર (મા) કહે અભાગણી કેરા, સુખ વાંછો તો વન જાઓ વેહેલા;

ફરી જન્મ લે મ્હારે શરીર, તો તને રાજ અપાવીશ વીર,
જે જે વૈકુંઠરાય.

(એટલે) માને આંસૂ આવીઆં ત્યારે, થંભીને રાખ્યા નીર.
સુમતિ–વીર વચન કોના નવ ધરશો, તપ કરતાં માયા નવ કરશો;
તપથી તમને મળશે હરી, વીરા વેગે પધારજો ફરી.
જે જે વૈકુંઠરાય.

નારદ–બાળકને શા ધરવા બોલ, ખાઓ પીઓ ને કરો કલોલ;
ભૂખ તરસ જ્યારે લાગશે, ત્યારે કુંવર મૂકશો જોગ.
જે જે વૈકુંઠરાય.

ધ્રુવ–જોગ ઋષી નહી મૂકું સ્વામ, મન ઇન્દ્રીઓ રાખીશ ઠામ;
મેરૂ ચળે પણ મૂકું નહી, ઋષિજી તમ પ્રતાપે સહી.
જે જે વૈકુંઠરાય.

રાજા–ધન ગયું અમારૂં આજ, પુત્રવિના સૌ સૂનો સાજ;
પુત્રવિના હું દુર્બલ દુઃખી, મ્હારા પ્રાણ જશે રે રૂખી.
જે જે વૈકુંઠરાય.

(તપ પછી) ગરૂડે ચડી ચાલ્યા શ્રી હરિ, વનમાં આવ્યા વેગે હરિ;
ધ્રુવ–પ્રેમ કરી પ્રણામીઆ નાથ, અદ્‌ભૂત શકિત તારી નાથ.
જે જે વૈકુંઠરાય.

વિષ્ણુ–એવું સુણી હરખ્યા નરહર, કુંવર કંઇ એક માગ્ય.,
ધ્રુવ–વર કેમ માગું વિઠલા હું તો, કરીશ તમારી સેવા.
સ્વપ્ન જેવી કાચીમાયા, સંસારની શી ધરવી માયા;
જે જે વૈકુંઠરાય.

વિષ્ણુ–મારી આજ્ઞા પાલજ આજ, છત્રીશ હજાર વર્ષ ભોગવ રાજ.
રાજ ભોગવી તું આવજે તને, મોકલીશ એક વિમાન,
પછી–છત્રીશ હજાર વર્ષ વહી ગયા ત્યારે, આવ્યું વિમાન પાસ.
જે જે વૈકુંઠરાય.

વિમાને બેસીને સ્વર્ગે જઈ, અવિચળ પદ તો પામ્યા તહીં;
જે ગાયે ધ્રુવનું આખ્યાન, તે તો પામે અવિચળ સ્થાન.
જે જે વૈકુંઠરાય.

“ધ્રુવજી દરરોજ જમનાજીમાં ધ્રુવઘાટ પર સ્નાન કરીને મથુરાથી મધુવન પગે ચાલીને જતા. એવી રીતે પાંચ વર્ષ

મુસાફરી કરી. ભગવાન બહુ પ્રસન્ન થતાં તેમને વરદાનમાં ધ્રુવપદ આપ્યું, ને કાળ જ્યારે આવ્યો ત્યારે મનુષ્ય દેહમાં તેમને વિમાનમાં બેસાડી ઊંચકીને કાળ સ્વર્લોકમાં લઈ ગયો. એક બીજી મૂર્તિ ધ્રુવજીની મોટી ઉમરની છે. આજે મહારાજના તંબુએ ગૌલીલાનો રાસ થયો હતો. સવારના પહોરમાં હેલો પડ્યો "ઉઠો વૈસ્નવો ઉઠો!" એટલે બધાઓએ ઉઠી (કોઈ સ્નાન કરી, ને કોઈ સ્નાન કર્યા વગર) ચાલતા થયા, તે તાલવન જે એક ગાઉ છેટું હતું ત્યાં આવી પૂગા.

**તાલવન તથા કુમોદવન**—ત્યાં બળભદ્રકુંડમાં આચમન કર્યો તથા દાવજીના મંદિરમાં દર્શન કર્યાં. ત્યાંથી ચાલતાં કુમોદવન આવ્યા, તે મધુવનથી બે ગાઉ છેટું છે. ત્યાં તંબુ ડેરા નાંખ્યા, ને કુંડમાં સ્નાન કર્યું. અત્રે કપિલ મુનીનું મંદિર તથા મહાપ્રભુજીની બેટક છે. કપિલ મુનીએ ઉપદેશ કર્યો છે કે સિદ્ધ માર્ગ સૌથી શ્રેષ્ટ છે. મોક્ષ માર્ગ પ્રથમ તેમણે કાઢયો. પછી તેઓ ગંગા કિનારે ગયા. સગર રાજાએ મહાયજ્ઞ કરવા માંડ્યો હતો તેથી ઇન્દ્ર બ્હીનો ને યજ્ઞનો ઘોડો છોડાવી કપિલ મુની પાસે સંતાડ્યો. સગરના સાઠ હજાર છોકરાઓએ ઘોડો શોધવા માટે આઠ સમુદ્ર ખોદી કાઢયા પણ ક્યાંય ઘોડો મળ્યો નહિ, પછી તેઓ કપિલ પાસે આવ્યા ને કહ્યું "આ લુચ્ચો મુની ઘોડો સંતાડી બેઠો છે" એટલું કહી તેના માથાપર તલવાર મારવા માંડી. કપિલ મુનીએ સમાધી ચઢાવી નજર ફેંકી એટલે બ્રહ્મ તેજની અગ્નિથી તે સાઠ હજાર છોકરાઓ ભસ્મ થઈ ગયા. એટલે સગરના રહેલા છોકરાનો છોકરો આવ્યો ને કપિલની તેણે સ્તુતિ કરી જેથી કપિલને ખુશ કરી વરદાનમાં ઘોડો માંગ્યો તથા મૃત થયેલા છોકરાઓની સદ્દગતિ માંગી. મુનીએ ઘોડો આપ્યો ને સદ્દગતિ માટે કહ્યું કે ગંગાનો સ્પર્શ થયે સદ્દગતિ થશે. પછી તેણે ગંગાની આરાધના કરી પણ કંઇ વળ્યું નહિ. એમ ચોથી પેઢીએ ભગીરથ રાજાને ગંગા પ્રસન્ન થઈ ને સાઠ હજાર પુત્રોની ગતિ કરી.

**શાન્તનકુંડ**—સવારના (૧૦-૯-૧૯૦૩) ૪ વાગે ઉઠી સતવાગામ અથવા શાન્તનકુંડ જે કુમોદવનથી ૨॥ ગાઉ છે ત્યાં જવા નીકળ્યા તો આઠ વાગે પુગા. મુંબઈના મારવાડી મદનમોહનલાલે અત્રે એક બગીચો બનાવ્યો છે, તથા તેમાં નાની જગા બાંધી છે તેમાં અમો ઉતર્યા.

શાન્તનુ રાજાને પુત્ર ન હોવાથી તેણે અત્રે તપશ્ચર્યા કરી અને તેમની સ્ત્રી ગંગાજીથી તેમને ભીષ્મ પુત્ર થયો. જન્મ્યા બરાબર તેને ગંગાજીમાં નાંખવાથી તેનું નામ ગાંગેય પણ કહેવાય છે. આ શાન્તનકુંડમાં ન્હાવાથી તથા એક માસ સુધી કિડીઆરૂં પુરવાથી જેને પુત્ર ન થતો હોય, ન જીવતો હોય, તેને પુત્ર થાય યા જીવે છે. બિહારી ઠાકોર રસ્તામાં આવે છે તેનાં દર્શન કર્યાં. શાન્તનકુંડથી મથુરા ૧॥ ગાઉ છેટું છે.

મથુરાજીના ચોબા તો ફક્ત નામના જ ગોર છે. જજમાનની બરદાસ્ત રાખવાની વાત સમજે જ નહિ. ફક્ત "ચકાચકી"ની વાત સમજે "હમેરેકુ લડુવા દે" તે પણ અધમણ ને મણમણ ખાનારા છે ને જ્યારે ચોબાને જમાડવા હોય ત્યારે આપણને પુછે કે મણીઆ કે અધમણીઆ ચોબા જમાડવા છે? એ લોકોને ખીચડી ઉપર બહુ જ ચીડ હોય છે ને કહે છે "ગોળ ખાય ઘોડા, તેલ ખાય જોડા, ને મુંઇ રાંડ ખીચડી." વળી કહ્યું છે:—

મથુરામાં માયા વસે, દાતા કેશવ દેવ,
બ્રાહ્મણ વાંદર વાણીયા, લૂટ ખાવાની ટેવ.

વનયાત્રામાં રસ્તે રસ્તે ભિખારીઓના છોકરાઓ બેસે છે જે બૂમો મારે છે "ઠાકોરજીકે ગ્વાલ બાલ કોડી પૈસા ડારો લાલ" એ ગોવાળીઆ તરીકે ગણાય છે.

**બહુલાવન**—એ બે કોસની મુસાફરી છે. રસ્તામાં ગાન્ધર્વ કુંડમાં આચમન કર્યું, અને એનું ગામ ગણેશરા કહેવાય છે ત્યાંથી બહુલાવન આવી પુગા. ઘણી વાર સામાનના ગાડાં મોડાં આવે છે એટલે આપણે ખોટી રહેવું પડે છે. અત્રે એમ જ થયું. અત્રે કૃષ્ણ કુંડમાં સ્નાન કર્યું. ગાય અને સિંહ એક જગાપર આ કુંડમાં સ્નાન કરતા હતા ત્યારે સિંહે ગાયને કહ્યું "હું તને ખાઇ જાઉં" ગાય કહે "હું મ્હારા વાછરડાને દૂધ પીવરાવી આવું પછી ખાજે" ગાયે સોગન બાધા ત્યારે જવા આપી. પછી જ્યારે તે પાછી આવી ત્યારે સિંહને કહ્યું "હવે મને ભલે સુખેથી ખા" પણ સિંહને દયાની પ્રેરણા થવાથી તેને ખાધી નહિ. અત્રે એ બહુલા નામની ગાયનું મંદિર છે અને શ્રાવણ શુદિ ૧૨ નો મ્હોટો મહિમા છે. તે દિવસે જે કોઇ સ્નાન કરી એક ગાય આપે તેને હજાર ગાય આપ્યાનું પુણ્ય થાય છે. અત્રે ઉત્તર દિશાએ

મહાપ્રભુજીની બેઠક છે. ગોપાળલાલ મહારાજે રાસ મંડળી સાથે રાખી હતી તેનો રાસ જોવા ગયા હતા.

**કુસુમ સરોવર**—બહુલાવનથી આ મુકામ ચાર કોસ દૂર છે. વરસાદ ઝરમર ઝરમર પડ્યા કરતો હોવાથી રસ્તો ખરાબ થઈ ગયો હતો, તેથી ચાલતાં બહુ અડચણ પડી. રસ્તામાં એક ન્હાનો કુંડ તથા આગળ ચાલતાં બળભદ્રકુંડ આવે છે. સંઘમાં અમને એક જણ અત્રે મળ્યો, અમને ટુંકા રસ્તાની લાલચ આપી બીજે રસ્તે કોઇ વનમાં લઇ ગયો. જ્યાં એક કુન્ડ હતો ત્યાંથી તે પસાર થઇ ગયો અને અમને એટલું રખડવું પડ્યું કે કહેવાની વાત નહિ. માટે કોઈ દિવસ સંઘ છોડીને બીજે રસ્તે જવું નહિ. જેમ તેમ અમો જીખિનગામ આવી પહોંચ્યા ને રેવતીકુંડ તથા બીજા કુન્ડમાં આચમન કર્યું. દાવજીના દર્શન કર્યાં. ત્યાંથી ચાલતાં રાધાકુન્ડ આવ્યા. આ રખડપાટથી અમને ગાઉને બદલે આઠ ગાઉ ચાલવું પડ્યું તે થાકી ગયા. રસ્તામાં રાધાકુંડ તથા કૃષ્ણકુંડમાં સ્નાન કર્યાં. અત્રે પ્રભુજીની બેઠક, ગિરિરાજની જીભ તથા શિવનું મંદિર તથા ઠાકોરજીનાં ચરણ છે. જેમ તેમ કુસુમ સરોવર દિવસના ૧૧ વાગે પહોંચ્યા ( ૧૨–૯–૧૯૦૩ ). અત્રે તળાવમાં ફૂલો બહુ સારાં થાય છે તેથી તે ગામનું નામ કુસુમ સરોવર પડ્યું છે. અત્રે ભરતપુરના રાજાએ છત્રી બનાવી છે અને કુંડ ઉપર પથરનું સારૂં મકાન બાંધ્યું છે, તેમાં દાઉ દયાળની ન્હાની મૂર્તિના મંદિરો છે. અત્રે ઓધવજીનું પણ મંદિર છે. ઓધવજીએ પોતાના મિત્ર ભગવાન કૃષ્ણને બોધ આપ્યો છે. અત્રે ઓધવ કુંડ છે. રાધા કુંડથી ગિરિરાજના પથ્થર રસ્તામાં નજરે પડે છે. અત્રેથી ચાલતાં રસ્તે નારદ કુંડ આવે છે. જયારે ભગવાને ક્રીડા કરી ત્યારે નારદ અત્રે હતા. તેનું મંદિર પણ છે. અત્રેથી ગિરિરાજ દેખાય છે. એ ડુંગર રાતો તથા શ્યામવર્ણનો છે ને તેના પથ્થર ચોસલા જેવા માલમ પડે છે અને જે કોઈ તેનો એક કાંકરો પણ ચોરીથી લઈ રાખે છે તેને કંઇ પણ દુઃખ થયા વગર રહેતું નથી. આગળ ચાલતાં રાધાકુન્ડ આવે છે જ્યાં કાર્તક શુદિ ૮ નો દર વર્ષે મ્હોટો મેળો અર્ધી રાતે ભરાય છે. ત્યાં લલિત કુંડ તથા મહા પ્રભુજીની ચાર બેઠકો છે ને ધામ મોટું છે. વધારે આગળ ચાલતાં ગ્વાલપોખરાનો કુન્ડ આવે છે જ્યાં ભગવાને ગાયો સાથે ક્રીડા કરી છે.

ત્યાર પછી કિલોલકુન્ડ અને પછી માનસિક ગંગા આવે છે. અત્રે બ્રહ્માએ પોતાના મગજમાંથી માનસિક ગંગા ઉત્પન્ન કરી છે. તેથી જે કોઇ સ્નાન કરે તેનું પાપ નષ્ટ થાય છે. ન્હાવાનો અત્રે મ્હોટો મહિમા છે. મહાપ્રભુજીની બેઠક, ચક્રેશ્વર મહાદેવ, ગિરિરાજના મુકુટનું મંદિર, તથા દાવજીનાં દર્શન કર્યાં. ત્યાંથી હરદેવજી તથા ગોવર્ધનજી એટલે અસલ મૂર્તિ જ્યારે ગોવર્ધન પર્વત તોળ્યો હતો તે વખતની બળદેવજીની મૂર્તિનાં દર્શન કર્યાં. ભરતપુરના મહારાજાએ અત્રે મ્હોટો કુન્ડ બાંધ્યો છે, તથા મરનાર રાજાઓની છત્રીઓ ઉંચી કારીગરીની સરસ બાંધી છે, ને પથ્થરમાં કોતરકામ ઘણું સારૂં કરેલું છે. છત્રીમાં પગલાં છે, ને અગાઉના વખતમાં જે જે લડાઇઓ થઈ હતી તેના દેખાવો ચિત્રેલા છે.

આગળ ચાલતાં ઋણમોચન, પાપમોચન, ગોરોચન વગેરે ન્હાના ન્હાના કુંડ રસ્તામાં ઘણા આવે છે. બાજુએ એક કોસને છેટે મુનાઘાટ ઉપર કુંડ છે. એ સર્વેમાં આચમન કર્યા પછી ચંદ્ર સરોવર આવ્યા.

**ચંદ્ર સરોવર**—અત્રે કુંડ છે. ત્યાં ભગવાન છ માસની એક રાત ગોપીઓ સાથે રમ્યા છે, એ અષ્ટકોણી કુંડ છે, ને તે અચ્છો બાંધેલો છે. અત્રે મહાપ્રભુજીની ચાર બેઠક છે. ભગવાને જ્યારે સાત વર્ષની ઉમરે વૃત્રાસુરને માર્યો ત્યારે બધા ગોવાળીઆ એમ કહેવા લાગ્યા કે ભગવાને હત્યા કરી છે, માટે ગંગાજીમાં નહાય તો શુદ્ધ થાય. પછી ભગવાને પોતાના મનથી ગંગા ઉત્પન્ન કરી તેમાં ન્હાયા, એમ દંત કથા છે. અગાઉ બધા વ્રજવાસીઓ ઇંદ્રની પૂજા કરતા હતા પણ ઇન્દ્રને મગરૂબી થઈ, ત્યારે ભગવાન કૃષ્ણે નંદબાવાને કહ્યું કે તમે શું કરો છો? તે કહે કે ઇંદ્રની પૂજા કરૂં છું કારણ કે ખેતરમાં વરસાદ સારો આવે તો અનાજ સારૂં થાય. ભગવાને કહ્યું કે એક ખેતરમાં સારો થાય અને બીજા ખેતરમાં ન થાય ત્યારે ઇન્દ્રની પૂજા તો સરખી થયેલી હોય, ને એ ખેતરમાં જૂદું જૂદું પરિણામ થાય તેનું શું કારણ? માટે ઇન્દ્રનું કંઈ નથી, એ તો માત્ર કર્મનું ફળ છે. માટે ઇન્દ્રની પૂજા મૂકી દઈ ગિરિરાજની કરો. તે દિવસથી ઇન્દ્રની પૂજા બંધ કરી. ઇન્દ્ર ગુસ્સે થયા, ને વાદળ પથરા રૂપે ફેંકવા મંડ્યા, જેથી ઘર બાર તથા માણસનો નાશ થાય. તેથી સર્વે વ્રજવાસી કૃષ્ણ ભગવાન પાસે પ્રાર્થના કરવા ગયા, ત્યારે ભગવાને ગિરિરાજને અરજ કરી, ને ભગવાને આંગળી વતી ગિરિરાજ પર્વત

ઉંચકયો. તે નીચે સર્વે વ્રજવાસીઓની સાત દિવસ સુધી એ રીતે રક્ષા કરી. પછી સુદર્શન ચક્રને હુકમ કર્યો કે તમે સર્વના ઘરોની રક્ષા કરો. એ રીતે કાંઈ પણ નુકસાન થયું નહી, ને સાતમે દિને ઇંદ્ર આવ્યા તો કૃષ્ણ ભગવાનને દીઠા, એટલે બોલ્યા કે મને ખબર ન હતી, નહીંતર આમ નહીં કરતે. ગિરિરાજ પર્વત સાત કોસ ઉંચો હતો તે દરરોજ તલભાર જમીનમાં સમાતો જાય છે. જ્યારે કલિયુગ પૂરો આવશે ત્યારે આખો જમીનમાં સમાઇ જશે (૧૪-૯-૧૯૦૩).

**પૂંછડી ગામ**—અત્રે એક કુંડ છે. ત્યાંથી આગળ ઈન્દ્રના નગારાનો પથરો આવે છે, ને પછી જાનકીવલ્લભનું મંદિર આવે છે. તેમ જ નારણસરનો કુંડ છે. ત્યાં આગળ કદમ્બનું ઝાડ છે તેને ભગવાને વીંટો દીધો છે, તે હજી કદમ્બના થડે વીંટ દીધેલી નજરે પડે છે. ત્યાંથી આગળ ચાલતાં ચતુર્ભુજ મદનમોહનલાલજીનાં મંદિર આવે છે, ને આગળ જતાં સાક્ષીગોપાળનું મંદિર છે. અઘોર ગામમાં મહાપ્રભુજીની બેઠક તથા દાવજીનું મંદિર તથા શ્રીજીનું મંદિર છે, જ્યાં આગળ એક પથ્થરમાં દડીઆ જેવો ખાડો કર્યો છે અને તેને દહીં ચડાવે છે. ત્યાંથી આગળ ચાલતાં ગોવિંદકુંડ છે તેને માટે એમ કથા છે કે અત્રે ભગવાનને ઐરાવત હાથીએ પોતાની સાત સુંઢમાં સાત સમુદ્રથી સ્નાન કરાવ્યું, ને તેના અમૃતથી આ ગોવિંદકુંડ ભરાયો. ત્યાંથી આગળ ચાલતાં એક દેવળ છે, ત્યાં ઠાકોરજીની ટોલ તથા હસ્તાક્ષર છે, અને ભગવાને ગાયને લાકડી મારી તેના સોળ પથ્થર ઉપર હજુ પડેલા છે, તે નજરે દેખાય છે. ત્યાંથી આગળ વધતાં પૂંછડી ગામ આવે છે. અત્રેથી ગિરિરાજ પર્વતની પૂંછ શરૂ થાય છે, તે ઉપરથી ગામનું નામ પડયું. તેનું નામ અપસરકુંડ છે અને તેની બાજુમાં તવલકુંડ છે. ચંદ્રસરોવરમાં મહાપ્રભુજીની પાંચ બેઠક છે તથા ચંદ્રબિહારીનું દેવળ છે. ચંદ્રસરોવરથી પૂંછડી ગામ ૨ ગાઉ છેટું છે. ત્યાં આગળ કૃષ્ણબિહારી તથા રાધાકૃષ્ણનાં મંદિરો તથા ગિરિરાજની બેઠક અને પૂંછડીનો લોંઠો છે. પૂંછડીનો લોંઠો તે એક જાડો ચોખો બેસાડ્યો છે, ને એક મુગદળ પાસે મૂકયો છે.

**જતિપુરા તે ગિરિરાજનું મુખ**—પૂંછડી ગામથી નિકળતાં રસ્તામાં કીસનબાવાનો ભૂત કુવો છે, ને પછી શ્યામ ઢાક આવે છે, જ્યાં શામળીઆ તળાવ છે. ત્યાં ભગવાને ગોવાળીઆની ગોચારાની

લીલા કરી છે, ને ત્યાં ગિરિરાજની બેઠક છે, પછી સુરભિકુન્ડ ને ગિરિરાજ આવે છે. ગિરિરાજના મુખપર દૂધ ચઢાવે છે. અત્રે બે કુન્ડ છે. તેમાં એક હરજીકુંડ બાંધેલો છે, ને બીજો જુનો વગર બાંધેલો છે. અત્રે ગઠ્ઠુલાલજીનું મંદિર છે. ત્યાંથી આગળ ચાલતાં એક કુન્ડ છે જેમાં પાણી બિલકુલ છે નહિ. ત્યાર પછી વીછુવાકુન્ડ ને દાનઘાટી ઠાંકારજીનું મંદિર આવે છે, જ્યાં માનસિક ગંગા છે, તેમાં સ્નાન કરી દેવળમાં દર્શન કરી રાસ જોયો, તથા ત્યાંથી પાછા ફરતાં ગિરિરાજના ડુંગર પાસે "જાણુ અજાણુ" ની સખીઓ હતી જેનાં વૃક્ષ થઈ ગયાં છે. એક સખી કહે "મેં જાણું" ને બીજી કહે "મેં નહિ જાણું" તે પરથી નામ પડ્યાં છે. ગિરિરાજમાં પાણી પીવાનું સારૂં છે (૧૭–૯–૧૯૦૩).

(૧૭–૯–૧૯૦૩) આજે કુંજવાડાનો હેલો પડ્યો કે આવતી પરમે ગિરિરાજને ભોગ ધરવાનો છે, માટે જેને જેવી રકમ ભરવાની હોય તેને મહારાજ બોલાવે છે. ત્યાં જે જાય તેને મહારાજ સામગ્રીની ટીપ કહાડી દેખાડી રકમ ભરાવે છે. થોડે છેટે ઐરાવતકુન્ડ છે તેમાં પાણી બિલકુલ નથી. ખાબોચીઆ જેટલો છે. વીછુવાકુંડનું નામ એમ પડ્યું કે અત્રે રાધાજીના પગનો વીંછીયો ખોવાયો હતો. અત્રે મદનમોહનલાલજી, મથુરેશજી, તથા ગોકુળ ચંદ્રમાજીની હવેલી વગેરે પાંચ વલ્લભકુળનાં મંદિરો છે. ત્યાં દર્શન કરીને ત્યાંથી ગિરિરાજની ડુંટી (એક પથરામાં ખાડો છે) તેનાં દર્શન કર્યાં. વળી ગિરિરાજના ડુંગર ઉપર શ્રીજીનું મંદિર છે ત્યાં જવા ડુંગરી ઉપર જવું જોઇએ, માટે ગિરિરાજનો પથ્થર પગ નીચે આવે તે માટે પ્રથમના પથ્થર આગળ દંડવત કરી ઉપર ચડ્યા. ત્યાં શ્રીજીનું મંદિર છે તેમાં રતનચોક, મણિચોક, કમળ-ચોક તથા ફૂલઘર પાનઘર વગેરે ખંડેર થઈ તે પર ઘાસ ઉગી ગયાં છે. શ્રીજી બાવા પ્રથમ અત્રે હતા, પણ મીરાંબાઇની ભક્તિથી પ્રસન્ન થઇને મેવાડમાં શ્રીનાથદ્વારે પધાર્યા છે.

અરજ કરે છે મીરાં રાંકડી રે, ઊભી ઊભી–બેવાર.
મણીધર સ્વામી મ્હારે મંદિરે પધારો;
સેવા કરૂં દિન રાતડીરે. ઊભી ઊભી. ૧
ફુલના રે તોરા ને ફુલનારે ગજરા;
ફુલના ને હાર ફુલ પાંખડીરે. ઊભી ઊભી. ૨

સેજ બિછાવું ને પાસા મંગાવું;
રમવા આવો તો જાય રાતડીરે. ઊભી ઊભી. ૩
બાઈ મીરાં કહે છે પ્રભુ ગિરધરના ગુણ વ્હાલા;
તમને જોતાં ઠરે આંખડીરે. ઊભી ઊભી. ૪

---

મીરાંને પૂર્વજનમની છે પ્રીતરે, મીરાંને હૈડે લખાણા હરીના હેતરે
નામ નહિરે છાંડે હોજી. મીરાંને.
રાણાજીએ આપીઓ ભૂતડાંભેળો વાસ,
ભૂત પ્રેત ભાગી ગયાંરે, મીરાંને ઇન્દ્રભુવન થયો આવાસરે, મીરાંને.
વિખના પ્યાલા મોકલ્યા, દેજો મીરાંને હાથ,
અમૃત કરી આરોગીઆરે, મીરાંને રાખણ હારો રઘુનાથરે, મીરાંને.
રાણે વિષધર મોકલ્યો, દેજો મીરાંને જઈ,
પુજી મીરાંએ પ્રેમથી, મૂર્તિ શાલિગ્રામની તો થઈરે, મીરાંને.
રાણે રજા આપી પછી, કાઢી ગણીને કાસ,
મીરાં ચાલ્યાં મ્હાલતાંરે, બાઇને ભાવ્યો વ્રજનો વાસરે, મીરાંને.

---

ઘેલા અમે ભલે થયારે, બાઇ મ્હારે ઘેલામાં ગુણ લાધ્યું,
આટલા દિવસ હરિ જાણ્યા વિનાનું, મન માયામાં બાંધ્યું; ઘેલા અમે.
ઘેલા તો અમે હરિના ઘેલા, નિર્ગુણ કીધા નાથે;
પૂરવ જનમની પ્રીત હતી ત્યારે, હરિયે ઝાલ્યા હાથે; ઘેલા અમે.
ઘેલાની વાતો ઘેલા જાણે, ને દુર્જનીયા શું જાણે,
જે રસ તો દેવતાને દુર્લભ, તે રસ ઘેલા માણે; ઘેલા અમે.
ઘેલા મટીને અમે ડાહ્યા ન થઇએ, ને સંતના શરણાં લીધાં,
બાઇ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, કારજ સઘળાં સીધાં. ઘેલા અમે.

અત્રે એક ભોંયરૂં છે તે ઘણું જ ઉંડુ છે. તે વાટે શ્રીજી બાવા પધારી ગયા. કહે છે કે દરરોજ અત્રે એક વાર શ્રીજીબાવા ગુપ્ત પધારી શ્રીનાથદ્વારે પાછા જાય છે. એ ગુફા એટલી ઉંડી ને લાંબી છે કે યુરોપીઅનો લાંબા લાંબા કાકડા બાળી અંદર દાખલ થયા પણ એ ગુફાનો તેમને અંત માલમ પડ્યો નહિ. ત્યાં એક નાના ભોંયરા જેવો બીજો ખાડો છે. વળી ત્યાં એક સિંદુરનો પથ્થર છે. રાધાજીને સિંદુર જોઇતો હતો તે આ પથ્થરમાંથી નિકળ્યો

હતો. ત્યાં એક જગા છે, જ્યાંથી શ્રીજી પ્રથમ પ્રગટ થઇ એ ખડેર મંદિરમાં બિરાજ્યા હતા. તે સર્વે જોઇને શ્રી ગિરિરાજના પાછા દર્શન કર્યાં.

(૧૮-૯-૧૯૦૩) આજે સવારના સમાધાની આવ્યા, ને પછી કુંજવાડાની ભેટ પતાવી. ગોપાળલાલજી મહારાજે સવારના ગિરિરાજને દૂધની પૂજા કરીને સાંજના ૪ વાગે ભોગ ધરાવ્યો તે વખતે દર્શનમાં ભીડ ઘણી હતી. જે જે યાત્રાળુઓ આજુબાજુ હતા તે સર્વે આવી લાગા ને ગડદી પુષ્કળ હતી. ડેરા પણ વધ્યા, ગામમાં પણ માણસ કેટલુંક ઉતર્યું. મંદિરોમાં તથા હવેલીઓમાં દર્શન કર્યાં, ગટ્ટુલાલજીના મંદિરની પછવાડે બેસી ત્યાંથી ભોગના દર્શન અમને સારી રીતે થયાં. ભોગમાં સર્વ પ્રકારની મિઠાઇઓ સારી રીતે ધરવામાં આવી હતી, ને ગિરિરાજનું મુખ ઘણીજ અછી તરેહથી શૃંગારવામાં આવ્યું હતું. શ્રીજીની આબેહુબ મૂર્તિ જેવો જ ગિરિરાજનો શૃંગાર હતો. માળા, ઘરેણાં, સોનેરી પોશાક, તથા મુકુટથી ગિરિરાજ ઘણા સારા શોભતા હતા. એ પ્રસંગ ઉપર મહારાજ ગોપાળલાલજી ઉપરાંત તેમનું કુટુંબ, બેટી, તથા અન્ય વર્ગ હાજર હતો. ગોવર્ધનલાલજી મહારાજ તથા મધુસૂદનલાલજી મહારાજ તથા બીજા મળી ચાર સ્વરૂપ પધાર્યા હતા. ત્યાં સ્ત્રી વર્ગ હર્ષનાં ગીતો ગાવા મંડી પડી.

કહાન લાડુલો લેને, હાંરે! મને મહી વલોવા દેને. કાન લાડુ.
ઉઠી પ્રભાતે આરો માંઝ્યો, મારે હાથ ભુવારી રે,
વાસણ વીસણ લલિતા માંજણ, રાજભોગ તૈયારી રે-કાન.
રોઈ રોઈ અંખીઆં લાલ કરત હે, સન્મુખ જમલા ભીંજે,
મેરે લાલકુ ભુગઈ બના દું, દો ગોરી પરણાયારે,-કાન.
સેવૈયાં મોતૈયા લાડુ, બુંદી મગદલ ખાજા રે,
ઇશ્વિરીયા નરસૈયા સ્વામી, રાજ ભોગ તૈયારી રે,-કાન.
નવલખ ધેનુ દોવા બેઠી, દોણી લેકર દેને,
ઇશ્વિરીયા નરસૈયા સ્વામી, મન ભાવે તે કેને,-કાન.

---

ત્યાં વળી ગુજરાતના ખેડુતની બૈરી ને મન થઈ આવ્યુઃ—

તું તો હાલને મારે છેતરે, રે હો કરહણિયા. ટેક.

કરહણિયા મને દરહણ દેજે, હું તો ચ્યારની રહિસું તાચી,
તારે ને મારે હગપણ હાચું, એ તો જાણે જહોદા કાચી, રે હો કરહણીઆ.
જાહક ક્રીમાં મેં તો છીસડો રે રાંધ્યો, મહ ચોળો મંહિ નાછયો,
આપણ બે ભેળાં બેહીને જમહું, છોરૂ ઉડાડહે માંછયો, રે હો કરહણીઆ.
નવારે ધઉનો મેં તો પુંખજ પાડયો, ને માળા હેઠળ મુચ્યો,
તારે માટે અલ્યા કરહણીઆરે,મેં તો હળવે રહીને પુચ્યો, રે હો કરહણીઆ.
હામેરે હેરડે બોરડી પાચી, તેના તે મેઠાં મેઠાં બોરાં,
આપણ બે જણુ બોરાંરે વેણહું, છોરૂ તે ચારહે ઢોરાં, રે હો કરહણીઆ.
મારા છેતરમાં કારંગડી પાચી, તેની તે લાંબિ લાંબિ લુમો,
મારા છેતરમાં સાનો માનો આવજે, રછેરે પાડતો બૂમો, રે હો કરહણીઆ.
કરહણીઆ રે મને હેત રાછીને, દાડી દાડી દરહણ દેજે,
નરસૈયાના સ્વામી વેલા પધારી, જોઇએ તે માગી લેજેરે, રે હો કરહણીઆ.

યાત્રામાં એકવાર જમવાનો નિયમ લેવડાવે છે તે બરાબર છે. કેમકે દરેક ગામે મુકામ થતાં દશ વાગે, પછી રસોઈ કરતાં ને જમતાં બે વાગે, ને સાંજના જીવડા એટલા ઉડે છે કે ગમે તેટલી ચોકસી રાખીએ પણ જીવડા ભાણામાં મર્યા વગર રહે નહિ. માટે સૂર્યાસ્ત થયા પહેલા જમવું હોય તો જ બીજીવાર જમવું. ગિરિરાજપર દર્શન કરવા જવું હોય તો ડુંગર ઉપર લાકડી બિલકુલ ટેકાવવી નહિ. ( ૧૯–૯–૧૯૦૩. )

( ૨૦–૯–૧૯૦૩ ) આજે ગોપાળલાલજી મહારાજનો મનોરથ હતો. માટે સવારના જમી કરી બપોર પછી ત્રણ વાગે નિકળ્યા. ગિરિરાજને મહારાજે પોતા તરફથી ભોગ ધરાવ્યો હતો. શણગાર કર્યો હતો, તેનાં દર્શન કર્યાં. સાંજના ઢુંકા બળદેવના દર્શન કર્યાં. બળદેવજીએ કૃષ્ણ ભગવાનની લીલાઓ, અત્રે ડોકું કાઢીને નીરખી, તેથી તેનું નામ ઢુંકા બળદેવ પડયું, તથા અત્રે ઐરાવત હાથીને અમૃતથી ન્હવડાવ્યો તેથી ગોવિંદકુંડ ભરાયો. તે હાથીનાં પગલાં, તથા ડુંગર ઉપર સુરભિ ગાયના પગની ખરીનું ચિન્હ, તથા અશ્વના પગની ખરીનું ચિન્હ છે, તેનાં દર્શન કરી સાંજે ઘેર આવ્યા.

**ગુલાલકુંડ–ગામ આથોલી—**(૨૦–૯–૧૯૦૩) જતિપુરાથી સવારે તંબુ પેક કરી ગુલાલકુન્ડ રવાના થયા. ને ૦॥ ગાઉ પછી ડેરા પડયા. ગુલાલકુંડ આવતા રસ્તામાં રુદ્રકુંડ આવે છે. ગુલાલ

કુંડ તેના ગામનું નામ આથોલી છે. ત્યાં મહારાજ. રાસધારીઓ સાથે હોળી ખેલ્યા, ને પોતે ઝાંજ વગાડી ગાઇને ખૂબ ખેલ્યા, ગુલાલો ઉરાડયા ને બપોરની સખ્ત ગરમીમાં બાર વાગે પાછા ફર્યા.

પાલાગું કરજોરી, શ્યામ મોસે ખેલો ન હોરી,
ગવ્વે ચરાવન મયે નિકસી હું, સાસ નનન્દકી ચોરી;
સગરી ચુંદરીયા ન રંગમેં ભીગાવો, ઇતની સુનો બાત મોરી.–પા લાગું•

---

કનૈયા, મોસે ખેલો હોરી, કરો ના ઠઠોરી.
ચંદ્ર બદન મૃગલોચન ગ્વાલની, નયનોકી મતવાલી;
લેલે હાથન માર કુમકુમ, ધરબૈયાં ચિત ચોરી–કનૈયા મોસે.
અબીલ ગુલાલસે બાદલ છાયો, ખેલત રંગબિહારી,
કુંવર કહાન મોસે રંગ ન છોડો, ભીંજત ચુંદર મોરી–કનૈયા.
સબ સખીયાં મીલ બન બન આઇ, કોઇ સાવલ કોઇ ગોરી,
અપને અપને મંદિરસે નિકસી, સાસ નનંદકી ચોરી–કનૈયા મોસે•

---

કયસે હોરી ખેલો પીયાજીરે, આજ મોકું જીતો તો જાઉં બલિહારી;
દેખું હોરી ખેલો પીયાજીરે, ટેક.
કાલ અચાનક તુમ જીત ગયે, હમ જાને નહિ ગિરધારી,
અબકે આઓ તો મરદ કહું લાલા, અયેસી મારૂં પીચકારી. પીયા.
માર ગુલાલ બ્હાવરે બના દેઉં, તો મેં ખરી બ્રજનારી,
આંખિ આંજ સારી ચોરી પહેનાયકે, દુસરી બનાઉં રાધા પ્યારી. પીયા.
ફગુઆકે પલટે બંસી છિનાય લઊં, હાંરે કહેવાઉં બનવારી,
દયા પ્રભુ કહો અપને મુખતે, ખરી જીતી વૃખભાન દુલારી. પીયા.

---

હોરી ખેલું ના મય દઇયારે દેતી હું રામ દુહાઇ,
ઉંગલી પકડ મોરી બૈયાં મરોરી, છોડત નાહી કનૈયા;
એક હાત છતિયનપર ડારા, હમરી કોન સુનૈયા,
સબ સખીયન બ્રિજનાર નિરખતી, તુમહો છેલ છલૈયા;
રાગ ફાગ હમ તુમસેં ન ખેલે, તુમ ચાતુર ચતુરૈયા–હોરી.

---

તુમસે પ્રીત ન કરી હે, મોહન તુમ બડે હરજાઈ,
વસુદેવકે ઘર જનમ લીયોહે, દેવકી કુંવર કહાઈ;
તીનકું ત્યાગ નંદ ઘર આયે, ઘરઘર બાજત બજાઈ.—મોહન.
સારી રાત સખીઅન સંગ ખેલે, ભોર ભયે ઘર આઈ;
ના માલુમ તુમ ચોરી કરત હો, હમકુ પરખ ન આઈ—મોહન.
કુબરી સવત કંસાકી દાસી, તીનસે પ્રીત લગાઈ,
તુમ જેસે નિર્લજ કુટિલ ન કોઈ, સબ કહે કુંવર કનાઈ.—મોહન.
દીનબંધુ દીનાનાથ કહાએ, દેવન બંધ છોડાઈ,
માતા પિતા કાલેગ્રહમેં પડેહે, તીનકું કયું ન છોડાઈ.—મોહન.

---

કો ખેલે એસી હોરી, લાલ ! મેંના ખેલું તુમસે હોરી,
કલ કેસરકી પિચકારી મેરો મુખ, તકિ તકિકે અજી તુમ મારી;
મેરી ભીજ ગઈ તઇ સારી, અંગિયા રંગમે રસબસ કરડારી,
મોહે દઇ ઊઘારી ગારી, સુની મેરે દેવર જેઠ સબ નરનારી;
મોહે અબીર ગુલાલમેં રોરી,
મોસું બ્હોત કરી બરજોરી,
મોરે સાસ નનંદકી ચોરી; લાલ મેં૦

તુમ ગાવત બજાવત આઓ લાલ, મેરે આંગનમેં ધુન મચાઓ,
તુમ ખ્યાલ ફાગકે ગાઓ, તાનકી ટોક મેરેપર સબ લાઓ,
અજી અપનો જિયકો ભાવ પ્રગટ કરી, નેન સેનમેં બતલાઓ;
લાલાજી મેં ચુપકર યારી જોરી,
તુમ પ્રગટ કરો કયોં હોરી,
મેં બડે ગોપકી છોરી; લાલ મેં૦

મેરી અંગિયાકે બંધ તોરે, નખનકે ઘાવ કીયે ઉરહે થોરે,
સો ઉઘર પરે તન ગોરે બદનપર, ચિન્હ પરે કયોં રહે ચોરે,
તુમ મત જાનો સબ ભોરે, ગોકુલકે લોક કુટિલ ચકોરે.

**દિગકેભવન** અથવા **લઠ્ઠાવન**—ગુલાલકુંડથી દિગભવન ચાર ગાઉ છેટે છે. ગુલાલકુંડમાં એક બે ઠેકાણે ચોરની બૂમ પડી હતી પણ તેઓ ફાવ્યા નહિ. તેજ પ્રમાણે ગિરિરાજમાં પણ બૂમ પડી હતી. પણ ચોકી પહોરાનો જાપ્તો મહારાજે સરસ રખાવ્યો હતો, ને આખી રાત બત્તીઓ તથા "જાગતા સૂજે" એવી બુમો મારી મારીને સિપાઇઓ ચોકી કરે છે, તેથી જાત્રાળુઓને બહુ સુખ

પડે છે. દિગ્ભવન આવતાં આખે રસ્તે પાકી અસલ સડક છે. ને ભરતપુરના રાજાની હદ હોવાથી ઘણીજ સારી રીતે ગામ બાંધેલું છે. રેસ્તા પહોળા મથુરા કરતાં ઘણાજ સારા છે. પાણી હલકું છે, હવા સારી, શાકભાજી તાજું ને એકદમ સસ્તું મળે છે. મુખ્ય મૂળા ખાવા લાયક, ને તે વળી એકદમ સસ્તા. કાકડીના ખીરા વગેરે જે જોઇએ તે મળે છે. અત્રે કુંડ મોટો ને સરસ બાંધેલો છે. તેનું નામ રૂપસાગર છે. ભરતપુરની આજથી ચોથી પાંચમી ગાદી પર જે રાજા થઈ ગયો તે જ્યારે દિલ્હીના બાદશાહની સાથે લડાઈમાં માર્યો ગયો, ત્યારે તેની પાછળ તેની ગાદી કોણે લેવી તે વિષે તેના ચાર દીકરા વચ્ચે તકરાર થઇ. મોટો કહે હું લઉં, વગેરે. પછી સૌથી ન્હાનો હતો તેણે કહ્યું કે મા પાસે ચાલો. મા કહે કે મરનાર કહી ગયો છે કે બદલો લીધા વગર રહેશો નહિ, માટે જે છોકરો દિલ્હીના બાદશાહને પકડી લાવે તેને ગાદી મળે. તેનું બીડું કનિષ્ટ પુત્રે ઝડપ્યું. તેણે કહ્યું કે મને નાણાની મદદ આપો ને લશ્કર આપો. તે સર્વે માએ આપ્યું, અને તે લઇને દિલ્હીના બાદશાહ ઉપર ચઢાઈ કરવા ગયો. ત્યાં તેને હરાવી ગામમાં લૂટ કરી, પોતાનું નિશાન ચઢાવી દિલ્હીના રાજાને કેદ કરી, ત્યાંના ખજાનાની લૂટ સાથે લઈ, દમામથી ભરતપુર આવી પૂગો. જેવો ભરતપુરના નાકા ઉપર આવે છે એટલામાં તેની માતૃશ્રીના હુકમથી ભરતપુરના નાકાં સર્વે બંધ કરવામાં આવ્યા. ત્યારે તે કનિષ્ટ દીકરા જવાહિરસિંગે માતૃશ્રીને કહેવાડ્યું કે મેં તમારૂં વચન પાળ્યું છે, અને દિલ્હીના બાદશાહને કેદ કરી સાથે લાવ્યો છું, ને મરનાર પિતાજીનું વેર બાદશાહ ઉપર લીધું છે, તો હવે મને ગામમાં આવવાનો હુકમ કેમ નથી કરતા? ત્યારે માએ કહ્યું કે તેં વચન ખરેખરૂં પાળ્યું છે. તું બહાદુર દીકરો નિવડ્યો ખરો, પણ એ દિલ્હીના બાદશાહની દોલત તેં અત્રે આણી છે તે આપણા ભરતપુર શહેરમાં લાવવા નહિ આપું, કારણ કે મુસલમાની દોલત આવે તો તે મફત પણ જોઇએ નહિ. ત્યારે જવાહિરસિંગે ત્યાંથી પરબારા દિગ્ભવન આવી ત્યાં શહેર વસાવ્યું, અને કરોડો રૂપિયાની લૂટ તેણે બાદશાહ પાસેથી મેળવેલી હતી તે અત્રે વાપરીને ગામ વસાવ્યું. અત્રે મ્હોટા મ્હોટા કિલ્લા છે, બગીચા છે, ને શહેર એકંદરે ઘણું જ સારૂં છે. દિલ્હીના બાદશાહને પછી જવાહિરસિંગ માતૃશ્રી આગળ લઈ ગયો ને કહ્યું કે હવે અત્રે

મારો યા છોડો, જેવી તમારી મરજી. માતુશ્રીએ હુકમ કર્યો કે એ હરામખોરને છોડી દો, એવી રીતનો ઇતિહાસ છે. તે પછી જવાહિરસિંગને ગાદી મળી.

ગુલાલ કુન્ડથી દિગ્ભવન આવતાં રસ્તામાં પહેલો સુરજ કુન્ડ આવે છે, તથા બીજો બળભદ્ર કુન્ડ તથા દાવજીનું મંદિર આવે છે. દિગ્ભવનમાં ચાર ભવન છે. રાજાએ બગીચામાં મહેલો ઘણા જ સરસ બાંધ્યા છે. દરેકમાં હોજ તથા તેમાં પાણીના ફુંવારા ઉડે એવી યુકિત છે. પાણીમાં જળમહેલના ત્રણ બાજુના મુખ પડે છે. બધા મહેલ પથ્થરના ઘણા જ મજબુત ને સરસ બાંધેલા છે, ને પથ્થરમાં કારીગીરી એવી તો ઉત્તમ છે કે આજે એવી કારીગીરી થવી ઘણી જ મુશ્કેલ છે. એક પથ્થરનો દરવાજો અસાલનો અધુરો પડ્યો છે તે હજી સુધી કોઇએ પુરો કર્યો નથી. એ મહેલમાં મુંબઇની મ્યુનીસીપાલીટી હૉલની મીટીન્ગમાં જેમ લાંબ-લાંબા ટેબલો, પંખા, ખુરશીઓ, ને રેશમી ગાદી બનાતો વગેરે પાથરેલા છે, તે પ્રમાણે યુરોપીઅન ટેસ્ટના છે. વાઇસરૉય અત્રે આવ્યો ત્યારે મોટી ધામધુમ કરી હતી. એક મહેલની ઉપર હોજમા બધા કાણાં છે, ને તેમાં ચાર ખુણામાં ચાર ઉંડા કુવા છે. બબે કોસ દરેકને જોડાય છે ત્યારે પંદર દિવસે એ હોજમાં પાણી ભરાય છે. ત્યાં નિશાન કરી છે, ત્યાંથી જે દિશામાં પાણી છોડવું હોય તે દિશાની ચાવી ઉઘાડે છે એટલે બગીચામાં આસપાસ ને વચમાં પાણીના રસ્તા થઇ જાય છે, તે બહુ મનોહર દેખાય છે. બે ત્રણ ઠેકાણે યુકિત એવી કરી છે કે ત્યાં પાણીના ધોધ જાણે શ્વેત પાણીની ચાદર જેવા પડે છે, એ વગેરે જોવા લાયક છે. ગામની બજાર મ્હોટી છે, ને જે ચીજ જોઇએ તે મળે છે.

દિગ્નાભવનથી સવારના (૨૩-૯-૧૯૦૩) અલકગંગા જઈ પરમદરા જવા નિકળ્યા. ચકરાવા સાથ પાંચ ગાઉનો રસ્તો છે. રસ્તામાં બે બાજુએ પાળ બાંધેલી પાકી સડક ઘણી જ સરસ બાંધી છે. જુનું ગામ પણ રસ્તામાં આવે છે. દિગ્ભવનને સાત આઠ દરવાજા છે. મથુરા, કામવન, દિલ્હીદરવાજો વગેરે. રસ્તા બહુ પહોળા ને બન્ને બાજુ વૃક્ષોની ઘટા છે, તેથી વટેમાર્ગુને ઘણું સુખ મળે છે. રસ્તે એક પાકી બાંધણીનો કૃષ્ણકુન્ડ આવે છે. તેની પાસે બદ્રીનારાયણનું મંદિર છે. પાછા ફરી આગળ વધ્યા એટલે એક કોસ પછી પરમદરા યાને સુદામાપુરી આવી. કહે

છે કે સર્વ તીર્થો વ્રજભૂમીમાં આવે છે. સુદામાનું ખરૂં ગામ તો પોરબંદર છે. એક વખત ભગવાન, સુદામાને મળવા ગયા તેમને સુદામાએ અરજ કરી કે તમારી અકળ લીલા બતાવો. ભગવાને કહ્યું કે અકળ લીલા જોવામાં કંઈ સાર નથી. પણ સુદામાએ હઠ પકડી ત્યારે નદીએ જઈ ભગવાને સુદામાને કહ્યું કે આ પારથી ડુબકી મારો ને આપણા બેમાંથી પેલે પાર પહેલો કોણ જાય છે.

અકળ લીલા નથી ઓછી નૌતમ નટવર નાગરમાં,
હરજીએ હડસેલી મેલ્યા, સુદામાને સાગરમાં.

આ જળથી નહી જાઉં જીવતો, કરી જગદીશનું ધ્યાન ધર્યું,
દામોદરને દયા ઉપની, સાગર વચ્ચે ગામ કર્યું.

વિપ્ર કહે સુદામાપુરી, કહો (નગ્ર) શેઠ કેટલેક હશે,
શેઠ કહે સુદામાપુરી, જાતાં સાઠ વરસ થશે.

મ્હારે પેટ છે પવિત્ર પુત્રી, તે તમને હું દઉં કન્યા,
સુદામા કહે લઉં શુદ્રની, થાય અતિ અધર્મ અન્યાય.

એવું સમજી કન્યા પરણ્યા, જુદું ઘરબાર લઈ રહ્યા,
પત્ની રાંધે પોતે જમે, ભ્રષ્ટો ભેગા ભ્રષ્ટ થયા.

સુદામાએ સંસાર માંડ્યો, નારીને પાંચ પુત્ર થયા,
પાડોશમાં એક અબલા મુઈ, છે તે સારૂ સ્મશાન ગયાં.

સુદામા જોઈ વિસ્મય પામ્યા, બળનારો મુરખ જેવો,
સુંદરી સાથે પુરૂષ મરે, આ અનર્થ અવળો કેવો.

તે સુણીને સહુ જન બોલ્યા, સુદામા તું છે મતીઓ,
ગામ ચાલે છે નારી પુઠે, સ્વામી હોય તે થાય સતીઓ.

લોક કહે તાડીએ દોરો, બાંધીને સાથે લઇએ,
સારી રીતે બળે નહી તો, પરાણે બાળી દઇએ.

એવું સુણીને સંતાપ કરતા, ભજતા શ્રી અંતર્યામી,
હરિલીલાથી સુદામાની, પત્ની પણ મરણ પામી.

સુદામાએ શબ દીઠું ને, પોક મેલી રડવા બેઠા,
જાણ્યું જોડે મને બાળશે, કોડીઓ વચ્ચે જઈ પેઠા.

એમ કરીને છેતરી ચાલ્યા, જળમાં જંપાપાત કીધો,
સ્નેહી સુદામાને સામળાએ, નદીમાંથી ખેંચી લીધો.

સુદામા કહે અકળ લીલા, શું વખાણું મૂખ થકી,
ત્રીકમજી તમારી લીલા, સ્વપ્ને પણ જોવી નથી.

**પરમદરા ગામ**—અત્રે કુંડ છે તેનું પાણી ખરાબ લીલવાળું હતું. કૂવાનું પાણી ખારૂં છે, અને ઝાડપાન બિલકુલ દેખાતાં નથી. સુદામા, કૃષ્ણ, અને બળદેવ એ ત્રણે એક ગુરૂ નામે સાંજીપાંજને ત્યાં ઉજ્જનમાં ભણવા જતા. ત્યાં એક દિવસ ગુરૂપત્નીએ કૃષ્ણ પાસે દોણી માગી, તે કૃષ્ણ ભગવાને પોતાના સાધારણ હાથ અંદર નાખી તેને અસાધારણ લાંબો કરી દોણી લઇને આપી, તે જોઇ તેણી વિસ્મય પામી, અને તે ભગવાન છે એમ કૃષ્ણને મનથી ઓળખી લીધા.

વળી એક દિવસ ગુરૂપત્નીએ સુદામાને તથા કૃષ્ણને કહ્યું કે જંગલમાંથી લાકડાં લઈ આવો. તડકો થઈ જાય ને કૃષ્ણને ભૂખ લાગે નહિ, તેટલા માટે છાનામાના સુદામાને ચણા આપ્યા. રસ્તે ચાલતા બન્ને ભૂલા પડ્યા ને રાત અંધારી થઈ ગઈ. પછવાડે ચાલતાં સુદામાએ કડકડ કરીને ચણા ચાવવા માંડ્યા, તે કૃષ્ણ તો જાણી ગયા, પણ જાણી જોઇને પુછયું કે તમે શું કડકડ કરો છો, તો સુદામા કહે મને ટાઢ વાગે છે, તેથી દાંત કડકડ બોલે છે, એમ કરતાં સવારના ઘેર પાછા આવ્યા. ગુરૂ તો પોતાની સ્ત્રી પર ઘણા જ ગુસ્સે થયા, પણ શું કરે. પછી ભગવાન કૃષ્ણે ૬૪ દિવસમાં ૬૪ કળા ને ૧૪ વિદ્યા શીખી લીધી. સુદામાજી પણ ભણીને ગયા, ને કૃષ્ણે ગુરૂને કહ્યું કે તમને શું શીખ આપું, ત્યારે ગુરૂ કહે મને તો કંઈ જોઇતું નથી. ગુરુપત્નીએ કહ્યું કે મ્હારો છોકરો રત્નાકરમાં ડૂબી ગયો છે તે આપો, ત્યારે કૃષ્ણ રત્નાકર પાસે ગયા. ત્યાં અંદર જઈ જોયું તો કાંઈ મળે નહિ. પછી રત્નાકરે કહ્યું કે મારી પાસે તો નથી પણ મ્હારામાં એક દૈત્ય રહે છે તે ખાઈ ગયો હશે. ત્યારે તેને ચીર્યો તો પણ છોકરો કાંઈ મળ્યો નહિ. પછી યમરાજા પાસે ગયા. ત્યાં ચિત્રગુપ્ત પાસે ખાતું કઢાવ્યું, ને જે યોનિમાં તે હતો તે યોનિમાંથી બોલાવી મંગાવી ને પોતે સાથે લઈ ગુરુપત્નીને સ્વાધીન કર્યો; ત્યાંથી કંસને મારી મથુરા આવી જરાસંઘ દૈત્યને કેટલીકવાર જીત્યો. પછી સુદામા પોતે દળદર અવસ્થામાં રહેતા હતા, તેને તેની પત્નીએ કહ્યું કે તમારો દોસ્તદાર કૃષ્ણ છે, તેની પાસે માગો તો તમારૂં દળદર જાય. એમ રોજ કટ કટ થાય, પછી એક દિને સુદામાએ

કહ્યું પણ ભેટ શું લઈ જાઉં, ત્યારે તેની પત્નીએ પોતા પાસે કંઇ મળે નહિ, તેથી આડોશી પાડોશી પાસેથી માંગીને ત્રણ ચાર મુઠી પહુઆની આણી. તે લઇને સુદામો કૃષ્ણની નગરી પાસે જઇને પુછે છે, કે મ્હારો મિત્ર કયાં છે? તો કોઇ કહે ત્હારો મિત્ર કોણ, તો સુદામો કહે કૃષ્ણ, ત્યારે તેણે તેને હસી કાઢયો, કે આવો દળદરી તો ભગવાનનો મિત્ર હોય નહિ. પછી કૃષ્ણ ભગવાનને મહેલે ગયા તો ચોકી પહેરો, પણ દરેક બ્રાહ્મણને આવવાનો હુકમ, ને કૃષ્ણે છેટેથી જાણ્યું કે મિત્ર મ્હારો આવ્યો છે. એટલે તેને અંદર બોલાવી પલંગ ઉપર સુવડાવી પોતે પગ-ચંપી કરી, ને રૂખમણીજીએ પણ કરવા માંડી. પછી તેને ન્હવ-ડાવ્યો ને ગામના લોકોને કહ્યું કે મ્હારો મિત્ર આવ્યો છે, તેને દંડવત કરવા ચાલો, એ રીતે ખૂબ ધામધુમ થઇ. પછી કૃષ્ણે પુછયું કે મ્હારે સારૂ શું લાવ્યો? ત્યારે સુદામો મનમાં કહે, આવા મ્હોટા પાસે કેમ પહુઆની ચપટી અપાય, એટલે શરમથી બોલ્યા નહિ. ભગવાન તો અંતર્યામી તે જાણી ગયા, એટલે કહ્યું કે જે તું લાવ્યો હોય તે મ્હારે કબૂલ છે. ત્યારે સુદામા કહે તમને ઓછામાં ઓછી કેટલી ભેટ જોઇએ, તો ભગવાન કહે **पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रय[illegible]ति । तदहं भक्त्यु-पहृतमश्नामि प्रयतात्मनः ।** જે ભકત મને ભકિતથી પુષ્પ, ફળ યા પાણી આપે તે તેને હું વધારે માન આપી ગ્રહણ કરૂં છું; માટે તું જે લાવ્યો હોય તે મ્હારે ઘણું છે. પછી પહુઆ આપ્યા તેમાંથી એક મુઠી ભગવાને આરોગ્યા, ને એક મૂઠી રુક્ષ્મણીએ આરોગ્યા. ભગવાને રુક્ષ્મણીને કહ્યું કે આ પહુઆ એવા મીઠા લાગે છે કે મ્હોટી મ્હોટી ભેટો આની આગળ પાણી ભરે. પછી સુદામાએ રજા માંગી તો કૃષ્ણની ૧૬,૦૦૦ સ્ત્રી તેને પગે પડવા આવી, તેને સુદામાએ આશીર્વાદ આપ્યો કે સપ્ત પુત્રવતી સુખી ભવ. તો ભગવાન કહે દશ પુત્ર છે દરેકને, સાત કેમ કહો છો, એટલે સુદામા દશ પુત્રવતી સુખી ભવ એમ કહેવા લાગ્યા. વળી તેના છોકરાઓ અને તે છોકરાની વહુઓ પગે પડવા આવી, એટલે સુદામા ગભરાયો ને બોલ્યો કે ભાઇ! હું તો થાકી ગયો. યા તો બધાને સામટા બોલાવો તો ઠીક. છેવટે સુદામાને વિદાય કર્યા. પછી સુદામો મનમાં વિચાર કરે છે, કે મ્હારા દોસ્તે મને કંઇ આપ્યું પણ નહિ, ને મને ખાલી હાથે પાછો મોકલ્યો. પછી પોતાની ઝુંપડી આગળ પહોંચ્યો

તો તે મળે નહિ, ને પોરબંદરની પુરીમાં તો સુદામાજીના અવનવા મહેલ ભગવાને બનાવી દીધા, ને તેમાં સુદામાની પત્ની હિંડોળા ઉપર ઝુલે છે. સુદામાજી આવ્યા તેવા દશ પાંચ સિપાઇ, તથા તેની પત્ની સામા લેવા આવ્યા. એટલે સુદામો ગભરાઇને નાઠો, ને બોલ્યો મેં કાંઈ અપરાધ કર્યો નથી, ત્યારે તેની પત્ની કહે ભગવાન કૃષ્ણની કૃપાથી આ સર્વ મહેલ થયા. ને હું તમારી પત્ની છું, ત્યારે સુદામાજી રાજી રાજી થયા, એવી કથા છે.

**કામવન**–આગલે દિવસે (૨૪–૯–૧૯૦૩) હેલો પડ્યો કે પરમદરાથી પાંચ ગાઉ ઉપર શીતળ કુન્ડ છે, ત્યાં મુકામ પડશે. પણ ત્યાં રોગચાળો કામવન કરતાં પણ વધારે હતો, તેથી ભરતપુર સરકારે મહારાજ વગેરેના તંબુઓ નાંખવા આપ્યા નહિ, તેથી કામવન પાસે ૦॥ કોસ છેટે ડેરા પડયા. પરમદરાથી વહેલા અંધારામાં ઉઠી ૫ વાગે ચાલવા માંડ્યું. રસ્તામાં જે સરોવર આવ્યું તેમાં પાણી ન હતું, અને ત્રણ ગાઉ પછી દેવકીનંદન મહારાજનો સુંદર બગીચો આવ્યો, તેમાં મહારાજનો રહેવાનો બંગલો તથા જનાનખાનું છે. બગીચામાં ફળ તથા ફૂલના ઝાડો છે. નારંગી વગેરેનો બગીચો આ વ્રજભુમીમાં અદ્યાપિ આ એક જ જોયો. દેવકીનંદન મહારાજે તેને લગતો એક મોટો કુવો તથા ઇન્દ્ર કુન્ડ બાંધ્યો છે, જેનું પાણી સારૂં છે. તેમાં ન્હાઇને સંધ્યા પૂજા કરી. ત્યાં કાકાકૌઆ, પોપટ, મેના, વગેરે પાળ્યા છે, અને જગા રળિયામણી જણાય છે. બતકો પાળ્યા છે, તે કુન્ડમાં ન્હાય છે, ને તરે છે. ત્યાં શ્વેત પર્વત છે. ત્યાંથી ચાલતાં ઇન્દ્રકૂપ આવે છે. કહે છે કે ઇન્દ્રે આ કુવા ઉપર ચઢીને ગિરિરાજ ઉપર ચઢાઇ કરી હતી. તેમાં આચમન કર્યું. પંથ લાંબો તેથી જરા આશ્રય લઈ આગળ ચાલી ડેરાના મુકામે આવી પુગ્યા. ગામમાં મરકી હતી, અને તડકો સખ્ત, તેથી વટેમાર્ગુઓને પાકી સડકનો ઝાડની છાયાનો રસ્તો ઘણો સુખદાયક થઈ પડે છે. અત્રે બે દિવસ મુકામ રહ્યો.

(૨૫–૯–૧૯૦૩) સવારના વિમળ કુન્ડમાં ન્હાઈ કામવનની એક બાજુની પરિક્રમા કરવા ગયા. રસ્તામાં યશોદા તથા મધુસુદનકુન્ડમાં આચમન કર્યાં, ને યશોદાજીના દર્શન કર્યાં. ત્યાંથી ચાલતાં લંકાકુન્ડ, શ્વેતબિન્દુ રામેશ્વર, તથા રામે પાળ બાંધી હતી તેનાં દર્શન કર્યાં. ત્યાંથી લુકલુકકુન્ડમાં સ્નાન કર્યાં. અત્રે ભગવાન કૃષ્ણ દોસ્તો સાથે છુપછુપામણીની રમત રમ્યા હતા. તેની રાસલીલા

કરીને પછી આગળ ચાલતાં પહાડી ડુંગર ઉપર ભગવાનના ચરણનાં દર્શન કર્યાં. ત્યાં ભગવાન છુપાયા હતા તેની ગુફા છે, તે જોઇને પેલી બાજુએથી ઉતરીને આગળ ચાલતાં મહીસાગર આવ્યું તેમાં પાણી ન હોતું, ને છટાંક પાંચશેરીના પથ્થરનાં દર્શન કર્યાં. આગળ ચાલતાં નંદબાવાનો કૂવો આવ્યો, તેના પાણીનું આચમન કર્યું. તેનું પાણી હવે શાહુકાર ગોપીનાથે વાડી બનાવી છે તેને પાય છે. ત્યાંથી આગળ ચાલતાં લક્ષ્મીકુન્ડ, ગોપાળકુન્ડ, દેવીકુન્ડ, મન્છા માતાનું મંદિર, ગયાકુન્ડ, પ્રયાગ લક્ષ્મણકુન્ડ તથા ૮૪ પથ્થરના સ્તંભનું સ્થાન આવે છે, તેમાં કારીગરી સારી છે, તે સર્વેમાં આચમન તથા દર્શન કર્યાં, અને ત્યાંથી કામવન બજારમાં થઇને ઉતારે આવ્યા. આજે તડકો એવો તો સખ્ત હતો કે માથું ફાટી જાય.

**કુંજરવાડો**–(૨૬–૯–૧૯૦૩) સવારના વહેલા ઉઠી કામવનથી નિકળ્યા તે ગોકુળચંદ્રમાજીની હવેલીમાં મંગળાના દર્શન કર્યાં. ત્યાંથી જગદીશ તથા દેવીના દર્શન કરી મોહનલાલજીની હવેલીમાં દર્શન કર્યાં. મુર્તિ મજાની મ્હોટી છે, તે દેવકીનન્દન માહારાજનું મંદિર છે. તેમાં સામગ્રી ભેટ કરી ને ૭॥ વાગા. આગળ ચાલતાં સૂર્ય કુન્ડ બગીચામાં હતો તેમાં આચમન કર્યાં. ત્યાંથી શીતલ કુન્ડ છે. તેમાં આચમન કરી, શીતળા માતાના દર્શન કર્યાં. કુન્ડનું પાણી સાફ છે. ત્યાંથી આગળ ચાલતાં મહા પ્રભુજીની બેઠક તથા સુરભિ-કુન્ડ આગળ આવ્યા, તેમાં આચમન કરી ઘસણી શીલા ઉપર ગયા. જ્યાં ભગવાન પડીને લોટયા હતા, ત્યાં ગાંડ ઘસણી કરીને ભોજન થાળી આપવાના કુન્ડમાં સ્નાન સંધ્યા પૂજા કરી ગોરને થાળીઓ, વાટકા મિઠાઇ ભરીને આપ્યા. પછી રાસ જોયો. ત્યાં જ બાર વાગાનો અમલ થયો, ને તડકો ખૂબ પડ્યો એટલે અમો છાંયડામાં બેઠા, ને ત્યાંથી બે વાગે નિકળી આગળ વધ્યા. રસ્તામાં રેતી તો ખૂબ તપતી હતી. આગળ ચાલતાં એક બગીચો, ગોપાળ કુન્ડ, સુરજ કુન્ડ, ગરરર કુન્ડ, તથા ચંદ્રભાગા કુન્ડમાં આચમન કરી, કુંજરવાડે આવી પહોંચ્યા, ત્યાં કરણ કુન્ડમાં આચમન કર્યું. અત્રે ભગવાને પોતાના કાન છેદાવ્યા હતા.

**વરસાણો**–( ૨૭–૯–૧૯૦૩ ) સવારના વહેલા ઉઠીને નિકળ્યા તે રસ્તામાં પહેલાં નિર્વૃત્ત કુન્ડ તથા કૃષ્ણ કુન્ડ આવે છે, તેમાં પાન કરી, મહા પ્રભુજીની બેઠકના દર્શન કર્યાં. ત્યાંથી ચાલતાં પાલોછી ગામ આવ્યું, ને બીજું ગામ સોનારા આવ્યું, તથા ચિત્ર વિચિત્ર

શીલા આવી. તે એક છત્રી છે, તેમાં એકદમ ઢળાણવાળી શિલા છે, તેના ઉપર રાધિકાજીના ચરણ તથા હાથની છાપ છે. એવી ત્યાં બીજી એક ઉઘાડી શીલા છે, ત્યાંથી ચાલતાં કુન્ડમાં પાન કર્યું. પછી વરસાણા ગામમાં આવી પુગ્યા.

વરસાણા અને ગોવર્ધનમાં કૃષ્ણનું નામ નહી લેતાં ફક્ત રાધાજીના નામની જય પુકારે છે. વૃષભાનુએ તપ કરવાથી, કાત્યાયનીએ પ્રસન્ન થઈ તેને એક ડિંબ આપ્યું, જે તેણે પોતાની રાણી કીર્તિદાને આપ્યું. કીર્તિદાએ તે હાથમાં લીધું કે તરત તેના બે કટકા થઈ ગયા, અને ચૈત્ર શુદિ ૯ ને દિને અયોનિની રાધા પ્રકટ થઈ, તે ઉગ્ર તપથી રાધિતા અને બાલ્ય થયેલી, તેથી રાધા નામ પડ્યું. એ રીતે રાધાની જન્મ ભૂમિ વરસાણો છે.

વરસાણામાં લાડકાલાલજી (રાધાકૃષ્ણજી) નું મંદિર ડુંગરપર બાંધેલું છે, જ્યાં જવાને ૨૦૦ પગથિઆં ચઢવા પડે છે. એ મંદિરને લગતી આરસ પહાણની છત્રી ગ્વાલીઅરના મહારાજાએ બનાવી આપી છે. જેમાં કાર્તિક શુદ ૧૫ની અજવાળી રાત્રે રાધાકૃષ્ણ બિરાજીને ઝુલે છે. ઉપલી બાજુ મંદિર છે ને આજુબાજુ અગાશી તથા વિશાળ જગા છે. નીચે દરવાજા આગળ બ્રહ્માજીની શ્વેતમૂર્તિ છે, અને વળતાં નીચે ઉતરતાં રાધિકાજીના પિતા વૃષભાનુ, તેના બાપ મહાભાનુ એટલે રાધિકાજીના દાદા, અને દાદીજીનું મંદિર છે. વળી રાધાજીની અષ્ટ સખીઓનું મંદિર, તથા રાધિકાજીની મા કીર્તિદા, તથા બાપ વૃષભાનુ, તથા ભાઈની મૂર્તિઓનું મંદિર પણ છે, તથા તેની જોડે બીજું રાધિકાજીનું ન્હાનું મંદિર છે. અત્રે રસ્તામાં મ્હોટી મ્હોટી બાયડીઓ તથા ન્હાની ન્હાની છોકરીઓ આપણો હાથ અથવા કપડાં પકડી દાણ માગે છે, ને કહે છે "તૂં દે હમારો દાણ, તૂં કર્યો હમારો માન" ને પાઈ પૈસો આપીએ ત્યારે છોડે છે. કૃષ્ણે રાધિકાજીને તથા રાધિકાજીએ કૃષ્ણને દાન આપ્યું તે દિવસથી દાણ માંગવાનો પ્રથા અત્રેની સ્ત્રીઓમાં ચાલ્યો છે. ઉપર કહેલી ચિત્ર વિચિત્ર શિલા પછી દેહ કુન્ડ આવે છે, જેમાં સ્નાન કરી ગોરને સુવર્ણની એક વીંટી આપી. કારણ અત્રે ભગવાને રાધિકાજીને તોળીને ૬॥ મણ સોનાનું દાન કર્યું છે.

અત્રે સર્વત્ર આનંદમંગળ વર્તીત રહ્યો છે. સર્વ સ્ત્રીઓ ગરબા ગાઈ મગનની લગ્નીમાં મગ્ન થઈ રહી છે, તેટલામાં એક વ્રજની નારી ગુર્જરસ્ત્રીના સમુદાયમાં ગુજરાતી ગરબી તથા

રાસડા લેવા લાગી. તેમાં હાસ્યાસ્પદ એ થયું કે ગુર્જર સ્ત્રીઓએ નીચે પ્રમાણે એક પદ ગાવાનું શરૂ કર્યું:—

"હાંરે એની કાનુડે વનમાં વેણુ વગાડી, કાનુડે વનમાં વેણુ વગાડી"

એટલે પેલી વ્રજનાર પણ ગુજરાતીમાં બોલવા લાગી:—

"હાંરે એની કાનુડે બનમાં બેન બગાડી, કાનુડે બનમાં બેન બગાડી"

તે સાંભળી હસાહસ થઈ રહી, ને કહ્યું કે ગુર્જર સ્ત્રી થતાં ઘણીવાર છે, તમારે તો વ્રજનાર થવામાં જ સાર છે. આ તો વિવાહની વરસી ને આદાની સૂંઠ થઇ ગઇ; માટે હવે બોલવું બંધ કરો.

જ્યારે સબ સખીઓ સાથે મળી જમુના જલ ભરવા ગઇ ત્યારે કહાને તેઓને રસ્તામાં રોકી, બહુ હેરાન કરી, અને જ્યારે મદ મસ્તિનું તોફાન કરી છેડતી કરવા લાગ્યા ત્યારે તેમાંની એક વ્રજની સખીએ લાવણીના લલિત લ્હેકારમાં કહાનને મુગ્ધ કર્યા.

કયું ડારો ઉરપે હાથ, લાલ વિચારો,
બજાંક બંસીનાદ, નૈન કયું મારો; ટેક.

કયું પલા પકડ કે ખંડ, આપ ગિરધારી,
કા દેખેગા દુરિજન, ફજેતિ ભારી;
મયે બાત દેરસે ખડી, રોકી હય મજકું,
ગરે મેં ડારા હાથ, પકડ રહે કુચકું;
મેરા સસરા હય શયેતાન, બડા ધુતારો.... ... બજાંક૦

મેરે સાસુ નનંદ શયેતાન, સુને દે ગારી,
મયે ડરૂં દુરિજન લોક, લાજકી મારી;
બાલ! ડરૂં દિયરસે બાત, જુલમ ગુજારે,
ધરે મેરે શિરપે આળ, દુઃખકર ડારે;
મેરા જેઠ જુલમ ગુજારે, મીજેકું મારે,
તુમ છોડો છબીલા મીજે, પ્રાનકે પ્યારે;
મીજે રોકી મારગ બીચ, દીન ગુજારો.... ... બજાંક૦

પછી ગુર્જર સ્ત્રીઓએ ગરબી ગાઇ:-

જવા દો મુને શાને, રોકો છો વાટમાં,
હાંરે દાણ લેવા સરખા, નથી માટમાં;
મહારારે સમ, મ્હારી ગાગેર ન્હાની,
હાંરે જળ ભરવા જુમનાજીના ઘાટમાં.... ...જવા દો૦

ત્યારે ક્હાન કહે છે :-

હું વાત કહું ઉભાં, રહોને અલબેલી,
હાંરે દાણ રીતનાં, ઘટે તે જાઓ મેલી.... હું વાત. ટેક.
ક્યાંથી આવો છો, આજ રૂમઝુમ કરતાં,
હાંરે આજ ક્યાં છે, સંગની સાહેલી.... હું વાત.
ઘુંઘટ તાણીને શું જોરમાંરે જાઓ છો,
હાંરે નથી દેતાં જવાબ મન મેલી.... હું વાત.
ધ્યાન ધરીને શું ધ્યાનમાં રે જાઓ છો,
હાંરે આજ બોણી કરવી છે મ્હારે પહેલી.... હું વાત.
મોતીના નાથને તું છું પ્યારી,
હાંરે ઘણે દહાડે થઇ છું આજ ભેળી.... હું વાત.

સખીઓ એક બીજાને કહેવા બેઠી:-

કાનુડે વનમાં લૂંટી, ઓ ! બેની ! પેલે કાનુડે વનમાં લૂંટી. ટેક.
આગળથી મારો પાલવડો ઝાલ્યો, ન્હાસતાં વ્હેની છુટી... ઓ.
હાથ ઝાલી મ્હારી બાંહ્ય મરોડી, તડતડ ચોળી તૂટી ... ઓ.
વળગાઝુમી કરતાં મ્હારી, મોતનમાળા તૂટી ... ... ઓ.
મીરાંબાઇ કહે ગિરધરનાગર, મહીની મટુકી ફૂટી. ... ઓ.

પછી બધીઓ એકઠી થઇ યશોદાજી પાસે જઇ ફરિયાદ કરી:-

સબ ગ્વાલન મિલકર આઇ, યશોદાસે આન લરી ટેક.
દેખો મૈયા લાલ તુમ્હારો, મયે આતીથી જલ ભરી ... સબ.
મયેં ઠાડીથી મારગ બીચમેં, શિરપે મેરી ગગરી ધરી... સબ.
કહાંસે આયા લાલ કનૈયા, એડી માર તોડી ગગરી ... સબ.
પીછે તંબોલકી પીક લગાઇ, ભાગા કનૈયા અંકભરી.... સબ.
ક્યસેં ભરૂં જલ જા મેરી મૈયા, મણિપ્રીતમ ફોડે ગગરી. સબ.

એટલે કાનુડાજી ઝબસરખા બોલી ઉઠ્યા "નહી મૈયા! યે સબ જૂઠી હયે, એકને તો મેરી બંસી ચોરાઈ, ઔર યે સબ લુચ્ચી હયે":—

રાધાને બંસી ચોરાઇ, દેખોને મૈયા, રાધાને બંસી ચોરાઇ. ટેક.
મયેં તો ઠાડા થા અપને આંગનમેં, કહાંસે રાધા વાંહ આઇ. દેખો.
સાત પાંચ સખી મિલકર આઈ, અપને આંગન માઇ ... દેખો.
હુજ્જત કરી ઉને મેરી સંગમે, નયનોસેં નયન મીલાઇ... દેખો.
ધાબળી ખેંચી મુગટ ઉઠાયો, બંસી લીની છીનાઇ ... દેખો.
નહીંથી સુનેકી, નહીંથી રૂપેકી, બાંસુકી મયેને બનવાઇ... દેખો.
સાત પાંચકુ કયા કરૂં મૈયા, અકીલા મય તો કનાઇ ... દેખો.
માતાકુ કહેત **અખિલપ્રીતમ** સ્વામી, રાધાકું છોડું મયે નાહીં. દેખો.
માત યશોદા કહેને લગી, મેરે કહાનસે કોન લરી. ટેક.
અયેસી કોન હયે રામા ધુતારી, ડરત નહીં કીસીસે જરી. માત.
મયેને દેખી નહીં ઓ રામાકુ, સુનાવત ઊનકુ કુચ ખરી. માત.
કહાન કહે મૈયા તીજે બતાવું, શામા મોતીયન માંગભરી. માત.
ગોરે ગોરે ગાત્રકે ઉપર, નીલા આભૂષણુ ઓઢ ખડી ... માત.
માતાકુ **અખિલપ્રીતમ** દેખાવે, દેખો મૈયા ચપલ ખડી ... માત.

એટલે વળી બધી ગ્વાલન અરજ કરવા લાગી: —

તુમ સુનોરે જશોદા માઇ, તેરો કહાન બડોરે દુ:ખદાયી ટેક.
અહી બેચનકુ જાઈ, હાંરે ઠાડે બીચમે આઈ, હમ કરે અકેલી ક્યાયી. તેરો.
ગગરી હમારી રે સધરી, હાંરે તોડ ડારકે કકરી,
હમકરે અકેલી કયાયી ... ... તેરો.
નયનોસે નયન મીલાવે, હાંરે બાંસકી બંસી બજાવે,
હમકરે અકેલી ક્યાયી ... ... તેરો.
લાલ કનૈયા આવે, હાંરે તાલીમેં તાલ મીલાવે,
હમકરે અકેલી કયાયી ... ... તેરો.
દલપત સુત તલપત ભારી, જાઓ ચરણુ કમલ બલિહારી,
પીછે કયસે અકેલી કહાઇ ... તેરો.
હસમુખ હસમુખસે લાઈ, સબ સખીઅન પાઉં પડાઇ,
તબ કહાન ભયો સુખદાયી ... તેરો.
હમ ભલે અકેલી આઈ, તુમ સુનોરે જશોદા માઇ,
તેરો કહાન બડોરે સુખદાયી ... તેરો.

પછી રાધા તથા સખીઓ એક થઇને શ્યામને વીનવવા લાગીઃ-

ભૂલિઆઇ માળા કુંજનકે બનમેં,
કુંજનકે બનમેં, કુંજન કે બનમેં,
બંસી બજાઇ મધુબનમેં ... ... ભુલિઆઇ.
શ્યામકે ખાતર મયેં તો જોગન બન જાઉંગી,
ભસ્મ લગાઉં સારે તનમેં... ... ભુલિઆઇ.
બંસી સુનત મયેં તો હો ગઇ દિવાની,
હોંસ રહી મનકી મનમેં ... ... ભુલિઆઇ,
જળ જમુનામેં પનીયાં ભરન ગઈ,
ઠંડ લગી અંગીઆ ભીતરમેં ... ભુલિઆઇ.
પુરૂષોત્તમ પ્રભુકી છબી નિરખત,
મીલગયે મોહન બનમેં ... ... ભુલિઆઈ.

બ્રખુભાનકી લલી, સામળીયેસે નેહડો લગાયકે ચલી ટેક.

આવોજી શામળે, મેરી ગલી ઠાડે રહો, લાલજી ! મેં કબકી ખડી...બ્રખુ.
હાથમેં હય ગજરા, ગુલાબકી છડી, પાઉંસે ઝાંઝર બજાતી ચલી ..બ્રખુ.
આંખો ભરે સુરમેં, ને મુખમેં ભરે પાન, છોટી ઉમર, રાધા !
ઓતસા ગુમાન... ...બ્રખુ.
બાઈ મીરાં કહે, પ્રભુ ધોર ગંભીર, ગોવાલનીકુ મીલ ગયે
જુમનાકે તીર... ...બ્રખુ.

શ્યામે કહ્યું "કેમ ! હવે તું હારી કે નહીં ! બોલ ! હવે વચન આપ." એમ કહી વચન લીધું. સખીઓએ વચન આપ્યું:—

તાંસે બચન દે, મયેં હારી, વાલમા, મયેં હારી વાલમા !
તાંસે બચન દે, તુમ જીતે, વાલમા, મયેં હારી વાલમા !
જો શ્યામ તુમ ગરવા લગાઓગે, તુમ પુરૂષ હમ નારીરે, વાલમા !
જો મેરે શ્યામ સ્નાન કરોગે, તો તુમરી બનુંગી પનીહારી, વાલમા !. તાંસે.

વ્રજ ભૂમિમાં ચાર ગામ મ્હોટા ગણ્યા છે. નંદગામ, વરસાણો, ગોકુળ, અને મધુપુરી એટલે મથુરાં નગરી.

બરસાણો અને માખણુ મિસરીકો ખાણો,
રાધિકાજી તેરો ભલો બનો બરસાણો;

બ્રજ ચોરાસી કોસમેં, ચાર ગામ નિજધામ,
બિન્દ્રાવન ઔર મધુપુરી, બરસાણો નંદગામ;
બંસીવટસે વટ નહિ, કૃષ્ણ નામ સે નામ,
બિન્દ્રાવનસે વન નહિ, નંદગામસે ગામ;
બ્રજ સમુદ્ર મથુરાં કમળ, બિન્દ્રાવન મકરંદ,
બ્રજવનિતા સબ પુષ્પ હય, મધુકર ગોકુલચંદ.

કુન્ડ ઉપર દાવજી તથા વેણીશંકરનાં મંદિરો તથા રાધિકાજીનાં ચરણ છે, ને આગળ ચાલતાં બીજું દાવજીનું મંદિર આવે છે. વરસાણા ગામની બહાર તંબુ ડેરા નાખ્યા હતા. ગામ મ્હોટું અને સારૂં છે, અને તે અંગ્રેજનું છે.

દિગભવન અથવા લઠ્ઠાવનથી સુનારા સુધી ભરતપુરનું રાજ્ય છે. પછી અંગ્રેજ સરકારનું છે. કુનરવાડેથી ત્રણ ગાઉ છેટું વરસાણા ગામ છે. અત્રે ભાનુકુંડમાં સ્નાન કર્યું. આજે રાત્રે સિપાઇઓએ જાગતા રહી આખી રાત હોહો કરીને પેહેરો કર્યો હતો, અને યાત્રાળુઓ પણ જાગ્યા હતા. કારણ કે આ ગામમાં ચોરની વસ્તિ વધારે છે. રાત્રે ચોરો કેટલેક ઠેકાણે આવ્યા હતા, અને ઉપરથી ઈંટ પથરા નાખ્યા હતા. અમારો તંબુ ઘણે સારે ઠેકાણે આવ્યાથી ઇશ્વર પ્રતાપે કંઇ થયું નહોતું, તોપણ અમારી બાજુમાં બે ઇંટોના ઘા પડ્યા હતા. રાત્રે માતૃશ્રીને શિળસ શરીરે નીકળ્યું ને તબીયત નરમ થઇ, પણ અંતે ઠીક થયું. સવારે વહેલા ઉઠી વરસાણાની પરિક્રમા કરવા નીકળ્યા. તે પહેલા રાવળકુંડ, રાબડીકુંડ, પાવડીકુંડ, લલિતકુંડ, અને દાણીકુંડ અથવા લોટાકુંડમાં આચમન કરી ગોરને થાળી લોટાનું દાન આપ્યું, ને મહા પ્રભુજીની બેઠકના દર્શન કર્યાં. પછી ધેવરવન આવ્યા ત્યાં પણ મહા પ્રભુજીની બેઠકના દર્શન કર્યાં, ત્યાં મોરકુટીનો રાસ થયો. ત્યાંથી માનઘડ ઉપર માનબિહારીજીનાં દર્શન કર્યાં. ત્યાં રાસ થયો, ને રાધિકાજી રીસાઇ ગયાં, તેને કૃષ્ણે મનાવ્યાં. ત્યાંથી ચાલ્યા તે દાણઘડ આગળ આવ્યા. ત્યાં રાસધારી કૃષ્ણે રાધિકાજીને દાણ આપ્યું છે, તેમાં પેંડા બરફી વિગેરે આપ્યા. અત્રે જયપુરના મહારાજે એક મોટું મંદિર બંધાવ્યું છે, તે હજુ અધુરૂં છે. તે સાત વર્ષ થયા બંધાય છે; તેમાં ઘણું ઉંચું કોતરકામ પથ્થરમાં કરેલું છે. અત્રે સાંકડી ખો (બે ડુંગરની વચમાં સાંકડો રસ્તો) છે; તેમાં ભગવાન પાસેથી

રાધિકાજીએ તથા તેની સખીઓએ દાણ લીધું છે તેની રાસ લીલા થઈ. (૨૯-૯-૧૯૦૩). અત્રે સાદ પડયો ને મહારાજે પણ દાણ માગ્યું, જેમાં આસરે રૂ. ૩૦૦) થયા. તે વખતે લલનાઓ લલકારીને ગાવા મંડી પડીઃ—

ઉભી રહે વ્રજની નારી, પુછું તને પરણી કે કુંવારી,
બાજુ બંધ બેરખાવાળી, ત્હારે મન તું રૂપાળીજી;
આંજ્યાવિના આંખડી કાળી, દાણરીત દે હમારીજી,
કાલ પ્રભુ મથુરાંથી ન્હાસીને, આવ્યા દેવકીના જાયારે;
ચાલ્યા જાઓ પાધરી વાટે, સાંખું બાવા નંદને માટેજી,
કાના તું છો મહીનો દાણી, તુંને પાઉં પુંભડે પાણીજી;
તું છો ધુતારીને તું છો ઠગારીને, ચોરી જાતી દાણ,
દાણ લીધા વિના જાવા દઉં તો, નંદ બાવાની આણ;
બોલતી નહોતી ને બોલવા શીખી, આવડું બોલી આજ,
વનરાવનમાં એકલી ચાલે, જેને મોહડે ન હોયે લાજ;
બોલતો ન હોતો ને બોલવા શીખ્યો, આવડું બોલ્યો આપ,
વનરાવનનો મારગ રોકે, જેને માથડે હોય એ બાપ;
કોણ છો એલા જાતનોરે, વળી આવડું બોલ્યો આજ,
સાથે લાવું સાહેલડી તો, લોપે તમારી લાજ;
નંદ બાવાનો બેટડો રાધે!, કાનજી મારૂં નામ,
જાત અમારી આહેરનીરે, અમે વસીએ ગોકુળ ગામ;
કોણ છે એલી જાતની, વળી શું છે તારૂં નામ,
બળ દેખાય છે બાપનુંરે, કયાં છે તારૂં ગામ;
હું છું બેટી વ્રખુભાનની કાના, રાધિકા મારૂં નામ,
જાત અમારી ગુજરીરે, અમે વસીએ ગોકુળ ગામ:
ઓળખું છું તારા તાતને એલી, જાણું છું તારી જાત,
દાણ લીધા વિના નહિ છોડું, તુંને રોકીશ સારી રાત;
કાલ પ્રભુ તમે નાનકા હતા, મોઢડે નહોતી મૂછ,
મારે તો મહી વેચવા જાતાં, તારે શી પડપૂછ;

મદની માતી શું મરડા છો, શીદ હલાવે છે ડોક,
રાજતો હવે મ્હારૂં થયું, તારો બાપ થયો મ્હારો લોક;
**મગન** થઇને વહાલો હસવાને લાગ્યા, હેતતો ઉપજ્યું છેક,
વનરાવનની કુંજગલીમાં, રાધાકૃષ્ણ થયાં છે એક.
વન વાગી મધુરી વાંસરડી, ઝટ વીંધી વનીતા પાંસરડી.

——:(૦):——

મારગ મુકોની કહાના કહું છું ક્યારની જો,
રોકી રાખી છે મુને તે કેર્ણીવારની જો,—મારગ.
મારે માથે મટુકી મહીતણી તપે જો,
વેળા વીત્યા પછી ગોરસ મારૂં નહી ખપે જો,- મારગ.
મુને એકલડી જાણીને ઘેરી છે અહીંજો
તમારા મન તણા વિચાર હું જાણું સહીજો,—મારગ.
પ્રીતડીની રીતે કહો તો પાઉં મહીજો,
દાણનો કરીને દોકડો આપું નહીજો,—મારગ.
દધીના દાણના વેચાણમાં છું તમ તણીજો,
હું તો જાણું છું જુગજીવન માથાના મણીજો,—મારગ.
હમો અબળા આતુર વચન મુખેથી નવ કહાડીએજો,
હૈડું દેખાડાતું હોય તો દેખાડીએ જો,—મારગ.
સાવધાન પ્રીત પાળજો કહું કથીજો,
મોતી મન ને કાચ ત્રુટયાં સંધાતાં નથીજો,—મારગ.

મારગડો મેલો મોહનલાલજી,
આઘા રહો અલબેલા ન કરો આળજો,—મારગડો.
વારૂં છું સખણા રહેજો સામળા,
નહિતર મારા મુખની ખાશો ગાળજો,—મારગડો.
બોલ ખરૂં ગોરસનું શું થાય છે,
મૂલ આપીને લઇશું તારો માલજો,—મારગડો.
છાના રહો શાણપણું સમજૂં સહુ,
કાળજડામાં કપટ વચન તો ઠીકજો,—મારગડો.
મહી પીતાં મોહન થાશો માહરા,
કરીશ ગમે તેમ રાખીશ મ્હારે મહેલજો,—મારગડો.

આઠ કુવા ને નવ વાવડીરે લોલ, સોળસે પનિહારીની હાર,
મ્હારા વ્હાલાજી હો, હાવાં નહી જાઉં મહી વેચવારે લોલ;
સોના તે કેરૂં મારૂં બેડલુંરે લોલ, ઈંઢોણી રત્ન જડાવ,—મ્હારા.
કેડ મરડીને ઘડો મેં ભર્યોરે લોલ, તુટયો મ્હારો નવસરહાર.—મ્હારા.
કાંઠે તે ઉભો કહાનજીરે લોલ, ભાઈ મને ઘડુલો ચડાવ.—મ્હારા.
હું તુંને ઘડુલોજો ચ્હડાવુંરે લોલ, થાય મ્હારા ઘરકેરીનાર.—મ્હારા.
તુજ સરખા ગોવાળીઆરે લોલ, તે તો મ્હારા બાપના ગુલામ—મ્હારા.
તુજ સરખી ગોવાલણીરે, તે તો મ્હારા પગની પેજાર,—મ્હારા.
દયાના પ્રીતમ પ્રભુ પાતળારે લોલ, તેતો મ્હારા પ્રાણના આધાર—મ્હારા.

વળી ભાટીયાણીએ કચ્છી ગરબાથી ગમ્મત કરીઃ—

છેંડો છડરે કાનુડા, મુજે ઘરે કમ આય,—છેંડો.
છેંડો છડરે ધુતારા, મુજે ઘરે કમ આય,—છેંડો.
કહાન! અસીં મૈયારી કંસજી, તૂં પુતર નંદરાય,—છેંડો.
કહાન! ચોંઢી પાયા ગીટેમેં તો, કુરો કરંધીમાય,—છેંડો.
જેડલું મડે હલીવધ્યું, રોકેતો કુલાય,—છેંડો.
જે સુણધો કંસરાય તે, થીંધી વાય વાય,—છેંડો.
**મગન** ચયે ભલા સુણ મૈયારી, તોંકે હેકડો રયો ઉપાય—છેંડો.
હથ જોડીને લગ હણે તું, કુંવર કનૈયે જે પાય.—છેંડો.

ત્યાંથી વળતાં ગામમાંથી ચાલ્યા પછી પીરી (પીળી) પોખર (જેમાં પાણી નથી) તેનાં દર્શન કર્યા. અત્રે રાધિકાજીને પીઠી ચોળાઈ હતી. ત્યાંથી ચાલતાં એક બગીચો આવે છે તેમાં ઠાકોરજીનું મંદિર છે, તેના દર્શન કરી આગળ ચાલ્યા. પછી પ્રેમ સરોવર આવ્યું તેમાં આચમન કર્યું, ને પ્રેમ બિહારીના, રાધિકાજીના, તેની સખીઓના, તથા મહા પ્રભુજીની બેઠકના દર્શન કર્યાં. પછી સંકેત વનના ગામમાં થઇ નાકા બહાર ડેરા પડ્યા.

**સંકેત ગામઃ**—અત્રે કૃષ્ણકુંડમાં આચમન કર્યાં; એનો ઘાટ તથા કૂવા સાથેની એક ધર્મશાળા મુંબઇના શેઠ ગોકુળદાસ તેજપાળની પત્ની શામા વહુએ બંધાવેલી છે.

બંધાવી છે ત્યાં મહાપ્રભુજીની બેઠક, સંકેતબિહારી, લગ્નબિહારી, ગોસાઇજીની બેઠક, ભગવાન અને રાધિકાજીના સંકેત લગ્ન થયા તેનો ચોતરો, તથા સંકેતદેવીના દર્શન કર્યાં. સંકેતદેવી આગળ ઠાકોરજીના ઝુલાનું સ્થાન છે. આજ રાત્રે રાસધારી કૃષ્ણને વરરાજાનો જરીનો પોષાક પેહેરાવી, અને વેશધારી રાધિકાજી તથા યશોદાજીને પણ શણગારી, મહારાજ ગોપાળલાલજીએ શ્વેત વસ્ત્ર પેહેરી, ગુલાબી પાઘડી પેહેરી; ઉપરણું નાંખી, વરઘોડો કાઢયો હતો. તેમાં બધા વૈષ્ણવોનું સાજન મહાજન ગાતું ગાતું, બંદુકો ફોડતું, મહાપ્રભુજીની બેઠકના દર્શન કરીને પાછું મંડપ ઉપર આવ્યું, ત્યાં એક કાશીના વૈષ્ણવ નામે ગોપાળદાસે રાધિકાજીને કન્યાદાન આપવાનું (જેમાં આસરે રૂ. ૨૫નું ખર્ચ થાય છે તે) માથે લીધું, ને શ્રીકૃષ્ણને ગોપાળલાલ મહારાજે પરણાવ્યા. તે વખતે સ્વસ્તિવાચનના શ્લોકો બોલાયા, પછી હસ્તમેલાપ થયો, ને બધાએ ચોખાથી વધાવ્યા. શ્રી રાધાકૃષ્ણ ઝુલાપર બેઠા એટલે એ રીતે થએલા વેહેવાઇઓએ તેમને તિલક કર્યા પછી બધા વૈષ્ણવોએ શ્રીકૃષ્ણને ચાંદલો કર્યો (વધાવું કર્યું). જેઓએ રૂ. ૧ અને તેથી વધારે ચાંદલો કર્યો તેમને શ્રીકૃષ્ણને તિલક કરવા મળ્યું, ને તેથી ઓછી (બે આના સુધી) ભેટ કરી તેમને પગ ઉપર તિલક કરવા મળ્યું. તેમાં આસરે રૂ. ૭૦૦) કે ૮૦૦) ની ભેટ આવી. આસરે ૧૫૦૦ માણસ એકઠું થયું હતું. તે વખતે સ્ત્રીઓ હર્ષમુદિત થઇ ભગવાનને ગીતો ગાતી ઝુલાવવા લાગી:—

શ્યામ્ ઝુલે હિન્ડોલા, કુંજનબનમે,
હાંરે મધુબનમે—શ્યામ ઝુલે હિન્ડોલા.
ચમકતી હયે વિજલીકી ઘટા છાયી હયે;
ચાલો સખી ચાલ, ઝુલનકી યું બહાર આઇ હયે,
ખડા દેરસે કૃશ્ન રાહ દેખાઇ હયે;
બજાવે બાંસરી (૨), આજતો સુનાઇ હયે—શ્યામ૦

રાત્રે અગીઆર વાગે ઉતારે આવ્યા. અત્રે પણ ચોરની બ્હીક હતી, પણ ચોકીનો જાપ્તો સારો હતો. મથુરાથી જે પોલીસના જમાદાર તોતારામને મહારાજે સાથે આણ્યો હતો, તેની સાથે બીજા હથીઆરબંધ સિપાઇઓ આવ્યા હતા.

**નંદગામ**—( તા. ૩૦-૯-૦૩ ) સંકેતથી નંદગામ સીધે રસ્તે ૧।। ગાઉ છે અને વરસાણાથી ચાર ગાઉ છે. પણ અમારે ૨ થી ૨।। ગાઉનો ચક્રાવો થયો હતો. પેહેલા રીઠોરા ગામ જઈ ચંદ્રાવળીકુંડનું પાન કર્યું. ત્યાં ગોસાઇજી મહારાજની બેઠક, તથા રાધિકાજીની આઠ સખીઓ ( લલિતા, વિશાખા, ચંદ્રાવળી, ચંદ્રભાગા, પુષ્પા વિગેરે )નાં દર્શન કર્યાં. ત્યાંથી ચાલતાં વેલકુંડપર આચમન કર્યું. ભગવાનને આશીર્વાદ અત્રે મળ્યો છે કે તારી વેલવાડી વધો, તે ઉપરથી તેનું નામ પડયું છે. પછી મોહીની, રોહીણી, પણીઆરી કુંડ, તથા ચોહડાખરના દર્શન કર્યાં પણીઆરી કુંડનું પાણી ઘેર આવતું તેનું ઠાકોરજી તથા યશોદાજી પાન કરતા. ચરણપાહડી ડુંગર ઉપર ભગવાનના ચરણનાં ચિન્હ છે, તેના દર્શન કરી આગળ ચાલી નંદગામ આવી પહોંચ્યા. અત્રે પામ સરોવર છે. તેનું નામ એમ પડયું કે તેમાં નાહીને ગોરને પામરી એટલે શાલ જોટા અથવા ધાબળી આપવી જોઇએ.

**મથુરાજીના ચોબાઓને** ચકાચક બહુ જોઇએ, ને જો ન આપીએ તો ગાળો સુદ્ધાં આપે. તેઓ બોલવામાં પણ સારા નહિ; શરીરે રૂષ્ટ પુષ્ટ, ચાલી શકે નહિ; ને ડુંટી નીચે ધોતીઆં પેહેરે; હાથમાં ઉંચી ઉંચી લાકડીઓ, ને બબ્બે દોઢીઆની ધોળા કપડાની ટોપીઓ પેહેરે છે. તે સંબંધમાં એકવાર અર્જુને ભગવાનને કહ્યું કે–તમારી મધુપુરી ( મથુરા )ની રખેવાળી સહસ્ર ચોબા યોદ્ધાથી થાય છે, તે સુંદર નગરી છે એમ તમો કહો છો તો ત્યાં કેવા વ્રજવાસીઓ વસે છે? તે પુરી મારે જોવા જવું છે. અર્જુને મથુરા પાસે જઇને કોઇ ચોબાને પુછ્યું કે મથુરા કયાં આવ્યું? તો પણ તેને કોઇએ જવાબ આપ્યો નહિ, ને કોઇએ જવાબ આપ્યો કે "દેખતા નહિ હૈ? યે કયા હૈ?" પછી પોતે સ્નાન કરવા વિશ્રામઘાટ ગયા, પણ પોતે જાણ્યું કે જો સ્નાન કરવા જઈશ તો મારૂં ધનુષ્ય સહસ્ર યોદ્ધા લઈ જશે. તે બ્હીકથી નાહ્યા પણ નહિં. એ રીતે પાછા આવી ભગવાનને અર્જુને કહ્યું કે !–

બોલંત હેલા, વચનંત ગાલી;
કરીલ વૃક્ષ, કૂપજલ ખારી;
દેખી કહાન, મધુપુરી તેહારી.

કૃષ્ણ જ્યારે ગ્વાલ બાલ સાથે રમતા રમતા જમનાપાર ગોકુળ ગામની આસપાસ આવ્યા, ત્યારે તેને ભૂખ લાગી ને ગોવાળીઆઓને કહ્યું કે "તમે મથુરા જઈ ચોબાઓ યજ્ઞ કરે છે ત્યાંથી ખાવાનું લાવો." તેઓએ આવીને ચોબાઓને કહ્યું તો તેમને જવાબ મળ્યો કે "તમો તો આહીરના છોકરાઓ છો ને ભગવાનને ધર્યા પહેલાં તમને અપાય નહિ. તમે ખોટું બોલો છો. એ કૃષ્ણ ભગવાન નથી. એ તો આહીરનો છોકરો છે." ગ્વાલ બાલે તે વાત જઇને ભગવાનને કહી. તે છોકરાઓએ કહ્યું કે "મહારાજ! અમને કોઈ ખાવાનું આપતું નથી." ત્યારે ભગવાને કહ્યું, કે ચોબાઓની સ્ત્રીઓ પાસે જઇને કહો. ત્યારે તેઓ પાછા ગયા એટલે સર્વે ચોબાઓની બૈરીઓ ઉમંગથી મિઠાઈ વગેરે લઇને કૃષ્ણ પાસે આવી, પણ ત્રણ ચોબણને તેના ધણીઓએ જવા ન દીધી ને પૂરી મૂકી, પરંતુ તેઓ ભગવાનની મરજીથી સૌથી પહેલી આવી, અને ભગવાનને ખૂબ જમાડયા. કૃષ્ણે ખુશી થઈ આશીર્વાદ આપ્યોઃ—

પીસો કૂટો ભરો મત પાણી,
તુમ હોયા બ્રજકી ઠકરાણી.

ભગવાને ચોબાઓને શાપ આપ્યો કે તમે કોઇ દિવસ શ્રીમંત થશો નહિ, પણ ઘર ઘર ભટકીને પેટ ભરશો. એટલે ચોબાઓએ ભગવાનને શાપ આપ્યો કે કલિયુગના વખતમાં તમારી મશ્કરી તરીકે તમારૂં રૂપ રાસધારીઓ લઇ ભજવશે. ચોબણોએ ભગવાનને અરજ કરી કે "અમને અમારા ધણીઓ ગુસ્સે થશે" તો કહે "હવે ઘેર જાઓ, નહિ વઢે." પછી જયારે ઘેર ગઈ ત્યારે ધણીઓએ તેમનો સારી રીતે સત્કાર કર્યો, ને કહ્યું કે અમને બિલકુલ ભાન ન રહ્યું કે તેઓ ભગવાન હશે. કહેવાય છે કેઃ—

ચોબા પઢે ન ફારસી, ભયે ન દફતર બંધ;
કૃપા ભયી ભગવાનકી, તો ભરભર લોટા ભંગ.

ચોબાઓ રોજ ભાંગ ત્રણ ચાર વખત પીએ ને ખૂબ ખાય. તેઓ ભાંગનું કવિત બોલે છે કેઃ----

બુધકુ ગણેશ સુધ, લેવેકું વિધાતા; બોલવેકું બાકબાની, ચાતુરી અથીમસી;
જોગ કાજે રૂદ્ર, વિયોગ કાજે રામચંદ્ર; ભોગકુ કનૈયા, સબ રોગકુ નીમસી;
નિપટ નિરંજન કહે, બિજયા (ભાંગ) વિજ્ઞાન જ્ઞાન; દેવેકુ બળ સમાન,
લેવેકુ અથીમસી;

જાગવેકુ ગોરખ, ધ્યાન ધરવે ધ્રુ સમાન; સોવેકુ કુંભકરણ, ભોજનકુ ભીમસી.

ભાંગ બને છે તેની રીતઃ-

કછુ છીજતહી, કછુ ભીજતહી, ધોય ધરી શિવકે મન માની,
લવંગ ઓર મીરચી ઓર એલાયચી ડારકે, ઘોંટઘાટ કરી રસ ખાની;
ઓરપત (ગરૂડજી) લાય સ્વાપી (ગળણું) ભલી, તબ બ્રહ્મ કમંડલકે જલછાની,
ગંગમો ઉંચી તરંગ ઉઠે તબ, અંગમે આવે ભંગ ભવાની.

વ્રજમાં ચાર ઓખર, ચાર સરોવર ને ચાર ગંગા છે, તેનાં નામઃ—

વરસાણામાં, (૧) પીરીઓખર (૨) ભાનુખર (૩) અને ગેંદોખર; નંદગામમાં (૪) ચોહડો ખર. ચંદ્રસરોવર ગામમાં (૧) ચંદ્રસરોવર અને (૨) કુસુમ સરોવર; વંદ્રાવનમાં (૩) માનસરોવર તથા સંકેત પાસે (૪) કુસુમ સરોવર. ગિરિરાજમાં (૧) માનસી ગંગા; પરમદ્રામાં (૨) અલકગંગા; બડેનમાં (૩) ચરણગંગા તથા (૪) પાંડવગંગા.

કૃષ્ણના ગામ—ગોકુળ, મથુરા ને. નંદગામ. રાધાજીના ગામ—બરસાણા, રાવળ અને વંદ્રાવન. નંદગામમાં છાસકુંડ, છછીઆરી દેવી, ને યશોદાનંદનનું દેવળ, તથા કૃષ્ણ બળરામ, નંદબાવા તથા તેમની સ્ત્રીનું મોટું દેવળ છે. નંદબાવાનું દેવળ પણ ડુંગરપર મોટું બાંધેલું છે જ્યાંથી આખું ગામ દેખાય છે. ત્યાં આરસપહાણનો ચોતરો છે. તેમાં ઠાકોરજી માણેકઠારી પૂનેમે ઝુલે છે. ત્યાં નન્દીશ્વર મહાદેવ છે તેને મહેશ્વર ગણે છે, ને દાનઘડ, માનઘડ, સાંકડીખો, અને લાડલીલાલ તે બ્રહ્માના ચાર મુખ, તથા ગિરિરાજને વિષ્ણુ ગણે છે; મતલબ કે વ્રજમાં બ્રહ્મા, વિષ્ણુ, ને મહેશ્વર રહે છે. ત્યાં ઉતરતાં ગોર્ધનનાથનું મંદિર આવે છે. નંદગામથી મથુરા ૨૪ માઇલ છે, અત્રે શમીના ઝાડ ઘણા છે તેને અત્રે "છોંકડો" કહે છે, તેની પૂજા કરી, કારણ આજે ૩૦—૯—૦૩ દશેરાનો દિવસ હતો. મહારાજને જવારા ધરાવવાનો હેલો રાત્રે પડયો.

બીજે દિને (૧—૧૦—૩) સવારના નંદગામની પરિક્રમા કરવા ચાલ્યા. પહેલા તો મોતીકુન્ડમાં આચમન કર્યું ત્યાં ભગવાને દરેક વૃક્ષે મોતી ઉગાડયાં હતાં. અત્રે મોતીનું દાન ગોર માંગે છે. ત્યાંથી ફુલવારીકુંડ ઉપર ગયા.

ત્યાં સ્નાન કર્યું, ત્યાં ભગવાન ફુલથી શણગાર્યા હતા. ત્યાંથી શાસકુડમાં આચમન કર્યું. અત્રે ભગવાન થાકયા ને ઉશ્વાસ લીધો હતો. ત્યાં જરા શાસ્ત્ર રીત કરી શ્વાસ ખાઇ ચાલ્યા, તે ટેરાકદમ પર ગયા ત્યાં રાસ થયો, ને કૃષ્ણે કદમના ઝાડ ઉપર ચઢીને ગાયોને બોલાવીને લાડવા નાંખ્યા તેથી ગાયોને યાત્રીઓએ પણ લાડવા નાંખ્યા. "ફૂલનકી બાજુબંધ, ફૂલનકી માલા; ગૌઆં ચરાય ઘર આયે નંદલાલા" ત્યાં આશકુન્ડ આગળ આવ્યા જયાં ઠાકોરજીની આશ પૂરી થઈ હતી. અત્રે ઠાકોરજીનાં ચરણ, આશેશ્વર મહાદેવ, લાડુગોપાળ તથા રાધાકૃષ્ણના મંદિરો છે. આગળ ચાલતાં કૃષ્ણકુન્ડ તથા કોહકુન્ડ આવે છે. ઠાકોરજી મોરની પેઠે કોહ કોહ કરી બોલ્યા હતા તેથી તેનું નામ કોહકુન્ડ પડયું. ત્યાં કોકનાથના દર્શન કરી પરિક્રમા અગીઆર વાગે પુરી થઇ. આજે બે દિવસ થયાં એટલા બધા તીડો આવી પડયા હતા કે આખું આકાશ ભરાઇ ગયું હતું. આજુ બાજુના ખેતરોમાં પડવાથી રખેવાળો બ્હીકના માર્યા બૂમાબૂમ કરી રહ્યા હતા. છેટેથી ખેતરો તથા ઝાડો લાલચોળ થઇ રહ્યા હતા. સારા નસીબે અમારા તંબુઓમાં તીડો પડયા નહિ. તીડોની હગાર ઘણી ગંધાય છે. વ્રજના કુન્ડોના પાણીમાં લીલ હોવાથી સારા હોતા નથી. તેમાં પાંદડીની લીલ હોય તે પાણી સારાં હોય છે, કુંડ ઘણા ખરા વગર બાંધેલા હોય છે. તેની બરાબર દેખરેખ નહિ હોવાથી ઉજ્જડ જેવા પડેલા હોય છે, કૂવાના પાણી મીઠા નહિ પણ જરા મોળા હોય છે. અમે વર્ષાઋતુની આખરમાં ગયેલા હોવાથી જયાં ત્યાં પાણી દીઠામાં આવતા હતા. મહારાજનો ચોબો ગણેશ અથવા છૈયા ચોબાને નામે ઓળખાય છે, તે દરેક સ્થળે મહારાજને પાન કરાવે છે. આજ રાત્રે મહારાજને પારણામાં ઝુલાવાનો હેલો થયો. એક વૈષ્ણવબાઇએ રૂ. ૧૨૦૦)ની કોથળી ઠલવી મહારાજને ભેટ કરી ઝુલાવ્યા. બીજા પર્ચુટણ રૂ. ૩૦૦) થયા. બીજે દિને (તા૦ ૨-૧૦-૦૩) કેસરસ્નાનનો હેલો પડયો. ભાવ વધારે હોવાથી ઘણા થોડા ગયા. છેવટે બબે આના થયા ત્યારે ઘણાઓએ મહારાજને કેસરસ્નાન કર્યું, એટલે ફકત પગે કેસર લગાડવું. વળી વધારે ભેટ આપવાને વૈષ્ણવોને અહિ આગ્રહ કરવામાં આવે છે આજ સાંજે મહારાજે ઓચ્છવ કર્યો. નંદગામ ડુંગર ઉપર છે ત્યાં નંદબાવાનું મંદિર છે, તેના વિશાળ ચોકમાં સાંજના ત્રણ વાગાનું લોક એકઠું થવા માંડયું ને ખૂબ ગડદી થઈ. સાંજના પાંચ વાગે મહારાજ પધાર્યા તેણે મંદિરમાં નંદબાવાની

પૂજા કરી, ભોગ ધર્યો. અગાઉ તો કેળાં અથવા પેંડાનો ધરાતો હતો. પણ હવે તો ખરચ ઓછો કરી નાંખ્યો. ગોળ અને તલની પ્રસાદી ધરી, ને પછી સર્વે વૈષ્ણવોની સાથે વચમાં નાચતા, ને બે પગે કુદતા મહારાજ પોતે ઝાંઝ પખાજ સાથે ગાતા ગાતા નિકળ્યા. જેમાંની પ્રસાદી નીચે પ્રમાણે:—

નંદ ઘેર આનંદ ભયો, જય કનૈયાલાલકી,
તરૂણકુ હાથી ઘોડા, બુઢનકુ પાલખી;
નંદ મહેર ઘર ઘોટા જાયો, બરસાણેસુ ટીકા આયો,
શુભ મંગળ, બુધ આજનીકા. (ઘોટા એટલે પુત્ર)

મહારાજે બધા વૈષ્ણવોને ચકર ચકર ફેરવ્યા, ને પોતે પણ નાચ્યા નચાવ્યા વળી ફુદડીઓ ફેરાવવી. તેમાં કોઇ બાવાનો તો કોઇ સ્ત્રીનો વેષ લઇને પણ નાચ્યા ને તાળીઓ વગેરેથી ધોંધાટ થઇ રહયો. પછી પુરૂષ વર્ગમાં મહારાજે ઉંચે ઉભા રહીને પ્રસાદ વહેંચ્યો એટલે જેમ જળમાં લોટ નાંખ્યા પછી માછલીઓ પડા પડ થાય તેમ વૈષ્ણવો થતા હતા. ત્યાર પછી ફકત સ્ત્રીઓ એલાયદી ચકર ચકર ફરી, ને બબ્બે પગે નાચી, તેમને મહારાજ નીચેના ગીતો લલકારાથી ગવાડતા હતા. "આજનો લ્હાવો લીજીએરે, કાલ કોણે દીઠીરે, સોનાના પારણાને રૂપાની દોરી, હરખે શ્રીજી ઝુલાવીએરે, કાલ કોણે દીઠી." હું તો થઇતી ઘેલીરે ગઇતી સૌથી પહેલીરે, વળી:—

વારે લાલા મોહન બંસીવાલા,
ઠગો છો શાને રે સલુણા,
જાણી જાણી તમારી મેં ઠગાઇ,
પ્રીત બાંધી હવે હું પસ્તાઇ,

મેં જાણ્યા સર્વે ચાળા, અરે જાઓ નંદલાલા
વ્રજલાલા—ગોવાળા છબીલા છોગાળા—વારે

---

મને ભૂલી રે ગયો છે મારો છેલડોરે,
ખોટી ખોટી (૨), કાનુડા તારી પ્રીત—મારા રાજ......મને
મને નિંદ્રા ન આવે સખી શું કરૂં રે,
રોતાં રોતાં (૨), રજની સારી જાય—મારા રાજ......મને

હો મને કાગળ ન આવ્યો હરીના હાથનોરે,
લાલ તું તો ઠગારાનો શો વિશ્વાસ–મારા રાજ......મને

---

કાનુડો ન જાણે મારી પ્રીત–બાઇ અમે બાળ કુંવારા રે–કાનુડો૦
જળરે જમુના હું તો ભરવાને ગઇતીરે
કાનુડે ઉડાડયા આછાં નીર, ઉડયા ફરરરરરે......કાનુડો૦
જમુનાને કાંઠે વાલે રાસ રચ્યો છે,
સોળસે ગોપીમાં ઝાલ્યાં ચીર, ફાટયાં ચરરરરરે......કાનુડો૦

---

ઇતનમે ભૈયાજીકી લુગાઇને હોરી–કાફી સુનાઇ:—
કાન્હાને રસ બીન બજાઇ, (બે વાર)
બીન બજાકે મન બસકીનો, સુંદર ચીર ચુરાઇ,
ચીર ચુરાયેં બીરજપર ચર ગયો, પાતન ઓઢ
લુગાઈ, ચોર તેરી દેખી ઠગાઈ......કાનાને૦
હરે હરે બાંસકી બંસરીઆ તેરી બંસરી કુક કુક સુનાઈ,
અબ ના બજાવો, મેરા પ્રાન દુખતહે કાતમ કામી લજાઇ,
કે એક દિન જીયા મોરા જાઇ .....કાનાને૦

પોતાની સાથે નાચવા મહારાજને સ્ત્રીઓએ બહુ કહ્યું પણ તેમ કરવા તેમણે સાફ ના પાડી. એમ આ આનંદ પ્રેમરસમાં તેઓ એવી તો લીન થઇ ગઈ કે નાચવાની ધાંધલમાં કોઇ સ્ત્રીનું કડું તો કોઇનું કંઇ ચોરાયું કે પડી ગયું. રાતના આઠ વાગે ઉતારે પાછા આવ્યા.

તા૦ ૩–૧૦–૦૩ની સવારના બાકી પરિક્રમા કરવા નીકળ્યા. જોગણીકુન્ડ, પછી ઝઘડાકુન્ડ આવ્યો. અત્રે ભગવાન તથા ગ્વાલન સાથે ઝઘડો થયો છે. અક્રૂરકુન્ડમાં પાણી ન હતું. વસ્ત્રવન, ભંડારાકુન્ડ, કુન્ડલવનની ચીરતલાઈ, ભૂખનવનકુન્ડ, મોહનકુન્ડ અને ઓધવકુન્ડ આવ્યા.

જ્યારે ભગવાન ગોપીઓ સાથે રાસલીલા રમતાં અંતર્ધાન થઈ ગયા ત્યારે ગોપીઓ એક બીજાને પુછવા લાગી:—

બતા દે સખી કોન ગલી ગયો સ્યામ
કોન ગલી ગયો સ્યામ......બતા દે
ગોકુલ ઢૂંડી, બીંદ્રાવન ઢૂંડી
ઢૂંઢ ફીરી ચારે ધામ......બતા દે

બલીહારી રસીયા ગિરધારી  સુંદર શ્યામ હો તજી અમને
મથુરાનાવાસી, આવા નવ બનીએજી
વાંસલડી વાગે વહાલા, ભણકારા વાગે ને, વ્રજવાટ લાગે હવે ખારી—
સુંદર શ્યામ હો......
જમુનાનો કાંઠો વહાલા ખાવાને દોડે ને, અકળાવી દે છે મુને ભારી—
સુંદર શ્યામ હો......
વૃંદાવન કેરી શોભા તમવીણ અમને તો, નવ લાગે દીઠી હવે સારી—
સુંદર શ્યામ હો......

પછી ઓધવજીએ આ ઓધવકુન્ડમાં ભગવાનનો સંદેશો આણ્યો છે ને ગોપીઓને જ્ઞાન આપ્યું છે.

આ લીલા એવી તો સરસ છે કે સારા રાસવાળા હોય તો આંખમાંથી આંસુ પાડે. આગળ ચાલતાં સૂરજકુન્ડ, મધુસૂદનકુન્ડ, યશોદાકુન્ડ આવ્યા. અત્રે યશોદાનું છાશનું, કોઠી જેટલું મોટું મટકું છે. વળી ત્યાં પથ્થરના ત્રણ વાઘ બનાવ્યા છે, જેને "હાઉ" કહે છે. "હાઉ" કૃષ્ણ બહુ છેટે રમવા ન જાય માટે તેની માતા યશોદા બ્હી-વડાવવા કહેતા કે "દુર ખેલન મત જાઓ મેરે લાલ 'હાઉ' આયા હૈ." રસ્તામાં ન્હાના ન્હાના છોકરાઓ ભિક્ષા માગે છે કે "ચેંટી મારે (મકોડા મારે) મરજાઓ ઓર ધર્મી દાતા જી જાઓ." "ધન ધનરે પુંછડીકા લોંઠા, અન્ન ન ખાય, પાણી ન પીએ, કાય કે પડયા દાદા લોઠા" એ રીતે પુંછડીના લોંઠાનું બોલાય છે. વળી મહાપ્રભુજીની બેઠકના દર્શન કરી સાંજે ઉતારે આવ્યા. અત્રે ટપાલ છે.

**કરેલા**—(૪-૧૦-૦૩) હવે કરેલા ગામ જવા નીકળ્યા. રસ્તામાં પુરણમાસીકુન્ડ તે નંદબાવાની ગોરાણીનો કુન્ડ આવે છે. આગળ ચાલતાં લલિતકુન્ડ, બલભદ્રકુન્ડ, રૂમખીઝુમખીકુન્ડ, શીતળકુન્ડ, અને અંજનીકુન્ડ આવ્યા. અત્રે ભગવાને રાધિકાજીની આંખ આંજી હતી તેનો અત્રે પથ્થર છે. તે પર હાથ લગાડી લોકો આંખે લગાડે છે. ત્યાં શંકરનું મંદિર છે. ત્યાંથી કૃષ્ણકુન્ડ તથા કરેલાના જળગડ કુન્ડ આવે છે. તેમાં સ્નાન કર્યું. બલભદ્રકુન્ડ આગળ કદમ છે. ત્યાં ભગવાન અને રાધાનો મેલાપ થયો છે. કરેલામાં કદમના ઝાડની ઘટા સારી છે, ગામ નહાનું છે. પણ વસ્તુઓ સાધારણ મળે છે. ટપાલ

નથી. નંદગામથી ચાર ગાઉ કરેલા થાય, પણ સીધે રસ્તે ત્રણ ગાઉ છે. આ ગામમાં રાસધારીઓ ઘણા સારા વખણાય છે, તેની મંડળીઓ બહાર દેશાવર જાય છે. હાલ તો ચાર પાંચ મંડળીઓ રહી છે.

વ્રજની રજ ઘણી ઉત્તમ ગણી છે. "મુક્તિ" તો બધાને મુક્તિ આપે છે, પણ "મુક્તિ" કહે મારી મુક્તિ કેમ થાય તો કહે વ્રજની રજ લગાડે તો મુક્તિની પણ મુક્તિ થઈ જાય—

યા રજકું તલફત (ઢુંડ) ફીરે, બ્રહ્મા ત્રિપુર મુરાર,
સો રજ બ્રિજકી કુલ વધૂ; ડારત બગર બુહાર (ઝાડુ);
બ્રન્દાવનકી ગેલમેં, મુકત પુરી બિલાય, (વિલાપ કરે છે),
મુક્ત કહે ગોપાલસું, મેરી મુક્તિ બતાય;
તનક (થોડી) બ્રજરજ, ઉડ મસ્તક લગે,
મુક્તિકી મુક્તિ હો જાય.
વળી ઇશ્વર પાસે પ્રાર્થના કરી છે કેઃ—
માનસ હું તો વહી રસખાન, બસું મિલ નંદગામકે ગ્વાલન,
જો પશુ હું તો કહા વસ મેરો, ચરૂ મેં નંદકી ધેન મઝા હરન;
પહાણ હું તો વહી ગીરકો, જો ધર્યો ગીર છત્ર પુરંદર (ભગવાન) ધારન,
જો ખગ હું તો બસેરો કરૂં, કાલિન્દ્રીકે કુલ કદમ્બકી ડારન.

---

વ્રજ વહાલુંરે વૈકુંઠ નહીં આવું, (૨)
ત્યાં નંદકુંવર કયાંથી લાવુંરે—વ્રજ વહાલું.
ત્યાં લલિત ત્રિભંગ શ્રીગિરિધારી, (૨)
સંગે સોહીયે રાધા પ્યારી,
એમને નીરખતાં આંખ ઠરે મારીરે—વ્રજ વહાલું.

---

વરીએ શામળીઆ વરની સાથે—હાંહાં વરીએ.
ના ના નેડલો કરીએ કોઇ સાચાંની સંગાથે,
હંસલો ને બગલો બેઉ જનમ સંગાથીરે, બેઉ ચાલ્યા એક વાટે (૨)
હંસલાને જોઇએ રૂડા મોતીનો ચારો, (૨)
ઓલ્યો બગલો મોહયો તેની સાથે—ના ના.
ચોરને શાહુકાર બેઉ જન્મ સંગાથીરે, બેઉ ચાલ્યા એક સાથે (૨)

સાંજ પડીને શાહુકાર સુઈ રહયોરે (૨)
એના ધનડા ચોરાણા તેની સાથે–ના ના.
સતસંગ વિના ધ્યાન સુધરે નહીં, ને તાળી પડે નહી એક હાથે (૨)
બ્રજરેતી (એટલે ચંદન) આપણે કંઠે લગાડીએ છીએ ને
ખાઇએ છીએ તેનું કારણઃ—
હુરહુને (ભગવાને) ખાઇ, યાકી મહિમા અધિક જાન,
કંઠસુ લગાઇ, માત યશોદાકે લડકે;
યાકી શાખ ઉત્તમ, શ્રી ભાગવતમેં વિચાર દેખો,
બ્રજહુંકો ચાટયો, હર વછરૂપ ધર લે;
યાહીસુ ચોબાલાલ (ચોબાજી) દેત પ્રસાદ માંહ્ય,
લીજીએ ચઢાઇ માન, મસ્તકપે ધરકે;
એસી રજરાજ બેદ, બેદને વખાણી હે,
તનક (થોડી) ડાર મુખમેં, સબ પાપ જાત જરકે.

યશોદાએ ના પાડી કે "માટી નહી લગાડ," તો ભગવાને પોતે વાછરડાનું રૂપ ધારણ કરીને માટી ચાટી છે, માટે ચોબાઓ પ્રસાદમાં માટી આપે છે. ગ્વાલન યશોદામાઇ પાસે ભગવાનને નિરખવા પ્રભાતના ગઇ પણ ભગવાન સુતા હતા, એટલે યશોદાને લલકારીને કહ્યું છે કેઃ —

તું જગાદે યશોદા માઈ, લાલકો મેં મુખ દેખનકું આઇ,
(ગઇ) કાલ મુખ દેખ ગઈ હથ બેચન, જો તહીં ગયો હે બીકાઇ;
દિનતે દૂનો લાભ ભયો હય, ઘર કાજર ( ગાયનું નામ કાજર–
કાળી ) બછીયા વીઆઇ;
ઇતની સુનત લાલ (ભગવાન) ઉઠત બેઠે, ગ્વાલન નિકટ બોલાઈ;
પરમાણુંદ સ્વામી (નામ) શ્રી ગ્વાલન, સુન સંકેત પઠાઇ; લાલકો
મુખ દેખનકુ આઇ.

પછી ગ્વાલનને ભગવાનનાં દર્શન થયાં છે તે વખતે ભગવાનના ઓવારણાં લઇ બોલે છેઃ—
હાંરે વારી જાઊંરે સાવરીઆ–તોપે વારનારે (૨)
તન મન ધન સબ તોપે વારૂં,
ઘર દર જર સબ તોપે વારૂં.
કબતક કાતિલ બનકર ખંજર મારનારે–તોપે...

આ ગામમાં ઠાકોરજી તથા મુગટના દર્શન છે. આ મુગટ શ્રીજીએ પોતે આવીને મુકેલો છે ને કહ્યું કે તમે રાસ લીલા કરજો, ને આ મુગટની પૂજા કરજો. એક રાસધારીના ઘરમાં બીજો મુગટ છે તે તેણે પાછળથી મુકયો છે. બગીચામાં ત્રણ મહાપ્રભુજીની બેઠક છે. કરેલામાં જળઘડાકુન્ડ છે. આજ રોજ રાસ સારો થયો હતો.

**જાવ**–(૫–૧૦–૦૩) કરેલાથી ચાર ગાઉ ઉપર જાવ ગામ છે. ત્યાં જવા નિકળ્યા. રસ્તામાં પહેલા ચિન્તાપુરીકુંડ આવ્યો. ભગવાન અત્રે ગાયોને બોલાવી ચિન્તા દૂર કરતા, ત્યાંથી વિસાયા ગામ પાસે કિશોરીકુન્ડ આગળ આવ્યા. ત્યાં કદમ્બના ઝાડ ઘણા સરસ છે. એવી ઘટાવાળા કયાંય દીઠા નથી. ત્યાં રાસલીલા કરી, મહારાજે પવિત્રા માગ્યા તે ધરાવ્યા. મથુરાથી મંગાવ્યા હતા. ત્યાંથી ચાલતા લક્ષ્મીકુન્ડ, બળભદ્રકુન્ડ તથા પાંડવકુન્ડ આવ્યા. જાવ ગામમાં સત્યનારાયણના દર્શન છે. રતિચંદનીમાં મહારાજે ઠાકોરજીને ભોગ આરોગાવ્યો, ને પોતે બેઠા હતા, તેના દર્શન કરવા વૈસ્નવોને હેલો પડયો, પણ રૂ. ૧) થી ઓછું ધરે તેને દર્શન થતા ન હતા. અત્રે ખિદ્રવન છે, અને મધુકરી તથા ફુલવારીકુન્ડ છેટાં છે.

**કોકિલા વન** તથા **પાંડવગંગા** થઇ **બઠેણ**–તા. ૬–૧૦–૩ને રોજ સવારના દશ વાગા પછી નિકળ્યા, તે ૧॥ ગાઉ ઉપર કોકિલાવન છે ત્યાં વ્રજનારીઓએ મહારાજને ઘેરી લીધા પછી, તેને નચાવી ગીતો ગવડાવી મહારાજે રૂ. ૧૧ આપી રાજી કરીઓ. ત્યાં મહાપ્રભુજીની બેઠક, શનિનું મંદિર, મહાદેવના તથા કોકિલા બિહારીનાં દર્શન કર્યાં, તથા કૃષ્ણકુંડમાં પાન કર્યાં. અત્રે છાયાની જગ્યામાં મહારાજ બેઠા, ને હેલો પડયો કે મહારાજને ભેટ ધરી હોળી ખેલાવો. આજે ગ્રહણનો દિવસ હતો એટલે ચોબાઓએ તો યજમાનો પાસેથી કંઈ લીધું નહિ. મહારાજનો કંઠ સારો હતો. પોતેજ ઝાંજ પખાજ લઈ ગાવા મંડયા ને ભેટ લઇ હોળીનો રાસ ખેલાવ્યો, તે ઠીક થયો. સાંજના પાંડવ ગંગા ઉપર જઈ નહાયા. ત્યાં પાંડવોની બેઠક છે. પાંડવોએ અત્રે તીર મારી ગંગા પેદા કરી હતી તે મહિમા છે. કૌરવવન તથા કૌરવકુંડ અત્રેથી છેટાં છે. અત્રેથી ૦॥। ગાઉ બઠેણ છે, ત્યાં જઇ મોહનકુંડ તથા બળભદ્રકુંડ છે, તેના આચમન કરીને ડેરે પહોંચ્યા.

**કોટવન**—તા. ૭-૧૦-૦૩ને રોજ મોટી બડેણુથી રવાના થયા તે છોટી બડેણુમાં થઈ બહાર નિકળ્યા. ગામબહાર દાઉજીનાં દર્શન, સંકર્ષણ તથા રેવતિ કુંડ છે. આગળ જતાં કૃષ્ણકુંડ તથા ઠાકોરજીનાં દર્શન, બેન્ડોબર, અને પછી ચરણગંગા આવે છે. ગંગામાં સ્નાન વગેરે કરી લક્ષ્મીનારાયણ, કૃષ્ણ તથા દાઉજીના ચરણ તથા હાથ, અને શંકર વગેરેનાં દર્શન કરી આગળ વધ્યા એટલે શ્યામકુંડ અને રસોલી-કુંડ આવે છે. ત્યાંથી એક ગાઉ છેટે દેહગાર તથા દધિકુંડ છે. ગોપાળકુંડ પછી શીતળકુંડ આગળ કોટવન ગામ આવ્યું, ત્યાં મહા પ્રભુજીની બેઠક છે. વૃક્ષમાં ખીજડો, કદમ્બ, નાની બોરડી વગેરે જણાય છે. ખેતરોમાં જુવાર, બાજરો, ને કપાસ વાવેલાં માલમ પડે છે. ગુવાર ઢોરને ખવાડે છે. ગુજરાતમાં કપાસ પોષ માસમાં તૈયાર થાય છે અને અત્રે આસોમાં થાય છે. શીતળકુંડનું પાણી એકદમ શીતળ-થંડુ અને મીઠું છે. કૂવો ફકત એક જ સુરજકુંડ ઉપર છે, તેનું પાણી બહુ મોળું છે. ગામમાં બ્રિજભૂખણનું-રામલક્ષ્મણ સીતાનું મંદિર છે.

બીજે ગામ જવાને માટે આગલે દિને હેલો પડે છે તે હવે બરાબર પડવા લાગ્યો નહિ. રાતના ૧૧ વાગે જ્યારે બધા સૂતેલા હોય ત્યારે હેલો પડવા માંડયો. સિપાઈઓ પણ અગાઉની માફક જાગૃત રહેતા ન હોતા. આજે સં. ૧૯૫૯ના આસો વદી ૧ થઈ. તહેવારો નજીક આવ્યા, માટે યાત્રા જલદી પુરી કરી લેવી જોઇએ. પણ લોભ સમાય નહિ, મુકામ એક એક વધતો જાય. અત્રેથી ૧૧ ગાઉને છેટે આવેલા શેષશાયી ગામ જવા નિકળ્યા. રસ્તામાં સુગંધીવાળું રળીઆમણું ચંબેલીવન અને કૃષ્ણકુંડ એક ગાઉ છેટાં રહે છે. ત્યાં ચંબેલીના વૃક્ષોને કુદરતી લાંબી દોરી છે જેનાપર ભગવાન ઝુલ્યા હતા. રસ્તામાં નંદનવન, ચંદનવન, પંચમુખી કેદારનાથ, તથા ગોપાલઘડ ગામ આગળ ગોપાલકુંડ આવ્યા. ત્યારપછી એક બુંબો નજરે પડે છે—જે વડે, ખેતરોમાં જેને જોઇએ તેને સરકાર દર વીઘે રૂ. ૧) લઈ જમનાજીનું પાણી પુરૂં પાડે છે. આગળ ચાલતાં જમનાજીની નહેર આવી તે બહુ ઉંડી છે, તેમાં પાણી થોડું ને ડોળા-યલું હતું. એ નહેર દિલ્હીથી શરૂ થઇ મથુરા લગણ જાય છે. જ્યારે જરૂર પડે ત્યારે તેનો બંધ છોડે છે, એટલે ખેતરોમાં પાણી જાય છે. તેના ઉપર શેષશાયી પૂલ સને ૧૮૭૪માં બાંધેલો છે એવો લેખ છે, તેની પાસે આવેલા શેષશાયી ગામ આગળ અમારા તંબુ ડેરા પડયા.

**શેષશાયી ગામ**–(૮–૧૦–૧૯૦૩) ગામમાં ક્ષીરસાગર કુંડ બહુ મ્હોટો છે. તેનું પાણી મોળું ખારાશવાળું છે. શેષશાયી ભગવાન અત્રે પોઢ્યા હતા, તેનું તથા પંચમુખી મહાદેવનું મંદિર છે. ક્ષીરસાગરમાં સ્નાન કર્યું. અત્રે ગોદાન આપવું જોઇએ. ગામમાં ટપાલ છે. સવારના તાઢ ધુમસ પડયાં, અને થંડા પવન સાથે આખો દિવસ વરસાદ વર્ષ્યો તેથી રસોઇમાં પણ ખલલ પડી. અહીંની જમીનમાં ખાર છે અને તે પગે ચોંટે છે, રાતના વરસાદ ને પવનનું તોફાન વર્ષ્યું, શેષશાયીમાં આજ અઢાર વર્ષ થયાં યાત્રા પડી નથી, તેનું કારણ કે શેષશાયી ભગવાનને તે પસંદ નથી. એની મરજી વિરૂદ્ધ અત્રે ડેરા પડયા તેથી વર્ષાદના તોફાન તથા પવનથી કેટલાક તંબૂઓ ઉડી પણ ગયા. કેટલાકની અંદર પાણી આવ્યું, સામાન ભીંજાયો, એમ યાત્રા બહુ હેરાન થઈ. બીજે દિને (તા. ૯) પણ વરસાદ વર્ષ્યો. શરદી બહુ વ્યાપી ગઇ. તંબૂઓ પાણીથી લચકાબોળ ભારેખમ થઇ ગયા, એટલે બળદથી તે વજન ખેંચી શકાય તેમ ન હતું. એટલે યાત્રા ઉપડી નહિ. અમે તો ગામમાં જઈ એક ડોસીની જગો એક દિનના આઠ આનાને ભાડે લઇ રહ્યા. વરસાદ બંધ પડવા મહારાજે માનતા લીધી, ભગવાનને ખુબ દૂધ ચઢાવ્યું. પણ વરસાદ બંધ થયો નહિ. એમની તપેલી પણ ચઢી નહિ. તે બોખરાઇ ગામ જતી રહી. કેટલાએક ગાડાંના આઠ આઠ રૂપીઆ ભાડું કરી મથુરા જતા રહયા. અનાજ ખોરાકની ચીજ વિગેરે મોંઘી થઇ ગઈ. રસ્તામાં ખાર કાદવથી લોકો લપસીને પડવા લાગ્યા.

**બઢાગામ**—તા. ૧૦–૧૦–૦૩ ને રોજ યાત્રા ઉપડી બે ગાઉપર બોખરાઇ ગામ ગયા. રસ્તામાં કૃષ્ણકુન્ડ તથા શ્યામકુન્ડ અને વાંકેબિહારીનાં દર્શન કર્યાં. ત્યાંથી આગળ ચાલતાં રસ્તો બહુ ખરાબ કાંટાવાળો ચિખલનો આવતાં હેરાન થયા. પછી બઢાગામ આવ્યું. અત્રે એક કૃષ્ણકુન્ડ તથા બીજો એક છે. બન્ને બાંધેલા નથી. તેમાં સ્નાન કર્યાં. અત્રે ટપાલ છે. આજ આખો દિવસ ગાડાની વાટ જોઇ, પણ તે મોડી રાત્રે આવ્યા. સરસામાન વગર રસોઇની તેમજ તંબૂની ભારે અડચણ પડી. ગામમાં જગો ભાડે લઇ રાત કાઢી. માતૃશ્રીનું શરીર અત્રે બગડયું હતું. અત્રે દાઉજીનું મંદિર છે. તા. ૧૧–૧૦–૦૩ ને રોજ બઢાથી નિકળ્યા. રસ્તામાં ઓજાની ગામ આગળ જમનાજીનો કોઠો તથા બિહારીજીનું મંદિર આવે છે. એક રસ્તે શ્યામકુન્ડ અને

શ્યામવન છે, અને બીજે રસ્તે ઓજાની ઘાટ છે. ત્યાર પછી ન્હાની જમના, લાલનવન અને ખેલનવન આવે છે, ભગવાન અત્રે ખેલ્યા હતા તેથી લોકો અત્રે ચોપટ, સેત્રંજ, દડા વેચવા આવે છે. આગળ ચાલતાં સાક્ષીગોપાળના મંદિર આગળ શેરગડ આવ્યું.

શેરગડઃ—આ ગામ મ્હોટું સારૂં છે. કેટલા લાંબા વખતે ઈંટના ઘરો, તે વળી મેડીવાળાં આ ગામમાં દીઠાં. દરેક ચીજ મળે છે. અત્રે દાઉજી, ધર્મરાય, ગોપીનાથ, શ્યામસુંદર, રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ, વગેરે બીજા કેટલાંએક મંદિરો છે. બદ્રાથી શેરગડ અઢી ગાઉ થાય છે. હેલો પાડનાર બ્રાહ્મણ દામોદર નામનો સારસ્વત હતો. ગાડાં આજે પણ વહેલાં આવી શકયા નહિ એટલે કાલે પડાવ ઉઠનાર નથી, પણ આવતી કાલે ચીરઘાટપર જમના કાંઠે પુજ્ય પિતાશ્રીની વર્ષી વાળવાની હોવાથી અમોએ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો.

**ચીરઘાટ**—દ્વારકાનો શુકલ નરોતમ જગજીવન સંઘમાં અમારી સાથે હતો, સરાવવા માટે તેને સાથે લીધો. તે શુકલ, ચોબો ગીરીરાજ, મુંબઇના સારસ્વત પુરૂષોત્તમની વિધવા મણીબાઇ, તથા તેની ફોઇ વિગેરે, તથા અમો સર્વે, તા૦ ૧૧-૧૦-૦૩ ની સવારના નિકળ્યા. સાથે બીજો પણ કેટલોક સંઘ આવ્યો. ચીરઘાટ ન્હાનું હોવાથી આગલે દિવસે સામાન આણી મૂકયો હતો, તે સાથે લીધો. રસ્તામાં એક વન આવ્યા પછી ચીરઘાટ આવ્યું. ત્યાં જમના કાંઠે સ્નાન કર્યું, અને તેનાપર બાંધેલા ચીરઘાટ પર કદમ્બનું વૃક્ષ છે તે વૃક્ષ પર ભગવાન ગોપીઓના ચીર લઇ કદમ્બ ઉપર ચઢી ગયા હતા, એ વખતે ગોપીઓએ ભગવાનને ચીર આપી દેવાની અરજ કરી છેઃ—

શ્યામ ચુનરીયાં દેદે મોરી, બાર બાર કર જોરત તુમસે,
તનુ મેરી કંપન લાગે, દેઓ મુરારી—ચુનરીઆં......
આવત દેખત જન સબ હમકુ,
જાય સાસ ઘર કહે સબ ઉનકુ,
હાય ગુયાં, અબ કેસે કરોરી——ચુનરીઆં......

કરૂણા કરીને મુરારી રે ગીરીધારી,
વસ્ત્ર દ્યો હમને ઉતારી રે થાશે પ્યારી,
બાલગોપાલ આ દાસી તમારી,
લજ્જીત નગ્ન છે પ્યારી રે સહુ નારી,
વસ્ત્ર હરણ કરી વૃક્ષે શું ચડીઆ,
દેખાડો શું શાહુકારી રે તમારી,

---

હાંરે મારા ચીર દ્યો વનમાળી, હાંરે હું છું અબળા નારી રે.
હાંરે વાલો ચીર હરીને કદમ ચડી બેઠા, હાંરે હું છું જળ મેં
ઉઘાડી રે.—મારા ચીર૦
હાંરે ચીરકે બદલે પીતાંબર લેઉંગી, હાંરે જો જલસે હોઉં
ન્યારી રે.—મારા ચીર૦
હાંરે પાહે પત્ર કરી નીકસી રાધે, હાંરે કૃષ્ણ હસત દે તાલી રે.
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, હાંરે તમો પુરૂષ હમ
નારી રે.—મારા ચીર૦

એ વૃક્ષ તળે બાંધેલા ચોતરાપર એક બાજુપર વર્ષી શ્રાદ્ધ કર્યું, તથા એક બાજુ લાડુની રસોઇ કરાવી, બ્રહ્મભોજ કર્યો, તથા ચોબાઓને પણ ચકાચક ખૂબ કરાવી. અત્રે જમનાજીનો કાંઠો ઘણો જ રમણીય છે, તે કાંઠે પિતાશ્રીની વર્ષી વાળી હું કૃતાર્થ થયો. સાંજના યાત્રા આવી લાગી. ગામ નાહનું પણ દેખાવ સુંદર છે. અત્રે કાત્યાયની દેવીનાં દર્શન તથા મહાપ્રભુજીની બેઠક છે. ગોપીઓએ એ દેવીની પૂજા કર્યાથી ભગવાનનાં દર્શન થયાં હતાં. અત્રે રાસ થયો. ચીરઘાટપર મોટા મોટા મજવાઓ પડી રહે છે, ને યાત્રાળુઓને લાવ લઇ જા કરે છે, જે દેખાવ ઘણો જ મનોરંજક અને સુંદર છે.

અત્રે એક રાત રહ્યા. બીજે દિને (૧૩–૧૦–૦૩) સવારના વહેલા ઉઠી અનેક વહાણો યાત્રીઓની રાહ જોઇ બેઠાં હતાં તેમાંથી એકમાં બેઠા. માણસ દીઠ સાડા ચાર આનાનો ભાવ મહારાજે જ કાઢી આપ્યો હતો. નાવ ન્હાના તેમજ મ્હોટાં મળે છે. ન્હાના નાવમાં ૨૫ થી ૩૦ માણસ બેસી શકે અને તે જલદી પુગાડે છે. કેટલાએક ગરીબ વૈષ્ણવો પગ રસ્તે સાત ગાઉ ચાલી વંદ્રાવન ગયા. રસ્તામાં બત્સવન આવે છે. અમારૂં વહાણ નંદઘાટ આગળ ઉભું

રહ્યું, ત્યાં ઉતરીને નંદબાવાનાં દર્શન કર્યાં. મૂર્તિ મ્હોટી અને સારી છે ને નાવમાં બેઠાં બેઠાં પણ દર્શન થાય છે. અત્રે માણસ દીઠ એક પૈસાનો સરકારી ઠેકો છે. આગળ ચાલતાં ભદ્રવન આવે છે. તે પછી શ્યામવન આવ્યું, જ્યાં શ્રી દામાનાં દર્શન કર્યા ત્યાં શ્યામકુન્ડ છે. ત્યાંથી પગ રસ્તે ભાંડીરવનમાં જઇ ભાંડીરકૂપનાં દર્શન કર્યા. ત્યાં દાઉજીનું મંદિર તથા પથ્થરનો મુકુટ છે. ત્યાંથી બિલવન, મહાપ્રભુજીની બેઠક તથા ઠાકોરજીના મંદિરમાં દર્શન કર્યા. અત્રે બિલનાં વૃક્ષ થોડાં છે. અત્રેથી પાછા નાવમાં બેઠા ત્યાંથી વંદ્રાવન પુરીનો બહારનો દેખાવ અને કેસીઘાટ પણ બહુ રમણીય દેખાય છે. વહાણમાંથી ઉતરતાં સરકારી માણસ હાથના પોંહચાપર એક પૈસો લઇ પીળી માટીની છાપ મારે છે એટલે ગામમાં જવાની રજા મળે છે.

**વૃન્દાવન અથવા વંદ્રાવન**—નાવમાંથી ઉતરી ગામમાં પેસતાં હનુમાનનું મંદિર, બંસીવટ, ઠાકોરજીની મૂર્તિ, તથા રાસ થયો હતો તે જગા આવે છે. ત્યાંથી કલકત્તાવાળા લક્ષ્મીચંદ શેઠના રંગજીનાં સુંદર મંદિરનાં દર્શન કર્યાં. તે મંદિરમાં ન્હાના ન્હાના અનેક મંદિરો તથા એક સુવર્ણ સ્થંભ છે. બીજો સુવર્ણનો સ્તંભ અધુરો છે. આ મંદિર ૨૦–૨૫ લાખ રૂપીઆને ખર્ચે બાંધ્યું છે. આગળ ચાલતાં ગોપીશ્વર મહાદેવ તથા રાધારમણનાં દર્શન કર્યાં. એ સંબંધમાં કથા છે કે ગોપીઓનો રાસ જોવા મહાદેવને મન થયું તેથી મહાદેવ ગોપીનો વેષ લઇ જોવા ગયા, પણ ભગવાને તેને ઓળખ્યા ને કહ્યું " આવો ગોપીશ્વર " ત્યાં બ્રહ્મકુન્ડ છે. વન્દ્રાવનમાં ઘરોઘર મંદિર છે ને સાંભળવા પ્રમાણે કુલ્લે સાડાપાંચ હજાર મંદિરો છે. અમારા તંબુડેરા દાવાનળ નામની જગા જે ગામથી એક કોસ છેટે હતી ત્યાં નાખવામાં આવ્યા. ત્યાં ભાતરોણ ગામ છે જ્યાં ચોબાની સ્ત્રીઓએ ભગવાનને ભાત ખવાડ્યો છે અને ચોબાઓએ ખાવાનું ન આપ્યું તેથી તેમને શાપ મળ્યો છે તે વાત અગાઉ આપણે કહી ગયા છીએ (જુઓ પૃષ્ટ ૫૮ ને ૫૯).

અત્રે કાંટા બહુ હતા. વ્રજભૂમીમાં ચીરઘાટ સિવાય કયાંય પણ કાગડા નજરે પડયા નહિ. બાકી વાંદરા તો સ્થળે સ્થળે જોવામાં આવે છે, અને તેમનાથી હેરાન થવું પડે છે. દેવકીનંદન મહારાજે યાત્રાનો પડાવ દેહકાળી આગળ નખાવ્યો હતો, જ્યાં કાંટા ન હતા. શેષશાયીમાં વર્ષાદ પડયો તે દિવસથી ગાડાંવાળાઓએ એવી લુચ્ચાઇ કરવા માંડી

કે રાતના બાર બાર વાગે આપણો સામાન લાવે, ત્યાર પછી પાલ તંબુ નાંખી યાત્રીઓ સૂએ, અને કેટલાએક તો ગાડાં લાવે પણ નહિ, એટલે રાતના ઉઘાડી જગાપર યાત્રીઓ સુઇ રહે, ને પાછલી રાતની ઝાકળથી અંતે દુઃખી થાય છે, તે સંબંધમાં ફરીયાદ મહારાજને તંબુએ કરવામાં આવી, પણ ફોકટ.

બીજે દિને (૧૪-૧૦-૦૩) સવારના દાવાનળ કુન્ડમાં સ્નાન કરી વંદ્રાવનની પરિક્રમા કરવા ચાલ્યા. ત્યાં નંદજી, જશોદા, તથા કાળીદેહનાં મંદિરો છે. કથા છે કે જ્યારે કંસે દૈત્યને મોકલ્યો ત્યારે તેને ભગવાને મારી નાખ્યો એટલે કાળીનાગ આવ્યો. એ નાગ જમનાજીમાં રહેતો તેથી જમનાજીનું પાણી એટલું તો ઝેરી થઇ ગયું કે પક્ષીઓ પણ ૧૦૦ ફુટ ઉંચે ઉડતાં, ને જો થોડે અંતરે ઉડે તો મરી જતા. તેટલા માટે ભગવાને તેને નાથવા જમનાજીમાં ડુબકી મારી. તે વખતે નાગણ કહે છેઃ—

જળકમળ તું છાંડ બાળા, સ્વામી માહરો જાગશે,
જાગશે તુંને મારશે, મુને બાળ હત્યા લાગશે—જળ.
કહેરે બાળક તું મારગ ભૂલ્યો, કે તારા વેરીએ વળાવીઓ,
નિશ્ચય તારો કાળજ ખૂટયો, અહીઆં તે શીદ આવીઓ.
નથી નાગણ હું મારગ ભૂલ્યો, નથી મારા વેરીએ વળાવીઓ,
મથુરાં નગરીમાં જુગટું રમતાં, નાગનું શીશ હારીઓ—જળ.
રંગે રૂડો રૂપે પુરો, દીસે કોડીલ કોડામણો,
તારી માતાએ કેટલા જન્મ્યા, તેમાં તું અળખામણો—જળ.
મારી માતાએ બેજ જનમ્યા, તેમાં હું નટવર નાનડો,
જગાડ તારા નાગને, મારૂં નામ કૃષ્ણ કાળીઓ—જળ.
લાખ સવાનો મારો હાર આપું, આપું રે તુજને દોરીઓ,
એટલું મારા નાગથી છાનું, આપું તુજને ચોરીઓ—જળ.
શું કરૂં નાગણ હાર તારો, શું કરૂં તારો દોરીઓ,
શાને કાજે નાગણ તારે, કરવી ઘરમાં ચોરીઓ—જળ.
ચરણ ચાંપી મૂછ મરડી, નાગણે નાગ જગાડીઓ,
ઉઠોરે બળવંત કોઇ, બારણે બાળક આવીઓ—જળ.

બેઉ બળીઆ સાથે વળીઆ, કૃષ્ણે કાળી નાગ નાથીઓ,
સહસ્ર ફેણાં ફુંકે, જેમ ગગન ગાજે હાથીઓ—જળ.
નાગણુ સૌ વિલાપ કરે જે, નાગને બહુ દુઃખ આપશે,
મથુરાં નગરીમાં લઈ જઇ, પછી નાગનું શીશ કાપશે—જળ.
બે કર જોડી વીનવે સ્વામી, મુકો હમારા કંથને,
અમે અપરાધી કાંઇ ન સમજ્યા, ન ઓળખ્યા ભગવંતને—જળ.
થાળ ભરી સગ મોતીએ, શ્રી કૃષ્ણુને વધાવીઆ,
નરસૈયાના નાથ પાસેથી, નાગણે નાગ છોડાવીઓ—જળ.

ગામના લોક તથા નંદજીને ધાસ્તી લાગવાથી રડવા લાગ્યા. પછી બળદેવજીએ સર્વેના મન શાંત્વન કર્યાં કે ભગવાન તો કાળીનાગને નાથી લાવ્યા ને તેમના ચરણુ નાગના મસ્તક ઉપર છે. ત્યારપછી દાવાનળ અગ્નિ આખું ગામ બાળતો આવ્યો. એટલે ભગવાનને આશ્રયે લોક ગયું, ત્યારે તેમણે કહ્યું "તમે આંખ મીચી દો" પછી ભગવાન દાવાનળ અગ્નિને પી ગયા, દાવાનળબિહારીનું મંદિર પણ હાલમાં ત્યાં છે. પછી નાગણુ કહે મારો કહાન તુંજ છો:—

ચાર જુગોમેં નામ સુનો હયે, સંત ભારતી તુમી તહો;
મથુરાંજીમેં જન્મ લીયો હયે, જળ કૃષ્ણુ કનૈયા તુમી તહો.
બંસી ઘાટપર બંસી બજાઇ, બંસી બજૈયા તુમી તહો;
ચીર ઘાટપર ચાપ ચીપ બોલે, ચીર હરૈયા તુમ્હી તહો,
હાથ જોડકે નાગન બોલી, મેરે કનૈયા તુમ્હી તહો.

કાલિદેહના મંદિર પાસે કદમ્બના વૃક્ષ આગળ ભગવાનનાં ચરણુ ને કાલિમર્દનની મૂર્તિ છે. તેમજ મદનમોહન, કુંજબિહારી, રાધા-વલભનાં જુનાં જોવા લાયક મંદિરો છે. અત્રેનાં મંદિરો મ્હોટાં મ્હોટાં અને વિશાળ જગામાં પથ્થરનાં બાંધેલાં છે, અને તેના નિભાવને માટે કેટલીએક જાગીરો પણ રાખવામાં આવી છે. આજરોજ જમનાજીમાં એક યાત્રી ડુબી ગયો.

વન્દ્રાવનમાં ચાર ગલીઓ મશહુર છે. માનગલી, દાનગલી, કુંજગલી, અને જમનાગલી. કુંજગલીમાં રાધિકાજી રીસાઇ ગયાં અને માન કીધું છે, અને ભગવાન પાસે દાણુ માગ્યું છે તથા રાસ કર્યો છે. તે વખતે રાધાજીને સખીઓએ બહુ સમજાવ્યું છે:—

હઠ છોડ સખી ચલ સંગ મેરે, તોહે આજ કહાન બુલાવતહે;
નહિ તુમ બિન વાકો ચયેન પરત, નહીં ખાનપાન કછુ ભાવત હયે.
મોર મુગટ કછુ પહેનત નાહીં, અંગ સુગંધ ન લાવત હયે;
નહી ધેન ચરાવન જાત સખી! વોહે બંસી નાદ ન ભાવત હે.
કયું એસો હૈયો તેરો કઠિન ભયો, તોહે લાજ શરમ નહીં આવત હયે;
જાકો જોગીજન ધ્યાન ધરત, બ્રહ્માદિક પાર ન પાવત હયે.
તોરી પ્રીતમેં ભૂલ ગયો પ્રભુતા, તકસીર વો માફ કરાવત હયે;
એક બાત ન જૂઠ કહું સજની, અબ કયા ઇતના તરસાવત હયે.
પિયા માધોસે એગે મીલો પ્યારી, વોતો તેરોહી નાદ ઉઠાવત હયે.

ત્યાં રાધિકાજીનાં ચક્ષુ તથા રાસ ચોતરો છે. રાધારમણનું વિશાળ મંદિર લખનૌના બાબુ બિહારીલાલે આરસપહાણનું ઘણુંજ સુંદર અને સરસ બાંધ્યું છે. સ્તંભો વાંકા, લીસા અને આરસના બાંધેલા છે. જમીનપર પોતાની છબી ચીતરાવી છે જેનાપર યાત્રીઓના પગ પડે છે. તેમજ તેના નાનાભાઈની અને તેના છોકરાની છબી છે. એ સર્વેમાં ચિત્રની એવી ખુબી દેખાડી છે કે તેનો ભાવાર્થ હાથની નિશાનીમાં સમજાવેલો છે. તે એ કે મોટા ભાઇએ ન્હાના ભાઇને પુછયું કે "મંદિર કેવું થયું?" તો કહે "બહુ સરસ." વળી ન્હાનાભાઇએ પુછયું "કોણે બાંધ્યું?" ત્યારે બિહારીલાલ છબીમાં આંગળી ચીંધે છે કે "પેલા મ્હારા દીકરાએ બાંધ્યું છે," ત્યારે તેના છોકરાની છબીમાં તેના બે હાથ જોડેલા દેખાડયા છે કે "મેં નથી બાંધ્યું, ભગવાને બાંધ્યું છે." વળી બાજુના મહેતાની છબી છે તેમાં તેને આંધળો ચિતર્યો છે, કારણ કે મંદિર બાંધવામાં જે લાખો રૂપીઆ ખરચાયા તેમાં તે ખાઇ ગયો છે. "ગોકુળથી વૃંદાવન રૂડું" ગણાય છે.

અમારા સંઘમાં હવે કોલેરા શરૂ થયો, અને યાત્રામાં દિવસો પણ ઘણા ભાંગ્યા, તેથી કેટલાએક યાત્રીઓ મથુરા ચાલ્યા ગયા. વંદ્રાવનથી મથુરા આગગાડીમાં જવાનો એક આનો પડે છે. તેમ ટાંગા પણ માણસ દીઠ દોઢ બે આના લે છે. મથુરા પગ રસ્તે અત્રેથી ત્રણ ગાઉ છે. વંદ્રાવનથી આગળ વધતાં આગગાડી નથી. હવે જે કોઇ યાત્રાળુ સંઘ છોડી જતો તેણે મહારાજની ભેટ જો પતાવી ન હોય તો પોલીસે તેનો સામાન વગેરે અટકાવવા માંડયો. વંદ્રાવન શહેર ઘણું સારૂં છે અને સર્વ ચીજ મળે છે. વૃન્દાવનમાં જુગલઘાટ, વિહારઘાટ, શૃંગારવટ આગળ

ભગવાને સામવેદ મોરલીમાં ગાયો છે. કેશીઘાટ આગળ આચાર્ય મહાપ્રભુજીએ ભાગવત શ્રી સુબોધનીની કથા સંભળાવી છે. બેઠક છે. બંસીવટ, ગોપેશ્વર મહાદેવનું મંદીર, બ્રહ્મકુંડ, ગોવીંદકુંડ, વેણીકૂપ છે. વૃન્દાવન પછી વેલવન, માટગામ, અને ભાંડીરવન તથા કૂપ આવે છે, પછી બીજોલીગામ, ભદ્રવન જેમાં ચણોઠીનાં વૃક્ષો છે ત્યાં દાવાનળ અગ્નિ ઉઠયો તેનું ભગવાને પાન કરી ભકતોની ભીડ ભાંગી છે. તેની પાસે ડાંગોલી ગામ, પીપરોલીગામ પછી લોહવન આવે છે.

તા. ૧૫-૧૦-૦૩ને રોજ સવારના વહેલા ઉઠી લોહવન જવા નિકળ્યા. દાઉજીના ગોર અત્રેથી જ લાગુ પડે છે. વંદ્રાવનથી નાવમાં બેઠા તે જમનાજીને સામે કાંઠે ઉતર્યા ને લોહવનનો રસ્તો પકડયો. રસ્તામાં બાવળનાં મોટાં ઝાડોનું એક જબરૂં વન આવ્યું પણ રસ્તે ચાલતાં કાંટા નડયા નહિ. એક ગાઉપર માનસરોવર આવ્યું. અત્રેના વાંદરા બહુ જબરા હોય છે. હાથમાંથી પણ ઝુટાવી લે છે. માનસરોવરનો કુન્ડ બાંધેલો છે ને પાણી પણ સારૂં છે તેમાં સ્નાન કર્યું. અત્રે મહા પ્રભુજીની બેઠક, માનબિહારી તથા ગોપીનાથનાં દર્શન છે. આગળ ચાલતાં બાવળનું બીજું મોટું વન આવ્યું. દોઢ ગાઉ પછી "પાણીગામ" આવ્યું. ત્યાં એક મીઠા પાણીનો કૂપ છે. સવા ગાઉને છેટે કલ્યાણપર ગામ આવે છે તેમાં થઇને આગળ ચાલતાં લોહવન આવ્યું. વ્રજમાં મહાપ્રભુજીની બેઠક કુલે ચોવીશ છે.

**લોહવન**—વંદ્રાવનથી પાંચ ગાઉ થાય છે. અત્રે શંકર તથા ગોપીનાથનાં મંદિરો તથા કૃષ્ણકુન્ડ છે. બ્રાહ્મણો કુન્ડ ઉપર બેસે છે તેમને લોહદાન કર્યું. કારણ ભગવાને અત્રે લોહાસુરને માર્યો છે. મથુરા અત્રેથી એક કોસ છે. લોહવન પછી ગોપાળપુર, રાવળવન, બુદીયાકોખેરો, વંદીગામ (વંદી આનંદી દેવી), બળદેવજીગામ, હથોરાગામ, ચિન્તાહરણ ઘાટ, બ્રહ્માંડઘાટ જ્યાં ભગવાને માટી ખાધી છે. જુઓ પૃષ્ટ (૬૬). પછી મહાવન નંદરાયનું ગામ આવે છે.

**દાઉજી**—લોહવનથી દાઉજી ૬॥ કોસ છે, ત્યાં જવા નિકળ્યા (૧૬-૧૦-૦૩). ખેતરોમાંથી ચાલતાં ૧॥ ગાઉપર પહેલું ગામ "ગોપીનીપુરી" આવ્યું ત્યાંથી એક ગાઉપર "રતીકાનગર" આવ્યું. પોણા ગાઉપર એક વોરા (વોરાવટકરે તે) નો બગીચો ઘણો સારો છે. ત્યાંથી ૧॥ ગાઉપર "બંદી આનંદી" આવ્યા. બંદી ને આનંદી બે બહેનો સખીઓ હતી.

ગાયો ચરાવતી, ને છાણુ મેળવતી તેની મુર્તિઓ છે. અત્રે પ્રીતબિહારી તથા આનંદ કુંડ છે. ત્યાંથી આગળ ચાલતાં સડકને રસ્તો મળે છે. ત્યાં બે બાજુ ઝાડની ઘટાને લીધે તડકો પડતો નથી. એમ બે ગાઉ ચાલ્યા પછી દાઉજી ગામ આવી પહોંચ્યા. દાનબિહારીનાં દર્શન કરી ગામમાં પેઠા. ગામ સાધારણ ઠીક છે. અત્રે ક્ષીરસાગર કુન્ડ છે. તેનું પાણી લીલવાળું છે. અને કૂવાનું પાણી મોળું છે. દાઉજીને હાંડો કરવો હોય તો સવારના ૧૦ાા વાગા સૂધી ઠીક થાય છે. તેને ભોગ ધરાવ્યો એટલે પ્રસાદીમાં કામ લાગે. પાછો સાંજના ૪ વાગે પણ થાય છે. દૂધપાક, પુરી, શાક, મગજના લાડુ, જલેબી, અમૃતી વગેરે અનેક ચીજો ભોગને માટે કંદોઇઓ તુરત હુકમની સાથ કરી આપે છે. અત્રે એક તો ચોપડાના ગોર હોય છે, બીજા ક્ષીરસાગર કુન્ડના, અને ત્રીજા મંદિરના પંડયા રહે છે. જે બહુજ લુચ્ચા હોય છે, તેનાથી યાત્રાળુએ ચેતીને ચાલવું. એ પંડયાઓ ગળામાં સોનાની માદળીઆં જેવી ત્રણ લોલકની સાંકળી પહેરે છે. માળા પણ પહેરે છે. તેની પાસે ગોર આપણુને લઇ જાય છે. તેને પંડયો અથવા મુખીઆજી પણ કહે છે. અમોએ માખણ મીસરી તથા ફૂલની માળા તથા ધારેલો ભોગ લઇ જઇ દાઉજીને ધરાવી હાંડો કર્યો, ને ભેટ કરી ચરણ સ્પર્શ કર્યા. એ નાણાં પુજારી લે છે અને તે ભંડારામાં જાય છે, તે બાપડો કંઈ બોલતો નથી.

એ પંડયાઓ પ્રથમ હાથજોડ કરાવી કબૂલાત કરાવ્યા પછી મંદિરમાં ઘુસવા આપે છે, ને યાત્રીપર બહુ દમદાટી કરે છે, પણ જો કોઇ તેને પોલીસની ધમકી આપે તો નરમ પડી જાય છે. આપણે પણ તેમજ કર્યું એટલે આપણુને હાથજોડ કરાવ્યા પહેલાં મંદિરમાં જવા દીધા, અને ઉપર પ્રમાણે હાંડો ધરી બહાર નિકળ્યા પછી તેઓએ હાથજોડ કરાવી. બે હાથને ફૂલની માળાઓ બાંધે છે, પછી પંડયાના હક તરીકે યાત્રીપર જુલમ કરીને નાણાં ઓકાવે છે. તેમાં જો કોઇ ગરીબ બાઈ બાવડી હોય તો તેને સારી પેઠે લૂટે છે. એ નાણા મંદિર ખાતે બિલકુલ જતાં નથી પણ પંડયાજી ખાઇ જાય છે. ગયે વર્ષે એક યાત્રાળુને સાંભળવા પ્રમાણે મારી નાંખ્યો ને તેના પૈસા લૂટી લીધા, માટે યાત્રીએ ઘણું સાવધ રહેવાનું છે. અત્રે અંગ્રેજી રાજ છે માટે પોલીસ અથવા સરકારનું નામ દેવાથી તેઓ બહુ બીહે છે. જે કાંઇ કરવું હોય તે

દાઉજીના ચરણમાં મૂકવું, પણ તેમની પાસે બનતા લગી હાથજોડ બિલકુલ કરાવવીજ નહિ.

દાઉજીની મૂર્તિ માણુસ જેટલી મ્હોટી છે, અને તે એવી તો સરસ છે કે આપણે ઘડી ઘડી નિરખ્યા કરીએ. તેની પાસે પાર્વતિજીની પણ મ્હોટી મૂર્તિ દર્શન કરવા લાયક છે. ઘણા લોકો પોતાની મનકામના પુરી કરવા દાઉજીની માનતા લે છે, અને એ દેવનો પરતો ઘણો જલદ છે.

બીજે દિને ક્ષીરસાગરમાં દૂધ પુષ્પ લઇ પૂજા કરીને એક પોતીએ સ્નાન કર્યું. કુંડની પરિક્રમા કરી, તેમાં સત્યનારાયણ, ગોવર્ધનનાથ, સાક્ષીગોપાળ, વગેરે મંદિરો આવે છે. મહારાજ હજુ પડાવ રાખવા ધારે છે. આજે અગીઆરસ હતી (૧૭–૧૦–૦૩) અને સંઘ સાથે જઇએ તો કાળીચઉદસની સાંજના મથુરા પુગાય, માટે આજેજ નિકળી પડવાનો વિચાર કર્યો. ગોરને દક્ષિણા આપી વિદાય કર્યો. મહારાજની સેવા પતાવતાં બહુ વિલંબ લાગ્યો. શા૦ હરિલાલ જગન્નાથનો જમાઇ કાંતિલાલ તથા તેની ફોઇ વિગેરે જે યાત્રામાં હતા તે પણ અમારી સાથે આવ્યા. બીજા યાત્રીઓ પણ નિકળ્યા, એટલે યાત્રામાં માણુસ અર્ધું થઇ ગયું. અમારી ગાડી સાથે અમે ચાલ્યા. મથુરાની જે સડક જાય છે તેજ રસ્તેથી અમે ચાલ્યા. દાઉજીથી ગોકુલ ચાર ગાઉ થાય છે. રસ્તામાં બ્રહ્માંડઘાટ આવે છે ત્યાં લાડુગોપાળ, બ્રહ્માંડબિહારી, દહીંવલોણું અને મૃત્તિકાબિહારીનાં દર્શન કર્યાં. બ્રહ્માંડઘાટ જેવા જેવો છે. ત્યાં જમનાજી વહે છે. ત્યાંથી પાછા ફરતાં બીજે રસ્તે કર્ણકૂપ આવ્યા. તે જગ્યાએ કૃષ્ણના કાન વીંધ્યા હતા. બ્રહ્માંડઘાટથી પોણા ગાઉપર ચિન્તાહરણ મહાદેવ છે, અને ત્યાંથી પોણા ગાઉપર મહાવન એટલે પુરાણું ગોકુલ આવી પહોંચ્યા.

**પુરાણું ગોકુળ**---અત્રે કૃષ્ણને ઉખળે બાંધ્યા છે તથા કૃષ્ણને પારણામાં ઝુલાવ્યા છે તે જગાનાં દર્શન કર્યાં. ભગવાન જન્મ્યા પછી કંસની બ્હીકથી ભગવાનને કંડીયામાં સંતાડી વસુદેવજી ગોકુળ જતા હતા ત્યારે યમુનાજી ભગવાનના ચરણ સ્પર્શ કરવા ઉંચાં ચડયાં, એટલે વસુદેવજીએ "કોઇ લીઓ" કરીને ગભરાઇને બૂમ પાડી. સ્પર્શ કરી પાણી ઉતરી ગયાં. તેપરથી "કોઇ લીઓ" નામનો ઘાટ ત્યાં છે.



ભગવાનના જન્મથી સ્ત્રીઓ હરખાતી ગાય છેઃ—

તુમ ટેડે મેરી ટેડી ગાગરીયાં,
તુમરે ટેડે પ્રભુ મુખકી મોરલીયાં, ઉનસે ટેડી મેરી નાકકી નથનીઆં.
તુમરે ટેડે પ્રભુ મોર મુગટહે, ઉનસે ટેડી મેરી સુરંગ ચુંનરીયાં,
તુમરે ટેડે પ્રભુ ગ્વાલ બાલહે, ઉનસે ટેઢી મેરી સંગકી સાહેલીયાં,
સૂરદાસ પ્રભુ તીહારે મીલનકું, સબસે ટેડી મેરી ગોકુલ નગરીયાં.

શ્રી કૃષ્ણ ભગવાનનો જન્મ થયા પછી મહાદેવજીએ યશોદાજી પાસે જઇ કહ્યું કે "ભગવાનના દર્શન કરવા હું આવ્યો છું." ત્યારે યશોદાજી કહે "નારે બા! તું તો જોગટો, તારૂં બીહામણું સ્વરૂપ જોઇને મારો બાળક હેબકી જાય." એમ રકજક કર્યાં પછી મહાદેવને દર્શન દીધું છે તે સંબંધનું ભજનઃ—

## લાવણી.

હાથ ચક્ર ત્રીશલ બીરાજે, અલેક જગાઉં તેરી નગરીમેં,
શ્રી કૃષ્ણ કે દર્શન કરને, આએ સદાશીવ ગોકુલમેં.
મંદિર બૈઠા હે જશોદા મૈયા, અવાજ સુન્યા કાનોમેં,
થાલ ભરી કંચનસો લાયા, લીયો બાવાજી તેરી ઝોલીમેં.
શિવજી કહે માઇ અમ નહિ લેવે, લઇ જાવ મૈયા અપને ઘરમેં,
ચાર ખૂટકા સોના રૂપા, ભર્યા હે માઇ મેરી ઝોલીમેં.
અમ જોગીશ્વર વનકાવાસી, આએ દર્શન કરનેકું,
તેરા બાલકા દર્શન કરકે, ફેર જાઉંગા માઇ મેં બનમેં.
તેરા સ્વરૂપ કાલાપીલા, સુરત જેશી બાઘનકી,
મેરા બાલક તો કાલકા જન્મા, નજર લગે કોઇ સખિયનકી.
ચાંદ સૂરજ નવલખ તારા, ભજન કરે તેરા બાલકકા,
એ બાલક તો સબકુ ડરાવે, એ બાલક નહી ડરનેકા.
મનમેં સમજી ચલી જશોદા, લે આઇ શ્રી કરશનકું,
દોનો નજર એક હુઇ ત્યાં, શીશ નમાયા શંકરકું.
ચરણ ધોઈ ચરણામૃત લીધા, શીંગીનાદ બજીઆ હે,
ચૌદ ભુવનનો નાથ કૃષ્ણજી, સફળ જનમ મૈયા તેરા હે.

માત યશોદાજી પ્રભાતીઉં ગાય છે:—

જાગ્ય ને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ જાશે.
ત્રણસેં ને સાઠ ગોવાળ ટોળે મળ્યા, વડોરે ગોવાળીઓ કોણ થાશે,
દહિં તણા દહિથરાં ઘી તણા ઘેબરાં, કઢિયેલાં દૂધ તે કોણ પીશે,
હરિ તારો હાથીઓ, કાળીનાગ નાથીયો, ભૂમીનો ભાર તે કોણ લેશે.

વળી રાધાદામોદર તથા નન્દકૂપનાં દર્શન કર્યા. ત્યાંથી, ૮૪ સ્તંભનું સ્થાન છે ત્યાં ગયા. તેમાં ભગવાનનું વલોણું વલોવ્યું, ગાદીનું પાલણું ઝુલાવ્યું, તથા સત્ય, ત્રેતા, દ્વાપર, ને કલિયુગના ચાર સ્તંભને ભેટયા. નંદજશોદા, નારદ, ધર્મ રાજાનો થંભ, કૃષ્ણની છઠ્ઠી. વાસુદેવજી કૃષ્ણનો જન્મ થતાં તેને છાબડીમાં લઇ ગયા છે તેનાં દર્શન કર્યાં. પછી દાઉજી, સુદામાજી, માખણચોર, પુતનાબિહારી, મદનમોહન, નંદજશોદા, પાલણું, નારગડો, કૃષ્ણ વીજળી, નંદના પિતા પ્રચંડુ તથા પત્ની, ગર્ગાચાર્ય જન્મોતરી વાંચે છે તે, કેશવદેવજી, ચાંદબિહારી, બ્રહ્માંડઘાટ ને મૃતિકાબિહારી વગેરેના દર્શન કર્યાં. "નંદ ઘેર આનંદ ભયો" એ બોલી અત્રે નાચવું. અત્રેથી માટીના પ્રસાદના ગોળા લેવા. કૃષ્ણે માટી ખાધી તે માટે મોઢું ઉઘાડયું તેમાં બ્રહ્માંડ હતું. એટલે ત્યાં માટીના પેંડા વેચાય છે. આગળ ચાલતાં પારસ પીપળો, જેને રાતાં પીળાં ફૂલ હતાં, તે તથા ખેલનવન અને કૂવો આવ્યા. તે પછી રમણરેતીની જગો આવી, તે અબરખ જેવી ચળકાટ મારતી હતી, અને સુંદર લીસી હતી તેમાં ભગવાન અત્રે આળોટયા હતા. એટલે અમો પણ ઉઘાડું શરીર કરીને આળોટયા. કહ્યું છે "રમણરેતીમાં લોટયો નહિ તેનો એળે ગયો અવતાર". રમણરેતીમાં કાયલાઘાટપર પુતનાને અગ્નિદાહ દીધો છે. અત્રે રમણબિહારીનાં દર્શન છે. અત્રેથી થોડે છેટે ગોપકૂવો છે ત્યાં હનુમાન તથા શંકરનાં દર્શન કર્યાં. એ રસ્તામાં ગોખરૂ ઘણા આવે છે, અત્રે નાહી ધોહી સંધ્યા કરી આગળ ચાલ્યા. ત્યાં ગોપાલલાલ મહારાજનો બગીચો આવ્યો, તેની પાસે કુંડ છે. અત્રેથી નવા ગોકુળની સડક આવી. તે સડકે અમે નવે ગોકુલ પહોંચ્યા. ગોકુળમાં વલભઘાટ, ઉગ્રેશ્વર મહાદેવ, યશોદાઘાટ તથા વિઠલરાય, મદન મોહનજી, માધવરાય, કલ્યાણરાય, ગોકુલનાથના મંદીરો છે.

**નવું ગોકુળ**—અત્રે અમો ગોવીન્દ કુંડ ઉપર આવી લાગ્યાં. ત્યાં અમારી ગાડી અગાઉથી આવી હતી, તેને અમારા માણસ સાથે મથુરા મોકલી દીધી. ગાડીને રસ્તે અત્રેથી મથુરા ચાર ગાઉ થાય છે, અને રાત વખતે ચોરોની બ્હીક રહે છે. અત્રે ગામમાં ઓરડી ભાડે લીધી, કારણ ધર્મશાળામાં જગા ન મળી. અત્રે હવેલીઓ ઘણી છે. તેમાં દર્શન તથા ભેટ કરી. સાત સ્વરૂપની બેઠક, દ્વારકાનાથ તથા મહાપ્રભુજીની બેઠક તથા તેમને પોઢવાનો ચોતરો છે. ત્યાં શ્રી ગોવર્ધનનાથે પવિત્રા એકાદશીને દિને અર્ધ રાત્રે પ્રગટ થઇ પવિત્રા ધરાવ્યા છે, ને પુષ્ટિ માર્ગ પ્રગટ થયો છે. કામવનવાળાની તથા ગોકુલચંદ્રમાજીની હવેલીઓ એમ કુલે અત્રે ૨૪ હવેલીઓ છે. મુખ્ય મોટી હવેલીઓ આસરે સાત છે. અત્રે ઠકરાણી ઘાટપર આચમન કર્યું. એ સઘળું આટોપતા સાંજના પાંચ વાગ્યા. તેમ બીજું અત્રે કંઇ વિશેષ જોવાનું રહી ન જવાથી મથુરા જવા નિકળ્યા. ગામથી બહાર જવા માટે દર યાત્રી દીઠ રૂ. ૦ા કર લેવામાં આવે છે. અમે નાવમાં બેસી જમનાજીની ખાડી પસાર કરી પેલે પાર ઉતર્યા. ત્યાંથી બીજી ખાડી આવી એટલે વળી બીજા નાવમાં બેસી તે ખાડીને પેલેપાર ઉતર્યા. તેવામાં સાંજ પડી ગઇ, ત્યાંથી ૩ ગાઉની સીધી સડક મથુરા જાય છે. તે રસ્તે અમે પગે ચાલવા માંડયું.

**મથુરા**—કંસે યુદ્ધ પ્રદર્શનની સભા ભરવા માટે રાજ્યના યોદ્ધાઓને આમંત્રણ કર્યા. શ્રી કૃષ્ણ વૃન્દાવનમાં રાસક્રીડા કરતા, અને આ સમયે તેમનું વય માત્ર ૧૧ વર્ષનું હતું, તોપણ તેમને જુદું તથા નંદરાયને પણ જુદું આમંત્રણ અક્રૂર સાથે કંસે મોકલ્યું. ભગવાન મથુરા જવાના છે તે સાંભળી આખું વ્રજ વિરહવન્હિથી શોકાર્ણવમાં પડયું. છેવટ ભગવાને કંસને મારી વિજયધ્વજ ફરકાવ્યો, ને ઉગ્રસેનને મથુરાની ગાદીપર બેસાડયો. જો કે સત્તા પોતાના હાથમાં રાખી. પછી ભગવાન પોતે મથુરામાં રહ્યા ને નંદરાય એકલા પાછા વ્રજમાં ગયા. ત્યાં રાધાજી તથા ગોપીઓ વૃન્દાવનની કુંજગલીઓમાં ધુંડવા લાગી, અને ભગવાનના વિયોગથી આંખોમાં શ્રાવણ ભાદરવો વર્ષાવતી હતી. કૃષ્ણને પણ વૃજનો પ્રેમ સ્વાર્થ રહિત હોવાથી મથુરામાં ચેન પડતું ન હોતું, તેથી પોતાના કુશળ વર્તમાન ઉદ્ધવદ્વારા રાધાજીને તથા ગોપીઓને મોકલ્યા. રાધાજીને વિયોગ દુઃખ એટલું તો સાલ્યું કે તે મૃત્યુની અણીપર આવી ગયાં. "ચાર અક્ષર દો નામ હયે, બિન કાના બિન માત્ર,

મિલનેકી ઇચ્છા રહી, પણ ચારો અક્ષરકે હાથ." એટલે "અન્ન જળ" ને હાથ વાત રહી. ગોપીઓ અહોનિશ ભગવાનનું રટણુ કરવા લાગી :—

ઓધવ નંદનો છોરો તે, નમેરો થયો જો,
મને એકલી મુકીને, મથુરા ગયો જો—ઓધવ૦
ઓધવ વાટ જોતાં, છ છ મહિના વહિ ગયા જો;
તજી દેહ ગોકુલ રહી, પ્રાણ લઇ ગયા જો—ઓધવ૦
ઓધવ સંદેશો સુણીને, વેલા આવજો જો;
સાથે દયાના પ્રીતમને, તેડી લાવજો, જો—ઓધવ૦

આશાવરી.

પિયા બિન તરસત જીયા મોર,
કાહે કાહે પપૈયા બોલે, બનમેં બોલે મોર;
તુમ દર્શન બિન ભયીરે દિવાની,
કોયલ કરે ટકોર. હાં રે હાં—પિયા બિન.

પછી ગોપીઓ મથુરા જઇ ત્યાંના લોકનો પ્રેમ કૃત્રિમ છે તેનાં મેણાં મારી ભગવાનને કહ્યું છે :—

કઠણુ થયાં મોહન મથુરા જઇ, કાગળ નવ લખ્યો કટકોરે—ટેક.
ગોકુળમાં સહુ વાત કરે છે, કહાન કુબજા શું અટકયોરે—કઠણુ૦
કુબજા કાળીને અંગે કુબડી, શું કરતી હશે લટકોરે—કઠણુ૦
ચતુર હોય તે ચિત્તમાં ચેતે, મુરખને શ્યો ચટકોરે—કઠણુ૦
નરસૈયાચા પ્રભુ તમને ન ઘટે, નીચ સાથે શીદ ભટકોરે—કઠણુ૦

રાધાજીની વિરહ અવસ્થાનું બયાન કરી ગોપીઓ ચોધારા આંસુએ રડી પડી. ભગવાને મુકુટ, રાજદંડ એકદમ કાઢી નાખી હાથમાં બંસી લઇ મયૂરપિચ્છનો પટકો બાંધી, વનપુષ્પની માળા લઇ ત્વરિત સખીઓ સાથે પોતે વૃન્દાવન પધાર્યા. વિયોગ પછીના યોગથી રાધાજીના આનંદની અવધિ રહી નહી એ પ્રભુની ખરે બલિહારી જુઓ.

વિયોગના યોગથી, વિયોગી યોગી થાય છે;
વિયોગના જોગથી, વિયોગી જોગી થાય છે.
વિયોગના ભોગથી, વિયોગી ભોગી થાય છે;
વિયોગના શોકથી, વિયોગી શોકી થાય છે.
વિયોગના રોગથી, વિયોગી રોગી થાય છે;
વિયોગના દુઃખથી, વિયોગી દુઃખી થાય છે.

વિયોગ એજ યોગ, અને યોગ તે વિયોગ છે;
વિયોગ યોગ પારખું, વિયોગથી જ થાય છે.
વિયોગના મુખથી, વિયોગી મુકી થાય છે;
વિયોગના યોગથી, વિયોગી સુખી થાય છે.
મગન કહે લાગી તો લગન જેની દિલમાં;
ખલકના ખાવિંદ તો એક છે ગગનમાં.

ભક્તને આધીન ભક્ત છે કે यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् માટે પ્રભુની અકળ કળા છે. જુઓ :—

લટકે ગો ગોવર્ધન તોળ્યો, લટકે પલવટવાળીરે;
લટકે ગોકળની ગવાં ચરાવી, લટકે નાથ્યો કાળીરે.
વાહ પ્રભુ વાહ, તારી અકળ ગત છે ન્યારી રે, (૨)
એમાં શું સમજે સંસારી રે–હાંરે વાહ પ્રભુ વાહ–(૨)
પ્રહલાદની પ્રતિપાળ કરીને, હરણાકંસને માર્યો રે;
રાજા રાવણને રણમાં રોળ્યો, રાજ બિભીષણ ધારીરે.—વાહ.
દ્રૌપદીનાં ચીર પચાળુ પુર્યાં, અજામીલ ઓધાર્યોરે;
માસી મારી પુતના વળી, મીરાંબાઇને તારીરે.—વાહ.
વૃન્દાવનમાં રાસ રમાડયો, ગિરી ગોવર્ધન ધારીરે;
એક એક ગોપીને એક એક કહાન, કંઠે બાવલડી ગૃહીરે.—વાહ.
કર જોડીને કરે વિનતી, દર્શન દયોને દાડીરે;
ભણે નરસૈયો દાસ હરિનો, તોળ્યો ગોવર્ધન ભારીરે.—વાહ.

મથુરાની સડકની બે બાજુ ઝાડની ઘટા ઘણી સુંદર છે, તેથી તાપ પડતો નથી. એ રસ્તો ગોકુલ છોડતાં વસ્તિ વગરનો, પણ મથુરાના સ્ટેશનથી થોડે છેટે સાહેબ લોકોના બંગલા, સરકારી છાવણી, જેલખાનું, તહેસીલ કચેરી વગેરેપર વટેમાર્ગુ નજર કરતાં પોતાના વિચારના લ્હેકામાં સાંજના થંડા પવનની લ્હેકીમાં પોતાનો રસ્તો હળવે હળવે સુખેથી કાપી નાખે છે. મથુરા સ્ટેશન પાસે રાત્રે આવી પહોંચતાં હજારો ચોબાઓ હાથમાં લાલટેનો (લૅન્ટર્ન–ફાનસ) લઇ પોતાના યજમાનોને ગાડીપર લેવા માટે સામા આવ્યા હતા તે દેખાવ પણ જોવા લાયક હતો. અમો હોળી દરવાજે થઇ અમારે ઉતારે રાતના ૭ા વાગે સારી રીતે સુખેથી ઘેર પુગ્યા. (અમારા ગોર ગોર્ધન ગિરિરાજના કાકાના દીકરા વલ્લભલાલાના વિશાળ મકાનમાં અમને ઉતારો આપવામાં

આવ્યો હતો.) એ રીતે અમારી વ્રજની પરિક્રમા નિર્વિઘ્ને સમાપ્ત થઇ. અમોને આસરે દોઢેક મહિનો પરિક્રમામાં થયો, તેમાં તાઢ, તડકા, ખાવા પીવાના ઠેકાણાં નહિ, ને પગે ચાલવાની સખ્ત મહેનતથી અમારા સર્વેના શરીરના બેહાલ થયા. વલ્લભલાલાજી તે જોઇ જો કે દિલગીર થયા, પણ મુંબઇના લોકથી એ સઘળું સહન કરવામાં આવ્યું તે માટે અમોને તાજુબીની સાથ ધન્યવાદ પૂર્વક આશીર્વાદ આપ્યો. સવારના તેણે અમોને જમનાજીમાં સ્નાન કરાવી અમોને પરિક્રમામાં જતી વખતે લેવડાવેલો નિયમ છોડાવ્યો કે "હે યમુનાજી! અમારાથી બન્યો તેટલો નિયમ અમે જાળવ્યો છે" એટલું કહી લીધેલાં સર્વ નિયમનાં બંધનમાંથી અમોને મુકત કર્યાં. આજે ધનતેરસ હતી (તા. ૧૮-૧૯) કાળીચઉદસને દિને પણ તેહવાર પાળી જમનાજીની આરતી તથા દેવ દર્શનમાં વખત ગાળ્યો. શ્રી વ્રજની પરિક્રમા સૌથી પ્રથમ ગુસાંઇજી શ્રી વિઠ્ઠલનાથજીએ સં. ૧૬૦૦ (વ્રજ) ભાદરવા વદી ૧૨ના દિને કરવા શરૂ કરી હતી જે અદ્યાપિ પર્યન્ત ચાલુ છે.

**મથુરાની પંચકોસી પરિક્રમા**—એ પરિક્રમા પાંચ કોસની કહેવાય છે પણ ત્રણ ગાઉ થાય છે. સવારના વહેલા પાંચ વાગે ઉઠી સ્નાન કરી નિકળ્યા. સાથે ચોબો ગોર ગિરીરાજ હતો. પહેલા વિશ્રામ ઘાટપર આચમન તથા સંકલ્પ કરાવી શરૂઆત કરી. મથુરામાં ૨૪ ઘાટ છે:-વિશ્રામઘાટ, પ્રયાગઘાટ, શૃંગારઘાટ, શ્યામઘાટ, રામઘાટ (ત્યાં રામેશ્વર મહાદેવ.), વલ્લભઘાટ, કનકનક્ષેત્ર, તિનુખઘાટ, સૂર્યઘાટ (સૂર્યે તપશ્ચર્યા કરી છે), ધ્રુવ ઘાટ (ધ્રુવનાં દર્શન), ગાર્ગેયઘાટ, સારંગીઘાટ, દશાસમેત જેને ધોબીઘાટ કહે છે, ચક્રતીર્થઘાટ, કૃષ્ણગંગાઘાટ, સોમઘાટ, ધારાપતન ઘાટ, ઘંટાવરનઘાટ, વાસુદેવઘાટ, વરાહક્ષેત્ર ઘાટ, અસિકુંડાઘાટ, મણિકર્ણિકાઘાટ, સ્વામિઘાટ તથા એક બીજો એમ કુલે ૨૪ ઘાટ છે. બુદ્ધ તીર્થ, રાવણકોટી, ને મોક્ષતીર્થ એ પણ ઘાટ છે. કંસની સ્ત્રી સતિ થઇ છે ત્યાં કોઠો બાંધેલો છે તેને સતિનો બુરજ કહે છે.

વિશ્રામઘાટથી નિકળ્યા તે રસ્તામાં નીચે પ્રમાણે દર્શન આવ્યા. પપલેશ્વરા મહાદેવ, બટુક ભૈરવ, તથા પ્રયાગઘાટ અને ધ્રુવઘાટની વચ્ચે આવતા બધા ઘાટો તથા છેલ્લા ત્રણ ઘાટો પણ આવે છે. ધ્રુવઘાટ પાસે નૃસિંહાવતાર ને અટર ગોપાળના દર્શન છે. સપ્તર્ષિઓ ભારદ્વાજ, ગૌતમ, વસિષ્ટ વગેરે સાત ઋષીઓએ તપશ્ચર્યા કરી તેની મૂર્તિઓ

ડુંગર ઉપર છે, જે ડુંગરની માટીમાંથી વિભૂતિ નિકળે છે. બલિરાજા વામનાશુક્રાચાર્યની મૂર્તિઓ પણ છે. સૂર્યઘાટ આગળ ધોબીઓ કપડાં ધોય છે. વળી કૃષ્ણે મોકલેલા મછી–ચાંડુલ, માંડુલ, સલતુસલ, અને મુષ્ટક, તથા કુવલીયા હાથીને ભગવાને માર્યો છે તેના દર્શન, નંદ જશોદા તથા અક્રૂર જેને કંસે મોકલ્યો હતો પણ તેને ભગવાને લીલા બતાવી હતી તેનાં દર્શન કર્યાં. પછી રંગભૂમી આવે છે ત્યાં ભગવાને કંસને મારી ડુંગર ઉપરથી નાંખી દીધો હતો, તે વખતે કૃષ્ણ તથા બળદેવજીને તકરાર થઇ કે કંસને કોણે માર્યો. કૃષ્ણ કહે "મેં માર્યો." ને બળદેવ કહે "મેં માર્યો." પછી રંગભૂમીમાં રંગેશ્વર મહાદેવ પ્રગટ થયા તેમણે સમાધાન કર્યું કે કંસને મારવામાં છળ કૃષ્ણનું અને બળ બળદેવજીનું, ત્યાં રંગેશ્વરનું સ્થાન છે. કંસને મારીને ઉગ્રસેન (કૃષ્ણના માના બાપ અને અક્રૂરના પીતરાઇ ભાઇ)ને ગાદી આપી તેની મૂર્તિ છે. ઉગ્રસેન કહે "હું બુઢ્ઢો છું માટે મને ગાદી જોઇએ નહિ." ત્યારે ભગવાન કહે "અમારા યાદવ કુળને રાજગાદી મળે નહિ એવો શાપ છે માટે તમો તો નામના રાજા થાઓ પણ ચલાવીશ તો હુંજ." મથુરામાં તેમજ દ્વારકામાં ઉગ્રસેને રાજ્ય કર્યું. એ સર્વેની મૂર્તિ ટેકરાપર છે.

એમ કહે છે કે વિશ્રામઘાટ આગળ બાદશાહ તરફથી એક એવું યંત્ર ટાંગવામાં આવેલું હતું કે તેની તળેથી જે કોઇ હિંદુ પસાર થતો તેની શિખા ઉખડી જઇ ડાઢી બની જતી, તે પરથી કેટલાએક સેવકો શ્રી મહા પ્રભુજીને શરણે ગયા. તેમણે પોતાના વાસુદેવદાસ નામના સેવકને પ્રેરણા કરી. એ સેવકે એવું યંત્ર ટાંગ્યું કે જે મુસલમાન તેની નીચેથી પસાર થાય તેની ડાઢી ઉખડી જઈ શિર પર ચોટલી ચોંટી જાય. ત્યાં કંસનો અખાડો છે, પ્રેમનું ઘર વૃન્દાવન અને જ્ઞાનનું ઘર મથુરા કહેવાય છે. આ અખિલ જગતમાં પુરૂષ તો ફકત "શ્યામ સુંદર કનૈયો જ છે." બાકી આપણે સર્વ સ્ત્રીઓ જં છીએ.

વૃજ ભૂમીમાં મુખ્ય કુલે ૧૨ વન ને ૨૪ ઉપવન છે, બળદેવજી ૭, પોખર ૬, દેવી ૭, કદમખંડી ૫, મહાદેવ ૭, પર્વત ૫, હીંડાળાની જગા ૬, સરોવર ૪, કૂપ ૧૧, સિંહાસન ૬, શીલા ૧૧, દાણલીલાની જગા ૬, આચાર્ય પ્રભુની બેઠક ૨૨, ગુસાંઇ બેઠક ૮, કુંડ ૮૪ છે. મધુવનમાં ભગવાને મધુદૈત્યને મારી નારદનો સંદેહ ટાળયો છે. તાલ-

વનમાં બળદેવજીએ પોતાના સખાઓ સાથે તાલફલ ખાધા છે, અને ધેનુકાસુર દૈત્યને માર્યો છે.

રસ્તામાં સ્થળે સ્થળે વાંદરા આવે છે તેને ચણા નાંખતાં જવું. પછી સપ્તસમુદ્રનો ખારો કૂપ છે તેનાં, અને શિવસ્થળકુંડ તથા તેમાંથી પ્રગટ થયેલા શિવનાં દર્શન કર્યાં. પછી જગદીશ, સુભદ્રા અને બળદેવનું મંદિર આવે છે. પહેલા જગદીશ અત્રે પ્રગટ થયા અને પછી બહાર ગયા. ચોબાઓ મશ્કરીમાં કહે છે કે ભગવાન જ્યારે મથુરામાં લાડવા ખાતા ધરાઈ ગયા ત્યારે કાશી ગયા ને ત્યાંથી કરમાબાઇની ખીચડી ખાવા જગદીશ પધાર્યા.

આગળ ચાલતાં ગોપીઓ ઓધવજીનો છેડો પકડી સંદેશો કહે છે તેનાં દર્શન, કૃષ્ણબળદેવ, નૃસિંહાવતાર, દાઉજી, બળભદ્રકુંડ, તથા ભૂતેશ્વર મહાદેવ, મથુરાનો રાજા કેશવદેવ ગણાય છે ને કોટવાલ ભૂતેશ્વર કહેવાય છે, પાતાળીદેવી જે ઉંડાણમાં છે તે તથા કૃષ્ણજન્મ અને કારાગૃહ, મહાવિદ્યાદેવી અને મહાવિદ્યાકુંડ તથા ભગવાનના બાળોતીઆ ધોયાં હતાં તે બાળોતીઆકુંડ, તથા કેશવ રાજાની મૂર્તિનાં દર્શન આવે છે. પછી અંબિકાવન, રામનું મંદિર, રામલીલાનું સ્થાન, સરસ્વતીદેવી ને સરસ્વતીકુંડ, સત્યનારાયણ ને ગણેશની મૂર્તિ, ગોકર્ણ મહાદેવ, ગૌતમ ઋષિની સમાધિ અને દશાસમેત ઘાટ વગેરે બાર કુંડો છે. જમના સરસ્વતીનું નાળું, કાલિન્દેશ્વર મહાદેવની સરસ મૂર્તિ, કંસનો મહેલ તથા કિલ્લો, એ મહેલ સાત માળ જેટલો ઉંચો હતો તેમાં કંસ રહેતો. પણ તે ખંડેર થઇ ગયો છે ને પડી જવાની ધાસ્તી હોવાથી સરકારે કેટલોએક પાડી નખાવ્યો છે. હવે થોડો ઉંચો છે. કૃષ્ણગંગાઘાટથી નાવમાં બેસી ઘાટોનાં દર્શન કરી મથુરા શહેરની પરિક્રમા પુરી કરી, વિશ્રામઘાટ આગળ ભગવાનના મુકુટનાં દર્શન, કૃષ્ણબળદેવનું મંદિર, સત્યનારાયણ, ગોવર્ધનનાથ, યમ અને યમુના, યમે પોતાની બેન જમનાને વરદાન આપ્યું કે "તમારામાં (યમનામાં) ભાઇબીજને દિને જે ન્હાય તે યમપુરીમાંથી મુક્તિ પામે," લક્ષ્મીનારાયણનું મંદિર, તથા દ્વારકાધીશની, મદનમોહનલાલજીની, ગોપાલલાલજી મહારાજની, દાઉજી તથા ગોકુલનાથની હવેલીઓ છે.

મથુરામાં લાલા બાબુ બિહારીલાલની મોટી જમીનદારી છે તેણે ચોબાઓને ચકાચકી જમાડી રૂપીઆ ધીરીને જગાઓ પોતાને નામે લખી લીધી છે. અત્રે ચોબાઓના ૨૦૦ અખાડા છે તેના નામો આપેલા છે જેવા કે ભગવંતઘડ, લક્ષ્મણઘડ, મોરલીધરવારી, ગીલરવારી, વિગેરે. અત્રે મુંબઇના તેમજ બીજા શ્રીમંત ગૃહસ્થો તરફથી બંધાયેલી ધર્મશાળાઓ પણ ઘણી છે. આજે દિવાળીનો દિન હતો, મથુરાની બજારને રસ્તે દિવાળીની ધામધુમ હતી. આજે ઘણા લોકો માનસિંગગાની દીપમાળના દર્શન કરવા ગયા. ત્યાંથી આવતી કાલે પડવાને (૨૧–૧૦–૦૩) દિને ગિરીરાજના અન્નકૂટના દર્શન કરવા જતિપુરા ગામ જઈ ભાઈ બીજને દિને પાછા મથુરામાં જમના સ્નાન કરવા આવે છે. (આજે માતૃશ્રીને તાવ આવ્યો.) દિવાળીનો પડવો–સં. ૧૯૬૦ ના કાર્તિક શુદિ ૧ વાર બુધને દિને સવારે વહેલા ઉઠી દેવદર્શન કર્યા. ગોવર્ધન પૂજાના ઠામ ઠામ દર્શન કર્યા. સાંજના અન્નકૂટના દર્શનની ધામધુમ જોવાલાયક હતી. ભીડનો પાર ન હતો.

આજે ભાઈ બીજ (૨૨–૧૦–૦૩) હતી તેથી વહેલા ઉઠી પ્રથમ કૂવાના જલથી નાહયા પછી જમનાજીમાં સ્નાન કરવા ગયા. આજે લોકોની ગરદી અથાગ હતી. બજારને રસ્તેથી વિશ્રામઘાટપર જવા લોકોની ભીડમાંથી થોડા થોડા માણસો લેવામાં આવતા હતા. આજુ બાજુ સીપાઇઓ ઉભા હતા. હળવે હળવે ભીડમાં ચાલતા વિશ્રામઘાટ ઉપર આવ્યા ત્યારે જમનાજીમાં અમોએ સ્નાન કર્યું. કારણ આજ ભાઇબીજનો મહિમા ઉપર જણાવ્યા પ્રમાણે મ્હોટો છે. ન્હાવાની જગાએ કિનારેથી ૧૫ ફીટ છેટે વહાણો એક લાઇનમાં બાંધી ઉભા રાખ્યા હતા, જેથી કોઈ તેથી વધારે છેટે પાણીમાં જઇ ડુબી જાય નહિ, એટલો સરકારનો જાપ્તો હતો. ન્હાયા પછી બીજે રસ્તેથી લોકોને કાહડયા હતા. માતૃશ્રીની તબિયત તાવથી ઘણી નરમ હતી તો પણ પ્રથમ તેને સવારના ૧૦ વાગે ગરમ પાણીએ ન્હવાડયા પછી યમનાજીમાં સ્નાન કરાવ્યું. હું પણ સાથે હતો એટલે બીજીવાર મ્હારે સ્નાન થયું.

અત્રે ગોકુલદાસ તેજપાળની ધર્મશાળા ઘણી સારી બંગલા ફેશનની બાંધેલી છે તેમાં ન્હાવાનું તળાવ છે. યાત્રાળુને સર્વ સુખ મળે છે. હવાની છુટ સારી છે. નાવમાં બેસી સામે કાંઠે જમનાપાર ગયા. રસ્તામાં વિશ્રાનગંજ ગામ આવે છે ને પછી ઇસાયા ગામમાં દુર્વાસા ઋષિનાદર્શન છે.

ગોપીઓએ કૃષ્ણને પુછ્યું કે તમે કયાં ગયા હતા તો કહે મુની દુર્વાસાના દર્શન કરવા, તો કહે અમને પણ કરાવો. ત્યારે મીઠાઇ લઇ જવા કહ્યું. ગોપીઓ કહે જમનાજીના નીરમાંથી કેમ જવાય ? તો કૃષ્ણ કહે તમે જમનાજીને અરજ કરજો કે "જો કૃષ્ણ બાળબ્રહ્મચારી હોય તો અમને માર્ગ આપજે" એટલું કહેતાને વાર ગોપીઓને જમનાજીએ માર્ગ આપ્યો. તે જોઇ ગોપીઓ અજાયબ થઇ ગઇ કે કૃષ્ણની આટલી બધી રાણી છે ત્યારે તે બાળબ્રહ્મચારી તે શેનો ? પછી દુર્વાસા ઋષી આગળ ૧૬૦૦૦ ગોપીઓ હાથમાં મીઠાઇ લઇ ગઇ. દરેકના હાથમાંથી લેતાં ને ખાતાં હાથ દુઃખી આવશે માટે ગોપીઓને ઋષીએ કહ્યું કે હું મોઢું ઉઘાડું રાખું છું ને તમે મોઢામાં મીઠાઇ નાખતા જાઓ. પછી બધી મીઠાઇ તે ખાઈ ગયો. ગોપીઓએ અરજ કરી કે "હવે અમે પેલેપાર કૃષ્ણપાસે કેવી રીતે જઇએ" ત્યારે દુર્વાસા કહે જમનાજીને અરજ કરજો કે "જો દુર્વાસા અલ્પ આહારી હોય તો જમનાજી ! માર્ગ આપજે" તેમ કરવાથી જમનાજીએ માર્ગ આપ્યો. એટલે ગોપીઓ બોલી " કૃષ્ણ પણ જુઠો, જમનાજી કૃષ્ણની પટરાણી તે પણ જુઠી, અને દુર્વાસા ઋષિ આટલી બધી મીઠાઈ ગટ કરી ગયો માટે તે અલ્પ આહારી એ વાત પણ ખોટી, ને એ પણ જુઠો." આ ભરતપુરનું રાજ છે. ત્યાંથી દાઉજી તથા આદવરાહજી, શ્રીજી વગેરેનું એક મંદિર છે તેમાં દર્શન કરી ઘેર આવ્યા.

જમના કાંઠે તીર્થ શ્રાદ્ધ કરાવ્યું, શય્યાદાન, વત્સવતી ગાયનું દાન ઇત્યાદિ આપી રાત્રિના જમના માતાના શૃંગાર કરાવ્યા તથા ગોરને વિદાયગીરી, આપવું લેવું ચોખ્ખું કર્યું. અત્રેથી હાથરસ છેટે ન હોવાથી ત્યાં જઇ આવવાનો વિચાર થયો.

**હાથરસ**—સવારના ૮॥ વાગે જમી કરીને (૨૫-૧૦-૦૩) સ્ટેશન પર જઇ ગાડીમાં બેઠા તે બે કલાકમાં ૧૧ વાગે હાથરસ પુગ્યા. મથુરાના એક વૈશ્ય શ્રીમંત બાબુ પ્રસાદીલાલ સુરીલા અલીગઢવાળા સાથે હતા. અત્રે ૩ દાબવાનાં કારખાનાં તથા મીલો છે. હાથરસ વેપારનું મથક છે. હાથરસનું ઘી સૌથી શ્રેષ્ટ વખણાય છે. અત્રે મ્હોટી બજાર છે, પછી અત્રેના હોટીલાલ ચુનીલાલ નામના વેપારીને ત્યાં ગયાં. ત્યાંથી રાલી બ્રધર્સની ધઉંની દુકાને થઇ મારવાડી શેઠ લલામલ હરદેવદાસની મીલમાં ગયાં. સોળ હજાર સ્પીન્ડલની એ મીલ છે, તેમાં પંદર સોળ

નંબરનું સુતર નિકળે છે. અમારા ચોબા છગન ગોરના મામા વામનજી આ ગામમાં રહે છે. બાબુ પ્રસાદીલાલના ઘણા આગ્રહથી તેમની સાથે તેજ દિને અલિગઢ ગયો.

**અલિગઢ**—એક્કો કરી મેડુ સ્ટેશન ગયા, ને ત્યાંથી આગગાડીમાં અલીગઢ ગયા. સાંજના ૪ વાગે પુગ્યા. ત્યાં અલિગઢ કોલેજ જોઇ. અમોને કચ્ચા પક્કા બોર્ડીંગ હાઉસ દેખાડયા. દર માસે રૂ. ૮) અને રૂ. ૩) ભાડું છે. જગા મ્હોટી સુંદર, સ્વચ્છ, અને વિશાળ છે. વિદ્યાર્થીઓ ઘણા બધા છે, અને તે ઘણાખરા મુસલમાન છે. કેટલાએક પારસી પણ છે. છોકરાઓને માટે લૉન ટેનીસ, ક્રીકેટ વગેરે રમવાની સારી જગા છે. પ્રીન્સીપલ સ્ટ્રેચીના નામનો "સ્ટ્રેચી હોલ" સારો બાંધ્યો છે. હજુ કમ્પાઉન્ડમાં બીજી બીલ્ડીન્ગો બંધાય છે ને જગા વધારવામાં આવે છે. લાયબ્રરી પણ છે, ત્યાં કૉલેજની નજીકમાં જ સૈયદ આહમદની મસ્જીદ તથા હોજ છે, જ્યાં છોકરાઓ નિમાજ પડે છે, અત્રે એક ચોકસ ચોતરા ઉપર મ્હોટું ઝાડ છે. અહીંથી પછી અચલેશ્વર મહાદેવ અને તેજ કુન્ડપર ગયા. કુંડ ઉપર કાર્તિકમાં દર વર્ષે રામલીલાનો મેળો થાય છે, અને કુંડને રોશનીથી શણગારે છે ત્યારે બહુ દીપી નિકળે છે. અત્રેનો ટાઉનહૉલ અને રૉયલ લાયબ્રરી પણ સારા છે. અલીગઢનો કિલ્લો તો એક ખંડેર જ છે. ગામ બહાર યુરોપીઅનોની વસ્તિને લીધે રસ્તા પહોળા ને ઘણા સારા છે. અચલેશ્વર મહાદેવની દહેરી તળાવની વચમાં છે. તેની પાસે રૂગનાથજી, લક્ષ્મીજી, તથા હનમાનના મંદિરો છે. પછી સબ્જ મંડી તથા અબદુલ કરીમની દુકાને થઈ ઘેર આવ્યા. બાબુ પ્રસાદીલાલે પોતાની જગા સામે એક મંદિર બંધાવ્યું છે. તેમાં મૂર્તિ બેસાડવાની છે. પોતાની જગાનું ભાડું આ મંદિરના નિભાવ માટે વાપરવાને ઠરાવ્યું છે. આ ગામમાં હલકી સ્ત્રીઓ વિશેષ છે. પછી રાતના ૧૧ વાગાની ગાડીમાં બેઠા ને બીજે દિને (૨૬-૧૦-૦૩) મથુરા પાછા આવી પુગ્યા.

**ગોકુલનાં ૨૪ મંદિરો**— નવી ગોકુલમાં–ગોકુલનાથજીનું, લાલજીનું, બાલકૃષ્ણજીનું, રાજા ઠાકુરજીનું, શ્રી કાકાજીનું, ભામિનીવહુજીનું, ગંગાબેટીજીનું, નટવરલાલજીનું, ગોપાલલાલજીનું, ચીમનલાલજીનાં વહુ પટાવહુજીનું, દાઉજીનું, ચિન્તામણુ માધવજીનું, જેજેશ્રી ગોકલેશજીનું, શ્રી ટીકાયતનું, ચંદ્રમાજીનું, જેગોપાલનું, વેણીબેટીજીનું, શ્રીનથુજીનું, વ્રજેશરજીનું,

મથુરેશજીનું, અને શ્રી આચાર્યજીનું; ગોકુલનાથજીની બેઠક એક તથા બીજી ચાર મહાપ્રભુજીની બેઠકો છે. જુની ગોકુલનાં મંદિરો—મદનમોહનજીનું, વિઠ્ઠલનાથજીનું, કલ્યાણરાયજીનું, અને દ્વારકાનાથજીનું તથા બેઠક હરરાયજીની, ગુસાઇની બેઠક ઠકરાણી ઘાટ ઉપર, તથા રૂઘનાથજીની બેઠક એ રીતે કુલે ચોવીશ મંદિરો અને આઠ બેઠકો છે.

**મથુરામાં મંદિરો**—દાઉજી, મદનમોહનજી, અષ્ટભુજા, અને ગોકુલનાથજી એટલા ચાર મંદિરો ગોપાલલાલ મહારાજના છે, તથા બીજા મુખ્ય બાલકૃષ્ણલાલજીનું, દ્વારકાનાથજીનું, ગોરધનનાથજીનું, અને રાજા બાબુનું મંદિર છે, મહાપ્રભુજીની બેઠક વસંત ઘાટ ઉપર છે, અને ભગવાન વસંત ખેલવા પધાર્યા હતા તે સતગરો છે. નીચેનાં બે ગીતો મથુરામાં બહુ ગવાય છે.

ધન શ્રી જમુના, કૃપા કરી શ્રી ગોકુલ બ્રિજ સુખ આપજો.
બ્રિજની રજમાં, અહરનિશ અમને સ્થીર કરીને સ્થાપજો.—ધન ૧
તમે મોટાં છો શ્રી મહારાણી, તમે જીવ તણી કરૂણા જાણી.
શર્ણે હમને લેજો તાણી—ધન૦ ૨.
શ્રી વૃંદાવનની વાટમાં, નાહવું શ્રી જમુના ઘાટમાં.
વાહાલે રાસ રમાડ્યા તે રાતમાં—ધન૦ ૩.
ચાલો તો થઇએ બ્રિજબાસી, પરિક્રમા કરવી ચોર્યાશી
મારા જનમ મરણની ટળે ફાંસી—ધન૦ ૪.
પધરાવો સપ્ત સ્વરૂપ સેવા, આરોગાવો મીઠા મેવા.
વૈશ્નવને લાભ ઘણો લેવા—ધન૦ ૫.
ગોકુલ મથુરાની ગલીઓમાં, મહારાજ મુજને ત્યાં મળીઆ.
મારા જનમ મનોરથ સફળ થયા—ધન૦ ૬.
વાહાલો નંદજીનો લાલો બ્રિજમાલી, કાલિંદ્રીને કાંઠે ગૌચારી.
વાહાલો હસી હસી અમસુ લે તાળી—ધન૦ ૭.
જીવ જાણે શ્રી જમુનાજી જઇએ, એવા અખંડ બ્રિજબાસી થઇએ.
નૌતમલીલા નીત ગાઇએ, ચાલો તો શ્રી યમુના નાહીએ.—ધન૦ ૮.
સખી સમરોને સારંગપાણી, વૈશ્નવને વાહાલી એ વાણી.
એ લીલા હરિદાસે જાણી—ધન૦ ૯.

જે જે મહારાણી જમના
જે જે પટરાણી જમુના, સુંદર સતવાદી નાર,
તપ કરી પ્રભુને આરાધીઓ, પ્રીતે પરણ્યા મોરાર—જે જે
સુરજ દેવતાની દીકરી, ને જાણે વેદ પૂરાણ;
ભાઇને વાલી રે બેનડી, પસલી આપી છે સાર—જે જે
ચરણા ચોળીને ચુંદડી, કંઠે લટકતો હાર;
કંકણ કુંડળને ટીલડી, સજ્યા માએ સોળે સણગાર—જે જે
શ્રી વંદ્રાવન વીંટાઇ રહ્યું, મથુરાં જળ સ્થળ આધાર;
ગોકુળ મહાવન પાસે વસ્યા, વાલા શ્રી નંદકુમાર—જે જે
કાલિંદ્રીને કાંઠડે, સુંદીર જમના નીર;
ગીરધર ગાયો ચરાવતા સાથે હળધર વીર, સાથે બળભદ્ર વીર—જે જે
જળ રૂડા જળ શામળા, વેગે ચાલે ગંભીર;
તીરે તોરણ ઉલટયો, માનો વાધ્યો વિસ્તાર—જે જે
જળ જમનામાં ઝીલતાં, ને તુટયો નવસર હાર;
મોતી સઘળાં વેરાઇ ગયાં, હીરલો લીધો છે હાથ—જે જે
રામઘાટ, સ્યામઘાટ, ઠકરાણી ઘાટ, બીજા ઘાટ અપાર;
અજાણે ધર્મી નાહી ગયો, તેનો માએ કર્યો રે ઉદ્ધાર—જે જે
ચૌદ કોસ ઉદય થયા, ને બ્રિજમાં વાધ્યો આનંદ;
કર જોડી કહે રે રઘુનાથજી, પાન કરજો વારંવાર;
આરતી થાય રે વિશ્રામ—જે જે
જમના માની આરતી, જે કોઈ શીખે ને ગાય;
તેને જમનો ભે જાય—જે જે.
જમના માની આરતી, જે કોઇ પ્રેમેસું ગાય;
જે કોઇ પ્રીતેસું ગાય, તેનો બ્રિજવાસ, તેનો વૈકુંઠ વાસ—જે જે.

**આગ્રા**—આગલી રાતે અમ્હારા ચોબા ગોરે અમને 'ભયો ભયો' કર્યો, અમે ચોપડામાં લખી આપ્યું, અને બાંધ સુંધ કરી આજ સવારના (૨૭–૧૦–૦૩) ૭ વાગે મથુરા સ્ટેશનથી રવાના થયા, તે રાત્રિના ૧૦ વાગે આગ્રા જઇ પુગ્યા. અત્રેના મજુરો (પોર્ટરો) બહુજ લુચ્ચા હોય છે. નજર ચુક થાય તો સામાન ગેપ થતાં વાર ન લાગે તેમજ કલાર્કસ પણ યાત્રીઓને બહુ કનડે છે. અત્રે ધર્મશાળા યાને સરાયા સ્ટેશનથી નજીકમાં ઘણી છે. અમે પહેલવાનની સરાયામાં ઉતર્યાં.

દર દિવસનું ત્યાં ભાડું પડે છે. અત્રે વસ્તિ મુસલમાનની બહુ છે, અને હુશિયારીથી રહેવું જોઇએ છે. આ ગામમાં જમનાજી છે જેમાંથી નળનું પાણી ગામમાં લીધું છે. અમારી સાથે પ્રયાગ–અલાહબાદના ગોરનું માણસ મથુરાથી જ લાગુ પડયું તે અમારી સાથે હતું. જે મુસાફરો સરાયામાં ઉતરે છે તેનાં નામ, ઠામ, કયાં જવાના, તે સરકારના માણસો પુછી લઈ આપણી સહી લે છે. બીજે દિને (૨૮–૧૦–૦૩) સવારના એકકો કરી તાજ મહેલ જોવા ગયા. સરાયાથી પગ રસ્તે પોણો માઇલ છે, અને ગાડી રસ્તે એક ગાઉ છે. ત્યાં તાજબીબીનો રોજો જોયો. રસ્તામાં જમના નદી આવે છે. રોજો ઘણો અચ્છો બાંધ્યો છે, તેની કારીગરી વગેરેનું કામ સંપૂર્ણ થતાં કહે છે કે સત્તર વર્ષ લાગ્યાં. પહેલા અંદર પેસતાં આજુ આજુ પથ્થરની બે ઇમારતો આવે છે, પછી દરવાજો આવે છે, ત્યાંથી રસ્તો છે, તે તાજ મહેલના દરવાજા આગળ જાય છે. એ દરવાજાનું કામ ઘણું સરસ છે. આગળ ચાલતાં બગીચો, ફુંવારા, ફરવાના ન્હાના સુંદર રસ્તા, પાણીના સુંદર હોજ વગેરે દૃષ્ટિએ પડે છે. અત્રે અંગ્રેજો દરરોજ હરવા ફરવા આવે છે, પછી આગળ ચાલતાં રોજો આવે છે. ચાર ખૂણે ચાર મીનારા છે જે ઉપર અમે ચઢયા તો મીલોના ધુંવાડા, વહેતી જમના વગેરે આખા શહેરનો દેખાવ માલમ પડે છે. એ તાજ મહેલના દર્શનમાં આરસ પહાણનુંજ ઘણુંજ બારીક કામ કરેલું છે, જે તાજુબી ભરેલું છે. તેના દરવાજાને રૂપાનાં બારણાં હતાં, પણ ભરતપુરના સુરજમલે આગ્રા લૂટયું ત્યારે તેણે તે બારણા લઇ જઇ રૂપું ગળાવી નાખ્યું. એ બારીક કામમાં ઉપર ઉર્દુમાં તવારીખ લખી છે. કહે છે કે તાજબીબીને પોતાના ધણી શાહજહાં બાદશાહ સાથે તકરાર થતાં બાદશાહે જુદો મહેલ બાંધવો શરૂ કર્યો, પણ મહેલ બાંધવા મજુરો જાય નહિ, કારણ કે તાજબીબી રાતના ડબલ મજૂરી આપી મસાલો બાળી મહેલ બંધાવતી હતી, ને દિવસના મજુરો આરામ લેતા, ને બાદશાહને ત્યાં કામે જાય નહિ, એટલે બાદશાહ ગુસ્સે થતાં બાદશાહે ગામનું જેટલું તેલ હતું તે સર્વ તાજબીબીને મળતું બંધ કરાવ્યું, એટલે તાજે વિચાર કરી જમનાજીને પ્રાર્થના કરી. તેની કૃપાથી તેલને ઠેકાણે જમના જળને વાપરી બત્તીઓ પેટાવવા માંડી. એ રીતે મહેલનું કામ શરૂ કર્યું. વળી કોઈ એમ કહે છે કે તાજને રાત્રિના સ્વપ્ન આવ્યું જેમાં પીરે તેને કહ્યું 'તું આવો રોજો બંધાવજે' તે પરથી તેણીએ કંઇક કારીગરોને બોલાવીને પલાન કરવા કહ્યા. પણ કોઇ તેવું પલાન કરી શકયું નહિ,

છેવટે એક પીરે બીજા વેશમાં આવીને કહ્યું "હું પલાન કરી આપું પણ તમે આંખો બંધ કરો" તેમ થતાં ને વાર તે પીરે તુરત પલાન રજુ કર્યું જે તાજને પસંદ પડયું, અને તેજ પ્રમાણે તાજે મહેલ બાંધ્યો, એ બાંધતાં કોઇ કહે છે રૂ. ૧૮।। કરોડ ને કોઇ ૩૧।।। કરોડ રૂપિઆ લાગ્યા છે. મહેલમાં પ્રવેશ કરતાં એક કાજી આપણને અંદર લઇ જાય છે, જ્યાં બાદશાહની તથા તાજની કબરો છે. ત્યાં બે ત્રણ રૂપીઆ પડયા હોય છે, અને આપણને પણ યથાશકિત આપવા આગ્રહ કરે છે. નીચે ભોંયરામાં દરવા છે ત્યાંથી પેલે પાર જમના નદી ભણી જવાય છે. તાજમહેલની આસપાસ પથ્થરના મિનારાવાળી વર્તુળાકારની વિશાળ નમાજ પડવાની બે જગ્યા છે. દરેક ઉપર અરબ્બીમાં તવારીખ લખી છે એ સર્વે જોઇ પાછા વળ્યા, તે આગ્રાનો કિલ્લો જોવા ગયા.

આગ્રાનો કિલ્લો જોવાને પાસ કઢાવવી જોઇએ છે, તે માટે સાહેબને બંગલે જઇ મોઢેથીજ અરજ કરી, પાસો કઢાવી, તે લઇ ગઢ તરફ ગયા. ગઢના નાકા બહાર ઓલીયાપીરે લડાઇના વખતમાં ઘોડા ઉપરથી કુદકો માર્યો હતો ને મરી ગયો, તે ઘોડો અર્ધો જમીનમાં ધુસી ગયો છે ને અર્ધો બહાર છે. તે પથ્થર થઈ જતાં હાલમાં તેજ રૂપમાં દૃષ્ટિએ પડે છે. વળી કહે છે કે આ વખતમાં પણ જમીન ખોદવાથી જીવતો માલમ પડે છે. ત્યાં ઓલીયા પીરની કબર છે. અહીઆં સોલ્જરોના પહેરા છે. કિલ્લાના દરવાજામાં થઇ ઉંચે ચઢતાં બે પીતળની તોપો નજરે પડે છે. ભરતપુરના રાજા સુરજમલે સને ૧૭૬૪ માં આગ્રા લીધું તે વખતની એ તોપો છે. ત્યારપછી મરાઠાના હાથમાં આગ્રા આવવાથી તેમની પાસે એ તોપો આવી, અને હાલ અંગ્રેજ હસ્તક છે. એ તોપો ઉપર લેખ છે. જહાંગીરની રાણી નૂરજહાંના ભાઇ અફસરખાનની તાજબીબી દીકરી થતી હતી. તાજબીબી સને ૧૬૧૫ માં શાહજહાંને પરણી તેથી સાત છોકરા થયા ને આઠમા છોકરાની સુવાવડમાં દક્ષિણમાં આવેલા બુરાનપુરમાં સને ૧૬૨૯ માં તે મરી ગઇ! તેના શબને આગ્રા આણી તાજમહેલમાં કબર ચણી. આગળ વધતાં ટેકરા ઉપર લશ્કરી સોલ્જરોનો બંગલો આવે છે, પછી 'મોતી મસજીદ' આવે છે, તે સને ૧૬૪૮ માં શાહજહાંએ બાંધવી શરૂ કરી, ને ૧૬૫૫માં તૈયાર થઇ, તેમાં ધુપઘડીનો ઉંચો ચોરસ પથ્થર છે, જેમાં આંકા કરેલા ખાડા દેખાય છે. તેનાપર સૂર્યના છાયાએ કરીને વખતનું અનુમાન બાંધી બાદશાહ નિમાજ પડતા.

દિવાલ ઉપર ઉર્દુમાં તવારીખ છે. જનાના માટે ૪૫ માણસને નિમાજ પડવાની તેમાં જગા છે, અને વચલા ભાગમાં ૫૧૭ માણસોની જગા છે, જે જગાના મધ્ય ખુણાના ભાગમાં શાહના વજીર તથા બેટાની જગા રાખેલી છે. મસીદની વચમાં હોજ છે પણ પાણી નથી. બળવાના વખતમાં અત્રે ઇસ્પીટાલ હતી. આ ગામમાં ચેરીમેરી માગવાનો રીવાજ બહુ છે.

પછી 'દિવાને આમ' જોવા ગયા. એ બંગલો તે વખતે રીપેર થતો હતો. તેના મોટા કમ્પાઉન્ડમાં કોલ્વીન સાહેબે આ ગઢ તથા બંગલા વિગેરે અસલી મકાનોની મરામત કરીને જેવા ને તેવા તાજા રાખ્યા છે. તે સાહેબના મેમોરીઅલનો લેખ કબર માફક ચણી તેમાં લખેલો છે, ને બીજો લેખ ઉપર ચઢતાં છેવટના ભાગમાં દિવાલ ઉપર છે. આ 'દિવાને આમ' તે બાદશાહની ઇન્સાફ કરવાની જગા છે. તેમાં બાદશાહને બેસવા સારૂ ઉંચી બેઠક છે. ઉપર ચઢતાં ઔરંગજેબે શાહજહાંને સાત વર્ષ સૂધી કેદ કર્યો ને તે ત્યાંજ મરી ગયો તે ઓરડી આવે છે. આગળ ચાલતાં અસલનાં બે મ્હોટાં નગારખાનાં આવે છે. વળી બાદશાહનું આરસપહાણનું તખ્ત જે ભાંગેલું છે પણ સાંધેલું છે, તે તથા તેવીજ ખુરશી નજરે પડે છે.

પછી 'દિવાને ખાસ' આવે છે, જ્યાં બાદશાહની તેમજ વજીરની આરસપહાણની બેઠકો છે. તેના ઉપર બેસીને નીચે આવેલી ખાઇમાં હાથી વાઘની લડાઇના ખેલો થતા તે જોતા. એ બેઠકો મ્હોટી અગાસીમાં છે. વળી 'મછી ભવન' છે જેના હોજમાં પાણી થોડું છે તેમાં મછી છે. બીજી નગીના મસીદ આવે છે. એક બીજો મહેલ આવે છે તેમાં રાજા રહેતો. ત્યાર પછી મહમદે લૂટેલા સોમનાથ મહાદેવના મંદિરોના લાકડાના મોટા કમાડ–દ્વાર રીપેર કરી હજુ રાખ્યા છે, તેની જોડેના ઓરડામાં શાહજહાં તાજમહેલ ઉપર નજર કરતો મરી ગયો તે છે. આ સર્વ બંગલા તથા જગાને ૧૪ વર્ષ ઉપર મરામત કરાવી હતી ત્યાર પછી 'શીષ મહેલ' આવે છે. એ મહેલમાં ગરમ થંડા પાણીના હોજ છે જેમાંથી પાણી આવજાવ કરતું ને રાજા રાણી સ્નાન કરતાં. એ શીષ મહેલમાં અંધારૂ છે અને દીવો કરે તો દિવાલમાં રંગબેરંગી કાચથી અજવાળું બહુજ ઝમક મારે છે. પાણીનો ધોધ પડે છે ત્યારે દીવાની રોશની દીપી રહે છે. ગઢની ચારે બાજુ

ખાઇ છે, જેમાં અગાઉ જમનાજીનું પાણી લેવામાં આવતું હતું, (હાલમાં પણ થોડું છે.) જેથી લડાઇના વખતમાં કોઇ ઉપર ચઢી શકતું નહિ. ગઢની પાછલી બાજુમાં એક દરવાજો છે તેમાં અગાઉ જમનાજળ આવતું, તેમાં રાણી ન્હાતી, પણ હવે તે જળ તથા દરવાજો સરકારે બંધ કર્યા છે. ગઢમાં પેસ્તાં પૂલ છે તે સાંકળથી ઉપડે તેવો છે. આસપાસ પાણીને લીધે ગઢ બેટ જેવો થઈ પડે છે. તાજમહેલમાં તથા ગઢમાં સોનાની ખુરશી તથા રાચરચીલું વગેરે ઉમદા ચીજો તથા દિવાલમાં માણેક રત્નો જડેલા હતા તે કહેવા પ્રમાણે સર્વે સરકાર લઇ ગયા. હાલમાં તે રત્નો કયાંય નજરે પડતાં નથી. મહેલો આગળ હોજ તથા પાણીના ફુંવારાની જગા છે. મહેલ તથા અગાશીની દિવાલોને ગોળીઓ લાગવાથી કાણા પડેલા કોઇ કોઇ ઠેકાણે નજરે પડે છે. અત્રે તાજમહેલના નમુના પથ્થરના બનાવેલા વેચાતા મળે છે તેના રૂ. રાા થી રૂ. ૫૦૦), અગર તેથી પણ વધારે પડે છે. સાહેબ લોકો બહુ લઇ જાય છે.

આગ્રામાં બીજી જોવા લાયક જગાઓ સિકંદર તથા રામબાગ છે. અત્રેથી ચારેક કોસ છેટે છે તેમજ બાર કોસપર ફતેપુર સીક્રિ જેમાં અકબરની કબર વગેરે જોવા જેવાં છે, પણ અમારે જવાની ઉતાવળ હોવાથી જઈ શકાયું નહી. આગ્રા શહેર મ્હોટું છે. દલાલો શેરીએ શેરીએ ફરતા ફરે છે. તમે જે માલ લ્યો તેનાપર તેના ટકા ચઢે છે. ગામમાં મ્હોટી મસીદ છે. બજાર પણ મ્હોટી સારી છે. અત્રે સેત્રંજી સારી મળે છે. ઉતારે આવી સ્ટેશનપર જઈ સાંજના ચાર વાગે ગાડીમાં બેઠા, તે સાંજના ૭ વાગે ટુંડલાથી ગાડી બદલી ને બીજે દિને (૨૯–૧૦–૦૩) સવારના ૭ વાગે પ્રયાગ એટલે અલાહબાદ પુગ્યા. મથુરાથી આગ્રા ૨૩ માઇલ છે. ટિકિટ રૂ. ૦–૬–૬. મથુરાથી હાથરસ ૨૪ માઇલ, ટિ. રૂ. ૦।, હાથરસથી અલીગઢ ૧૯ માઇલ, ટિ. રૂ. ૦–૫–૦ અને આગ્રાથી પ્રયાગ ૨૭૯ માઈલ, ટિ. રૂ. ૩–૧૦–૩.

**પ્રયાગ**—ગામ સ્ટેશનથી દોઢ ગાઉ છેટું છે. અમો રંગનાથ હરપ્રસાદ પંચભૈયાના મકાને ઉતર્યા. અલાહબાદ ગામની બહારના રસ્તા ઘણા પહોળા અને બજાર ઘણી જ સારી છે. તેમ ગામના રસ્તા પણ સ્વચ્છ છે. વસ્તિ થોડી પણ ઉજળી છે. ગામમાં ગંગાજીના દશાસમેત ઘાટ ઉપર

અમારો ઉતારો હતો, ને ખળખળ અવાજ કરતી વહેતી ગંગાજીને લીધે દેખાવ સુંદર માલમ પડતો હતો. પ્રયાગ સર્વ તીર્થમાં શ્રેષ્ટ ગણાય છે. દર બાર વર્ષે કુંભ મેળો ભરાય છે. ત્રિવેણીપર પહેલું સ્નાન મકરસંક્રાંતિને દિને થાય છે. તેને મકર મેળાનું સ્નાન કહે છે. ગંગા, જમના અને સરસ્વતીનો જ્યાં સંગમ થાય છે, એ ત્રિવેણી અર્ધો ગાઉ છેટી છે ત્યાં અમો ગયા, પંડ્યાઓ પોતાના ડેરા તંબુઓ ઉભા કરી બેઠા હોય છે ને દરેક જણ નિશાની દાખલ તેના ઉપર બાંધેલા વાવટામાં ચિત્ર મુકે છે. જેમકે એક ગોરની ધ્વજામાં હાથી છે. તે હાથીવાળો ગોર કહેવાય છે. વૃષભના બ્રહસ્પતિ વખતે દર બાર વર્ષે કુંભનો મેળો અત્રે ભરાય છે. સિંહમાં નાશિક મધ્યે અને વૃશ્ચિકમાં ઉજ્જનમાં મેળા ભરાય છે.

સ્નાન ભેટ કરી ક્ષૌર ભદ્ર કરાવી સરાવવા બેઠા. અત્રે વિધવાઓ ભદ્ર કરાવે છે એટલુંજ નહિ, પણ સિંધ કે બીજા પરદેશો તરફની કેટલીક પરણેલી સ્ત્રીઓ પણ ભદ્ર કરાવે છે, એ અજાએબ જેવું છે. અમોને સરાવતા અઢી વાગ્યા—પછી પ્રયાગનો ગઢ જોવા ગયા. ત્યાં સરકારી લશ્કર, તોપ વિગેરે છે. ત્યાં એક અંધારા ભોંયરામાં ઉતર્યા. સાથે એક બ્રાહ્મણ દીવો લઇને આગળ અંદર ચાલે છે. અંદર ધુન્ડીરાજ ગણપતિ, શિવ, સરસ્વતી, લક્ષ્મી વિગેરેનાં દર્શન છે. પાંડવોનો દેશવટો પ્રયાગથી શરૂ થાય છે. કિલ્લો અકબર બાદશાહે સને ૧૫૭૫ માં બંધાવ્યો. ત્યાં ઇ. પૂ. ૨૪૦ નાં વર્ષનો અશોક રાજાનો સ્તંભ છે.

દૂધનાથ મહાદેવ જ્યાંથી પ્રગટ થયા તે વડ એટલે પ્રાગવડનાં દર્શન કર્યાં. એ વડ સરકારે ઉપરથી કાપી નાખ્યું છે. તેની ફક્ત બે જાડી ડાળો છે. અને કહે છે કે તે લીલી રહે છે. નદીની સામે કાંઠે શ્રી મહાપ્રભુજીની બેઠક છે. અમો સાંજના પાછા ઉતારે આવ્યા. અત્રેના શુકલે પિતાશ્રીની સાંવત્સરિક મિતી કાશી સિવાય બીજે કોઇ ઠેકાણે કરવા ના પાડી, કારણ કે રસ્તામાં આવતાં કાશી જેવા ઉત્તમ તીર્થનું ઉલંઘન કરવું વાજબી નહિ, માટે કાશી જવાનો વિચાર કર્યો. અત્રે વેણી માધવ ઠાકોરજી સર્વ તીર્થનો રાજા કહેવાય છે તેનાં દર્શન થયા. અલાહબાદ યુનીવર્સિટિ તથા મેયો કોલેજ જોવા જેવા છે, તથા ગોકળદાસ તેજપાળની ધર્મશાળા સારી છે. અત્રેના પંડ્યાઓ ઘણાખરા શ્રીમંત અગર સારી સ્થિતિના છે. હાથમાં સોનાનાં કડાં તથા બાદશાહી પોશાક પહેરે છે. ને



મથુરાના ચોબા અગર કાશીના ગોર માફક યજમાનોને હેરાન કરતા નથી; અગર પોતે બહાર રખડતા નથી. પોતાનું ગામ ધરીને બેસી રહે છે, અને સંતોષી છે. અમો આજે રવાના થયા (૩૦–૧૦–૦૩). રસ્તામાં ભારદ્વાજ ઋષી તથા શંકર વિગેરેના દર્શન કર્યાં. પછી સ્ટેશને જઇને આગગાડીમાં બેઠા. તે રાતના સાડાસાત વાગે વિંધ્યવાસિની પુગ્યા.

**વિન્ધ્યવાસિની**—અલાહબાદથી હાલમાં બાર આના ટિકિટના પડે છે અને તે ૫૦ માઇલ છેટું છે. અમો સ્ટેશન પાસે એક મારવાડીની ધર્મશાળા કે જે બહુ અચ્છી બાંધી છે તેમાં ઉતર્યા. અમે પંડ્યા રામચંદ્ર બડગટાવાળાને સાથે લઇ દેવીને મંદિરે ગયા. ત્યાં ત્રણ દેવી છે. મહાલક્ષ્મી, મહાકાળી અને મહાસરસ્વતી. તે દરેકને માટે ચુંદડી, પૂજાપો, શ્રીફળ વિગેરે લીધાં. મહાકાળી અથવા વિદ્યાદેવી વિજળી જે કૃષ્ણની બહેન થાય છે કે જેને પછાડવાથી વિજળી થઇ ગઇ તેનાં ચરણ સ્પર્શ કર્યા. તે મૂર્તિ મ્હોટી અને ઘણીજ સુંદર છે, ને તેનો પરતો જબરો છે, અને તેની માનતા બહુ ચાલે છે. મહાલક્ષ્મી માતાની મૂર્તિ ન્હાની છે. મહાસરસ્વતીની તેના કરતાં જરા મ્હોટી છે, તે સર્વેના દર્શન કરી ગોરને વિદાયગિરી આપી ઉતારે આવી સૂતા. રાત્રિના સાડાત્રણ વાગાની ગાડીમાં બેઠા તે સવારના ( ૩૧–૧૦–૦૩ ) છ વાગે મુગલસરાયાના જંકશન ઉપર આવી પહોંચ્યા. અત્રે મુસાફરખાનું છે. સાહેબોની વસ્તિ ઘણી છે. અગીઆર વાગે જે ગાડી આવી તેમાં બેસીને અમો બાર વાગે કાશી પહોંચ્યા. વિન્ધ્યાથી કાશી ૪૬ માઇલ છેટું, અને હાલમાં ટિ. ૦॥=॥.

**કાશી** —આ ગામના રસ્તાઓ એકદમ સાંકડા અને લાદીથી જડેલા છે. ઘરો ઉંચા પણ અજવાળા વિગેરેની ખામીને લીધે અગવડભરેલા હતા. અમો ગોર રવિદત્ત નારાયણને ત્યાં ઉતર્યા. અત્રે ધર્મશાળાઓ છે તેમાં ગોળ ઘર નામની ધર્મશાળા જે મુંબઇના ભાટીઆ વસનજી મોરારજી વેશ્નવે બંધાવેલી છે તે પણ ચિકાર હતી. અત્રે વાંદરાઓનું જોર ઘણું છે. બીજે દિને ગંગાસ્નાન કરવા ગયા. ત્યાં મણિકર્ણિકા ઘાટ ઉપર ગંગાપુત્રો રહે છે. એ ઘાટમાં પાણી બિલકુલ ન હોતું, એટલે મૃત્તિકાસ્નાન કરાવ્યું. આ ગંગાપુત્રો બહુ લુચ્ચા હોય છે અને મારામારી કરવાને પણ વાર લગાડતા નથી. અમો સ્નાન વિગેરે કરી ઉતારે આવ્યા. આજે દેવદિવાળી હોવાથી અંતર્ગૃહી પરિક્રમા કરવા નિકળ્યા. પહેલાં કાશીવિશ્વનાથને ફૂલ પુષ્પ અને ગંગાજળથી અભિષેક કરી પરિક્રમાની શરૂઆત કરી.

**કાશીની અંતર્ગૃહી પરિક્રમા** પાંચ કોસની ગણાય છે પણ ૩ થી ૩ા કોસ જેટલી થાય છે. વિશ્વનાથ મહાદેવ મુખ્ય છે તેનો મહિમા જબરો છે. માનતા પણ ઘણી લેવાય છે, લિંગ ન્હાનું છે. શિખરને સુવર્ણનો કલશ છે. એ દેવળની પાછળ મહાદેવની કચેરી છે, જેમાં અસંખ્ય ન્હાના મ્હોટા શંકરના લિંગો છે. કપિલ ઋષિ છે, વિશ્વનાથના દેવળમાં હમેશાં ગડદી બહુ રહે છે. નન્દી બહુ જ ન્હાના છે. ધુંડીરાજ ગણપતિ અને જ્ઞાનકૂપ છે, અને પડોશમાં મસ્જીદ આવેલી છે. આ પરિક્રમામાં બીજાં મુખ્ય દર્શન નીચે પ્રમાણે આવે છે.

સિદ્ધિ વિનાયક, મણિકર્ણિકેશ્વર, કમલાસુત, વાસુકેશ્વર, પર્વતેશ્વર, દત્તાત્રય, ગંગેશ્વર, લલિતાદેવી, જરાસંઘેશ્વર (પાણીમાં છે), સોમેશ્વર, દાલભેશ્વર, શૂલટંકેશ્વર, દશાસમેત, આદવરાહ, વેણીમાધવ, બ્રહ્મેશ્વર, લોપામુદ્રા, અગરતેશ્વર, કશ્યપેશ્વર, હરીકેશ્વર, વૈદેશ્વર, ધ્રુવેશ્વર, ગોકર્ણેશ્વર અને કૂપ, ગોકર્ણકૂપ (અત્રે ગોદાન થવું જોઇએ), હટકેશ્વર, અછીતરાતીર્થ, કીટકીટેશ્વર, ભારભૂતેશ્વર, ચિત્રગુપ્તેશ્વર, ચિત્રઘંટા દુર્ગા, પશુપતેશ્વર, પિતામહેશ્વર, કળશેશ્વર ને ભદ્રકાળી, સિદ્ધેશ્વરી માતા, ચંદ્રેશ્વર અને ચંદ્ર કૂપ, વિશ્વેશ્વર, બદ્ધેશ્વર, બૃહસ્પતેશ્વર, વિદ્યેશ્વર, અગ્નેશ્વર, શ્રીવિનાયક, ચિન્તાહરણ વિનાયક, વામનેશ્વર, વસિષ્ટજી, કર્ણેશ્વર, કપિલેશ્વર, ત્રિસંત વિનાયક, વિશાલાક્ષી, ધર્મેશ્વર, ધર્મકૂપ (એ કૂપમાં આપણું પ્રતિબિંબ જોવું, ને કહે છે કે મૃત્યુ થવાનું હોય તેની ૭ માસ પહેલાં મોઢું દેખાતું નથી,) વિશ્વાહકાદેવી, દેવદાસેશ્વર, આશાવિનાયક, વૃદ્ધાદિત્ય સૂર્યનારાયણ, ચિત્રવકતેશ્વર, બ્રહ્મદેવ, કામેશ્વર, ઇશાનેશ્વર, ચંડી અને ચંડીશ્વર, શુક્રેશ્વર, ભવાનિશંકર, અન્નપૂર્ણા દેવીનું મંદિર મ્હોટું જોવા જેવું છે, તેમાં કુબેરભંડારી તથા આદિત્યેશ્વર છે, ધુંડીરાજ, રાજેશ્વર, લાંગેશ્વર, દંડીપાણી, અપસરેશ્વર, ગંગેશ્વર, પ્રાણેશ્વર, પ્રતિગૃહેશ્વર, માર્કન્ડેશ્વર, મહાકાલેશ્વર, વિશ્વનાથમાં–જ્ઞાનકૂપ, નકલેશ્વર, તાડેશ્વર, મહેશ્વર, અને નન્દી; મુખ્યેશ્વર, જમીનમાં ગુપ્ત છે, નવમંડલ દિવાલમાં છે, વીરભદ્ર, અભિમુકતેશ્વર, અને છેલ્લા ગણપતિ જે વિશ્વનાથ મંદિરમાં પ્રવેશ કરતાં પહેલા જ આવે છે ત્યાં પરિક્રમા સંપૂર્ણ થાય છે.

ચણાચવેણું, ગંગજળ, જો આપે કિરતાર,  
કાશી કબૂ નવ છોડીએ, વિશ્વનાથ દરબાર.

**કાશીના ઘાટ**—રાજઘાટ, પ્રહ્‌લાદઘાટ, પિલપિલાતીર્થ, ત્રિલોચનઘાટ, નર્મદા નદી, પંચગંગા, પાંચ નદીનો સંગમ છે, ગૌઘાટ, બ્રહ્મઘાટ, પુન્યપાપા નદી, દુર્ગાઘાટ, ઈન્દુ માધવઘાટ, બાલાજીઘાટ, ઘોસલાઘાટ, અશ્વઘાટ, ગંગામહેલ, યમેશ્વરઘાટ, સંકટાઘાટ, સેંધિયાઘાટ, મણિકર્ણિકાઘાટ, જારકેશઘાટ, સ્મશાનઘાટ, વિશ્વેશ્વરઘાટ, દશાશ્વમેધઘાટ, અહલ્યાઘાટ, નારઘાટ, ચૌસતીઘાટ, ઘાંડેઘાટ, અશ્વમેશ્વરઘાટ, ચૌકીઘાટ, કેદારઘાટ, અસ્મશાનઘાટ, શિવાલેવક્ષરાજઘાટ, લોલાર્ક ઘાટ, તુલસી (કવીનો) ઘાટ, અસ્સિ સંગમઘાટ, નગવાઘાટ, અને રામનગરઘાટ.

કાશીને "વિશ્વનાથપુરી" "આનંદવન," અગર "મહાસ્મશાન" કહે છે. મણિકર્ણિકાના ઘાટપર અગ્નિદાહનું મહત્પુણ્ય છે. ત્યાં ડોમકાનું સ્થાનક છે. તે ભંગી હતો ને તેને ત્યાં સત્યવાદી હરીશ્ચન્દ્ર વેચાયો હતો. તેની ઝુંપડી ત્યાં છે. કાશીની પંચકોશી પરિક્રમા આજુબાજુના ગામની ૨૫ કોસની થાય છે, અને તે પાંચ દિવસમાં પુરી કરવી જોઇએ તેમાં પણ બે પક્ષ થવા ન જોઇએ, એટલે પુર્ણિમાના શુકલ પક્ષમાં આદરીને પૂર્ણ થવી જોઇએ, યા તો કૃષ્ણ પક્ષમાં આદરીને પુરી કરવી, પણ શુકલ પક્ષમાં આદરીને કૃષ્ણ પક્ષમાં થાય નહિ. તેમાં પણ ઘણા નિયમો પાળવા જોઇએ. ચાલતાં જમણી બાજુએ થૂકવું અગર તેવું કામ ન કરવું. કાશી જો કે પવિત્ર ગણાય છે ખરૂં પણ અત્રે એટલા લિન્ગો દુર્ગન્ધ સ્થળમાં પડેલા છે કે તેનો કોઈ ભાવ પણ પુછતું નથી એ ખરેખર ખેદકારક છે, અને નગરની શેરીઓ એટલી તો સાંકડી અને ગંદી છે, કે તે કાશી નામને લજાવે છે. ગામમાં રહેવાનું ગમે નહિ. ફકત ગામ બહાર, અગર બજાર તથા સ્ટેશન જતાં ઠીક છે. ત્યાં રસ્તા પહોળા છે. 'રાંડ સાંઢ સીડી સન્યાસી, ઇસ્સે બચ્ચે તો સેવે કાશી' અગાઉ એમ હતું. સીડીઓ પણ એટલી હતી કે જરા ચૂકે તો પડે, પણ હવે તેમાંનું કંઇ નથી. કાળભૈરવના દર્શન ઠીક છે. વિશ્વનાથને હજારો ઘીની બત્તીઓ દરરોજ યાત્રીઓ કરે છે. અત્રે બીજી ધર્મશાળાઓ પણ છે. કાશી વિદ્યાનું સ્થાન છે.

**કાશીમાં હવેલીઓ**—ગોપાલલાલજીની તથા મુકુન્દરાયજીની (જીવણલાલ મહારાજ હસ્તક), મદનમોહનલાલજીની (વડા મહારાજ), ગોકુળચંદ્રમાજીની (દેવકીનંદન મહારાજ હસ્તક), રણછોડરાયજીની, તથા દાઉજીની બે હવેલીઓ, અને મહાપ્રભુજીની એક બેઠક છે.

ગઈ કાલે વિશ્વનાથ મહાદેવને દૂધ ચઢાવ્યું. આજે (૩-૧૧-૦૩) મણિકર્ણિકાના ઘાટપર સ્નાન કર્યું. અત્રેના ગંગાગોર બહુ જ લુચ્ચા હોય છે. એ ગોર દરેક જ્ઞાતિ માટે અમુક હોય છે. ક્ષત્રિઓના ગોર પણ જુદા જ છે. જે જ્ઞાતિનો જે ગોર હોય તેને ત્યાં જ જવું જોઇએ. અમોને મૃત્તિકાસ્નાન, દેહશુદ્ધિ, પંચગવ્યસ્નાન કરાવ્યાં. અત્રે બે ગોર કરવા પડે છે. ગંગાગોર તથા તીર્થગોર. તેઓ પોતાની કારીગરી ચલાવવામાં કંઇ મણા રાખતા નથી. અત્રે પિત્તળના તેમજ માટીના વાસણો વખણાય છે. વેપારીઓ પરદેશીને બધી રીતે લુટે છે, તોલમાં પણ મારે છે. કાશીની મૃત્તિકા-માટી કાશીથી કોઈ યાત્રી બહાર લઈ જતું નથી. તે ત્યાં જ રહેવી જોઇએ. અત્રે સાકરીઆ ખાંડના ગોળ ચોસલાં શ્વેત દૂધ જેવા અને ચમક મારતા સારા થાય છે. તેમજ અમર પણ ઘણા ઉંચાં મળે છે રૂ. ૬૫) થી ૫૦૦). પણ દરેક સોદો કરવા જાઓ ત્યારે તમારી પાછળ છાનામાના દલાલો ફરે છે.

આજે ચતુર્દશીનું પિતાશ્રીનું સાંવત્સરિક શ્રાદ્ધ તથા બ્રહ્મભોજન કાશી તીર્થમાં કર્યું, બીજે દિને, તા. ૪થીએ મણિકર્ણિકાપર તીર્થ શ્રાદ્ધ કરી એક્કો કરી પાપમોચની કુંડ જે દોઢેક ગાઉ દૂર છે ત્યાં શ્રાદ્ધ કર્યું. તા. ૫ મીની સવારના પંચગંગામાં સ્નાન કર્યું. ત્યાં ન્હાવાનો મ્હોટો મહિમા છે. એક બંગાળીના ઘરમાં કાળીમાતાનું મંદિર ઘણું સરસ છે. એક્કા ભાડે કરી આગળ ચાલતાં જગદીશ્વર, લક્ષ્મીનારાયણ, દુર્ગા કુન્ડ, દુર્ગા દેવી તથા કોડી માતાના દર્શન કર્યાં. કોડી માતાને કોડીઓ ધરવી જોઇએ છે. ત્યાંથી અમો સેંટ્રલ હિન્દુ કૉલેજ જોવા ગયા. મકાન વિશાળ અને સુંદર બાંધેલું છે. પ્રીન્સીપાલ મી૦ કૉલીન્સને મળ્યો તે બહુ ભલો દેખાયો. કૉલેજ ફેરવીને દેખાડી. અત્રે મી૦ ધરમસી મુરારજી ગોકળદાસે પોતાને ખર્ચે લેબૉરેટરી બાંધી છે. સંસ્કૃતના પ્રોફેસર પ્રખ્યાત શિવકુમાર હતા. કૉલેજથી વળતાં બટુકભૈરવ, કામક્ષાદેવી, અને વેજનાથ મહાદેવનાં દર્શન કર્યાં. એ લિન્ગ એક શાહુકારની ધર્મશાળામાં છે. એ જગા જ્યારે તેણે બંધાવવા માંડી ત્યારે લિંગ ત્યાંથી બદલાવવા વિચાર કર્યો, ને ૨૦ ફીટ ખોદયું તો પણ લિન્ગ દેખાયું. પછી મહાદેવે સ્વપ્નમાં આવી ક્રોધ કર્યો એટલે પછી તેણે ત્યાં જ રહેવા દીધું. એ આદ્ય મહાદેવ ગણાય છે. ત્યાર પછી ઉતારે આવ્યા. ગંગાજીને પેલે પાર ગાઉ દોઢ ચાલ્યા પછી વેદોવ્યાસનાં દર્શન છે.

આજે (તા. ૬) ગયા જવાનું છે તે માટે શ્રાદ્ધ પ્રમાણુને દિને સવારના કરવું પડે છે. શ્રાદ્ધમાં ગોળ તથા ધૃતના પિન્ડો કર્યા, તેમાં પિતાનો પિન્ડ લઇ બોલે છે "હે પિતે! અમારી સાથે ગયાજી ચાલો." અમારો ગોર નારાયણુદત્ત રવિદત્ત સુભાગ્યે સંતોષી તેમજ વિદ્વાન હતો. ગોરને વિદાયગિરી આપી સાંજના ૬ વાગે ગાડીમાં બેઠા, તે મોગલસરાયા રાતે ૯ વાગે પહોંચ્યા. ત્યાંથી ૧૦॥ વાગે ગાડી ઉપડી તે સવારના ૫ વાગે ગયાજી પહોંચ્યા. (તા. ૭–૧૧–૦૩). કાશીથી ગયા ૧૨૭ માઇલ અને ટિકિટના હાલમાં રૂ. ૨) પડે છે.

**ગયાજી**—અત્રે અમારો ગોર શ્યામલાલ વિઠ્ઠલ હતો. તેના માણુસોએ અમોને તેના મેંદી બાગમાં ઉતારો આપ્યો. બગીચો અતિ સુંદર બનાવ્યો છે, તેમાં બંગલા તેમજ ઓરડીઓ યજમાનોને ઉતરવા માટે બાંધેલા છે. વળી તેમાં એક સુંદર તળાવ છે, કૂવા તથા હનુમાનનું મંદિર છે. ગોર શ્યામલાલનું નામ ચાલે છે. પોતે ગુજરી ગયો છે. તેને ત્રણુ દીકરા છે. શરૂઆતમાં ગોરને રૂ. ૧) તથા શ્રીફળ નાળીએરની ભેટ કર્યા પછી ફલ્ગુ નદીમાં સ્નાન કર્યું, અને ત્યાં જ પુનપુનાનું શ્રાદ્ધ તથા ત્રણુ દિનના શ્રાદ્ધનું પહેલું શ્રાદ્ધ અને તર્પણુ આજે કરાવ્યાં. પુનપુનાગામ સ્ટેશનથી આઘે છે. ત્યાં જંગલ હોવાથી અત્રે જ શ્રાદ્ધ કરાવે છે અને તેનું ફળ તેટલું જ છે એમ શુકલ માને છે. જે લોકો ૭ થી ૧૫ દિવસનું શ્રાદ્ધ કરાવે છે, તેને અત્રેથી બએ ગાઉને છેટે ટાંગામાં શ્રાદ્ધ કરાવવા માટે જવું પડે છે. ત્યાં બુદ્ધ ગયા, રામશીલા, પ્રેતશીલા વિગેરે જગો ઉપર ઘણી બધી સીડીઓ ચઢવી પડે છે, તેમાં આખો દિવસ નિકળી જઇ તાપ તડકો તૃષા વેઠી ભૂખે રહેવું પડે છે, અને ત્રણુ દિવસના ગયા શ્રાદ્ધમાં પણુ વિધિ તેટલો જ થાય છે. બુદ્ધ ગયાનું મંદિર ૨૫૦૦ વર્ષનું પુરાણુ છે. તેનો વચલો ભાગ જ ઉભો છે. ત્યાં બુદ્ધના નાગાદેવનું લુગડું ખસેડી દર્શન કરાવે છે. પાંડવોની મૂર્તિઓ છે.

ગયા ગામ ન્હાનું છે. રસ્તા સાધારણુ રીતે સારા છે તેમ હવા પણુ સારી છે. ફલ્ગુ નદીમાં જો કે પાણી ઘણું થોડું પગનાં કાંડા પુરતું હતું, પણુ તે પાણી નિર્મળ અને સ્વચ્છ હતું. બીજી બધી નદીઓ કરતાં અત્રે ન્હાવાની ગમત ઠીક પડી સ્નાન કરાવતાં પહેલાં પાણીમાંથી રેતી ત્રણુ વાર કાઢી તેનું તિલક કરી ન્હવડાવે છે. ફલ્ગુની બાજુએ રેતીમાં ખાડા ખણુવાથી પણુ પાણી નિકળે છે.

વિષ્ણુપદના મંદિરમાં જળ, ફૂલ, પુષ્પ તથા ચંદન વડે પદની પૂજા કરી આજે ( તા. ૮ ) બીજા દિવસનું શ્રાદ્ધ કર્યું. શ્રાદ્ધ કર્યા પછી બધા પિન્ડો લઇ મંદિરના નિજભાગમાં ગયા ત્યાં માણુસ દીઠ અર્ધો આનો લે છે. પછી ત્યાં દરેક પિન્ડ લઇ જેમ કે પિતા, પ્રપિતા, પિતામહ વિગેરે સર્વ પિન્ડ એકેકો લઇ શુકલ વિધિ પૂર્વક બોલતો એકેકો પિન્ડ વિષ્ણુ પદ ઉપર આપણે હાથે મુકાવે છે. ફૂલ તુળસી પાછાં ચઢાવી વિષ્ણુપદપર શિર મુકી સારી પેઠે દંડવત કરવા ને બોલવું કે 'અમારા પિતા પિતૃઓના ઉદ્ધાર કરજો, સદ્દગતિ કરજો, બાલ બચ્ચાંઓની રક્ષા કરજો, અને અમારા વંશની વૃદ્ધિ કરજો.' એટલે પૂજારી વાંસો થાબડે છે. ત્યાર પછી પાર્વતિજી વગેરેના દર્શન કર્યાં. હનુમાન તથા ગદાધરનાં દર્શન કરી ફલ્ગુ નદીએ પાછાં તર્પણ કરાવી ઉતારે આવતાં બજારમાંથી પર્ચુટણ ચીજો લઇ ઉતારે આવ્યા. આજે ફલ્ગુને પેલે પાર જઇ સીતાકુન્ડમાં આચમન કર્યું. દશરથ રાજાએ માગવા હાથ ઉંચો કર્યો છે અને તે હાથમાં એક પિન્ડ સિતાજીએ વાલુકા–રેતીનો પિન્ડ આપેલો છે.

સીતાજીએ બીજા બે પિન્ડ બાજુમાં રાખેલા છે, તથા રામચંદ્રજીએ સરાવવાનો સામાન આણેલો વિગેરેનાં દર્શન, ગોપાલજી, હનુમાનજી, જાનકીજી, રામ, લક્ષ્મણ, ભરતજી, નૃસિંહઅવતાર, જગન્નાથજી વિગેરેનાં દર્શન ત્યાં છે. વિષ્ણુપદનાં પિત્તળનાં પગલાં પણ અત્રે મળે છે. અત્રે ગયાસુર દૈત્યે તપ કરી વરદાન મેળવ્યું છે. પણ દેવો હેરાન થવાથી વિષ્ણુએ અતિથિને વેશે અસુર પાસે જગા માગી. ગયાસુરે પોતાનો દેહ યજ્ઞ કરવા આપ્યો. પુર્ણાહુતિને દિવસે તે અસ્થિર થવાથી વિશ્નુએ તેનાપર શિલા મુકીને ગદા મારી તેનાપર યજ્ઞ કર્યો, એટલે દૈત્યનો નાશ થયો. એ રીતે ગયાની ઉત્પત્તિ વિષે કહેવાય છે. ગયાજીમાં કાળા મજબૂત પથ્થરના વાટકા બહુ સારા થાય છે. એની કિમ્મત એકેક નંગની ઓછામાં ઓછી દસ આના હોય છે.

આજ ( ૯–૧૧–૦૩ ) ત્રીજું શ્રાદ્ધ કરવા અક્ષયવટપર ગયા, ત્યાં લક્ષ્મી કુંડમાં સ્નાન કર્યું. અક્ષયવટ એક મોટું વડનું ઝાડ છે તેમાં ત્રણ વટ છે, એટલે કે તેને ત્રેતા, દ્વાપર, સત્યયુગ, એમ ત્રણ ધર્મના વૃક્ષ ગણે છે, તેની નીચે બેસી શ્રાદ્ધ કર્યું. પિતૃઓનો ઉદ્ધાર કરવા, બાલ બચ્ચાંઓનું રક્ષણ કરવા યાત્રીઓ પરિક્રમા કરી એ અક્ષયવટ આગળ

દંડવત કરી અરજ ગુજારે છે, તથા પુત્ર, દ્રવ્ય, અને મુક્તિ એ ત્રણ-માંથી એક માગે છે. અત્રે ખાવાની કોઇ પણ એક ચીજ મુકી દેવાનું કહેવામાં આવે છે. ગોરને પણ અત્રે વિદાયગિરી આપવી પડે છે. એટલે તે "ભયોભગો" કરે છે. રાતના અગીઆર વાગ્યાની ગાડીમાં ગયાજીથી બેઠા, તે સવારના મોગલસરાયા આવી પહોંચ્યા, ત્યાંથી બીજી ગાડીમાં બેસીને માણેકપુર સ્ટેશને ગયા, અને ત્યાંથી કર્વીગામ ગયા. ગયાથી કર્વી ૨૯૨ માઇલ થાય છે. ને હાલમાં ટીકીટ રૂ. ૪॥ા૦ પડે છે.

**ચિત્રકૂટ**–કર્વીથી ત્રણ ગાઉ છે. કર્વીગામમાં શાહુકાર શિવપ્રસાદની બંધાવેલી ધર્મશાળા બહુ સારી છે. તેમજ સરકારનો બંદોબસ્ત સારો છે. ગામમાં કચેરી, અને વેપાર સારો ચાલે છે. પાકી સડકના રસ્તા છે. ચિત્રકૂટ જવું હોય તો કર્વી સ્ટેશનની ટીકીટ લેવી સારી છે, પણ ચિત્રકૂટ સ્ટેશનની લેવી નહી. સ્ટેશનથી અઢી ગાઉ ગામ છેટે છે. અને કર્વીથી ત્રણ ગાઉ છે. પણ ત્યાં સગવડ સારી છે. બીજે દહાડે સવારના, (તા૦ ૧૧–૧૧–૦૩) નિકળ્યા તે દશ વાગે ચિત્રકૂટ આવી ગોર રામશાને ત્યાં ઉતર્યા. અત્રે મંદાકિની નદીમાં રામઘાટપર સ્નાન કર્યું, અને અંતર્ગૃહી પરિક્રમાં કરવા નિકળ્યા. રામ, લક્ષ્મણ, જગદીશ, વિજયઠાકોરજી, મદ-ગજન મહાદેવ જે ચિત્રકૂટનો રાજા કહેવાય છે, જાનકીજી, ભકત તુલ-સીદાસ, રાધાકૃષ્ણ વગેરેના દર્શન કર્યા, અત્રેથી એક મૈલપર કાન્તા ડુંગ-રની પરિક્રમા જે ત્રણ ગાઉની છે, તેમાં ૩૬૦ પગથીઆં છે ત્યાં અમો ગયા. (તા. ૧૨) રસ્તે જતાં પ્રથમ મહાવીર સ્વામીના દર્શન, રામચંદ્રજીની શય્યા, પગલાં તથા અનેક મંદિરો આવ્યા પછી કાન્તા પર્વત નજરે પડયો, તેનો ઘેરાવો ત્રણ ગાઉ ફરતો મોટો છે. એ પર્વતના ચાર મુખ આગળ ચાર કાન્તાનાથની મૂર્તિઓ છે. છેલ્લે કાન્તાના ફક્ત મુખારવિંદના દર્શન આવે છે, તેના મસ્તકપર મુકુટ છે. ત્યાં રામચંદ્રજીએ કાન્તાનાથની પૂજા કરી છે, તેને અમોએ પ્રસાદ ધરાવ્યો. પરિક્રમાની શરૂઆત અત્રેથી થાય છે. હનુમાનધારા એનાથી ઘણી છેટે છે. નાશક ત્રયંબકની પેઠે ઘણાં પગથીઆં ચડવા પડે છે. અમે ઉતારે આવી કર્વી રવાના થયા. જ્યાં બપોરના સાડાત્રણ વાગે પુગ્યા. બીજે દિને (તા. ૧૩) કર્વી સ્ટેશનથી ઉપડયા તે રાતના આઠ વાગે નેની આવી પુગા. તે ગામમાં મુસલમાનની વસ્તિ છે અને લોક લુચ્ચા છે. ત્યાંથી બીજી ગાડીમાં બેઠા તે સવારના સાડા ૭ વાગે મોગલસરાયા આવ્યા (તા. ૧૪). બપોરના અગીઆર વાગાની ગાડીમાં પાછા નિકળ્યા તે સાંજના ૭ વાગે અયોધ્યા

આવી પહોંચ્યા. કર્વીથી માણેકપુર ૧૯ માઇલ, હાલમાં ટી૦ રૂ. ૦।; માણેકપુરથી નેની મૈ૦ ૫૬, ટી૦ રૂ. ૦॥=; નેનીથી મોગલસરાયા મૈ૦ ૯૦, રૂ. ૧।=; મોગલસરાયાથી અયોધ્યા ૧૨૮ મૈ૦ ટી૦ રૂ. ૨.

અયોધ્યા–અત્રે ગોર ભગવતપ્રસાદને ત્યાં ઉતર્યા. ગામ સ્ટેશનથી અઢી ગાઉ છે. અત્રે બેલગાડી મળતી નથી, પણ હાથગાડીમાં માણસોને બેસાડી મજૂર ખેંચી લઇ જાય છે. એવી ગાડીને થેલો કહે છે. બીજે દિને (તા. ૧૫) સરયૂ નદીના સર્ગદ્વારઘાટ આગળ અમારો ઉતારો થયો, ત્યાં સ્નાન કર્યું. સરયૂનો પટ પહોળાઇમાં ૨॥, થી ૩ ગાઉનો છે અને ત્રણ ધારથી પૂર્વ દિશા તરફ વહે છે, તેને ૩૬૦ ઘાટ છે. જેમ કાશીમાં વિશ્વનાથ મહાદેવ તેમ અત્રે નાગેશ્વર મહાદેવ નદીના કાંઠાપર છે. એ મહાદેવ ઘણા નાગોપર બિરાજે છે. નદીકાંઠે રામ સીતા વગેરેના મંદિરો છે. ફૈઝાબાદ અત્રેથી ૨॥–૩ ગાઉ થાય છે. આજે અગીઆરસ હતી એટલે અંતર્ગૃહી પરિક્રમા કરવા નિકળ્યા. શીશ મહેલનું, રામ સીતાનું મંદિર. પછી રામચંદ્રનું, તથા રત્ન સિંહાસન એટલે રામચંદ્રજીની ગાદીનાં દર્શન કર્યાં. પછી દશરથ રાજાનો તથા રામચંદ્રજીનો પરિવાર લવ, કુશ વગેરે, કોપભવન (કૈકેયી કોપ કરી સુતા છે તે), અને ચોવીશ અવતારનું મંદિર, રામચંદ્રજીની જન્મભૂમી તથા કૌશલ્યાના દર્શન જોવા જેવા છે. અત્રે મસીદ પાસે છે. મંદિરના કમપાઉન્ડમાં થઇને મસીદમાં જવાય છે. અગાઉ ઔરંગજેબ બાદશાહે મંદિરની જગા તોડીને મસીદ બનાવી તે વખતે હમણાની આટલી જન્મભૂમીની મંદિરની જગા રહી ગઈ, તે બાબત હિંદુ મુસલમાનનું મોટું યુદ્ધ થયું. ઘણાઓ જે કપાયા તેઓની કબરો પણ મંદિર પાસે છે. જેઓના કોઇ વાલી ન હોતા તે સર્વેને એક ખાડામાં ડાટેલા છે તે જગા પણ જોવામાં આવે છે. એક હિંદુ શાહુકારે એ જન્મભૂમીનું મંદિર જે અસલ એક ઝુંપડું હતું તેને આરસપહાણનું મંદિર બનાવ્યું. એ અસલની ઝુંપડી કાઢવા માટે મુસલમાનોએ મોટો ઝગડો મચાવ્યો. કોર્ટમા કજીઓ ચાલ્યો. તે ઠેઠ વિલાયત પ્રિવિ કાઉનસીલ સુધી ગયો, ત્યાંથી એવો ઠરાવ થયો કે જે સ્થિતિમાં મંદિર યા મસીદ હોય તેમાં કાંઇ પણ ફેરફાર થઇ શકે નહિ. તેથી તે આરસપહાણનું મંદિર પડતું રહ્યું, ને તેના બદલામાં

એની અંદર રામ સીતાની મૂર્તિની પ્રતિષ્ઠા કરી. આગળ ચાલતાં દશરથે યજ્ઞ કર્યો હતો તે વેદીના દર્શન કર્યા. એ યજ્ઞથી દશરથને પુત્રો થયા. લવ કુશના મંદિરમાં અશ્વ બાંધ્યો છે તેના દર્શન, વાલ્મીક ઋષી અને સીતાના દર્શન કર્યા. હનુમાનજીનું ૧૫૦ પગથીઆનું મોટું વિશાળ મંદિર, રાજમહેલ તથા બગીચો પણ જોવા લાયક છે. મહેલ ઇંગ્લિશ સ્ટાઇલનો બંધાવેલો છે, તેમાં દર્શનેશ્વર મહાદેવનું મંદિર છે, અને તેને રાજભોગ પણ અપાય છે. વળી ત્યાં પાર્વતિજી, સૂર્યનારાયણ, તથા ગણપતિજીનાં સ્થાન છે. જ્યાં મુંબઇના રત્નાગરની લાઇટ તથા વિજળીક રોશની પ્રગટે છે, અને આરિસા તથા કાચથી શોભામાં ઉમેરો થાય છે. આગળ જતાં રાણીનો મહેલ તથા પુસ્તકાલય, અને કચેરી આવે છે. રાજમહેલમાં વળી રાજરાજેશ્વર મહાદેવના ઉપર ચક્કર ચક્કર ફરતી સોનાની છત્રી છે. આજુબાજુ ફુંવારા છે ને વિજળીક રોશની છે, તેવી જ રીતે રાધાકૃષ્ણ અને અન્નપૂર્ણા દેવી, તથા પાર્વતિજી અને સાત જોગણી માતાના દર્શન સારા છે. મહેલમાંથી બહાર નિકળતાં બાવા તુલસીદાસનું રામ સીતાનું મંદિર આવે છે. અત્રે ઠાકોરજીને એક હજાર આરતી દરરોજ થાય છે. બાવાજી ગુજરી ગયા છે, તેના ચેલા ગોવિંદદાસબાવા છે. અમો હતા ત્યારે તે મુંબઇ ગયા હતા, પછી અમો ત્રેતાનાથના મંદિરમાં આવ્યા. આ મંદિર દર અગીઆરસે રાતના ૬ થી ૯ વાગા સુધી ખુલે છે, તે ટાઇમ સિવાય કોઇને દર્શન કરવા હોય તો રૂ. ૧૧ લઇને આડે દિવસે દર્શન કરાવવામાં આવે છે. ઔરંગઝેબના વખતમાં ઘણો જુલમ હોવાથી ઉપર જણાવ્યા પ્રમાણે મંદિર બંધ રહેતું હતું, તે રિવાજ હજુ સુધી પણ ચાલુ રાખવામાં આવ્યો છે. અત્રે નાના મોટાં ૫,૫૦૦ મંદિરો છે, તે સર્વેમાં ઘણા ખરા સાધુ બાવા પૂજારીઓ છે. રાત્રે સાડાસાત વાગે ઉતારે આવ્યા. સરયૂને કાંઠે ચંદ્રહરી મહાદેવનું મંદિર છે જેમાં બાર મહાદેવના લિંગ છે. તે જેમ દાબડાનો સટ આવે છે તેમ એ બાર લિંગ છે.

રામચંદ્રજીને વનવાસ લેવો પડયો ત્યારે રાજગાદી અયોધ્યા હતી અને કૈકેયીને અદેખાઇ આવવાથી રામને બદલે ભરતને ગાદી મળી તે ઉપરથી કહેવત બોલાય છે કે રામનું સ્વપ્નું ભરતને ફળ્યું. એ વનવાસના સંબંધમાં નીચે પ્રમાણે ગીત બોલાય છે:—

સીયાવર રામ લછમન બનકો, ફકીરી કર ધારન તનકો,
આગે રામ પીછે લછમન. બીચમેં સીતા જાય,
રામ રતન હય જાનકી, તો મલ મલ પેર ઉઠાય,
ફીકર ભયી માત કૌશલ્યાકો — ફકીરી ... ...
કૈકેયી તુજે કયા હુવા,
ભરતકો દિન ગાદી, રામકો વનવાસ,
દશવીશ હય તેરે તનકો, ફકીરી કર ધારન તનકો.

આજે (તા૦ ૧૬) ગોર ભગવતપ્રસાદની સાથે અયોધ્યાના મહારાજા ઓનરબલ સર પ્રતાપ નારાયણસીંગ, કે. સી. એસ. આઇ, અઉધ નરેશની મુલાકાતે ગયા, તે વખતે રાજાજી કચેરીમાં બેઠા હતા. રાજાની ઉમર ૫૦ વર્ષની હતી અને ઘણાજ સાદા હતા. કલકત્તાની કાઉન્સિલના પોતે મેમ્બર છે, તેમની સાથે વાતચિત કર્યા પછી ઉતારે આવ્યા. અયોધ્યામાં બે સ્ટેશન છે. શહેરમાં ઘાટ ઉપર છે, ને બીજું બે ગાઉ ઉપર છે. અમો (તા. ૧૭ ને દિને) સાંજના સાડાપાંચની ગાડીમાં બેઠા, તે રાતના દશ વાગે લખનૌ સ્ટેશન આવી પહોંચ્યા. સ્ટેશન તેમજ શહેર પણ બહુ મોટું છે. નૈમિશારણ્ય જવા માટે શન્ડિલા સ્ટેશનની ગાડીમાં અમો બેઠા. અયોધ્યાથી શંડીલા ૧૧૪ માઇલ અને ટીકીટ રૂ. ૧॥। હાલમાં પડે છે.

**શન્ડીલા** — સ્ટેશન રાતના બાર વાગે આવી પહોંચ્યા. નૈમિશારણ્યમાં ચોરીની બહુ ધાસ્તિ છે, એવી ખબર અમોને અયોધ્યામાંથી જ મળી હતી, તેથી અમોએ ત્યાં જવાનો વિચાર માંડી વાળ્યો હતો. પરંતુ ત્યાંના ગોર પંડયા મણીરામ અયોધ્યાથી અમારી સાથે આવ્યા હતા, તેણે કહ્યું હતું કે કોઇ જાતની હરકત નડશે નહિ, એમ હિંમત આપવાથી અમારો વિચાર જવાનો ઠર્યો. શન્ડીલા સ્ટેશન નજદીક બે ધર્મશાળા છે. એક વાણીઆ મહાજન શાહુકારની અને બીજી રાજા બાબુ અત્રેના તેહસીલદારની ધર્મશાળા છે. રાજા બાબુની ધર્મશાળા સારી છે. તેમાં અમો ઉતર્યા. તેની અંદર દુર્ગાદેવીનું મંદિર, અને વિશાળ ચોક છે. અત્રે આ ગામમાં પોલીસનો બંદોબસ્ત સારો છે ને કોઈ વાતની ધાસ્તિ નથી.

**નૈમિશારણ્ય** — સવારના વહેલા ઉઠી (તા. ૧૯) પાંચ વાગે ગાડું હંકાર્યું. શન્ડીલાથી બાર ગાઉનો રસ્તો છે (હવે તો ઠેઠ લગણુ આગગાડી થઇ ગઇ છે). તેમાં ૭ ગાઉ સારી પણ કાચ્ચી સડક છે, ને ૭ ગાઉ ખેત્રાઉ વાટ છે. ત્યાં દર માસે મ્હોટો મેળો ભરાય છે. જેમાં આજુબાજુના ગામના લોકો ચક્રતીર્થમાં સ્નાન કરવા દર અમાસે આવે છે. આજે અમાસ હતી તેથી હજારો માણુસોના ટોળે ટોળાં સ્નાન કરીને પાછા ફરતાં અમોને રસ્તામાં સામા મળ્યાં, એ રીતે સુભાગ્યે અમારી વહેતી વાટ હતી, તેથી કરીને અમોને કોઇબી જાતની બ્હીક હતી નહિ. રસ્તામાં હત્યાહરણ તીર્થ આવે છે તે સાથે લઇએ તો ૧૪ કોસની મુસાફરી છે. રામે રાવણુને માર્યો ત્યારે બ્રહ્મહત્યા થઇ, તેથી હાથમાં વાળ ઉગ્યા. તે નિવારણુ કરવા માટે અત્રે રામે સ્નાન કર્યું જેથી વાળ ગળી ગયા, તેથી તે દિવસથી તે તીર્થનું નામ હત્યાહરણુ પડયું, ને જે કોઇ ત્યાં ન્હાય, તેની હત્યા તથા પાપનો નાશ થાય એવો મહિમા છે. ગાડું આવવા જવાનું કરવું પડે છે, અને તેનું ભાડું દરરોજના રૂા. ૧)≈ આસરે પડે છે. અમો સવારના નીકળ્યા તે રાતના આઠ વાગે નૈમિશારણ્યમાં પુગા. ગામને પાદરે ગોમતીજી નદી આવેલી છે, તેમાં કમર સુધી પાણી હતું. તેમાં નાવ ચાલતી હતી, એટલે તેમાં બેસી પેલે પાર ઉતર્યા. અર્ધો માઇલ ચાલ્યા પછી ગોરને ઘેર આવી પહોંચ્યા. રાત અંધારી ને ચોરની બ્હીક અત્રે બહુ. આ ગામના લોક બાંગડ ગણાય છે. રસ્તે ચાલતાં કંઇક યાત્રીઓના ગાડાં લૂટાયા હતા. ગોરે કહ્યું કે "દિવાલના ચણેલા ઘરમાં ઉતારો આપું છું એટલે તમને ધાસ્તિ રહેશે નહિ. પણ રાતના કોઇએ બારણું ઉઘાડવું નહિ. કારણુ કે રાતના ચોર લોક બહુ ફરે છે. તેઓને કોઇ માલમ પડે તો લૂટી લે છે. ભીંતો સુધાં ફોડે છે." જો કોઇ યાત્રી દિવસે ઘરેણાં ગાદાં પહેરીને ભપકામાં તેમની નજરે આવે તો રાતના તેનું ઘર ફોડે છે. માટે કોઇ પણ ચીજ અંગપર રાખવાને અમને ના પાડવામાં આવી. રાતના બારણા વગેરેને બરાબર સાંકળ લગાડી જાગતા સુતા રહેજો એવી અમને ચેતવણી આપવામાં આવી. આ સર્વથી અમોને બહુ ધાસ્તિ લાગી. તેથી અમોને ઘણો ધ્રાસકો લાગ્યો કે અયોધ્યામાં સાંભળ્યું હતું તે વાત ખરી, પણ હવે જે થાય તે ખરૂં. આવ્યા તો ખરા, ધાસ્તિમાંને ધાસ્તિમાં રાત જેમ તેમ નીકળી ને સવાર પડી (તા. ૨૦). ચક્રતીર્થમાં જઇ પ્રથમ સ્નાન કર્યું. નૈમિશારણ્યનું મહાત્મ્ય સાંભળ્યું. અત્રે ૮,૮૦૦

ઋષીઓએ તપશ્ચર્યા કરી છે, અને સત્યરૂપા અને સ્વયંભૂ મનુએ બાર વર્ષ સુધી તપ કર્યું એટલે રામચંદ્રજીએ દર્શન દીધા. વરદાન માગવા કહ્યું તો "મને તારા જેવો પુત્ર જોઇએ" ત્યારે રામચંદ્રજીએ કહ્યું "સત્યરૂપાની કુખે મારો જન્મ તારે ત્યાં થશે" તે સત્યરૂપા તથા સ્વયંભૂ મનુના સ્થાન અત્રે છે. દધીચિઋષી અત્રે વજ્રને ભાંગીને પી ગયા છે. જ્યારે વૃત્રાસુર દૈત્ય હેરાન કરવા લાગ્યો ત્યારે દધીચિઋષીને અરજ કરવામાં આવી. ઋષીએ કહ્યું કે "બધા તીર્થના દર્શન થાય તો હું આવું" ત્યારે રામચંદ્રજીને અરજ કરતાં તેમણે કહ્યું કે બધા તીર્થ આવશે, ને કમંડલ બોલશે ત્યારે દધીચિએ કબૂલ કર્યું, પણ પ્રયાગરાજ કહે "હું નહિ આવું, કારણ કે હું સર્વ તીર્થનો રાજા છું, પણ તમો પાંચ તીર્થ મળીને એક તીર્થ સ્થાપશો તો તેમાં મારો અંશ આવશે." તેનું નામ પંચતીર્થ કુંડ, અક્ષયવટ તથા લલિતા દેવીનું મંદિર પણ અત્રે છે. મતલબ કે નૈમિશારણ્યમાં સર્વ તીર્થો વસે છે. સુદર્શન ચક્ર જમીનની અંદર પાતાળમાં જાય છે, અને આકાશમાં પણ ઉડે છે, માટે ભગવાનને અરજ કરવામાં આવી કે એ ચક્ર માટે એવી કોઇ જગ્યા આપો કે જ્યાં સર્વે તીર્થો વાસ કરતા હોય ત્યાં તે રહે. પછી આ ચક્રતીર્થ કુંડમાં સુદર્શન ચક્ર નાંખ્યું છે. એ ચક્રે સાત પાતાળનો પડદો ફોડી નાંખ્યો. એ ચક્રતીર્થ કુંડનું પાણી એટલું ઉંડું છે કે તેમાં જમીન તો દેખાતી નથી. અંગ્રેજ સરકારે અંદર બહુ તપાસ કરી પણ પત્તો મળ્યો નહિ. પછી ખેરાત પુણ્ય કર્યું એટલે પગથીપરનું પાણી બંધ થતાં, ફકત પગથી ઉપરથી ગોળ ફરતી હેયારખી ચક્રતીર્થ કુંડને બાંધેલી છે, તેની વચમાં પાણી કેટલું ઉંડું છે તેનો પત્તો નથી, ને તેની બહાર તો પગથીઆં છે ને કમર સુધી પાણી છે. તેમાં સર્વ કોઇ સ્નાન કરે છે, ને દર અમાસે જ્યારે મેળો ભરાય છે ત્યારે એ ગોળ ચક્રપર પોલીસ ઉભી રહે છે, કે અંદર જઇને કોઇ બુડી જાય નહિ. કહે છે કે ૩૯૬ માણુસ અંદર પડીને બુડી ગયા હતા. તેમાં પાતાળનો પડદો નહિ હોવાથી ઘણાખરા ડુબી મુઆ.

નિમિષારણ્ય—**નિમિષ** કહેતાં પલમાં ચક્રતીર્થનું અરણ્ય છે તેનું નામ નિમિષારણ્ય. વળી કોઇ કહે છે કે **નેમિ** એટલે ગાડીનો ચાક તેના જેવો સાર એટલે ઉત્તમ અરણ્ય. પણ સાર તથા અરણ્ય શબ્દ એ બે મળીને સારારણ્ય થાય, મતલબ કે એ શબ્દનો સમાસ બંધ-

બેસતો લાગતો નથી. તેમ પહેલાનો જે સમાસ બરાબર થાય છે તો અર્થ બરાબર નથી. વળી ત્રીજો અર્થ કોઇ એમ કરે છે કે નિમ લઇને શરણુ થવું તેનું નામ નિમિષારણ્ય.

અત્રે પાંચ પાંડવોનું સ્થાન છે, તેને ફરતો કિલ્લો હતો તે મુસલમાનોએ તોડી પાડી તેની ઇંટો સામાન વગેરે વેચી નાખ્યાં કીધા, હવે ફકત પાંચ પાંડવોનું સ્થાન છે, તેમ જ અત્રે દશ ફુટ ઉંચા ને સાતેક ફુટ પહોળા એવા દર્શન કરવા લાયક અદભુત બજરંગબલી યાને હનુમાનજી છે. તે જ્યારે રામલક્ષ્મણને ઐરાવણ પાતાલમાં ઉંચકી લઇ ગયો ને દેવીના ભોગ માટે અર્પવા તૈયાર થયો, ત્યારે કહ્યું કે હનુમાનજી હતે તો અમારી મદદે આવતે. તેનું નામ દેતાં હનુમાનજી પુછડી મારતાં દોડતા આવ્યા. ચોકી પહેરાઓ સાથે તેમણે લડાઇ ચલાવી. ચોકીદારોને કતલ કરી મંદિરમાં જઇ પહોંચ્યા ને દેવીપર ચડી બેઠા. ઐરાવણને પગેવતી ચાંપ્યો. ખભાપર એક બાજુ રામ ને બીજી બાજુએ લક્ષ્મણજીને બેસાડયા છે આ ગામમાં સવા લાખ આંબાના વૃક્ષો છે, અને આંબાનો પાક દર વર્ષે ઘણો જ સારો થાય છે. એ ઋતુમાં લોકોનું ગુજરાન કેવળ આંબા ઉપર જ થાય છે. એક પૈસામાં ૨૦૦ આંબા મળે છે, ને દર અમાસે જ્યારે મેળો ભરાય છે ત્યારે આંબાના વૃક્ષની નીચે લોકો પડાવ નાંખી પડે છે, અને ઘેરવળતી વખતે ખાધા ઉપરાંત વધેલા હોય તેના પોટલાં બાંધી માથાપર મૂકી લઇ જાય છે, જે બે ત્રણ દિવસ સુધી ખાવાને કામ લાગે છે. એટલા માટે અત્રે આંબાના વૃક્ષનું સદાવ્રત ઉત્તમ ગણાય છે, કે જે કોઇ આમ્ર વૃક્ષ આપે તેના ફળ ૫૦–૧૦૦ વર્ષ જ્યાં સુધી ઝાડ જીવે ત્યાં લગી તેના ફળ દાન લેનાર ધણી ખાયા કરે. માણસ ઉપરાંત પક્ષીઓ પણ ખાઇને પેટ ભરે છે અમોએ પણ એક આમ્ર વૃક્ષ વેચાતું લઇને સદાવ્રતમાં વાપરવા માટે ગોર મણીરામને સોંપી દીધું, એવી સરતે કે આમ્રવૃક્ષ જે આસરે બાર વર્ષની ઉમરનું હતું તેના ફળ સદાવ્રતમાં જેમ બીજા ઝાડ અપાય છે, તેમ તેના ફળ બીજાઓ જે કોઇ લે તેને દેવા, અને વેચનાર પાસે સ્ટાંપ પેપર પર નીચે પ્રમાણે વેચાણ ખત બે સાક્ષીઓ રાખીને લખાવી લીધું, તે નીચે પ્રમાણે:—

મનસુખ વલ્દ ઉલ્લે ક્ષુટકાઉ શાકે નામ સંવત્સરે મિસરી જીલ્લે સીતાપુરકા હું, મયને બહાલત શહેતનબ્સ ઉસ્લાત (અક્કલ હોશીઆ-

રીથી) બિલા એકરામતીએ રૂકવત બીલા સરકત મેરા મયને આપની ખુશીસે એ કીત્તા (ચીજ નામે) આંબા નંબર ૧૨૬૪ વ મોજે નીમખાર મોસુદ હયે, પાસ શેઠ મગનલાલ દલપતરામ બખ્ખર બ્રહ્મક્ષત્રિય ગામ શ્રી દમ્મણ બંદર ઇલાકા બંબૈકે મોલદી ફરકત કીયા બેચા. ઓર કીસતરાકા ઝગડા ઓર ફીસાદ કરે તો બવાદાન સુનાજાવે. જો કોઈ શખ્સ કીસીતરાકા ઝગડા કરે ઉસ્કે જુમેદાર મેં હુંગા મુજકો ઓર મેરે વારસાનકુ કુચ્છ જરાબી ફીસાદ ન હોગા. ઇસવાસ્તે યે ચન્દા (થોડી) કલમા (કલમ) બતોર બૈનામાં (વેચાણુ ખત)કા લેખ દીયા કે સનદરી હેં. ઓર વખ્ત પર કામ આવે. તા. ૨૧ નવેંમ્બર ૧૯૦૩. ચતુર્દિશા—ઉત્તર તર્ફે જશોદ ચહિતુ બમનકા બાગ. પૂર્વે છોટુનંદકીશોરકા બગીચા. દખન—આત્મારામકા ઓર મીરઝા સાહેબ ઔર ગાબાદકા બાગ. પશ્ચિમ--વ્યાસ ગદ્દી (ગાદી). મહાત્મ્યમાં લખ્યું છે કે જે કોઇ અત્રેની ચોર્યાશી કોસની અથવા પંચાકોશી પરિક્રમા ન કરી શકે તે જો ફક્ત સવા કોસની અંતર્ગૃહી પરિક્રમા કરે તો તેને તેટલુંજ ફળ પ્રાપ્ત થાય છે. અત્રે કૃષ્ણબલદેવજીનું મંદિર છે તેમાં સૂતજીની ગાદી છે, તેના પર પુરાણ વગેરે મુકેલાં છે. જ્યારે સૂત કથા વાંચતા હતા ત્યારે તેને ગુરૂએ કહ્યું કે કથા વાંચતી વખતે કોઈને દંડવત્ કરવા નહિ. એક વખત જ્યારે બલદેવજી, સૂત પાસે આવ્યા ત્યારે સૂતે તેને દંડવત્ ન કર્યા તેથી બળદેવજીએ જાણ્યું કે સૂતને વિદ્યાનું અભિમાન આવ્યું છે, તેથી કુશથી સૂતનું ગળું કાપી મારી નાંખ્યા, તેથી બધાઓ મળીને બળદેવજીને કહેવા લાગ્યા કે આતો તમે હત્યા કરી અને એનાં જેવી કથા હવે વાંચશે કોણ? પછી બલદેવજીએ પૃથ્વી પરિક્રમા કરીને હત્યા નિવારણ કરી છે, ને સૂતના પુત્ર લોમહરખણ (રોમહરખણ)ને ગાદી આપી કહ્યું, કે એને વિદ્યા એટલી થશે કે એ કથા વાંચી શકશે. અંતર્ગૃહી પરિક્રમામાં સ્થાનકો:—

ગોવર્ધનનાથ મહાદેવ, ક્ષેમકાયા, લલિતાદેવી, અક્ષયવટ વૃક્ષ, પંચપ્રયાગકુંડ (પંચતીર્થકુન્ડ), જાનકીકુન્ડ, અન્નપૂર્ણાદેવી, કાશીકુંડ, (કાશી) વિશ્વનાથ, જ્ઞાનકૂપ, બટુક ભૈરવ, ધર્મરાજ અને ચિત્રગુપ્ત, નર્બદાનદી, શૃંગીઋષી, વેદવ્યાસનું સ્થાન, સત્યરૂપાદેવી, સ્વયંભૂ મનુ. (બદ્રીનાથની) ગંગોત્રી નદી, બ્રહ્માવતીકુંડ ને બ્રહ્મની ખુંટી, તેની પાસ ગાયત્રી, સૂર્યનારાયણ, ગણપતિ વિગેરે, ગૌતમીનદી, તથા ચક્રતીર્થનો સંગમ (તેમાં આચમન) દશાશ્વમેધની વેદી, રામલક્ષ્મણનું મંદિર, મ્હોટા હનુમાનજી,

તેના ખભાપર રામલક્ષ્મણ, કૌરવ પાંડવ—યુધિષ્ઠિર, અર્જુન, સહદેવના હાથમાં પોથી, નકુલ, ભીમસેન, કૃષ્ણુનાં દર્શન કરવાં જેવાં છે, તથા વારાહકૂપ, સૂતજીની ગાદી, ને કૃષ્ણુબળદેવની મૂર્તિ, ત્રેતાનાથ અને ચક્રતીર્થ કુન્ડ. એ પરિક્રમા બપોરના સાડાબાર વાગે પુરી થતાં ચક્રતીર્થમાં વિધિપૂર્વક પુનઃસ્નાન કરી પુષ્પ વિગેરેથી પૂજા કરી સાંજના ગોર પાસેથી યાત્રાનું સુફલ લીધું. અત્રેથી અઢી કોસપર મિસરી નામનું બીજું તીર્થ છે. કથા એમ છે કે જ્યારે દધીચિ ઋષિનો અંતકાલ આવ્યો ત્યારે તેને પાણી પીવા જોઇતું હતું. તે કયાંય ન મળવાથી એક તળાવનું પાણી કોઇએ લોટો ભરી આણી આપ્યું, તે પીને ઋષિ બોલ્યા કે અહો! આ કેવું મિસરી પાણી છે, તે ઉપરથી આ તીર્થનું નામ મિસરી પડયું ને ત્યાં લોકો સ્નાન કરવા જાય છે.

પંડયા મણિરામે આંબાના ઝાડ માટે નીચે પ્રમાણે લખી આપ્યું "જત નેમશારનમે આંમકા વૃક્ષ એક ૧૨૬૪ કા માલિ મનસુખ કે પાસસે બેચાન લેકર હમેરેકુ કૃષ્નાર્પણ કીયા હે સો વૃક્ષકા ફલકી નિપજ તુમેરી તરફસે હયાંકે ગરીબ ગુરબોમેં ઓર હમારે વાસ્તે ધર્માદા સદાવ્રતમેં દીયા જાયગા. માગશર શુદ ૧ સંવત ૧૯૬૦ શુક્રવાર તા૦ ૨૧–૧૧–૦૩ પંડયા મણિરામ વ કાલિદીન દિક્ષીત દ. ખુદ."

આજ સવારે પંડયાને વિદાયગિરી આપી અમો શન્ડીલા રવાના થયા. આ જીલ્લામાં આંબો, બોરડી, ગુંદા, સીસમ, પીપળો, લીમડો, આમલી, અરડુસો, ભોંયરીંગણી, ખાખરો, અસિન્દ્રાના–(બીડીના) ઝાડ વિગેરે નજરે પડતા હતા. અમો સવારના નવ વાગાના નિકળેલા રાતે સાત વાગે શન્ડીલા પુગા. શન્ડીલા શહેર જોકે ન્હાનું છે તો પણ મ્યુનિસિપાલીટીનો બંદોબસ્ત સારો છે. બજાર બાંધેલી છે. સર્વે ચીજ મોંઘી સોંઘી પણ મળે છે. મુસલમાનોની શોખીન વસ્તિ વધારે નજરે પડે છે. તેમાં અમલદાર તથા શ્રીમંત વર્ગ પાલખી ઘોડે બેસનારા છે. આજે (૨૩–૧૧–૦૩) રાતના સાડાસાત વાગાના મેલમાં હરિદ્વાર જવા બેઠા. રસ્તામાં મુરાદાબાદ, શાહજહાનપુર, બરેલી, લુકસર, નઝીયાબાદ, રામપુર, વિગેરે મોટા શહેરો આવ્યા. બરેલીનું સ્ટેશન ઘણું જબરૂં છે. ત્યાં નવી નવી ચીજો વેચાવા આવે છે. બરેલીનો સુરમો વખણાય છે. અમો સવારના સાડાપાંચ વાગે હરિદ્વાર પુગા. શન્ડીલાથી હરિદ્વાર ૩૦૬ મૈલ થાય છે ને મેલની ટીકીટ રૂ. ૪।~ પડે છે.

હરિદ્વાર—ગામ સ્ટેશનથી બે મૈલ છે. ગામ ન્હાનું છે પણ સારૂં છે. અમો પંડયા મણિરામ કુડીરામના (ભાટિઆઓ હરદ્વારથી કન્યાઓ ઉપાડી લાવે છે તે ગોરના) ગંગા કિનારાપરના મકાનમાં ઉતર્યા. ત્યાંથી વહેતી ગંગાનો દેખાવ બહુ રમણીય લાગતો હતો, બ્રહ્મઘાટ એટલે ગંગાદ્વાર પર સ્નાન ભેટ કર્યા. પાણી એવું તો નિર્મળ અને પારદર્શક હતું કે તેમાં એક પાઇ સરખી પડી હોય તો તે પણ દેખાઇ શકે, તેમાં મોટી સફેદ સુંદર માછલીઓ દોડમદોડા કરતી હતી. પાણીમાં પગ મુકતાંને વાર આઇસ જેવું ઠંડુ પાણી પગને લાગતાં કળવા માંડે છે, અને બુડકી મારતાં હિંમત ચાલતી નથી. એટલું પાણી ઠંડુ છે કે પગ તો જાણે કાંડામાંથી કપાઇ જતા હોય એમ હુહુ હાહા કરતા નહાવું પડે છે. ગોર લોકો મહિમા વધારવા કહે છે કે પહેલાં નહાતાં કળતર થાય પણ ન્હાયા પછી સર્વ પાપ કપાઇ જતાં પાણી ઠંડુ લાગતું નથી. અત્રે ઠંડી બહુ પડે છે. હીમાલય પર્વત તેમ બદ્રિનારાયણનો પર્વત બરફની ચાદરથી છવાયલો સફેદ દેખાય છે. ત્યાં બરફ પડતો હોવાથી બધા મંદિરો બરફમાં ગરકાવ થઇ જાય છે, અને બદ્રિનારાયણ જવાનો રસ્તો દિવાળી પછી બંધ થઇ જાય છે, તે પાછો ગરમીના દીવસોમાં ચૈત્ર, વૈશાખમાં ઉઘડે છે. અત્રે બાર ઘાટ છે. બ્રહ્મઘાટ તે ગંગાદ્વાર, ગોઘાટ, સૂર્યઘાટ, વિગેરે. અત્રે પેલેપાર જવાને વહાણ હોય છે તેમાં બેસીને પેલેપાર આવેલા ડુંગરની તળેટીએ કાશીમાતાના દર્શન છે. એ ડુંગર ત્રણ ગાઉની ચઢાઇમાં ઉભો છે. એક ગાઉપર અંજની દેવીનું મંદિર તથા દોઢ ગાઉ ચઢીએ ત્યારે ચંડી માતા અથવા દુર્ગા દેવીનું મંદિર આવે છે. અત્રે બ્રહ્મઘાટ પર ગંગાદ્વાર તથા વિશ્નુભગવાનના ચરણ મુખ્ય છે, તેની પાસે શાખેશ્વર મહાદેવ સાક્ષીરૂપ છે, તથા ગંગા માતાના દર્શન જગોજગ છે. ગામમાં સર્વનાથના દર્શન છે. એ મંદિરમાં હનુમાનજી તથા શંકરની મૂર્ત્તિ છે. ઉદેપુરના એકલિંગી મહાદેવ જેવી એ મૂર્ત્તિ છે. તે પછી ભીમગોડા મહાદેવ તથા કુંડ આવે છે, તે ગામથી એક માઇલ દૂર છે, અત્રે ભીમસેને સ્નાન કર્યું તથા તપશ્ચર્યા કરી હતી. ઉપરની બાજુમાં ડુંગરની તળેટીમાં ગુપ્તગંગા છે. ત્યાં વારાહ અવતાર એટલે અર્જુન, સહદેવ, નકુળ, દ્રૌપદી, પાંચ પાંડવ તથા જોડેના મંદિરમાં યુધિષ્ટિર, ભીમસેન, ગંગાજી, નૃસિંહ તથા ધર્મરાજાના દર્શન છે. ગામના પ્રમાણમાં કાપડબજાર, શાકબજાર ઠીક ઠીક છે. સાંજના ત્રણ વાગે કનખલ તીર્થ જ્યાં ગોર કુડીરામનો છોકરો રહે છે તે અત્રેથી ૧ાા ગાઉ છે ત્યાં ટ્રાંગો ભાડે

કરીને ગયા. હરદ્વારની ગંગા વહેતી વહેતી ત્યાં જાય છે. એ ગંગા નદીને કનખલ તીર્થ કહે છે. ત્યાંના પંડયા જૂદા હોય છે. એ જળને નીલધારા કહે છે. તેમાં આચમન માર્જન કર્યું. સામે બિલ્વપર્વત દેખાય છે. ત્યાં બ્રહ્મેશ્વર મહાદેવ, રાજાનું બંધાવેલું મંદિર તેમાં રાધાકૃષ્ણ, બદ્રિનારાયણ, ગંગામાતા, રામ, લક્ષ્મણ, સીતા, વિષ્ણુચરણ, કનકેશ્વર મહાદેવનાં દર્શન છે. એ મહાદેવ અસલ કહેવાય છે પણ તે એવી ખરાબ જગામાં પડયા છે કે તેનો કોઇ ભાવ પુછતું નથી. દક્ષેશ્વર મહાદેવ (તે દક્ષ પ્રજાપતિને માર્યા તે), પાર્વતિની વેદી, (જેને સતીકુંડ કહે છે) તેમાંથી ભસ્મ લીધું, ભદ્રેશ્વર તથા નન્દી, મુક્તિનાથ મહાદેવ, મ્હોટા હનુમાન જેણે કાલનેમી દૈત્યને માર્યો તે, વેદવ્યાસ તથા નીલકંઠ મહાદેવ વિગેરેના દર્શન કરી પાછા ફર્યા; રસ્તામાં બિલકેશ્વર મહાદેવ તે દર્શન કરવા લાયક છે. અત્રે ઋષિકુળ તથા ગુરૂકુળ છે ચાર મેળા ભરાય છે તેમાં કુંભના બૃહસ્પતિ વખતે હરદ્વારમાં, વૃષભના પ્રયાગમાં, સિંહના નાશિકમાં, અને વૃશ્ચિકના ઉજ્જનમાં મેળા ભરાય છે.

ગંગાના દ્વારને ગંગાદ્વાર, હરિદ્વાર, અથવા હરકી પેઢી, બ્રહ્મઘાટ અથવા બ્રહ્મકુન્ડના નામથી બોલાવવામાં આવે છે. એ ગંગાના શીતળ આઇસ જેવાં પાણીમાં સ્નાન કરી બહાર નિકળ્યા પછી શરીરપર ગરમીની વરાળ નિકળી શરીર ગરમ ગરમ લાગે છે. ધોતીઆં, કપડાં ભીંજાયલા સુકાવા મુકીએ તો તેમાંથી પણ વરાળના ધુંવાડા નિકળે છે. અત્રે નજીકમાં એક ડુંગર છે જેના પર દોઢ ગાઉનો કઠિન ચઢાણ ચઢયા પછી સૂર્યકુંડ આવે છે તે જેમ તેમ અમો ચઢયા. પહેલા અર્ધું ચઢીએ એટલે મંછાદેવી અથવા માયાદેવીનું મંદિર આવે છે, તેનાં દર્શન કરી આગળ વધ્યા એટલે ઉતરાણ આવે છે, ને અર્ધો ડુંગર ઉતરી તળેટીમાં જઇએ કે ઝરતું પાણી એકઠું થયેલું એવો સૂરજકુંડ આવે છે. તેમાં મથોડા જેટલું પાણી ઉંડુ છે, તેમાં સ્નાન કર્યું, અને ત્યાં ભીંત ઉપર કોતરેલા સૂર્યનારાયણ, મંછાદેવી, તથા હનુમાનજી છે તેને હિંગળો કંકુ લગાડેલા છે, તેનાં દર્શન કર્યાં. તે સર્વેપર એ કુંડના જળનું પાણી ચઢાવ્યું. જરા ઉંચાણુપર મહાદેવનું મંદિર હતું તેને પણ જળ ચઢાવ્યું. સૂર્યકુન્ડ એમ કહેવાય છે કે અત્રે સૂર્યે આવીને તપશ્ચર્યા કરી છે. અમને પાછા ફરી નીચે ઉતરતાં પોણો વાગ્યો. બિલેશ્વર મહાદેવનું મંદિર અત્રેથી એક મૈલ છેટું છે ત્યાં

ગયા. ચઢાણ બિલકુલ નથી. પગરસ્તો મજાનો છે. પહેલાં કાળભૈરવ યાને ભૈરવનાથના દર્શન કરી આગળ ચાલતાં બિલેશ્વર મહાદેવ આવ્યા. તેને જળ, બિલ, ફુલ, ચઢાવ્યા. તેની જોડે મંદિરમાં મંછાદેવીની વળી બીજી મૂર્તિ, તથા ગણુપતિની મૂર્તિ છે. આગળ ચાલતાં ગવરીકુન્ડ આવે છે. એ એક કૂવો છે, તેમાં આચમન માર્જન કરી પાર્વતિ વિગેરેના દર્શન કરી, નાગાબાવાના, તથા એક ન્હાની ગુફામાં આવેલું શંકર પાર્વતિનું મંદિર છે તેનાં દર્શન કરી પાછા ઉતારે આવ્યા. અત્રે શ્રવણ તથા ધ્રુવજીની મૂર્તિ છે. ગામને પાદરે ગોરખનાથજીની ગુફા છે. આજે ક્ષૌર કરાવી કુશાવર્તમાં સ્નાન કરી તીર્થ શ્રાદ્ધ કર્યું. હરદ્વારથી થોડે છેટે કનખલતીર્થ છે. ત્યાં દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો ને શંકરનું અપમાન થવાથી પાર્વતિજી યજ્ઞમાં પડયા પછી શંકરે દક્ષનું શિર છેદન કર્યું પણ પાછળથી બકરાનું માંથું મુકયું, ને પાર્વતિને સજીવન કર્યાં. અત્રેથી બાર કોસ પર ઋષિકેશ તથા તેની પાસે લક્ષ્મણ ઝુલા છે. ઋતુ જવાય એવી ન હોવાથી અમો કંઇ ત્યાં ગયા નહિ. બદ્રીનારાયણના પણ જુદા પંડયા હોય છે. હવે ત્યાં જવાનું આગળ જેવું મુસીબત ભરેલું નથી. બદ્રીનારાયણનું મંદિર ૩૬૦ પગથીઆં ચઢે ત્યારે આવે છે. તે કપાળી કહેવાય છે. ત્યાં શ્રાદ્ધ થાય છે. અત્રે જેણે શ્રાદ્ધ કર્યું હોય તે પોતાના પિતૃના પિંડ વેદીમાં કુન્ડના પાણીમાં નાંખે છે. પહેલાં તો પાણી એટલું ગરમ હોય છે કે આંગળી નાંખી હોય તો સસડી જાય, પણ જેવા પિંડ પિતૃને મળે છે અને તેને અરજ કરે છે તેવોજ તે તૃપ્ત થઇ જાય છે. પિન્ડ પાણીમાં પડયા કે પાણી ગરમ નથી લાગતું એમ કહે છે. ત્યાં જવાનો માણસ દીઠ આસરે રૂ. ૧૦૦ ખર્ચ થાય છે. ગોરને વિદાયગિરી આપી રાતના નવ વાગાની ગાડીમાં બેઠા તે શારનપુર સ્ટેશને રાતના બાર વાગે ઉતર્યા. ત્યાંથી પાછા બેઠા તે અંબાલા છાવણી સવારના ૪ વાગે આવ્યા. ત્યાંથી ૬ા વાગે ગાડીમાં બેઠા તે સવારના ૯ા વાગે થાનેશ્વર પુગા. અંબાલાથી થાનેશ્વર સ્ટેશન ૨૨ ગાઉ છે. હરદ્વારથી થાનેશ્વર ૧૨૫ મેલ અને ટિકિટના હાલમાં રૂ. ૨-૪-૬ બેસે છે.

**થાનેશ્વર અથવા કુરૂક્ષેત્ર** ( તા૦ ૨૬-૧૧-૧૯૦૩ )—થાનેશ્વર સ્ટેશન પાસે એક વાણિયાએ ધર્મશાળા બાંધી છે પણ તે તદ્દન ઉજ્જડ છે. દેખરેખ માટે પણ કોઇ માણસ નથી. ત્યાં કોઈ યાત્રી પણ ન હતું ત્યાં અમો ઉતર્યા. થાનેશ્વર સ્ટેશનથી કુરૂક્ષેત્ર બે મૈલ છેટું છે

ત્યાં જવા નિકળ્યા. રસ્તામાં એક મૈલપર સૈન્યાહિત તીર્થ આવે છે. તે તથા થાનેશ્વર ગામ કુરૂક્ષેત્રની હદના કહેવાય છે. કુરૂક્ષેત્રનાં ૩૬૦ તીર્થ છે. દર પાંચ અથવા દશ વર્ષે યાત્રાનો સંગ નિકળે છે, ચાર પાંચ મહિને યાત્રા પુરી કરે છે. અમો પહેલાં કુરૂક્ષેત્ર ગામમાં ગયા. ત્યાં લક્ષ્મીકુંડ બહુ મ્હોટો છે. તેનો ઘેરાવો લાંબો પહોળો ચાર કોસ જેટલો છે. તેમાં સ્નાન, ભેટ અને તર્પણ કર્યાં. અમારા ગોરનું નામ કુંદનલાલ હરસારામ હતું. અત્રેના ગોર બહુ લુચ્ચા હોય છે. આ કુરૂક્ષેત્રની જગ્યા છે, જ્યાં પાંડવ કૌરવનું યુદ્ધ થયું, તેથી શાંત સ્વભાવનું માણસ પણ અત્રે એકવાર ક્રોધાયમાન થયા વગર રહેતું નથી. લક્ષ્મીકુંડ પાસે સર્વેશ્વરનું મંદિર છે તેમાં સર્વનાથ મહાદેવનું લિન્ગ તથા ચતુર્મુખી બ્રહ્મા, નારાયણ, તથા બહાર શંકરના લિન્ગો છે. ત્યાં શ્રવણ બાવાએ બંધાવેલું રાધાકૃષ્ણનું મંદિર છે, તથા અર્જુન, ભીમ, સહદેવ, નકુળ વિગેરે પાંડવોના દર્શન છે, ત્યાંથી થાનેશ્વર ગામમાં થઇને ગામને પેલે નાકે બહાર નિકળ્યા. નાકાની અંદર નજીકમાં અકબર બાદશાહની જુની મસ્જીદ તથા એક પીરનો મકબો છે તેમાં હાલમાં મદ્રેસા છે. નાકા બહાર એક મૈલ છેટે વળી બીજો લક્ષ્મીકુંડ આવે છે, ત્યાં મહાદેવનાં દર્શન કર્યાં. ત્યાંથી સ્થાણુકુન્ડપર થાનેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. અત્રે પણ ગોર સંકલ્પ કરાવે છે. ત્યાંથી મહાવીરના દર્શન કર્યાં. એક મૈલ છેટે ભદ્રકાળી માતાના દર્શન કર્યાં. ત્યાં કૂપ–કૂવો છે અને તેની આસપાસ ઠીકરાના ઘોડા તથા તેનાપર સ્વાર બેસાડયા છે. તેની જોડી એક કૂપ આગળ ધરાય છે ત્યાં બોલવું જોઇએ કે "હે દેવી! અમારા વિઘ્ન દૂર કરજે" એ કૂવામાં એ માતાના દર્શન કર્યાં મહાદેવ તથા પાર્વતિનાં દર્શન છે. વળતાં રસ્તામાં સૈન્યાહિતકુન્ડમાં આચમન કર્યું. અત્રે ભગવાન પોતાના સૈન્ય સાથે મસલત ચલાવતા કે 'કાલે કયા ગામ ઉપર ચઢાઇ કરવી.' ઉતારે આવતાં બે વાગ્યા. પછી રાતની બાર વાગાની ગાડીમાં થાનેશ્વર સ્ટેશનથી બેઠા તે સવારના ૭ વાગે દિલ્હી પુગા. થાનેશ્વરથી દિલ્હી ૧૫૩ મૈલ, અને ટિકિટના હાલમાં રૂ. ૨–૬–૦ પડે છે.

**દિલ્હી**–(તા૦ ૨૭–૧૧–૦૩) અત્રે ચુનામલ મારવાડીની ધર્મશાળા બહુ જ સારી પથ્થરની બાંધેલી છે, પણ ત્યાં ધણીને ઘેર લગ્ન હોવાથી રોકાયલી હતી. તેથી અમે સરાયામાંજ ઉતર્યા. દિલ્હી શહેર બહુ મ્હોટું છે જે ચીજ જોઇએ તે અત્રે મળે છે. મોતીલાલ દ્વારકા-

દાસ જે રંગના વેપારી દાદાજી ધાકજીને ત્યાં નોકર છે તેમણે જોવામાં સઘળો જાતે લઈ જઇ દેખાડયાં. અસલ રાજઘાટ હતો ત્યાં બંગલો છે. ત્યાં પાસ મળે છે તે લઇ, દિલ્હીગેટથી કિલ્લામાં પેઠા. કિલ્લામાં હૉસ્પિટલ તથા સરકારી લશકર છે, અને સોલ્જરો રહે છે. અસલની ઇમારતો તથા કિલ્લાની જોવા લાયક જગાઓ હવે નામની રહી છે. તેમાંનો ખજાનો તો સઘળો અંગ્રેજ સરકારે લઈ લીધો છે. સાપ ગયા ને લિસોટા રહ્યા, તે મુજબ પહેલું તો એક મકાન આવ્યું તેમાં ફક્ત સાદું તખ્ત—ગાદી છે. તેનાપર શાહજહાન બાદશાહ બેસતો; ત્યાર પછી 'દિવાને આમ' તથા 'દિવાને ખાસ'ની કારીગરી જોવા લાયક છે. અત્રે દિવાલમાં એક ન્હાની બારી છે, અને જોડેના મકાનમાં જનાનખાનું હતું તેમાં પાણીના હોજ વિગેરે છે. જનાનખાનામાંથી બાદશાહ જ્યારે આવે ત્યારે એ બારીમાંથી નીચો વળીને આવે એટલે કે મગરૂરીની નિશાની ગણાય નહિ. તેમજ એ બારીના ઉપર દિવાલમાં એક ત્રાજવું ચિતરેલું છે, એટલે તે ઠેકાણે બાદશાહ અદલ ઇન્સાફ કરતો. ત્યાં સુમનબુરજ તથા રંગ મહેલ છે. ત્યાં વળી એક હોજ છે જેમાં ઝેર કાપી નાખે એવા પથ્થર બેસાડેલા છે, કારણ તે હોજમાં રાજા માટે પીવાનું પાણી ભરાતું ને તેમાં કોઇ દુશ્મને ઝેર નાંખ્યું હોય તો તે પથ્થરથી કપાઇ જતું. તેની જોડેના મકાનમાં એક હોજમાં ગુલાબજળનો ફુવારો હતો, બીજા એક મકાનમાં રાણીઓને ન્હાવાં માટે હોજ વિગેરે હતા. તેની જોડે 'મોતી મસ્જીદ' છે. કહે છે કે બાદશાહની મોતી નામે દીકરી હતી. તેણે કહ્યું કે "હે પિદર! મ્હારે માટે લગ્નમાં સવા કરોડ નાણું ખર્ચવા ધારો છો તે કરવાની કંઈ જરૂર નથી પણ તે નાણામાંથી મ્હારા નામની એક મસ્જીદ બંધાવી આપો" ત્યારે બાદશાહ કહે કે 'તને મસ્જીદ પણ બંધાવી આપું ને લગ્ન પણ કરાવી આપું' તે ઉપરથી એ મસ્જીદ બાંધી છે, તેની દિવાલમાં હીરા જવેર જડેલા હતા. તે બધા સરકારે ઉખેડી લીધા છે. સરકારે તેમાંના કેટલાએક હીરાને ઘસીને તેજ કાઢવા માટે હીરા ઘસનારાઓને ત્યાં બેસાડયા હતા. તેમણે મને એમ કહ્યું કે એ હીરા આ મસ્જીદના છે. દિલ્હીમાં એક જુનો ગઢ છે તેનું નામ સલિમગઢ છે. એ કિલ્લાનું નામ પાછળથી હુમાયુએ બદલી નાખ્યું છે. રાય પીઠોરાની છોકરી જેને જમનાજીના દર્શન વગર ચાલતું નહિ, તેથી કહે છે કે એ કુતુબમિનારો રાય પીઠોરાએ પોતાની દીકરી માટે બાંધ્યો, તેના

ઉપર ચઢીને તે જમનાજીનાં દર્શન કરતી. હવે જો રાય પીઠોરાએ એ કુતુબમિનાર બાંધ્યો હોય તો કુતુબમિનાર એવું મુસલમાની નામ કેમ પડયું તે કાંઈ સમજાતું નથી. જમના નદીને કાંઠે બ્રાહ્મણોના ઘણા ઝુંપડા છે તેઓ અગીઆરસ અમાસે ત્યાં બેસે છે. ત્યાં કોઇ ન્હાવા કરવા આવે તેને પૂજા કરાવે છે. અત્રે માટીના ઘાટ છે ને ઘાટપર પગ મૂકતાં માટી ધસી જાય છે, પણ સંભાળીને મુકતાં કંઇ બ્હીક લાગતી નથી, જ્યાં પાકા બાંધેલા ઘાટ છે ત્યાંથી પાણી ઓસરી જઇને જમનાજી બીજે ઠેકાણે વહે છે. એ જમનાજીના સ્થાનને ઇન્દ્રપ્રસ્થ કહે છે, અને તે યુધિષ્ઠરનું અસલ શહેર હતું એમ કહે છે. ત્યાંથી માધવદાસ બાવાના મકાનમાં રાધાકૃષ્ણ, કેદારનાથ, સત્યનારાયણ, જગનાથજી, હનુમાનજી, શંકર વિગેરેની મૂર્તિના દર્શન કર્યાં. એક ગવરીશંકરનું મંદિર છે તેમાં શંકર પાર્વતિની મૂર્તિ તથા રેશમી ગાદી ઉપર શંકરનું લિન્ગ છે અને શંકરને ભોગ ધરાય છે, તથા શયનગાદીનો ઠાઠ બહુ સરસ થાય છે. તેની જોડે રાધાકૃષ્ણજી તથા બીજાં પરચુંટણ મંદિરો છે. દાઉજીનું મંદિર બંધાતું હતું. ત્યાંથી શહેરમાં થઇ ખુની બજાર (જ્યાં મીઠાઇ સરસ વેચાય છે,) તથા સદર બજાર, ચાંદની ચોકમાં થઇને ઉતારે રાતના ૭॥ વાગે આવ્યા.

**કુતુબમિનાર**–બીજે દિને (તા૦ ૨૮) સવારના મી. મોતીલાલને સાથે લઈ એક શિગ્રામ રૂ. ૩॥ માં ભાડે કરી, અજમેરગેટથી કુતુબમિનાર જોવા માટે અમો નિકળ્યા. ગામથી તે બાર મૈલ છે. રસ્તામાં મનસુર વજીરનો મકબો આવે છે. મકાન બહારથી તો ઘણું સરસ છે, પણ અંદર ઓરડાઓ સિવાય તથા બીજી મસ્જીદોની પેઠે તેમાં જેમ હોય તે ઉપરાંત કશું નથી, તેને મોટો કંપાઉન્ડ છે તે અવાવરો છે, તે પછી હસ્તિનાપુર ગામ જે રાય પીઠોરાનું ગામ કહેવાતું તે આવે છે, તે ગામને હવે મેરૌલિક કહે છે. ત્યાં જોગણી માતાનું મંદિર છે. લોકો ઢુંગો પાણી અત્રેની ધર્મશાળામાં કરે છે. આગળ ચાલતાં બાદશાહના હકીમ 'હુસેનઅલ્લાખાન' નું મકાન આવે છે. પછી મોતી મસ્જીદની નકલ આવે છે, તથા ચાર કબરો આવે છે તેમાં પહેલી (૧) છોટા અકબરની છે તેની જોડે (૨) બીજી શાહઆલમ અંધાની તથા (૩) ત્રીજી કબર બડા આલમગીરના બેટા બહાદુરશાહની છે. (૪) ચોથી કબર મીર્ઝા ફકરૂ વલીયદ તે બહાદુરશાહના બેટાની છે, જેને સરકારે રંગુનમાં કેદ કર્યો હતો તે. વળી બીજો એક મકબો આદમખાં, તે અક-

બરનો દુખાવો થાય, તેનો આવે છે. એક બીજી કબર છે ત્યાં સ્ત્રીઓ પછી હિન્દુ કે મુસલમાન હોય તેને પણ જવા આપતા નથી. ફક્ત જાળીમાંથી છેટેથી દેખાડે છે. વળી એક વાવ જોઇ તેમાં પાણી થઈ રહેલું દેખાયું. એ સર્વે જોઇને પાછા વળતાં એ અસલ હસ્તિનાપુર ગામમાં ગયા ને ત્યાંથી કુતુબમિનારે ગયા. તે મુંબઇના રાજાબાઇ ટાવરની માફક ઉંચો ઉભો છે. પથ્થરનો ગોળ ચક્ર ઉંચો પાંચ માળ જેટલો બાંધેલો છે. અસલ સાત માળ હતા, પણ વિજળી પડવાથી બે માળ પડી ગયા. એ કુતુબમિનાર રાય પિઠોરાએ બાંધ્યો છે. એ પડી ગયેલા બે માળ હાલમાં નીચે જમીનપર પડેલા છે. રાજાબાઇ ટાવરથી ૧।।–૨।।| ઘણો ઉંચો છે. ટોંચપરથી નીચે જોતાં બહુ બ્હીક લાગે. એ મિનારો જોઇને નીચે ઉતર્યા ત્યાં વળી એક અસલી ફુંવારો છે. એ જોઇને પાછા ફર્યા. આડે રસ્તે જઇએ તો કાલિદેવીનું મંદિર જવા પહાડ ઉપર ચઢવું પડે છે પણ અમો ગયા જ નહિ. રસ્તામાં હુમાયુ. સરદારજંગ, તથા નિઝામુદ્દીનની કબરો આવે છે. અગાઉના જેવી જ આ કબરો છે. કિલ્લામાં સુમન બુરજ તથા રંગ મહેલ પાસે એક બીજો જે દિવાને ખાસનો ઓરડો છે તેની દિવાલપર ઉર્દુમાં લેખ છે, તેનો અંગ્રેજોએ નીચે પ્રમાણે અર્થ કર્યો છેઃ–

If on Earth be an Eden of Bliss;
It is this, it is this, none but this.

એટલે કે 'દુનિયામાં સ્વર્ગના સુખ જેવું સ્થાન જો કયાંય હોય તો આજ છે, બીજું કોઇ નથી.' ત્યાર પછી લાહોરગેટ અને કાશ્મીર-ગેટ થઇ જમના કાંઠે થઇ ઉતારે આવ્યા. જુમામસ્જીદ પણ જોવા જેવી છે. તેનો પરવાનો કઢાવવો જોઇએ છે. ત્રીશ પગથીઆં ચઢીએ એટલી ઉંચાઇએ ટેકરાપર તે મસ્જીદ પથ્થરની બાંધેલી છે. વચમાં મ્હોટું ચોગાન છે. એ મસ્જીદપરથી દિલ્હીનો દેખાવ (વ્યુ) બહુ સારો દેખાય છે. કહે છે કે આ મસ્જીદ બાંધવા માટે ૭ વર્ષ સુધી ૫,૦૦૦ મજુરો દરરોજ કામે લાગતા. અંદર પેગંબરનો એક દરગો છે. દિલ્હી દરબાર વખતે અત્રે નાના પાટાની ટ્રામ થઇ હતી, તથા દરેક રાજા રજવાડાની કેમ્પ વિગેરે જે ધામધૂમ થઇ હતી તેનાં ચિન્હો હજુ પણ નજરે પડતા હતા. અત્રે વિકટોરીઆ ગાર્ડન બહુ વિશાળ અને જોવા જેવો છે. તેમાં

એક પથ્થરનો હાથી ગ્વાલીઅરથી આણી મૂકયો છે. આ બાગમાંથી દિલ્લી દરબાર વખતે ડયૂક ઑફ કોનાટની સ્વારી પ્રથમ નીકળી હતી; અને એ બાગમાં પહેલા બધા રાજાઓને એકઠા કરવામાં આવ્યા હતા. અત્રે ચાંદની ચોક કહેવાય છે તે શહેરની મુખ્ય બજારનો રસ્તો છે, ત્યાં પબ્લીક ટાવર અને તેનાપર ઘડિયાળ છે. રાણીનું પૂતળું પણ અત્રે મૂકેલું છે. મુસલમાની શહેર હોવાથી તેવી વસ્તિ વધારે છે; હલકો વર્ણ પણ તેટલો જ છે. શાકપાન અનાજ અત્રે સારાં મળે છે. શોખીન વર્ગ ઘણો છે. હાલમાં દિલ્હી અંગ્રેજ સરકારનું પાયખ્ત શહેર થયું છે. અમો ગયા ત્યારે હવાપાણી સારા હતા. પ્લેગ હજુ બિલકુલ થયો નથી. કુતુબમિનાર જવાના આડે દિવસે રૂ. ૩ાા પણ દિલ્હી દરબાર વખતે દરરોજના રૂ. ૪૦ પડતા. દિલ્હીથી રાતના ૭ાા વાગે ગાડીમાં બેઠા તે હું તથા માતૃશ્રી મથુરા સવારના પાંચ વાગે પહોંચ્યા. (તા. ૩૦–૧૧–૦૩) દિલ્હીથી મથુરા ૯૦ મૈલ તથા હાલમાં ટિ. ૧–૭–૦) અને બીજા સર્વેને દિલ્હીથી સોરમગંગા રવાને કર્યા, જે ૧૫૮ મૈલ તથા હાલ ટિ. ૨–૦–૩. અગીઆરસના જમનાજીમાં સ્નાન કરી ૧ાા વાગે મથુરાથી બેઠા તે રાતના ૭ વાગે કાસગંજ પૂગ્યા. મથુરાથી સોરમ મૈલ ૭૪ તથા હાલમાં ટિ. રૂ. ૦–૧૪–૬ કાસગંજથી ગાડી સવારના જવાની હતી એટલે વિચાર થયો કે આખી રાત સ્ટેશન ઉપર કાઢવી કઠણ થશે, તેમ મેળાનું ટાંકણું હોવાથી યાત્રીઓની ગડદીનો પાર ન હતો. તેટલામાં યાદ આવ્યું કે અત્રે વેસ્ટ પેટંટ પ્રેસ કું. ના ઇજનેર મી. જમશેદજી સોરાબજી હોવા જોઇએ, માટે તે તરફ જવા હું નિકળ્યો. જાત્રાના વેષમાં તેણે મને બિલકુલ ઓળખ્યો નહિ. નામ લીધાથી તે તાબડતોબ ભેટી પડયો, મને કહે 'તમે બહુ સુકાઇ ગયા છો અને ચહેરો તદ્દન ફરી ગયો છે!' પછી પોતાના માણસો મોકલી માતૃશ્રીને બોલાવી લીધા, અમારી બરદાસ્ત કરી સવારના અમને એવી સરતે રજા આપી કે વળતાં બધાએ પાછા અત્રે આવવું. અત્રેથી સોરમજી બે મૈલ છે. સોરમ એક અર્ધા કલાકમાં એટલે સવારના ૭ વાગે પુગ્યા (તા. ૧–૨–૦૩)

**સોરમગંગા**—સ્ટેશનપર કાળુરામ ગોર આવ્યો હતો. તે અમને મુંબઇના ભાટીઆ ઠા. જમનાદાસ પ્રેમજીની ધર્મશાળામાં લઇ ગયો, ત્યાં અમારા બ્હેન વિગેરે દિલ્હીથી આવી પુગ્યા હતા તે સર્વે મળ્યા. મૂળ ગંગાની ગંગાજી નદીની ધારા અત્રેથી બે ત્રણ કોસ દૂર છે, પણ તેનો

સેગ ખસેડીને આ ઠેકાણે આણ્યો છે. ઘાટ વિગેરે બાંધેલા છે. તેમાં સ્નાન કરી કાંઠાપરના મંદિરોમાં દર્શન કર્યાં. આજે માગસર વદિ અમાસ હતી, અને આ મેળો બાર વર્ષે ભરાયો હતો તેથી બહુજ યાત્રીઓની ગડદી બહુ હતી, તેમાં આસરે ૨૦–૨૫ હજાર માણસ એકઠું થયું હશે. બજારમાં ફેન્સી ચીજો તરેહ તરેહની નજરે પડતી હતી. સોરમજીમાં ગંગાજી, ભગીરથ રાજા, ચક્રલેશ્વર મહાદેવ, વારાહજી, દાઉજી, રામલક્ષ્મણ સીતાજીનું મંદીર, નીલકંઠ તથા બીજા એક મહાદેવ વિગેરેનાં દર્શન કર્યાં. ત્યાં એક વેલ અમોએ જોઈ તેને વિષે કહે છે કે એક હજાર વર્ષ થયાં પણ એ વેલો જીવતો, લીલોને લીલો જ છે. ત્યાં દ્વારકાનાથનાં દર્શન કર્યાં. ગોરને વિદાયગિરી આપી સાંજના પાંચ વાગાની ગાડીમાં બેઠા તે સાંજે ૭ વાગે કાસગંજ પુગ્યા (ટિ. રૂ ૦)⌐ા) મી. જમશેદજી સ્ટેશનપર પોતાના માણસો સાથે હાજર હતા, અને પોતાને બંગલે લઈ ગયા. અમારે સારૂ બ્રાહ્મણીઆ રસોઇ કરાવી રાખી હતી તે જમ્યા. અત્રે શેરડી ઘણી સારી ને મીઠાસવાળી થાય છે. તેને ‘ ગના ’ કહે છે.

**કાસગંજ**—( ૨–૧૨–૦૩ ) અત્રે ઠંડી વિશેષ હતી. શાક તરકારી પણ સારાં મળતાં હતાં. કૉલી ફ્લૉવર બહુજ કુમળાં ને વળી મ્હોટાં મળે છે. હાથરસ તથા કાસગંજનું ઘી બહુ જ વખણાય છે અને તે ખરેખર તેમજ હતું. ચાકુવતી જેમ બરફીના ચોસલાં પાડીએ તેવી રીતે અમોએ ઘીના ચાકાં કાપી કાઢયા. અત્રે મ્હોટા એળચા મળે છે. આજ રાતે અમો કાસગંજથી ગાડીમાં બેઠા તે રાતના ૧૦ વાગે મેંડુ જંક્શન એટલે હાથરસ આવ્યા. ૩૫ મૈલ છેટું અને હાલમાં ટિ. ના રૂ. ૦⌐ પડે છે. હાથરસથી કલકત્તા ૭૭૬ મૈલ અને હાલમાં ટિ. રૂ. ૧૨॥⌐ પડે છે. અમો રાતના ૧૨ વાગાના મેલમાં બેઠા તે સવારના ( ૩–૧૨–૦૩ ) ૭ વાગે કાનપુર સ્ટેશને આવ્યા, ને બીજે દિને (તા. ૪) સવારના જાજા સ્ટેશનથી વેજનાથ મહાદેવનો પંડયો નામે સોહનલાલ મળ્યો. વેજનાથ સ્ટેશને ઉતરી ન્હાના ગેજની બે મૈલ સુધીની આગગાડીમાં બેઠા તે દેવધડ સ્ટેશને પહોંચ્યા, જ્યાંથી વેજનાથ ગયા. વેજનાથથી કલકત્તા ૨૦૧ મૈલ ને હાલમાં ટિ. રૂ. ૩)⌐॥। પડે છે.

**વેજનાથ મહાદેવ**—સ્ટેશનથી ગામ ૦ાા મેલ છે. ગામમાં ગોરને ઘેર ઉતર્યા, ત્યાં શિવગંગા કુંડમાં સ્નાન કરી વેજનાથ મહાદેવના મંડપમાં આવ્યા. અત્રે મહાદેવની પૂજા બાર આનાથી પાંચ રૂપીઆ સુધીની થાય છે. મંદિરમાં જતાં મહાદેવનું લિન્ગ ઉપરથી ઘસાઇને ચપટું તથા દબાયલા જેવું ને ત્રુટેલું જણાય છે, મહાદેવની પૂજા કરી દંડવત્ કર્યા. મહાદેવના લિન્ગની નીચે જમીનના ભાગ ઉપર ચાંદીના જેવી ફરતી કિનારી છે. કહે છે કે કોઇ બાવાએ એ કિનારી ચાંદી જેવી કરી નાખી છે. અમોએ હરદ્વારથી ગંગાનું જળ આણ્યું હતું તે જળ ભરેલો લોટો એ લિન્ગની ઉપર ચઢાવી દીધો, અને ફળફૂલથી પૂજા કરીને બહાર આવ્યા. તેની આસપાસ બાવીશ મંદિરો હતા, તે સર્વે મુખ્યત્વે શંકરનાંજ હતા. કંકર એટલા શંકર હતા. આ વેજનાથ ગામની બહાર બંગાળી બાબુઓએ સારા સારા મકાનો બંગલા ફેશનના બાંધેલા છે. હવા સારી છે. બાબુલોકોમાં માથામાં તથા શરીરપર દરરોજ તેલ ચોળીને નહાવાનો રિવાજ વિશેષ છે.

વેજનાથ મહાદેવનું નામ એમ પડયું કે વેજુ નામનો એક ગોવાળ હતો, તે દરરોજ ગાય વિગેરે ઢોરો ચરાવવા જતો હતો. ત્યાં આ મહાદેવનું લિન્ગ હતું, તેને તે દરરોજ લાકડી વતી મારતો અને પછી એક લોટો પાણી ચઢાવતો. હવે એવા જંગલમાં પડેલા એ લિન્ગની કોઇ પૂજા કરતું ન હતું, તે લિન્ગને આવી તરેહનો પણ જળનો લોટો મળતો તે જોઈ શિવજી પ્રસન્ન રહેતા. એક દિને વર્ષાદ વર્ષવાથી એ વેજુ ગોવાળ જળ ચઢાવ્યા વગર ઘેર જતો રહયો. ઘેર ગયા પછી તેને યાદ આવ્યું કે આજે મહાદેવને લાકડી મારી નથી અને જળ પણ ચઢાવ્યું નથી, માટે ચાલ પાછો જાઉં. એમ કહી પૂર જોસમાં વર્ષાદ પડતો હતો છતાં પણ જંગલમાં જઈ લિન્ગને લાકડી મારી જળ ચઢાવ્યું. આટલા ભર વર્ષાદમાં પણ એ વેજુ જળ ચઢાવવા આવ્યો એ જોઇ મહાદેવ પ્રસન્ન થઇ બોલ્યા "તું વરદાન માગ" તે ઉપરથી વેજુએ કહયું 'મને કંઇ જોઇતું નથી, ફકત મ્હારૂં નામ તારા નામને જોડીને અમર કર' તે ઉપરથી આ વેજનાથ મહાદેવનું નામ પડયું, અને એ વેજુનું મંદિર કહેવાય છે. મહાદેવનું લિન્ગ સ્ટેશનથી ગામમાં જતાં રસ્તામાં આવે છે.

બીજી કથા એવી છે કે રાવણ વેજનાથને લંકા લઇ જવા આવ્યો ત્યારે પાર્વતિએ કહયું કે એ મહાદેવ ઉખડશે, પણ ચળાયમાન થશે નહિં. ઘણી આજીજીપરથી એવી સરતે મહાદેવે ઉપાડવા રાવણને રજા આપી કે 'જો તું પરબારો લઇ જાય તો હું ( મહાદેવ ) ઉંચકાઇશ. નહિંતર જો મને અધવચમાં જમીન ઉપર નાંખ્યો તો હું ત્યાંથી કદાપિ ઉખડવાનો નથી.' રાવણે તે કબૂલ કર્યું અને મહાદેવને ઉપાડી ચાલવા માંડયું. જ્યારે વેજનાથને ઉપાડયા ત્યારે મહાદેવની પૂજા કરી તેનું ચરણામૃત રાવણે પીધું. પરંતુ તે પીતી વખતે તેના પેટમાં ત્રણ વરૂણ ધુસી ગયા. જ્યારે મહાદેવને ઉપાડીને અર્ધે રસ્તે એટલે હાલમાં જ્યાં વેજનાથનું મંદિર છે ત્યાં રાવણ આવ્યો એટલે પેલા વરૂણ જે તેના પેટમાં હતા તેથી તેને ( પિશાબ ) લઘુશંકા ખૂબ થઈ ને રહેવાયું નહિ. પણ લિન્ગ કયાંય મુકાય નહિ એવી સરત હતી, તેથી રાવણે વિચાર કર્યો કે જો કોઈ બ્રાહ્મણ સારો મળે તો તેને કહું કે આ મહાદેવ હાથમાં રાખજે, તેટલામાં એક બ્રાહ્મણ સામેથી આવતાં દીઠો તેને રાવણે હાથમાં લિન્ગ ધરવા કહયું, ત્યારે બ્રાહ્મણે તેને પુછયું 'ભાઇ તને પિશાબ કરતાં કેટલી વાર લાગશે' તો કહે 'એક કલાકમાં હમણાં આવ્યો' બ્રાહ્મણે જવાબ આપ્યો કે 'જો વધારે વખત લાગ્યો તો હું લિન્ગને પડતું મુકીને ચાલતો થઇશ' રાવણે કહયું 'બહુ સારૂ' એમ કહી રાવણ પિશાબ કરવા ગયો તે સાત દિન અને સાત રાત પિશાબ કરતાં થયા, તે પછી રાવણ આવીને જોય છે તો પેલા બ્રાહ્મણે એક કલાકને ઠેકાણે એટલા બધા દિવસ લાગવાથી મહાદેવનું લિન્ગ પડતું મુકીને ચાલતી પકડી. હવે એ લિન્ગ એવું સજ્જડ બેઠું કે રાવણે કેટલા મુષ્ટિ પ્રહાર માર્યા પણ ડગ્યું નહિ. પછી શંકર પ્રગટ થયા છે તેની પાસે રાવણે વર માગ્યું કે 'મારૂં નામ રહે' તે ઉપરથી એ રાવણેશ્વર મહાદેવ પણ કહેવાય છે. ગોર સોહનલાલને વિદાયગિરી આપી દેવગઢ સ્ટેશનથી રાતના ૭ વાગે બેઠા તે વેજનાથ સ્ટેશને ૭॥ વાગે આવ્યા. ત્યાંથી નિકળ્યા તે સવારના ૭ વાગે કલકત્તાના હાવરા સ્ટેશને આવી પુગ્યા. ( ૬–૧૨–૦૩ ).

**કલકત્તા**—અત્રે મારવાડી શિવબક્ષ બાગલાની સત્યનારાયણ નામની ધર્મશાળામાં ગયા. અત્રે હવા પાણી વગેરેનું સુખ છે. બગીચો, પાણીના નળ ઉપરાંત તળાવ છે. કલકત્તા શહેરમાં એક દુઃખ મ્હોટું જોયું. દરેક મજલે ભંગીઓ ઝાડુ ફેરવવા આવે તે દરેક જણની ઓરડી

પાસથી પણ સાફ કરતા જાય. એમ આખા કલકત્તામાં રિવાજ છે. અત્રે ગુજરાતી વેપારી વર્ગ અગ્રતલા ગલી જે ભાટીઆપટ્ટી નામે ઓળખાય છે ત્યાં છે. ત્યાં દાદાજી ધાકજીની કું૦ના મેનેજર મી૦ વિઠ્ઠલદાસ સરૂપચંદ મળ્યા તેમણે અતિ આગ્રહ કર્યો અને અમોને પોતાને ત્યાં તેડી ગયા. આજે (તા. ૬–૧૨–૦૩) સવારના હુગલી નદી જે ગંગા કહેવાય છે અને જે હાવડાના પૂલની નીચે છે તેમાં સ્નાન કર્યું, અને શાકમાર્કીટ થઇને ઉતારે આવ્યા. જેમ મોટા મકાનોને મુંબઈમાં માળા કહે છે તેમ અત્રે 'કોઠી' કહે છે, અને જમવાની વીસીને 'ધાબો' અથવા 'વાસો' કહે છે. કલકત્તામાં ૯૦ માઇલપર ગંગા અને સમુદ્રનો સંગમ થાય છે તેને ગંગાસાગર તીર્થ કહે છે. ત્યાં મકરસંક્રાતિપર અસંખ્ય યાત્રીઓ આવે છે. કપિલઋષિના ક્રોધથી સગર પુત્રો બળી મુવા તેના ઉદ્ધાર માટે ગંગાજીને લાવી પોતાના પૂર્વજોનો ઉદ્ધાર કર્યો. કહેવત છે કે ગંગાસાગર એકવાર અને સબ તીર્થ વારંવાર. અત્રે દાદાજીનો બગીચો જોવા લાયક છે. રાય બદ્રીદાસ બહાદુર જેનો દાદાજી ગુરૂ થાય અને તે રાય બહાદુર, વાયસરાયનો મુકીમ એટલે ઝવેરી છે ને અતિશય શ્રીમંત છે, તેણે એક મ્હોટું સુંદર જૈન દહેરૂં અત્રે બાંધ્યું છે. એ દહેરામાં કાચની ઝમક મારતી કટકીઓ થાંભલાઓ, દિવાલો, તથા છતમાં મૂકેલી છે ને આખું દેવળ સૂવર્ણમય પ્રકાશથી દીપી નીકળે છે. તેમજ દહેરી, શિખર, અને ટોચ પણ તેવી જ કારીગરીથી ચણેલા છે, ને દર વર્ષે તેમાં ફેરફાર કરતા આવે છે. મંદિરમાં પાર્શ્વનાથની, લક્ષ્મીજીની, બ્રહ્મા વિગેરેની મૂર્તિઓ છે. મંદિરનું ચોગાન બહુ મ્હોટું છે, તેમાં એક દહેરામાં રાય બદ્રીદાસની મૂર્તિ છે અને ઉપર તેના ગુરૂ દાદાજીની મૂર્તિ બેસાડી છે. કમ્પાઉંડમાં પાણીનો હોજ છે તેમાં શ્વેત કમળની પાંદડીઓ આરસપહાણના પથ્થરની બનાવી છે. એક કમળ ખીલેલું હોય તેમ ખીલવીને તેમાં જળ ભર્યું છે અને વચ્ચે ન્હાના ઝાડ ઉગાડયાં છે. આજુબાજુ જે બગીચો છે તેમાં પણ ન્હાના ન્હાના શોભાયમાન છોડ ઉગેલા છે, અને તે પણ જાણે ખીલેલા કમળમાંથી નિકળ્યા હોય એવો સુંદર દેખાવ છે. પાછળ મ્હોટો મંડપ તથા બંગલો છે. તેમાં રાય બહાદુર અગર તેના મેમાન વખતો વખત રહે છે. ત્યાં વળી એક સુંદર તળાવ છે. શુભ પ્રસંગે તેમાં વિજળીના દીવાની રોશની થાય છે, ત્યારે એ તળાવ તથા મંદિરનું સ્થળ ઘણુંજ રમણીય દેખાય છે. અત્રે અમારી

જ્ઞાતિના ક્ષત્રિઓની કાપડની દુકાનો હૅરિસન રોડપર સારી ચાલે છે. તેમાં ક્ષ૦ જેઠા ધનજી કુતિઆણાવાળા ઘણી જ સારી સ્થિતિમાં છે બીજા ક્ષત્રિય વેપારી મી૦ ઓધવજી શિવજીની પણ દુકાન સારી ચાલે છે. તેણે અમ્હારી સારી બરદાસ્ત કરી હતી. મુંબઇના ક્ષ. ભાણજી જેઠા વિગેરેની પણ દુકાનો અત્રે છે.

**કલકત્તાનું મ્યુઝિઅમ**—ઘણાજ મ્હોટા પાયાપર છે અને તેવું મ્હારી નજરમાં કયાંય અત્યાર લગી આવ્યું નથી. મ્યુઝિઅમ માટે એક અલાહેદી જબરદસ્ત બિલ્ડિન્ગ બાંધેલી છે, તેમાં જાત જાતની દેશ પરદેશની ચીજો ગોઠવી છે. પ્રવેશ કરતાં પ્રથમ તો જુના લેખ તથા પથ્થર, તથા ફત્તેહપુર શિકરીના લેખ, રામેશ્વર મદુરા આદિના મંદિરોના ફોટો, જગન્નાથપુરીના મંદિરનો ભવ્ય દેખાવ, આગબોટ, મનવાર, બંદૂકો, તોપો તથા જાત જાતના બરમા વિગેરે દેશોના લાકડાં, માણસોના પૂતળાં, જનાવરોના હાડપીંજર, રેપ્ટાઇલ્સ એટલે સર્પ વિગેરે, પક્ષીઓ, માછલીઓ, મનુષ્ય તથા પક્ષીનો ગર્ભમાં અવતાર, જાત જાતના બીજ, વનસ્પતિ, વસાણા, મીલોના વણાટના તરેહ તરેહના કપડાં, ગંજીફરાક સુતરાઉ તથા ઉનના કપડાં દેશી વણાટનાં, તેમાં ટાટા એન્ડ સન્સનો, મુરારજી ગોકુળદાસ મીલનો સામાન, વળી મેશર્સ દાદાજી ધાકજીની કું૦ ની રંગની પેટીઓ, કાશ્મીરી સાલો, રેશમી કપડાંઓ, કચ્છ કારીગરીના નમુના, સ્વદેશી મીણબત્તીઓ, સાબુઓ, જાત જાતના પથ્થર, હાથી, ગેંડા, દરીઆઇ માછલાં, જેવાં કે વાલરસ વિગેરે અનેક ચીજોનો સંગ્રહ હતો. એ સર્વ સાધારણ રીતે જોઇએ તો ઓછામાં ઓછું એક અઠવાડીઉં લાગે પણ અમે તો ઉપર ટપકેથી જોયું તો પણ ત્રણ કલાક થયા. (૭–૧૨–૦૩).

**કાલી કલકત્તાવાલી**—કાલી માતાના દર્શન કરવા ગયા. વિજળીની ટ્રામ કાળીઘાટ થઇને જાય છે એટલે લોકોને આવવા જવા માટે સારી સગવડ છે. ટ્રૉલીટ્રામમાં પહેલી ફર્સ્ટ કલાસને બીજી થર્ડ કલાસ. તેનો દર, રસ્તાની લંબાઇ ટુંકાઇ પ્રમાણે નવ પાઇથી કરીને બે આના સુધી થર્ડ કલાસનો છે. ફર્સ્ટ કલાસવાળાને અર્ધો આનો વધારે આપવો પડે છે, પણ તેમાં બેસવાનું સુખ મળે છે અને તેને ટ્રાન્સ્ફર ટીકીટ નથી, પરંતુ થર્ડ કલાસવાળાને છે. બંગાલી બાબુઓની એ માતાપર

એટલી શ્રદ્ધા છે કે તેનું વચન કોઇ દિવસ ખાલી જતું નથી. "કાલી કલકત્તાવાલી, ઉસ્કા બચન ન જાવે ખાલી". ગંગાકાંઠે કાલીઘાટ ઉપર જઇ આચમન માર્જન કર્યાં. ત્યાંની બજાર બહુ સારી છે. ત્યાંથી વળ્યા એટલે દર્શનનો ટાઇમ થયો. સાંજના ૬॥ વાગે માતાના પૂજારીએ કમાડ ઉઘાડયાં. અંદરથી દર્શન કરવાનો એકેક પૈસો વધારે પડે પડે છે. અંદર જઇ કાલીમાતાના ભયંકર સ્વરૂપના દર્શન કર્યાં. કાલી માતાજી લાંબી લાલ જીભ કાઢી ઉભાં છે. કાલીમાતા, એટલે સ્વરૂપ પણ કાળું અને વિક્રાળ છે. ગળામાં માણસની ખોપરીઓનો હાર પહેર્યો છે. દર્શન કરવા લાયક છે. પૂજારીઓ દક્ષણા કઢાવવા બહુ કનડગત કરે છે, પણ બંગાલી બાણુઓમાંથી બહુ ફાવે છે. તેઓ મ્હોટી મ્હોટી માનતા લે છે અને માતાને સારૂ સારૂ ખાવાનું વિગેરે ધરાવે છે. દરરોજ સવારના બપોરના જીવતા બકરાંઓ મારીને માતાને ચઢાવે છે. સારા નસીબે અમે ગયા ત્યારે તેમાંનું કંઇ હતું નહિ, પણ બકરાં ફરતાં અમોએ દીઠા ખરા એ રીતે દર્શન કરી ઉતારે રાતના આવ્યા.

દર મંગળવારે કલકત્તામાં હાવરામાં મ્હોટું બજાર ભરાય છે તેને **મંગળહાટ** કહે છે. તેમાં જાત જાતની દુકાનો આવે છે, અને ચીજો સસ્તી વેચાય છે. અત્રે નાકા બહાર **હોપમાર્કિટ** અથવા **નવીમાર્કિટ** બહુ સરસ બાંધેલી જોવા લાયક છે. તેમાં યુરોપીઅન મડમોની ધરાકી રાત્ર દિવસ હોય છે. દુકાનોમાં અંગ્રેજી જણસો, ફેન્સી ચીજો એવી સરસ મળે છે કે આપણે આખો દિવસ ફરીએ તો પણ દિલ ધરાતું નથી. વળી તેમાં તરકારી વેચવાનો વિભાગ જૂદો છે. ત્યાં એકદમ તાજું અને લીલું તરકારી આંખને થંડક આપે છે. જાત જાતના મેવા, મોદીની દુકાનો, ફેન્સી ફૂલો, ગજરા, તોરા, બટનો વગેરે ઘણી ઉંચી ચીજો અંગ્રેજી સ્ટાઇલ ઉપર (પણ મોંઘે ભાવે) મળે છે. રાત્રીએ વીજળીક બત્તીની દેદિપ્યમાન રોશની શોભામાં અતિશય વધારો કરે છે. એવી માર્કીટ મુંબઇમાં તો છે જ નહિ. ત્યાં વળી ચની બજાર છે. તે સાધારણ છે, હોપમાર્કીટમાં ભાડાનો દર, રોજનો છે. મોટી દુકાનના ત્રણ રૂપીઆ રોજના પડે છે, અત્રે ઝુલૉજીકલ ગાર્ડન્સ જેને ચીડીઆખાનું કહે છે તે જોવા ગયા. ત્યાં માણસ દીઠ એકેક આનો લે છે. ત્યાં બગીચો છે અને જાતજાતના જનાવરો, પક્ષીઓ વિગેરે છે. મુંબઇની વિકટોરીઆ ગાર્ડન્સને એ બગીચો મળતો આવે છે. કલકત્તામાં હુગલી નદી જેને

ગંગા કહે છે તે બહુ જ મ્હોટી છે, એક ન્હાના સરખા દરિયા જેટલી મ્હોટી છે. અત્રે આગગાડી માટે કરેલી સડકો, ફરવાનાં વિશાળ હવાનાં ઠેકાણું, ઇડન ગાર્ડન વિગેરે જોઇ પાછા ફર્યા. બીજે દિને કાલીઘાટ પાસે ચિતળા છે ત્યાં **ચિતળાહાટ**ની બજાર ભરાય છે, તેમાં જાત જાતના કલકત્તાના વખણાતા રંગિત સુતરાઉ ભાતભાતના કીનારીવાળા કોર ચઢાવેલાં ખમીસો, પોલકાં, ફેન્સી બૉર્ડરવાળી ચોળીઓ, વિગેરે અનેક ચીજો મળે છે. માતૃશ્રીની તબિયત આજે વળી બગડી. (તા. ૯–૧૨–૦૩).

**કલકત્તાનું સામાન્ય વર્ણન**—શહેરનો સ્ટેશનનો ભાગ હાવડાનો ગણાય છે. હાવડા શહેર અને કલકત્તા શહેર વચ્ચે હુગલી નદીનો મ્હોટો પૂલ છે. હાવડા શહેરમાં મ્હેટાં મ્હોટાં મકાનો છે. એ હુગલી નદીપરનો પૂલ તરતો એટલે નીકળી શકે તેવો છે, અને તે દર મંગળ અને શુક્રવારે ખોલી નાખવામાં આવે છે, ત્યારે હુગલી નદીમાંથી મ્હોટી મ્હોટી સ્ટીમરો પસાર થાય છે. તે વખતે હાવડાથી કલકત્તે આવવા જવાને સરકાર તરફથી સ્ટીમર રહે છે તેમાં પેસેન્જરોને મફત લઇ આવજાવ કરે છે. ગાડીવાન, દુકાનદારો લુચ્ચાઇ બહુ કરે છે, એક ચીજના ચોગણા ભાવ બતાવે છે, શહેરમાં પાણીના નળ લીધા છે. ગામમાં મ્યુનીસીપાલીટીની દેખરેખ બરાબર નથી. તેમાં વળી અમૃતલા ગલી અથવા ભાટીઆપટ્રી જ્યાં ગુજરાતીઓની વસ્તિ વધારે છે ત્યાં તો બિલકુલ નથી. કલકત્તા ગામમાં જ્યાં વેપારીઓ અને દેશીઓ રહે છે તે ભાગ મુંબઇના બહારકોટની સાથે સરખાવતાં જો કે ઘણો સરસ ગણાય ખરો પણ ગંદાઇ એટલી બધી છે કે તે ભાગ રહેવા લાયક નહિ. તેના કરતાં હાવડા ભાગ ઘણો જ સારો અને સ્વચ્છ છે. ત્યાં હિંદુઓના ઘરમાં પણ દરેક મજલે મજલે ઢેડાઓ સાફ સુફ કરવા આવે છે જે હિસાબે મુંબઇ સારૂં કહેવાય. બાકી ઑફીસનો લત્તો, માર્કિટ, ફરવા હરવાનો ભાગ, બંગલાઓના લત્તાનો ભાગ છે તે મુંબઇના કોટ વિગેરે કરતાં અતિશય ચઢતો અને સરસ છે, તે ખરેખર જોવા લાયકજ છે, શહેર મુંબઇ કરતાં મ્હોટું છે. બંગાળીઓની વસ્તિ આઠ કરોડની ગણાય છે, તેમાં કલકત્તાની આસરે બાર લાખની છે. બંગાળીઓ સીધી રીતે જોતાં નમ્ર અને હુશીઆર દેખાય છે. તેઓમાં શ્રીમંત વર્ગ ઘણો છે, અને તેટલા શ્રીમંત આપણા મુંબઇમાં પણ નહિ હોય, એવા મ્હોટા મ્હોટા જાગીરદારો ઘણા પડેલા છે એ જાગીરદારોને ત્યાં " મલિક " કહે છે.

એવું કહેવાય છે કે અગાઉ અર્ધી જગાનો ધણી એક મલિક હતો. અને બાકીની અર્ધીમાં કલકત્તાની વસ્તિ હતી. બંગાળી બાબુઓ માથે ઉઘાડા હોય છે. ખમીસ અને ધોતીઉં પહેરે છે, ખભે રૂમાલ નાખે છે. પગમાં અર્ધા મોજાં અને બૂટ પહેરે છે, પોશાક સાદો અને સસતો હોય છે. ખોરાકમાં બંગાળનો ભાત બહુ વાપરે છે. બંગાલણો પડદેન-શીન•બૈરીઓ છે, તેથી ભાડાની ગાડીઓ વિકટોરીઆ કરતાં શિગ્રામ ગાડીઓ ઘણી છે. બંગાલણો રસ્તામાં ફરતી નથી. બહાર જાય છે ત્યારે બંધ ગાડીમાં જાય છે. હિંદુસ્તાનની ૨૫ કરોડની વસ્તિમાં બંગાળી ત્રીજો ભાગ એટલે આઠ કરોડ છે. જે જે મલિકો મ્હોટા મ્હોટા ગામોના ધણીઓ છે તેમાં અને આપણા ઠાકોરો અથવા રાજાઓમાં ફરક એટલો કે એ મલિકો ગામોની ફક્ત આમદાની ખાયા કરે, બાકી ઇન્સાફ, પોલીસ સત્તા અંગ્રેજની છે, જે જોતાં આપણા રાજાઓએ સત્તા હજુ પોતાના કાબૂમાં રાખી છે. કહે છે કે બંગાળીઓ એવા તો નરમ છે કે તે તરફ અંગ્રેજનો પહેલો પગ પેસારો બંગાળમાંથી થયો. બંગાળીઓ પોતે કહે છે કે અમારાથી કોઇ દિવસ રાજ ચલાવાય નહિ. આમારા શિર ઉપર રાજરક્ષક તો જોઇએ. બીજી બાબતમાં વિદ્યાભ્યાસમાં બંગાળીઓ ઘણા કુશળ છે. વેપારમાં કુશળ નથી. સીધે માર્ગે જનારા છે. બંગાળી બ્રાહ્મણ પણ અત્રે મત્સ્ય વિગેરે અભક્ષ્ય પદાર્થ ખાય છે. તેઓ હમેશાં તેલ ચોળી ન્હાય છે. તેઓ તંબાકુ અને પાન ખાનારા જબરા હોય છે. કહેવત છે કે "તેલ તંબાકુ ને પાન; એ ત્રણે બંગાળીના જાન." કલકત્તામાં પાન સસ્તા મળે છે. એક પૈસાના વીશ પાન, તે પણ દોઢ હથેળી જેટલાં મોટાં પાન હોય છે, કેળાં પણ ઘણાં થાય છે. તળાવ તથા બગીચા જગેજગ નજરે પડે છે. આગગાડીમાં જતાં રસ્તામાં પગલે પગલે તળાવ અને પાણી જોવામાં આવે છે. વલ્લભકુળની આસરે ત્રણેક હવેલીઓ છે. અત્રેનું પાણી પાચનકારી નથી, તબીઅત બગાડે તેવું છે. અત્રે મુંબઇના ત્રણ ચાર હાલાઈ ક્ષત્રિઓની કાપડની દુકાનો છે, તેઓ મુંબઇની મીલોનું કાપડ આણી અત્રે ત્રણ ચાર માસ સુધી વેચે છે. કાબુલીઓ લાટબંધ માલ રોકડે પૈસે લઇ જાય છે તેમાંથી તેઓને સારો નફો મળે છે, અને ચાર માસના નફામાં આખું વર્ષ દેશ જઇ આનંદ કરે છે. કલકત્તાના રસ્તાઓના નામો ઘણા વૉયસરાયોના નામથી ઓળખાય છે જેવા કે બેન્ટીક સ્ટ્રીટ, કલાઇવ સ્ટ્રીટ, હેસ્ટીન્ગ સ્ટ્રીટ, ડેલાહાઉસીસ્કવેર, ડફરીન લાઇબ્રેરી.

કાલી માતા જતાં રસ્તામાં ભવાનિપુર ગામ આવે છે. શહેરના મુખ્ય બીજા લત્તાના નામઃ—અલીપુર, શેઆલ્ડા, ધર્મતોલા, લાલ બજાર, મછવા બજાર, ચિતપોરરોડ, કંપની બાગ વિગેરે. અત્રે બંગાળી ધોતીઆં જે ધાકાના સુતરના બને છે તેની હાથ વણાટ એવી બારીક હોય છે કે એક મુઠીમાં ધોતીઉં સમાઇ જાય અને મુંબઇના શ્રીમાન શોખીલા શેઠીઆઓ એવાજ ધોતીઆં વાપરતાં શીખ્યા છે. એ ધોતીઆના જોટાના રૂ ૬ થી ૨૦ સુધી પડે છે. ફોર્ટ વીલીઅમનો કિલ્લો સરકારે બાંધ્યો છે તેમાં દરવાજા ઘણા છે જેવા કે પ્લાસી ગેટ, કલકત્તા ગેટ વિગેરે અને ગઢની આસપાસ ૫૦ ફીટ પહોળી ફરતી ખાઇ બાંધેલી છે. લડાઇ અગર તેવા અણીને વખતે દરવાજા ઉઘાડતાં હુગલી નદીનું પાણી તેમાં ભરાઇ જાય છે એટલે કોઇ શત્રુ તેમાં પ્રવેશ કરી શકે નહી. કિલ્લામાં બૅરેકસ છે. લડાયક સોલજરો માટે મ્હોટી મ્હોટી બિલ્ડીન્ગસો બાંધેલી છે, અંદર કિલ્લાની બજાર છે જેમાં શાક વસાણું તથા મોદીની અને કપડાંની દુકાનો છે. ત્યાં ચર્ચ પણ છે, અત્રે ઇડન ગાર્ડન હવા ખાવાનું એક સુંદર સ્થાન છે તેમાં રોનકદાર બેંડ સ્ટેન્ડ તથા બર્મીઝ પેગોડા દેવળ જોવા જેવાં છે. આ બાગમાં નદીની માફક એક લાંબુ તળાવ છે તેમાં હોડકું છે જેમાં બેસીને સાહેબો તથા બીજાઓ હાથે વતી હોડકું હંકારે છે. એવી રીતે એક કલાક સુધી એક છેડેથી બીજા છેડા સુધી હોડીમાં ફરવાનો રૂ ૦। પડે છે. આ તરફ મેદાનમાં જે જે વાઇસરાયો થઇ ગયા તેમાંના ઘણાના પુતળાંઓ છે તે કોઈ ઉભા, તો કોઇ બેઠા, અને કોઈ ઘોડા ઉપર, એ રીતે છે. વિકટોરીઆ રાણીનું પણ સ્ટેચ્યુ છે- અત્રે શંખની ચુડીઓ બહુજ સારી મળે છે. કલકત્તામાં અમારી બરદાસ્ત મી૦ વિઠલદાસ સરૂપચંદે ઘણી સારી કરી. આજ રાત્રે (તા૦ ૧૦) અમો કલકત્તાથી નિકળ્યા તે વખતે ભાઇ વિઠલદાસે તથા જ્ઞાતિબંધુ મી૦ ઓધવજી શિવજી તથા અન્ય ક્ષત્રિઓએ અમારા પર સ્નેહ પ્રદર્શિત કરી આભરી કર્યા. રસ્તામાં જાજરોડ સ્ટેશનપર વેતરણી નદીનું તીર્થ આવે છે તેમાં સ્નાન કરવાનો મહિમા છે. રસ્તામાં અનેક નદીઓ આવે છે જેવી કે મહાનદી, બ્રાહ્મણી નદી, કુવા ખાઈ વિગેરે. કટક ગામ રસ્તામાં આવે છે ત્યાંના વાટકા, કટોરા, સૂડી વિગેરે વખણાય છે.

**ભુવનેશ્વરઃ**—કલકત્તાથી ભુવનેશ્વર ૨૭૩ મૈલ હાલમાં ટિ. રૂ. ૪૦॥ પડે છે. સ્ટેશનથી ગામ બે મૈલ દૂર છે જેનું ભાડું ગાડીના

બે આના લે છે. અમે પંચાયતના ઉતારામાં ઉતર્યા. અત્રે મ્હોટા ભૈરાવનું બિન્દુ સરોવર છે, તેમાં સ્નાન તર્પણ કર્યાં. એ સરોવરની વચ્ચોવચ ચંદનકુંડ નામનો બાંધેલો લાખોટો છે, તેમાં દર વર્ષે ભગવાન લીલા કરવા રથમાં બેસી પધારે છે. અત્રે રાંધવા આપતા નથી. ઉતારે પ્રસાદ આવ્યો. અત્રે પણ કરમાબાઇની ખીચડી આપે છે. અત્રે જગન્નાથજીનું મંદિર છે ત્યાં દર્શન કર્યાં, તથા સિદ્ધેશ્વર મહાદેવ, ગૌરીકુંડ, ગૌરીમાતા, ગૌરીકેદારનાથ મહાદેવ, મુકતેશ્વર મહાદેવ, અન્નપૂર્ણા, ગણપતિ, કેદારેશ્વર વિગેરેના દર્શન કર્યા. અત્રે તેમજ જગદીશમાં ચામડાનું પાકીટ યા ટોપી સાથે રાખવા આપતા નથી. ભુવનેશ્વરના દેવળને લગતું રસોઇ-ખાનું જ્યાં ભોગ ધરાય છે તે તથા પરચુટણ નાના નાના મંદિરો કમ્પાઉંડમાં હતાં તેનાં દર્શન કરી ભૂવનેશ્વર મહાદેવના દર્શનપટમાં ગયા. ભૂવનેશ્વરનું લિંગ બેઠું, ચપટું, રંગે શ્યામ છે, અને બે ફીટ આસરે ગોળાઇમાં છે, તેની આજુબાજુનો પટ ૭ ફીટ આસરે ગોળાઈમાં છે. આ લિંગ ઉપર ૭ ફીટના ગોળાવા જેટલું મ્હોટું કપડું ઢાંકેલું છે તે ઉંચકીને અમને દર્શન કરાવ્યાં, એટલે જળ ચઢાવી શ્રીફળ ફૂલ વિગેરેથી પુજા કરી, અને વસ્ત્રમાં એક ધોતીઉં ધરાવ્યું. બહાર આવતાં કરમાબાઇની મૂર્તિ છે, જ્યાં અમને હારદોર બેસાડી પ્રસાદમાં ભાત, ખીચડી, કઢી વિગેરે જમાડયા. અમારી સાથે ગોરે પણ ખીચડી ખાધી. અત્રે હટકો કરવા અને ગોરને ખોરાકી હમેશની આપવા કહે છે, તે પતાવી ભોજપત્ર પર અમારા બધાંના નામઠામ કોરી લીધાં. રસ્તામાં પાપનાશની કુંડ આવે છે, તેમાં આચમન માર્જન કર્યાં, તથા ૩૩ કરોડ દેવતાઓની દહેરીઓના દર્શન કર્યા. ઉતારે આવી ગોરને વિદાયગિરી આપી પ્રસાદ લઇ અમો રવાના થયા. અત્રેના ગોરના નામ ધનીરામ વાસુદેવ અને રામચંદ્ર પ્રમાણુંદ હતાં. સ્ટેશન પર આવતાં રસ્તામાં જનકનું મંદિર આવે છે તે બડા મંદિર તરીકે ઓળખાય છે. સ્ટેશન પર મુસાફરખાનું સારૂં છે. રાતના બે વાગાની ગાડીમાં બેઠા તે સવારના પાંચ વાગે જગન્નાથપુરી આવી લાગ્યા. (તા. ૧૨-૧૨-૦૩). ભૂવનેશ્વરથી પુરી ૩૮ મૈલ છેટી અને ટિકીટના હાલમાં રૂ. ०।ाा पडे છે. કલકત્તાથી પુરી ૩૧૦ મૈલ અને હાલમાં ટિ. રૂ. ४।ाा= પડે છે.

**જગન્નાથપુરી**—સ્ટેશનથી ગામ એક ગાઉ છેટું છે. બેલ ગાડી કરી ગોર રૂધનાથ દામોદરને અર્પણ કરેલી મુંબઇના ભાટીઆ કાનજી

ખેતસીએ બંધાવી આપેલી ધર્મશાળામાં ઉતર્યા. ઘણુાખરા ગુજરાતીઓ આ ગોરને ત્યાંજ ઉતરે છે. સ્નાન કર્યા પછી દર્શને ગયા. મંદિર બહુ જ મ્હોટું છે, અને ચોક વિશાળ છે તેની વચમાં મંદિર સરસ બાંધેલું છે. મંદિરના શિખર ઉપર કારીગરી સરસ કરી છે. ત્રણ ધ્વજા છે. શિખર ઉપર નીલચક્ર છે. મંદિરની અંદર અંધારૂં છે. જગદીશ, સુભદ્રા, અને બળદાઉજીની મૂર્તિઓ દિવ્ય અને મ્હોટી છે, અને માન તથા ભાવ ઉપજાવે એવી છે. તેની પાસે લક્ષ્મીજી તથા બીજી બાજુ કરમાબાઈની મૂર્તિ છે. કરમાબાઇ મારવાડની હતી. સવારના પહોરમાં વહેલી ઉઠે ને ખીચડી ચૂલે મુકે, તૈયાર થાય એટલે ભગવાનને ખીચડીનો ભોગ ધરાવતી. ૧ાા વાગે ભોગના દર્શન કર્યાં. જગદીશની સામે મંદિરની જગામાં ગરૂડ-સ્થંભ વચમાં છે, અને બાજુએ ચતુર્ભુજ બ્રહ્મા તથા મહાદેવ છે. એ સ્થંભ આગળ ચોકમાં દેવદાસીના આસરે ૩૦ ઘર છે, તેમાંથી જેનો વારો (પાળી) હોય તે નાચવા આવે છે, એમ દરરોજ નાચે છે, અને પ્રસાદ ખાય છે. પ્રસાદ સિવાય બીજું કશું મળતું નથી. અત્રેના ગોર, યજમાનોને ઉતારે જઇને હાંક મારે છે "ચાલો દર્શન કરવા, ગુજરાતવાલે હેંડો અને મુંબઇવાલે ચાલો" એમ મોટેથી બુમ મારતા દર્શન કરવા તેડી જાય છે. આજુબાજુ ગોરના માણસો હાથની આંગળી-ઓમાં એક બીજામાં આંકડા ભરાવી કુંડાળું થઇ, વચમાં યજમાનોને રાખી ગડદીની અંદર અલવલ ન આવે તેવી રીતે દર્શન કરાવે છે ને બોલે છે "અહો! ગુજરાતવાલે! દર્શન કરો, હાથ જોડો, જો મંગના હોવે સો મંગ લ્યો, બોલો જગન્નાથ સ્વામીકી જય" એમ કહી માથા ઉપર હાથ મુકે છે. ગોરની બરદાસ્તથી યાત્રાળુઓના મન ખુશ રહે છે. છપ્પન ભોગ તથા આરતિના પણ દર્શન કર્યાં. ભોગ બહુ જ મ્હોટો ધરાય છે. અમો બહાર નિકળ્યા ત્યારે ચપટી ચપટી ભાતની પ્રસાદી હાથમાં આપી તે ત્યાંજ ખાધી. એકબીજાની સાથે ખાવામાં કોઇ વાતે અત્રે બાધ ગણાતો નથી. પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શુદ્ર કોઇ પણ હો. રસોડામાં એક એક ચૂલાપર નવ નવ હાંડલીઓ ચઢે છે, ત્યાં હટકાની સામગ્રી તૈયાર થાય છે. ગામ પણ ઠીક છે. રસ્તા મ્હોટા મ્હોટા છે, વળી સફાઇદાર છે. વસ્તિ ઓડીસાની છે, ને ઓડીઆ બોલી કરે છે. ગામડું છે પણ સ્વચ્છ છે. કૂવાનું પાણી હલકું છે. જગદીશના મંદિરને ચાર મ્હોટા દરવાજા છે. પૂર્વ દરવાજો જ્યાં અરૂણસ્તંભ છે તે રામ દરવાજો, બાકીના ઉત્તર, દક્ષિણ, ને પશ્ચિમ દરવાજા છે.

વચ્ચોવચ જગદીશનું મંદિર અને આજુબાજુ ગામ છે. પંડ્યાઓના ઘર ઘણાં છે. ચીજો મોંઘી મળે છે. અત્રે હનુમાન બહુજ મ્હોટા છે. જગદીશના મંદિરના ઉપરના ભાગમાં કારીગરી સારી છે, પણ તેનાપર સ્ત્રી પુરૂષનાં નગ્ન પુતળાંઓના કામદેવના આસનોના બિભત્સ દેખાવો આપેલા છે એ ઠીક નથી. અત્રે જગદીશે એકાદશીને ઉંધે મસ્તકે લટકાવી છે, તેથી કોઇ એકાદશી કરતું નથી. જગદીશ કહે છે કે મ્હારા ભક્તો ભૂખા રહે નહિ. એકાદશીનું મંદિર જમીન ઉપર એક ફૂટ ઉંચા સમચોરસ ગોખલામાં છે. જગદીશના સાત વખત દર્શન થાય છે. મુખ્ય મંગળા, ભોગ, અને આરતિના દર્શન છે. અત્રે ઘઉં બિલકુલ વપરાતો નથી, તેમ કોઇ રસોઇ કરતું નથી. ત્રણવાર ગરમ ગરમ માલપુવા, ખીચડી વગેરેનો પ્રસાદ આવે છે, તે સર્વે યાત્રી હોંસે હોંસે ખાય છે. મંગળા તથા રાતે આરતિ વખતે દરરોજ ભીતરથી જગદીશની પાસે જ દર્શન થાય છે. આજે ( તા. ૧૩ ) માર્કન્ડ કુન્ડમાં સ્નાન કર્યું. ત્યાં માર્કન્ડેય ઋષિના દર્શન તથા બીજા નાનાં નાનાં દેવળો છે. "જગન્નાથકે ભાતપર જગત પ્રસારે હાથ" એ કહેતી મશહૂર છે.

**જનકપુર તથા ઇન્દ્રદમન** કુન્ડ અત્રેથી એક ગાઉ છેટા છે. કથા છે કે અત્રે પ્રથમ ગાયો બંધાતી, તેથી ગોમૂત છાણનો મ્હોટો ઢગ થયો, તે ઇન્દ્રે વલોવ્યો તેથી આ ઇન્દ્રદમનકુન્ડ થયો. તેમાં સ્નાન કરી ઇન્દ્રદમન રાજાના તથા મહાદેવનાં દર્શન કર્યાં; કૌશલ્યાજીને અત્રે કાંટો વાગ્યા હતો તેના પગમાંથી રામચંદ્રજી કાંટો કાઢતા હતા તેનાં દર્શન, હનુમાન તથા વાંદરની સેના વિગેરે અનેક દર્શન કર્યાં. અત્રે જગદીશ છાનામાના શ્રીજીને પેટ ઉપર લઇ સુભદ્રા સાથે ઇન્દ્રદમનની યાત્રા કરવા આવ્યા હતા, અને યાત્રા કરી પાછા ફર્યાં ત્યારે પુરીમાં લક્ષ્મીજીએ દરવાજા બંધ કર્યાં ને કહયું કે "અમે દરવાજા નહિ ઉઘાડીએ, અમને રાજ્ય કરતાં આવડે છે, અને પ્રસાદનું કામ પણ ચલાવીશું." ત્યારે બળભદ્રે કહ્યું કે "વરસાદ ખૂબ પડે છે, દરવાજા ઉઘાડો" એટલે દરવાજા ઉઘાડયા છે. ઇન્દ્રદમન થઈ અમો જનકપુર ગયા જે નજદીકમાં એક વિશાળ જગામાં છે, તેમાં જાનકીનો સ્વયંવર મંડપ તથા સીતાની મૂર્તિના તથા તેની માતાના દર્શન છે. જગદીશ અત્રે દર વર્ષે અષાડમાસમાં આવે છે તેની ગાદી

વિગેરેનાં દર્શન છે. તે વખતે રસોઇ, ભોગ હટકા વિગેરે થાય છે. એ રસોડાની જગા તથા સીતાકુંડના દર્શન કર્યાં. અક્ષયવટ આગળથી અમો પાછા ફર્યાં. ગામ પુરી આગળ ચંદન તળાવ છે તેમાં લાખોટો છે. અત્રે ભગવાને ચંદન લીધું હતું. ત્યાં સ્નાન કરી ઉતારે આવ્યા. બીજે દિને સવારના (તા. ૧૪) શ્વેતગંગા કુંડમાં સ્નાન કર્યું. ગંગાજીનું મંદિર કુંડની વચ્ચોવચ છે. કુંડ ઉપર શ્વેત માધુના દર્શન કર્યાં. આગળ ચાલતાં ગામથી પા મૈલ છેટે દરિયો છે તેમાં સ્નાન કર્યું. ત્યાંથી ચાલતાં મહાવીર સ્વામી અને અગસ્ત્ય ઋષિના દર્શન કર્યાં. પછી જગદીશના ભક્ત મલુકદાસ બાવાનું મંદિર આવ્યું, તેમાં એ બાવાની મૂર્તિ છે. અત્રે અમને રોટલા તથા ભાજીનો પ્રસાદ ખવડાવ્યો. વળતાં લોકનાથ મહાદેવનાં દર્શન કરી ઉતારે આવ્યા. પરિક્રમા વળતે દિવસે કરી (તા. ૧૫), તેમાં રણછોડરાયજી, વાંકેબિહારી, વિશ્વકર્મા, ગણપતિ, નૃસિંહજી, કળજુગજી, સત્યભામા, કરમાબાઇ, શેષશાયી ભગવાન, રોહિણીકુંડ, એકાદશી માતા, કાળી માતા, કાળભૈરવ, તુળસીદાસ, મહાલક્ષ્મી દેવી, વિમળા દેવી, ગોકુળ મથુરા, બદ્રીનાથ, હનુમાન, સાક્ષી ગોપાળ વિગેરે ૨૬ મૂર્તિઓના દર્શન કર્યાં. અત્રે લોકો ચુનો બહુ ખાય છે. ચુનાની નાની મટકીઓ વેચાતી લઇ જાય છે.

જગન્નાથ સ્વામી, બળદાઉજી તથા સુભદ્રાજીની મૂર્તિઓના હાથ અધુરા કાંડા લગણ જ છે, એટલે આખી મૂર્તિ ઘડવામાં કોણીથી આંગળીઓ લગણના હાથ ઘડતાં રહી ગયા છે. તેનું કારણ એમ કહેવાય છે કે ઉતકલાનું પ્રગણું જેને ઓરીસા કહે છે, ત્યાંના એક અસલી રાજાએ પોતાના પાપી કૃત્યોમાંથી મુક્ત થવાને, બ્રહ્માની સલાહ પુછી. બ્રહ્માએ રાજાની ખરી ધર્મનિષ્ટા જોઇ, એના વડિલોએ એક ટેકરી આગળ સોનાનું મ્હોટું દહેરૂં બાંધ્યું હતું જ્યાં વિષ્ણુની સ્થાપના કીધી હતી, તે દરિયામાંની રેતીથી દટાઈ ગયું હતું તે દહેરાંની શોધ કરવાને તે રાજાને કહ્યું, અને વળી કહ્યું કે તું જો એ દહેરાંનો મહિમા પાછો ચાલુ કરીશ તો તારી ઇચ્છા સફળ થશે. એ દહેરૂં અસલ કયા ઠેકાણા પર હતું તેના ઉત્તરમાં જવાબ મળ્યો, કે એક કાચબો દુનિઆની ઉત્પત્તિના વખતનો **નીળા** નામની ટેકરી આગળ રહે છે, તેને ખબર છે. તે પરથી ટેકરીની હેઠાણમાં એક સરોવર હતું ત્યાં જતાં જ રાજાને એક કાચબો સામો મળ્યો તેને તેણે પુછ્યું ત્યારે કાચબાએ કહ્યું, કે અત્રેથી

સરોવરના સામા કાંઠા આગળ એક જંગલનો અમર કાગડો છે તેના પીછાં કાળક્રમે સફેત થઇ ગયાં છે તેને પુછ. એટલે રાજા તે કાગડા પાસે ગયો. એ પક્ષીએ તે રાજાને તેના વડિલોએ સોનાનું હીરા જડિત દહેરૂં બાંધી તેમાં વિશ્નુનીમૂર્તિ બેસાડી હતી તે વાત કહી. કાળના ભોગથી જમીનની સપાટી નીચે તે દસ મૈલ દટાઈ ગયું. પણ વિશ્નુ પોતાનો પહાડી મુકામ છોડવાને કેવળ નારાજ હતા તેટલા સારૂ વિશ્નુએ એક **મારગોસા** નામના ઝાડનો અવતાર ધારણ કર્યો, પણ એક માર્કન્ડીઆ નામના તપસ્વીએ તે ઝાડને કંઈ છાંયો નથી એવું જોઇને તેને શાપ દઇ, તેના થોડાએક ભાગને બાળી ભસ્મ કરી નાંખ્યો, પણ ઝાડ અમર હોવાથી બાકીનો ભાગ હજુ છે, એટલું કહી તે જંગલી કાગડો જે જગ્યા આગળ દહેરૂં હતું ત્યાં રાજાને લઇ ગયો, અને પોતાની ચાંચવતી રેતીને ખસેડી, પોતાના પાદશાહી સોબતીને દહેરૂં દેખાડયું, ને પાછું તે ઢાંકી આગળના જેવું કરી મુકયું. પછી રાજા બ્રહ્મા પાસે પાછો ગયો. બ્રહ્માએ તે જગ્યાપર નવું સોનાનું નહી પણ ઇંટનું દહેરૂં બાંધવાની સલાહ આપી કારણ હાલના લોકો એટલા તો ઠગ છે કે તેમાંથી સોનાના કકડા હળવે હળવે લઇ જાય. તેમાં શ્રીજી એટલે પવિત્ર આત્માની ભકિત થવી જોઇએ તથા ત્યાં નવું શહેર વસાવવું જોઇએ. આ બધાં કામો જ્યારે તું સંપૂર્ણ કરીશ ત્યારે વિશ્નુ પોતાની મેળે પવનની લહેરથી ધસડાઇ આવેલા એક ઝાડના થડના રૂપમાં સમુદ્ર કિનારે માલમ પડશે, તે થડને મોટી ધામધૂમથી દેવળમાં લઇ જજે. પછી **વિશ્વકર્મા** (નામનો દેવતાઓનો સુતાર) પોતાની મેળે આવશે, અને તે થડમાં વિશ્નુની મૂર્તિ કરી બેસાડશે, તથા તું વિશ્નુની બાજુએ તેની બહેન **સુભદ્રા** તથા તેના ભાઇ **બળરામ**ને બેસાડજે, અને દરરોજના ભોગ તેમને જે કંઈ જોઇતા હોય તે ધરાવજે. વિશ્નુ જુજ આરોગશે, બાકીનો ખોરાક માણસોએ પોતાનું પાપ ઓછું કરવા ખાવો. એ સાંભળી રાજાએ હાલનું મંદિર બાંધ્યું, એટલે પેલું ધારેલું ઝાડ કિનારાપર આવ્યું, તેના થડને ધામધૂમથી લઇ ગયો. એટલામાં વિશ્વકર્માએ આવીને મૂર્તિ કોરવાનું કામ એક રાત્રમાં સમાપ્ત કરવાને માથે લીધું, તે એવી સરતે કે કોઇએ મને જોવો નહિ, ને જોશે તો હું અંતર્ધાન થઇ જઇશ. એમ કહી તે મૂર્તિ બનાવવા બેઠો, પણ રાજાને કંઇ ભરમ ગયો, તેથી બારણાની ફાટમાં ચીમાઇને જોયું તો કારીગર ઘણી ચાલાકીથી કામ કરતો દીઠો. પોતાની સરત ભંગ થવાથી વિશ્વકર્મા અંતર્ધાન

થઇ ગયા. અસલની કથા એ રીતે છે. જગન્નાથજીને ધરાવ્યા અગાઉ રસોઇને કોઇ અડકી જાય તો તે ભોંયમાં દાટે છે. પણ ધરાવ્યા પછી ઢેડ જો અડકયો હોય તો પણ તે રસોઇ બ્રાહ્મણ ખાય છે. અત્રેના લોકો મૂછો મુંડાવી નાખે છે. અત્રેની વણાટના ધોતીઆં સુતરાઉ અથવા રેશમી કિનારીના સારા થાય છે, તેની કિંમત રૂ. ૨॥ થી ૬ ) સુધી હોય છે. જગન્નાથજીની મૂર્તિને જે ધોતીઉં પહેરાવે છે તે સાદું ૧૬ હાથ લાંબુ ને ૨॥ હાથ પોહળું છે. મંગળા વખતે સોનાનો મુકુટ અને કપાળમાં હીરો હોય છે. સુભદ્રાજીને ૧૨ હાથનું તથા બળદાઉજીને ૧૪ હાથનું પહેરાવે છે. મરજાદી લોકો પહેરે છે તેવી માથામાં કાનટોપી પહેરાવે છે. અત્રે હટકો થાય છે તે શેર ખીચડીના રૂ. ૪૦૪) પડે છે. તેના બ્યાજમાંથી દરરોજ ગોરને શેર ખીચડી મળે છે. એનો અર્થ તેઓ એક રૂપીઆમાં શેર ખીચડી ગણે છે, અને તેનો હિસાબ એક રૂપીએ ચાર દોડીઆં ગણે છે, એટલે છટાંક ખીચડીના રૂ. ૨૫) પડે છે, અને એ દોડીઆંની અર્ધો છ ટાંકના રૂ. ૧૨॥, અને એક દોડીઆંની પા છ ટાંકના રૂ. ૬। પડે છે. ચાર આનાની પાશેર ખીચડી માટે રૂ. ૧૦૧ નો હટકો કરવો પડે છે. અત્રે પણ શ્રીજી તથા ગયાજી માફક હટકાનો ધર્મ દંડ વિશેષ છે. અમોએ હટકો કરી ગોરને વિદાય આપી. હટકો કરાવવાનું એક ઉંચું મકાન છે ત્યાં નારાયણની મૂર્તિ છે. તથા વચમાં સ્થાન છે, તેની આસપાસ ત્રણ ફેરા ફેરવે છે, અને તે મકાનની પાસે છુટી જગા છે તેમાં ઝાડ ઉગેલાં છે, અને કહે છે કે એ ઠેકાણે જગન્નાથ સ્વામીનું સ્મશાન છે. ત્યાં જગન્નાથ સ્વામીનો ચૂલો, રસોડું, તથા મકાન બંધાવવાનાં છે તે જ્યારે ( ૧ ) આકાશવાણી થશે ( ૨ ) તાલપત્ર પરનો લેખ પડશે ( ૩ ) ગોર લોકોને હુકમ થશે ( ૪ ) રાજાને હુકમ થશે ( ૫ ) ઘડનારો સુતાર આવશે તથા બીજું છઠું, એવા છ ચિન્હો થશે ત્યારે એ કામ બનશે એમ કહે છે. જગન્નાથસ્વામી તે કળીયુગમાં બુધાવતાર ગણાય છે, પણ ભગવાને કળીયુગમાં કોઇ અવતાર લીધો હોય એવું કંઈ જણાતું નથી. જ્યારે કૃષ્ણ ભગવાને પ્રભાસ પાટણમાં પોતાનો દેહત્યાગ કર્યો જેને દેહોત્સર્ગ કહે છે, ત્યારે તેમને અગ્નિદાહ દીધો તે વખતે કલેવરનો— છાતીનો ભાગ રાખી, જગન્નાથ સ્વામીની મૂર્તિ છે તેના વચમાં હજુ સુધી તે રાખવામાં આવે છે. ત્યાં ત્રણ લિંબડાનું એક ઝાડ છે તેની વચમાં સર્પ વિંટળાઇ રહે છે, ને યજ્ઞ વિગેરે કરતાં જ્યારે સર્પ ઉતરી

બહાર જાય છે ત્યારે એ ત્રણ લિંબડાના કટકા કરી તેમાંથી જગન્નાથજી, બળભદ્રજી, અને સુભદ્રાની મૂર્તિઓ બનાવવા સારૂ રાજા, પંડયો, તથા સુતાર એમ ત્રણ જણા મંદિરમાં જઇ બારણા બંધ કરી ૩૦–૪૦ દિવસ સુધી મૂર્તિઓ ઘડે છે. મૂર્તિઓ તૈયાર થાય છે એટલે ત્રણે જણ મરી જાય છે. પરંતુ તે દરેકના વંશનો એકેક માણસ, જ્યારે ભગવાનનો હુકમ ૪૦–૫૦ વર્ષે થાય છે ત્યારે એ પ્રમાણે કરે છે, તે વખતે સાહી, કાગળ, કલમ ત્યાંજ મુકવામાં આવે છે એટલે ભગવાનના હસ્તાક્ષર તે ઉપર પડે છે. જગન્નાથ સ્વામીને હાથ તો નથી તો લખે કયાંથી, તે ઉપર કેટલાએકોએ વિવાદ કરવાથી તેમના તરફથી કાગળ, સાહી વિગેરે મુકવામાં આવ્યા, અને હમેશની માફક તેના ઉપર લેખ ઉતારેલો તેમને નજરે પડયો. ભગવાનની પધારવાની અથવા અવતારની ભૂમી યા સ્થાન એક જગન્નાથપુરી જ્યાં દરિયો વળી જાય છે, બીજું રામેશ્વર જ્યાં ધ્રુનષતીર્થ ઉપર દરિયો વળી જાય છે, ત્રિજું દ્વારિકાપુરી જ્યાં પણ દરિયો વળી જાય છે, ને ચોથું બદ્રીનારાયણ જ્યાંથી સ્વર્ગદ્વારનો રસ્તો છે. હજુ સુધી બિભીષણ લંકામાં જઇ શ્વેત બિલ પત્રનાં ઝાડપરથી પાન લાવી રામેશ્વર જઇ દરરોજ લિંગ ઉપર ચઢાવે છે. લંકા તરફ કોઇ જઇ શકયું નથી. રસ્તામાં દરિયામાં ચકરી એટલી બધી થાય છે કે ત્યાં અંગ્રેજોની પણ આગબોટો ડુબી ગઇ છે. ભૂવનેશ્વર છોડીને ઓઠનલા નદી આવે છે, તે ઓળંગતા આગમચ સરકારનો કર લેવાતો. આજે પણ દેવદાસી જગન્નાથ સ્વામી આગળ નાચે છે. વાણીઆઓ વટાવ લે છે, અને પૂર્વ દરવાજાનું નામ સિંહ દરવાજો છે.

ઠાકોર ભલે બિરાજોજી ઓરિસા જગન્નાથ, બલભદ્રજીકે વીર,
બાઇ સુભદ્રાકા વીર, સમુદ્રકેતીર, ભલે બિરાજોજી;

ચટી ચટી બનીઆ લૂટે, નાલે નાલે ફીરંગી,
સિંહ દરવાજે પંડયા લૂટે, જત્રી ભયે ઉદાસી; ઠાકોર ભલે બિરાજોજી.

તીન કોસકો કોસ બનાયો, પાંચ કોસકી ચટી,
ચલતે ચલતે જત્રી થાકે, દેહ હો ગઇ મટી; ઠાકોર ભલે૦

ઓડીઆ માગે ખીચડી, બંગાલી માગે ભાત,
સાધુ માગે દર્શન, મહા પરસાદ; ઠાકોર ભલે૦

દાલ પકાયા, ભાત પકાયા, પડવલકી તરકારી,
મીન મારકે ભોગ લગાવે, મુરખ જાત બંગાલી; ઠાકોર ભલે૦

કબકી છોડી મથુરા નગરી, કબકી છોડી કાશી,
દ્વાપર છોડી મથુરા નગરી, ત્રેતા યુગમે કાશી,
ઝાડ ખંડમેં આય બિરાજે, બિન્દ્રાવનકે વાસી; ઠાકોર ભલે૦
નીલ ચક્રપર ધ્વજા ફરોકે, મસ્તક સોહે હીરા,
ઠાકોર આગે દાસી નાચે, ગાવે દાસ કબીરા; ઠાકોર ભલે૦
છોટીશી જગન્નાથ પુરીમેં ભલે બિરાજેજી.- ઠાકોર ભલે૦

**સાક્ષી ગોપાળ**-પુરીથી ૧૧ મૈલ છેટું અને ટિકિટના હાલમાં રૂ. ૦)॥ પડે છે. ( તા. ૧૬ ) સાંજનાં પાંચ વાગે ગામમાં ગયા ત્યાં પંડયા બનબિહારી છપન ભોગવાળા મળ્યા તેણે સાક્ષી ગોપાળ, રાધેશ્યામનાં દર્શન તથા ચરણ સ્પર્શ કરાવ્યાં. લલિતા ને વિશાખા સખી, તથા બે વત્સના દર્શન કર્યાં. સાક્ષી ગોપાળના પગમાં નૂપુર અને ગળામાં વનમાળા જે ગોપીઓએ આપી હતી તે હતી. સાક્ષી ગોપાળ વિષે કથા છે કે કાંચીપુરીના બે બ્રાહ્મણ હતા તેમાં એક ઉમરે મ્હોટો અને બીજો ન્હાનો, તે બન્ને યાત્રા કરવા નિકળ્યા તે વન્દ્રાવનમાં ૭ માસ રહયા. તેટલામાં મ્હોટો માંદો પડયો ત્યારે તે ન્હાનાને કહેવા લાગ્યો " મ્હારી સેવા કર તો મ્હારી કન્યા તને પરણાવીશ." ન્હાનો કહે " પણ ત્હારી ઘરવાળી ન આપે તો " ? તો કહે " ન કેમ આપે ? છતાં તને વિશ્વાસ ન આવતો હોય તો ગોપાળ જેનો હું ભક્ત છું તે તને સાક્ષી આપશે " પછી અરજ કરતાં ગોપાળ ભગવાન પેલા ન્હાના બ્રાહ્મણને સ્વપ્નમાં આવ્યા, ને કહ્યું " તું સેવા કર, અને જો તને એ બ્રાહ્મણ કન્યા નહિ આપે તો હું અપાવીશ " એટલે એ બ્રાહ્મણની સેવા કરી અને સારો થયો. પછી દેશમાં બન્ને ગયા ત્યારે પેલા બ્રાહ્મણની સ્ત્રીએ પોતાની કન્યા આપી નહિ. એટલે પેલો ન્હાનો બ્રાહ્મણ રાજા પાસે ફરિયાદ ગયો ત્યારે રાજાએ કહ્યું કે સાક્ષી હોય તો લાવ. ત્યારે તે ગોપાળ ભગવાન પાસે ગયો અને સાત દિવસ સૂધી લાંઘણ કીધું ત્યારે સાક્ષી ગોપાળે દર્શન દીધાં ને કહયું ' તું ખાતો ખરો ' તો કહે ' ના ' પછી ભગવાને કહ્યું ' એક શેર ભર અન્ન-ભાત મને સમર્પણ કરીને તું ખા પછી હું તારી સાથે આવું છું ' તે પ્રમાણે ન્હાના બ્રાહ્મણે કર્યું અને તે તથા ભગવાન કાંચીપુરી તરફ ચાલ્યા. રસ્તામાં ભગવાને પેલાને કહ્યું ' તું આગળ થા અને મ્હારાથી એક કોસ છેટો રહેજે ત્યાંથી મ્હારા નૂપુરનો અવાજ આવશે ' પણ કાંચી પાસે નદીની

રેતીમાં નૂપુરનો અવાજ બંધ થતાં બ્રાહ્મણે જાણ્યું કે ભગવાન જતા રહ્યા, તેથી તે પાછો ફર્યો, જેથી ભગવાન જયાં હતા ત્યાંજ ઉભા રહ્યા ને આગળ વધ્યા નહિ, કારણ તે બ્રાહ્મણે સરત તોડી. પછી બ્રાહ્મણે રાજા પાસે જઇને કહ્યું કે ' ચાલો ! સાક્ષી ભગવાન ફલાણે ઠેકાણે છે ' ત્યાં રાજા ગયો ને ભગવાનને જોઇ સ્તબ્ધ થઇ ગયો ને તુરત જ બ્રાહ્મણને પગે લાગ્યો ને કહ્યું કે ' તુંજ સાક્ષી ગોપાળ, કારણ ભગવાનને અત્રે સૂધી તું લઇ આવ્યો '. પછી રાજાએ પેલા મ્હોટા બ્રાહ્મણની કન્યા તે બ્રાહ્મણને પરણાવી આપી, તથા જયાં ગોપાળ ભગવાન ઉભા હતા ત્યાં મંદિર બંધાવ્યું ને તેમાં ગોપાળ ભગવાનની મૂર્તિ પધરાવી. એક વખત કાંચીના રાજાએ વિચાર કર્યો કે ' મ્હારી કન્યા જગન્નાથપુરીના રાજાને આપું, તે માટે અષાડ માસમાં જગન્નાથપુરી આવ્યો, તે વખતે જગદીશ, બળદાઉજી, અને સુભદ્રાજી રથમાં બેસીને ઇન્દ્ર દમણની યાત્રાએ જતા હતા. તે વખતે જગન્નાથપુરીનો રાજા સોનાની ઝાડુ લઇ રથને ઝાડુ કહાડતો હતો. તે જોઇ કાંચીનો રાજા બોલ્યો ' આવા હલકા ચંડાળને હું મ્હારી કન્યા કેમ આપું ?' એમ કહી ચાલ્યો ગયો. તે વાત જગદીશે પુરીના રાજાને કહી. તે સાંભળી રાજાએ વિચાર કર્યો ' હું જગદીશનો ભક્ત છું અને તેની સેવા કરતાં મ્હને આમ અપમાન થયું માટે જગદીશ પાસે જવું નહિ,' એમ ધારી પેલા રાજા સાથે લડવા આગળ વધ્યો. પણ એ રાજાની આગળ જગદીશ–તથા બળદાઉજી ધોળા તથાં કાળા એમ બે ઘોડાપર સ્વાર થઇ ચાલ્યા. રસ્તામાં મહીઆરીઓ આવી તેનું દહીં ખાધું, ત્યારે મહીઆરી-ઓએ તેનાં દામ માગ્યા. તો કહે ' દામ તો નથી પણ આ મુદ્રિકા લ્યો, અને અમારો ભક્ત રાજા પછાડી આવે છે તેને આ મુદ્રિકા દેખાડજો એટલે તે દામ આપશે'. પછી રાજા આવતાં એ ગોવાલણોએ મુદ્રિકા દેખા-ડીને દામ માગ્યું, તે જોઇને રાજા બોલ્યો ' મેં જગદીશની આટલી બધી સેવા કરી તેનો બદલો મને નહિ આપ્યો, અને આ દહીં ખાધું તેનો આટલો બધો બદલો જગદીશે આપ્યો એ તે કેવું !' પછી રાજાએ મહીઆરીઓને કહ્યું ' તમારે જેટલી જગામાં ફરી આવવું હોય તેટલી જગામાં ફરી આવો અને તેટલી જગા હું તમને ઇનામ આપીશ '. પછી તે એક કોસ જેટલી જગામાં ફરી આવી, અને તે જગા રાજાએ તેઓને ઇનામમાં આપી ને હજી પણ તે ગામ ' માલપટણી ' ગોવાલણોનું કહેવાય છે. ગામ પાસે જયારે આવ્યા ત્યારે કાંચીના રાજાને ખબર પડી કે આ તો લડવા આવ્યા છે, ત્યારે ગણપતિએ કાંચીના રાજાને કહયું ' ત્હારૂં

કંઇ વળશે નહિ કારણુ એ તો સાક્ષાત ભગવાન લડવા આવ્યા છે,' ત્યારે રાજા ગણુપતિને કહે 'તમો લડો તો ખરા. ડુંગરો ઉપરથી ગામમાં તેલ રેડું છું તેથી તેઓ લપટાઇને પડી જશે અને હું દરિયા માંથી ન્હાસી જાઉં છું, અને ગોપાળને પણ બારણે તાળું દઉં છું' પછી ગણુપતિ મૂષક ઉપર બેસીને લડયા છે, પણુ જગદીશે બિલાડી મોકલી તે મૂષક (ઉંદર) ને ખાઇ ગઇ. લડાઇમાં પરાજય થતાં કન્યાને લઇ લીધી ત્યારપછી ગોપાળના મંદિર પાસે જતાં અંદર કંઇ જણાયું નહિ ત્યારે જગન્નાથપુરીના રાજાએ બૂમ મારી કહ્યું 'અંદર કોણુ છે?' ત્યારે સાક્ષી ગોપાળે અંદરથી જવાબ આપ્યો કે 'મંદિરનાઉપર નીલચક્ર કાઢી નાખી સરસીના ફૂળ દશ શેર નાંખો.' તેમ કર્યું એટલે સાક્ષી ગોપાળ ઉપર ચઢી આવ્યા. પછી ગણુપતિ સાક્ષી ગોપાળ સર્વે જગન્નાથપુરીમાં આવ્યા અને ત્યાં રાજાનાં લગ્ન થયાં, અને ગણુપતિ તથા સાક્ષી ગોપાળને પુરીમાં બેસાડયા. ગણુપતિ તથા ઘોળો ને કાળો જે ઘોડા ઉપર સ્વારી થઇ હતી તે સર્વેની મૂર્તિ ત્યાં છે. પણુ જગદીશે રાજાને કહ્યું 'સાક્ષી ગોપાળ તો લાડુ પુરીનો ભોગ જે થાય છે તે સર્વ ખાઇ જાય છે, માટે બન્ને એક ઠેકાણે નહિ જોઇએ યાતો મ્હને બીજે ઠેકાણે મુકો, યાતો એને બીજે ઠેકાણે મુકો.' પછી હાલમાં જ્યાં સાક્ષી ગોપાળનું સ્થાન છે ત્યાં સાક્ષી ગોપાળને રાખ્યા, ને યાત્રીઓ પુરીની યાત્રા કરી ત્યાં જાય છે, અને ભગવાન સાક્ષી ગોપાળ તેની સાક્ષી આપે છે. અત્રે સ્યામકુંડ તથા રાધાકુંડ છે. ગામ સ્ટેશનથી બહુ દૂર નથી.

**સાક્ષી ગોપાળથી મદ્રાસઃ**—આજે (તા૦ ૧૭-૧૨-૦૩) સાક્ષી ગોપાળના દર્શન કરી ગોપાળજી તથા રાધાજીને વસ્ત્રો ધરાવીને નિકળ્યા, તે સવારની ભ્રાત્રાગાની ગાડીમાં મદ્રાસ જવા માટે નિકળ્યા. ગાડી જટની સ્ટેશને બદલવી પડે છે. ત્યાં ઠેઠ મદ્રાસની ગાડીમાં બેઠા. રસ્તામાં વાલ્ટેરનું સ્ટેશન તથા **સીમાચળ તીર્થ** આવે છે. બીજે દિને સવારના બેજવાડા સ્ટેશન આવ્યું. એ સ્ટેશન પાસે મારવાડીની ધર્મશાળા સારી છે, ત્યાં કૃષ્ણા નદીમાં ન્હાવાનો મહીમાં મ્હોટો છે. એ કૃષ્ણા નદી જે મહાબલેશ્વર પાસે વાઇગામથી થઇને જાય છે તે નદી છે. બેજવાડાથી મંગલગિરિ ગામ થઇને **પન્નાનૃસિંહનું** તીર્થ આવે છે. બેજવાડા સ્ટેશને અમારૂં માણુસ મહોબત રહી ગયો ને ગાડી ચાલી ગઇ. મદ્રાસ જતાં ગાડીમાં આજુબાજુ નદીઓ, તળાવો, અથવા પાણીથી ભરેલાં ખેતરો બહુ નજરે પડતા હતા. તેમાં ચોખા વાવેલા જણાતા

હતા. એ દેશ જાણે પાણીથી ભરેલો છે એમ કહીએ તો ચાલે. તેમ તાડ તથા નાળીએરીના પણ ઝાડો અતિશય દેખાતા હતા. અત્રેના લોકો મદ્રાસી અથવા તેલંગી ભાષા જેને આપણે સાધારણ રીતે ઇન્ડુ ગીન્ડુ કહીએ છીએ તે બોલે છે. એ ભાષા એટલી તો ગડબડવાળી છે કે તે એકાએકી તો સમજાય જ નહિ, તેમ લોકો હિન્દુસ્તાની ભાષા પણ જાણતા નથી, એટલે ગુજરાતિ ભાષા જાણનારને તો મ્હોટી આપદા પડે છે, પણ અંગ્રેજી જાણનાર હોય તેને વિટંબણા પડતી નથી. કારણ તે રાજ્યભાષા હાલમાં સામાન્ય જેવી થઇ પડી છે. **રાયપુરમ** નામના સ્ટેશનની અમારી ટીકીટ હતી પણ **બીચ સ્ટેશન** ગામથી નજદીક હોવાથી અમો ત્યાં ઉતર્યા. અત્રે સમુદ્ર છે. દિવાળીથી ચોમાસું બેસે છે તે પોસ મહા માસ સુધી રહે છે. અમને ગાડીમાં પણ વરસાદ એટલો નડયો કે હવા શરદ થઇ ગઇ. મદ્રાસમાં **રામસ્વામીનું છત્રમ** એટલે ધર્મશાળા સારી છે, પણ કાંગ્રેસની ધામધુમને લીધે ભરેલી હતી, અને ગોવિંદરામ ખુશાલદાસની ધર્મશાળામાં જરા પણ સગવડ ન હતી. તદ્દન ઉઘાડી અને તેમાં બાવા વેરાગીઓ બહુ હતા. પછી યાદ આવવાથી શા૦ લિલાધર મોતીચંદની કું.ની અસલ પેઢી જે હાલમાં શા૦ કરજીવન મદનજીને નામે ચાલે છે, તેને ત્યાં ગયા. શા૦ લિલાધર દેવચંદ તો ગુજરી ગયા છે, પણ તેમના ભાઇ સુંદરજી દેવચંદ તથા મોતીચંદ દેવચંદ સાથે મુંબઇની ગોકળદાસ કલ્યાણજી પ્રેસ કંપનીના ભાગીદાર તરીકે અમોએ એ પેઢીના માલેક મી૦ રામદાસ મદનજી સાથે ઓળખાણ કરી એટલે તુરત તેણે આદર સત્કારથી અમારી આગતા સ્વાગતા કરીને સારી જગા ઉતરવાને કાઢી આપી. સાક્ષી ગોપાળથી મદ્રાસ ૭૬૬ મૈલ છેટું અને રેલ્વે ટિકિટના હાલમાં રૂ. ૧૧।।=।। પડે છે.

**મદ્રાસઃ**—અમો કલકત્તા તરફથી આવ્યા એટલે મદ્રાસમાં અને ત્યાર પછી જે જે ગામમાં જતા ત્યાં દસ દિવસ સુધી નાડ દેખાડવાને જવું પડયું. બીજે દિને સવારના (તા૦ ૧૯) એક માણસને સ્ટેશન ઉપર મોકલ્યો. બેજવાડે અમારૂ માણસ મહોબત પાછળ રહી ગયેલ તે મદ્રાસ સ્ટેશને આવી પુગતાં તેને ઉતારે લઇ આવ્યો. અત્રે શા૦ રણછોડદાસ ગોર્ધનદાસને મળ્યા. અત્રે પ્રોછીપીયા કૉલેજ તથા સ્કૂલ તથા મીટીંગહૉલ જોવા ગયા. એ મકાન બહુ મ્હોટું છે ને ભણવાની સગવડ બહુ સારી છે. યંગમેન્સ ક્રીશ્ચીઅન કૉલેજમાં દેશી તથા ગોરાના છોકરાઓ

રહે છે, ત્યાં લાયબ્રેરી છે, અને મકાનમાં સર્વ તરેહની રહેવાની સગવડ છે. આગળ ચાલતાં જનરલ પોસ્ટ ઑફિસનું મ્હોટું મકાન, ચાઇના બ્રીટને રસ્તે મ્યુલર સ્કુલ, હાઇકોર્ટ, દીવાદાંડી તથા લૉ કોર્ટ બિલ્ડિંગ્સ જોવા જેવાં છે. દરિયાને રસ્તે ફોર્ટ સેંટ જ્યૉર્જનો કિલ્લો તથા બોર્ડ ઓવ રેવેન્યુ બિલ્ડિંગ્સ જે ઠેકાણે અસલના નવાબ સાહેબનો બંગલો હતો તે આવે છે, તથા તેની પાસે કસ્ટમ ઑફિસ તથા એન્જીનીઅરીંગ કૉલેજની બિલ્ડિંગ્સ છે. આણીમેર પોસ્ટ ઑફિસ પાસે મદ્રાસ બેંક, પોલીસ કોર્ટ, ચાર્ટર્ડ બેંક, તથા બીચ સ્ટેશન છે. મદ્રાસમાં વિજળીની ટ્રામ છે, નવાબનો બંગલો, નવાબને જેમ તેમ સમજાવીને લઇ લેવામાં આવ્યો છે અને તેને રહેવાને ગામમાં એક મ્હોટું ઘર આપ્યું છે. મદ્રાસ અગાઉ 'આરકટ' ને નામે ઓળખાતું અને તેનો નવાબ આરકટનો નવાબ કહેવાતો. અમે ગયા તે વખતે હાલના નવાબની વહુને મરી ગયે બે ત્રણ માસ થયા હતા. ત્રિપલકેનમાં સાર્થ પાર્થિવનું મ્હોટું મંદિર છે, તેમાં વિષ્ણુની મુર્તિ છે તથા ભગવાનની એક બહુ જ મોટી મૂર્તિ છે તેનાં દર્શન કર્યાં. દેવળ ઉપર નગ્ન મૂર્તિઓ છે, દેવળને લગતું તળાવ છે, તથા દેવળનો એક લાંબો તથા એક ટુંકો એમ બે સુવર્ણ સ્તંભ છે. ત્યાં થઇ તીનારકેડીમાં આવી ગુજરી બજાર જ્યાં કાપડ વિગેરે જાતજાતની ચીજો મળે છે તે જોઇ. ત્યાંથી નજદીકમાં વિશાળ ગવર્નમેંટ હાઉસ છે. ત્યાં એક મ્હોટા પબ્લીક ચોકમાં અત્રેના લાડ ગોવિંદદાસ કૃષ્ણદાસે સાતમાં એડવર્ડનું પુતળું રૂ. ૩૫,૦૦૦) ને ખર્ચે તૈયાર કરાવી મુકયુ છે ને તેને રાવ બહાદુરનો એલ્કાબ મળ્યો, તે પછી માઉન્ટ રોડની આણીગમ હેરીસબ્રીજ ઉપર થઇને પીપલ્સપાર્ક જોવા ગયા. એ એક વિશાળ સુંદર બગીચો છે, અને તે ટીનેવેલ્સ સાહેબે બનાવ્યો છે. પણ બગીચાની દેખરેખ બરાબર રહેતી નથી તેમાં વિકટોરીઆ પબ્લીક હોલની બિલ્ડિન્ગ છે તેને ટાઉન હોલ પણ કહે છે, તેમાં મીટીંગો થાય છે. તેની જોડે મુર માર્કિટ છે તેમાં યુરોપીઅન બરના ફેન્સી માલની દુકાનો છે, અને શાક તરકારીની માર્કિટ છે. પણ સઘળું ગામ કરતાં મોઘું મળે છે. મુર માર્કિટની જોડે મેદાનમાં એક ન્હાની બજાર ભરાય છે, જેનો દેખાવ મેળા અથવા મુંબઈની જાત્રાને મળતો આવે છે. આ પીપલ્સ પાર્કમાં વિજળીક રોશની થાય છે, તથા તેમાં એક બેન્ડ સ્ટેન્ડ છે. તે વખતે ફેન્સીફેર થવાનો હતો તેની ધામધૂમ ચાલતી હતી. વળી ત્યાં જાનવરોનું પ્રદર્શન પણ છે. વળી દરિયાની

ખાડીનું પાણી લઈ વાડીમાં જગેજગ તળાવો કરેલાં જણાય છે, તેમાં નાવ રાખેલા છે. માણસ દીઠ બે આના ચાર્જ લે છે, અને તેમાં લોકો ફરે છે. આ પાર્કની પાસેજ સેન્ટ્રલ સ્ટેશન છે. તે જો કે ન્હાનું છે પણ ઘણું સારૂં છે, અને મુંબઇના બોરીબંદર જેવું તો નહિ પણ તેની ઢબે બાંધેલું છે. એ સ્ટેશન સામે રામ સ્વામી મુડેલીઅરની ધર્મશાળા જેને ક્ષેત્ર અથવા છત્ર કહે છે તે છે. તે ઘણીજ સરસ બંગલા ફેશનની બાંધેલી છે, જેમાં આપણા હિન્દુ ગુજરાતી ભાઇઓને પણ રહેવા આપે છે.

શ્રી કામવનના દેવકીનન્દન મહારાજ લગ્ન કરી આજે ( તા. ૨૧–૧૨–૦૩ ) મદ્રાસમાં પધાર્યા તેના દર્શન કરવા ગયા, અને બપોરના મ્યુઝીઅમ જોવા ગયા. તે પેન્થીઅન રોડને રસ્તેથી જવાય છે. એ જગા ઘણી વિશાળ છે, તેમાં બગીચો છે, તથા તેમાં ત્રણ મુખ્ય બિલ્ડિંગ્સ છે. એકમાં મ્યુઝીઅમ છે જેમાં જાતજાતના જનાવરો, માણસો, માછલીઓ, હાથી, કાચબા, સર્પ વિગેરેનાં શબ તથા હાડપિંજર, જાતજાતના અનાજ, બીઆં, રૂ, જાતજાતના પથ્થર વિગેરે છે. મુંબઈના વિકટોરીઆ ગાર્ડનના મ્યુઝીઅમ કરતાં ચઢે એમ છે. ત્યાંના ગવરનરના નામની બીજી બિલ્ડિન્ગ કોનેમેરા લાયબ્રરીની છે. જે પબ્લીક છે. તેમાં મ્હોટા ઉંચી કિમ્મતનાં કબાટો, આલ્મીરા કિમતી પુસ્તકોના ભંડારથી ભરપૂર છે. મકાન મોટું ને સુંદર છે. વચમાં એક મ્હોટો હૉલ છે. આ બિલ્ડિન્ગની જોડે એક ઇન્ડસ્ટ્રિઅલ બિલ્ડિન્ગ છે, જેની અંદર નાટકશાળાની માફક હૉલની અંદર સ્ટેજ તથા ખુરશીની ગોળ હાર છે. તે મીટીંગ હૉલ છે. બાજુએ જાતજાતની બંદૂકો, તરવારો, જંબીઆ, ભાલા, તોપો, અસલી તથા હાલના બખતરો, ઢાલ વિગેરે લોખંડના લડાઇના હથીઆરો જોવા જેવા છે. વળી તરેહ તરેહના માટલા, નકશીદાર બારણા, જૂદા જૂદા દેશના સ્ત્રી પુરૂષોનાં પૂતળાં, પાઘડીઓ, પહેરવેશ, સોના ચાંદીના ઘરેણાં, મદુરા તાંજોરના દેવળોના દેખાવો એ સર્વ જોઇ એન્ડર્સન બ્રિજ ઉપર થઇ, માઉન્ટ રોડ પાસે ત્યાંનો એક ચેટી છે તેના બંગલામાં કૉન્ગ્રેસ થનાર છે તેનો મંડપ જોયો. સામેના બંગલામાં પ્રદર્શનનો સામન રાખ્યો હતો. આગળ જતાં કમાન્ડર **નીલ** જે લડાઇમાં મરી ગયો તેનુ બાવલું છે. પછી હેરીસ બ્રીજ થઇ હાઇકોર્ટ આગળ આવ્યા. તેના પર દીવાદાંડી છે તે જોઇ. જુની દીવાદાંડી કાઢી નાખી છે. ઉપરથી સમુદ્ર, આગબોટો, તથા મદ્રાસ શહેરનો વ્યુ બહુ સારો દેખાય છે. ત્યાંથી લૉ કોર્ટ બિલ્ડિન્ગ

પાસે થઇ ખાડવેથી પાછા ફર્યા. મદ્રાસમાં વૈષ્નવની બે હવેલીઓ છે. એક તો દામોદરલાલ મહારાજની મદન મોહનજીની હવેલી, તથા બીજી વહુજી મહારાજની હવેલી છે.

**શિવકાંચી વિષ્ણુકાંચી**—એંગમોરના સ્ટેશનથી આજે બપોરના ગાડીમાં નિકળ્યા (તા. ૨૨–૧૨–૦૩), રાતના ૭ વાગે કાંજીવરમ્ સ્ટેશન પુગ્યા. મદ્રાસથી કાંજીવરમ્ ૫૬ મૈલ છેટું, ને ટિકિટના હાલમાં રૂ. ૦ાા પડે છે. ત્યાંથી ગાડી કરી શિવકાંચીપુરી ગયા. ત્યાં ધર્મશાળામાં ઉતર્યા બીજે દિને સર્વતીર્થ કુન્ડમાં સ્નાન ભેટ કરી આમ્રનાથ મહાદેવનાં દર્શન કર્યાં. મંદિરનો પ્રથમ દરવાજો એટલો મ્હોટો આવે છે કે આપણી તરફ એવું દેવાલય જોવામાં આવતું નથી. એ દરવાજાને અંગ્રેજી T ની માફક દરરોજ રાતના દીવા થાય છે. એ દરવાજાને અગીઆર માળ છે, તે ઉપર ચઢીને દીવા કરે છે. ત્યાં વળી એક હજાર થાંભલાનો એક મંડપ છે, તથા સુવર્ણ અને લાકડાના વાહનો રાખવા માટે એક મંડપ છે, તેમાં હાથી ઘોડા વગેરે પણ છે. ત્યાં સોમવાર તથા શુક્રવાર કુન્ડમાં તથા શિવગંગા કુન્ડમાં આચમન માર્જન કર્યાં. ત્યાં ગરૂડસ્થંભ તથા ભોગસ્થંભ સુવર્ણના પત્રાંના છે. શિવકાંચીના મહાદેવનું નામ આમ્રનાથ મહાદેવ કહેવાય છે, કારણ ત્યાં આમ્રનું દીર્ઘ કાળનું વૃક્ષ છે, તેની નીચે પાર્વતીજીએ એક પગે ઉભી તપશ્ચર્યા કરી છે, અને પાર્થિવલિન્ગ બનાવી તેની પૂજા કરી છે, પરંતુ એ શિવગંગા પ્રગટ થતાં લિંગ જે વાલુકાનું હતું તે ધસડાવા માંડયું તેથી પાર્વતીજીએ તે લિંગની બાથ ભરીને રક્ષા કરી છે. તે આમ્રનાથ તથા પાર્વતીજીની મૂર્તિઓનાં દર્શન છે. વાલુકાનું લિન્ગ હોવાથી જળનો અભિષેક થતો નથી, તેને જનોઇ પહેરાવે છે, તથા શરીરપર વસ્ત્ર ધારણ કરાવે છે. તેને અમારા તરફથી ભોગ ધરાવવામાં આવ્યો, તથા બિલપત્રની પૂજા કરાવી. ત્યાં વળી ૬૪ જોગણી, ૧૦૮ મહાદેવના લિન્ગ, ચતુર્ભુજા મહાદેવનું લિન્ગ, તથા એક મ્હોટા લિન્ગમાં બીજા ૧૦૮ લિન્ગ એવા એક મહાદેવ, તથા તેવાજ એક સહસ્ત્ર લિન્ગી મહાદેવનાં દર્શન કર્યાં. અત્રે શિવની લિન્ગ મૂર્તિ તથા ભોગ મૂર્તિ જુદી જુદી હોય છે. તે ભોગમૂર્તિને ભોગ ધરાવ્યો એટલે તે ભોગનો પ્રસાદ ખવાઇ શકાય છે. સર્વતીર્થ કુન્ડ ઉપર ક્ષૌર કરાવી સ્નાન કરી શ્રાદ્ધ કર્યું. અત્રે પણ નાડ દેખાડવા જવું પડયું. વિષ્ણુ કાંચીપુરી ગયા તે અત્રેથી ત્રણેક માઇલ છેટી છે. ત્યાં પણ

શિવકાંચીનાં દેવળ પ્રમાણે મ્હોટું દેવળ તથા દરવાજો છે. અત્રે વાહન મંડપ છે. તેમાં ચાર ખુણે પથ્થરની સાંકળો છે. અનંતકુન્ડમાં માર્જન કરી નૃસિંહ મૂર્તિનાં દર્શન કર્યા. ત્યાર પછી વિષ્ણુ ભગવાનની મૂર્તિનાં દર્શન કર્યા, એ મૂર્તિ મનુષ્ય કરતાં દોઢ ગણી ઉંચી મ્હોટી અને બહુ સારી છે. ત્યાં તુળસી પૂજા કરાવી માતા લક્ષ્મીજીનાં દર્શન કર્યા. શિવકાંચીનાં મંદિરની વ્યવસ્થા વિષ્ણુ કાંચીનાં મંદિર કરતાં ચઢે એમ છે. વિષ્ણુકાંચીનાં મંદિરમાં દર્શન કરી મહાપ્રભુજીની બેઠક જે ત્યાંથી થોડી દૂર છે, ત્યાં ગયા. ત્યાં દર્શન ભેટ કરી શિવકાંચી પાછા આવ્યા. શિવકાંચીનું મંદિર નવેસરથી મરામત કરાવવામાં તે તરફના દક્ષિણના એક નાટકોટી ગૃહસ્થે ધર્માદામાં આપેલા એક લાખ રૂપીઆમાંથી મરામતનું કામ ચાલે છે. ગુસાંઈ મહારાજોની જાતવાળા અત્રે ઘણા છે. અને આ તરફની કન્યાઓ તેઓ લાવે છે. મદ્રાસ ઇલાકામાં તામીલ, તેલગુ, અને આરવી ભાષા બોલાય છે, તેથી મુંબઇ ઇલાકાના યાત્રીને બહુ અડચણ પડે છે. કારણ હિંદુસ્તાની પણ કોઈ સમજતું નથી. અંગ્રેજી ભાષા જાણવાવાળા મળી આવે છે ખરા. સાધારણ વાતચિતમાં યાત્રીને ઉપયોગી થઇ પડે માટે થોડાક વાકયો નીચે આપ્યા છેઃ—

અભાવેલે=શું દામ છે; અભા સદૃમ=શું ભાડું છે; વરર્યા=આવે છે. રોડ અંગે=રસ્તો કયાં છે; ઓર રૂપા=અર્ધો રૂપીઓ; કાલ રૂપા=પા રૂપીઓ; મુકાલ રૂપા=પોણો રૂપીઓ; ઉડ=ઘર; ને=ઘી; માઉ=લોટ; એને=તેલ; નીરૂપ=અગ્નિ; વરધી=લાકડાં; કત્રિકા=વેગણ; મુલાંગી=મુળા; કાય=શાક; નીલુ અથવા તર્ણી=પાણી; ઉલ્લે કરાંગુ=બટાટા; અક્ષી=મા; કુડુઆ=લાવ; નાલકે=કાલે; ઇન્દકે=આજે; પેરૂ=નામ; અંગેપોરે=કયાં જાય છે. તીરપુ=વળવું; પો=જા; વંડીકાર=ગાડીવાળો; પેરમ્બુ=બળદ; ઉણું=એક; રંડ=બે; મુણુ=ત્રણુ; નાલ=ચાર; અજી=પાંચ; આર=છ; એડ=સાત; અટ્ટ=આઠ; પત=દશ; કાસ=પાઇ; કુટુ=બે પાઈ; સોરકા=દુધી; રામેશ્વર તરફ દમડી=પાઇ, જલી=પાઇ, અરસી=ચોખા, પાલ=દૂધ.

**ચિન્ગલપટથી પક્ષીતીર્થ**—સવારના વહેલા ઉઠી શિવકાંચીથી નિકળ્યા તે ચિન્ગલપટ સ્ટેશને સવારના ૭॥ વાગે આવી પૂગ્યા (તા૦૨૪-૧૨-૦૩) તે ૨૫ માઇલ છેટું, અને ટિકિટના રૂ ૦।૦॥ પડે છે. અત્રે પોલીસ યાત્રાળુઓને હેરાન કરે છે. ત્યાનાં ગાડીવાળા સાથે પણ મળી જાય છે.

માટે યાત્રાળુએ બનતા સુધી ગામમાં જઇ ગાડીઓ ભાડે કરવી. સ્ટેશનની નજદીકમાં પણ ધર્મશાળાઓ છે. પક્ષીતીર્થ ચિન્ગલપટથી ૯ માઇલ દૂર છે. ત્યાં અમો સવારના ૧૦॥ વાગે પૂગ્યા. એ પક્ષીતીર્થ ગામનું નામ નથી, પણ તીર્થનું નામ છે. ગામનું નામ "ત્રિકકુકુન્ડ્રમ" તામીલ કે તેલંગી ભાષામાં બોલાય છે; ત્રિ=સુંદર, કકુ=પક્ષી, કુન્ડ્રમ=પર્વત. "સુંદર પક્ષીનો પર્વત" એવો અર્થ થાય છે. હિન્દુસ્તાનીમાં 'પંછીતીર્થ' તરીકે ઓળખાય છે. અત્રે ધર્મશાળામાં ઉતર્યા. પક્ષીઓને ખવાડનાર પંડયો અત્રે દરેક યાત્રાળુ પાસે પક્ષીને ભોગ ધરાવવા માટે ઉઘરાણું કરવા આવે છે કહે છે કે જે વધારો રહે છે, તે સાધુ સંતોમાં પ્રસાદી દાખલ વહેંચી આપે છે. ત્યાં શંખતીર્થ (કુન્ડ) છે. તેનો ગોર બીજો હોય છે. તેની મારફત વિધિ પૂર્વક સ્નાન કર્યું, ને તુરત પક્ષીના ડુંગર ઉપર ચઢવા નીકળ્યા. એ ડુંગરપર જવાને ૫૦૦ પગથીઓ બાંધેલી છે. આવવા જવાના બે રસ્તા છે. ડુંગર ઉપર પહોચતાં એક તેલંગી પૂજારી મળે છે. તે હકિગતથી વાકેફ કરે છે કે, અત્રે ચાર ડુંગરના ટોકા છે તે ચાર વેદ સમજવા. ઉપર ચડતાં પગ લાગવાથી પાપ લાગે છે. માટે તે નિવારણ કરવા જપ ઇત્યાદિક કરાવવા જોઇએ. ત્યાં નારાયણ તથા વેદગીરીશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. બપોરનાં બાર વાગાનો અમલ થતાં બૂમ પડી કે પક્ષીઓ આવવાનો વખત થયો, માટે ચાલો. એટલે અમો તથા યાત્રીઓનું ટોળું ડુંગરપરની એક જગા ઉપર ગયા, ત્યાં પંડયો પક્ષી માટે ભોગ (લાડુ, વગેરે) ચાંદીના વાટકામાં લઇ, કંઇ મંત્ર ભણતો બેઠો હતો. પોણા વાગે બાજ જેટલાં મોટાં બે શ્વેત પક્ષીઓ ઉડતા ઉડતા આવ્યા. આમ તેમ ઉડયા, ને સામેના ડુંગર ઉપર જઇ બન્ને બેઠા, એમ કેટલીએક વાર સર્વને તપશ્ચર્યા કરાવ્યા પછી બેમાંથી એક પક્ષી વળી ઉડતું ઉડતું નજીક આવ્યું, એટલે પંડયાએ હાથમાં ભોગ લઇ દેખાડવા માંડયો, પણ વળી તે ઉડી ગયું. એમ બે ત્રણ વાર કર્યાં પછી એક પક્ષી પંદર કદમને છેટે આવી બેઠું. તેવામાં પંડયાએ ઘણુંએ કર્યું. ભોગ દેખાડયો, પણ પક્ષીએ ખાધો નહિ, ને પક્ષી પાછું ઉડી ગયું. પછી બન્ને પક્ષીઓ આમતેમ ઘણી વાર ઉડયા. સર્વે જણાઓએ ૨॥ વાગા સુધી વાટ જોઇ પણ પક્ષીઓ પાછા ખાવાને આવ્યા નહિ, એટલે પંડયો પણ ઉઠયો, ને સર્વે જણાએ પણ ઉઠીને ચાલવા માંડયું. એ રીતે કોઈવાર પક્ષીઓ ખાય છે ને કોઈ વાર નથી ખાતા. અમો બપોરના ૩ વાગે નીચે તળેટીએ ઉતરી આવ્યા. શંખ તીર્થની કથા એવી

છે કે મૃગન્ડઋષિને પુત્ર ન હતો, માટે તે ઋષિએ તપશ્ચર્યા કરી. શિવજી પ્રસન્ન થયા. ઋષિએ વરદાન માંગ્યું કે મને ૧૬ વર્ષ જીવતો રહે એવો પુત્ર આપો. તે વરદાન શિવજીએ આપ્યું, ને ઋષિને માર્કન્ડ (ઋષિ) નામનો પુત્ર થયો. તે પુત્ર જ્યારે ૧૫ વર્ષનો થયો ત્યારે તેણે પિતાને કહ્યું 'તમારે બિલકુલ ગભરાવું નહિ.' પછી માર્કન્ડે તપશ્ચર્યા આદરી ને શિવજીની શંખવતી પૂજા કરવા માંડી. શિવજી પ્રગટ થયા ને 'ચિરંજીવ દીર્ઘાયુ થાઓ' એવું વરદાન આપ્યું. એ માર્કન્ડેશ્વર મહાદેવ શંખતીર્થ પર છે. દર બાર બાર વર્ષે એક શંખ તીર્થમાંથી નિકળે છે, અને તે મંદિરમાં રાખવામાં આવે છે. આજથી ૮ વર્ષ ઉપર શંખ નિકળ્યો હતો અને હવે ૪ વર્ષ પછી નિકળશે એમ કહે છે. જ્યારે શંખ નિકળે છે ત્યારે શંખતીર્થ કુન્ડનું પાણી તામ્ર–રાતું થાય છે. નિકળતી વખતે બુડબુડ અવાજ થાય છે. સૌથી પહેલો શંખ નિકળ્યો તે સુવર્ણનો નિકળ્યો, અને ચાર વેદની પૂજા કલિયુગમાં નહિ થાય તેટલા માટે અત્રે ૪ પહાડ કર્યા, તે વેદરૂપ ગણાયા. પક્ષીતીર્થની કથા એવી છે કે કાસ્યપઋષિને આઠ માનસિક પુત્રો હતા. તે સારૂપ્ય તથા સાલોકય એટલે શારીરિક અથવા સાંસારિક પદોને માટે તપશ્ચર્યા કરતા હતા. શિવજીએ પ્રગટ થઇ તેમને પુછ્યું કે તમે શાને માટે તપશ્ચર્યા કરો છો. તો તેઓએ જૂઠું કહ્યું કે 'સાયુજ્ય પદો એટલે મોક્ષને માટે અમે તપશ્ચર્યા કરીએ છીએ' એટલું કહેતાં કંકઃ અવાજ તેમના ગળામાંથી નિકળ્યો. એટલે પક્ષીનો અવાજ નિકળ્યો. ત્યારે શિવજીએ કહ્યું કે તમે સારૂપ્ય અને સાલોકય પદો માટે તપશ્ચર્યા કરો છો, અને મને જૂઠું કહો છો કે સાયુજ્ય માટે, વળી તમારા મુખમાંથી કંકઃ બોલ નિકળ્યા માટે તમોને શાપ દઉં છું કે તમે પક્ષી થઇ જાઓ. ત્યારે તે ૮ પુત્રોએ અરજ કરી કે "અમારી ભૂલ ક્ષમા કરો. પણ હવે અમારો મોક્ષ કેવી રીતે થશે, ખાવું પીવું કેવી રીતે." શિવજીએ ઉત્તર આપ્યો 'તમે કાશીમાં સ્નાન કરજો, રામેશ્વરમાં દર્શન કરજો, ચિત્રકૂટમાં શયન કરજો, ને પક્ષીતીર્થમાં ભોજન લેજો, અને દરેક યુગને અંતે બબે પક્ષીઓનો મોક્ષ થશે.' તે મુજબ કૃતયુગમાં ચંડ અને પ્રચંડ ઋષિનો, દ્વાપરમાં સંપાદી અને જટાયુનો, અને ત્રેતામાં શત્રુગુપ્ત અને મહાગુપ્તનો એમ છ પક્ષીઓનો મોક્ષ થયો, હાલમાં કલિયુગમાં બાકી રહેલા આ બે પક્ષીઓ પક્ષીતીર્થમાં આવે છે. તે પુષા અને વિધાતાનો કલિયુગને અંતે મોક્ષ થશે, એવી કથા છે. કહે છે કે એ પક્ષીતીર્થ માટે સરકારે

મંદિરને રૂ. ૧,૦૦૦ આપેલા છે. વળી એમ *અફવા છે કે, એક સાહેબ પરીક્ષા કરવા સારૂ માંસ લાવ્યો તે આંધળો થઇ ગયો. પક્ષીઓએ માંસ ખાધુ નહિ પણ બન્ને પક્ષીએ પંડયાના ડાબા તથા જમણા ખભા પર બેસી પંડયાના હાથમાંથી હંમેશનો ભોગ ખાધો. ઘણી અરજ કરતાં એ સાહેબની એક આંખ સારી થઈ. આ વાતમાં ખરૂં કેટલું છે તે કોણ જાણે? અમો ડુંગરની તળેટીએ ઉતર્યા પછી રસોઇ કરી જમ્યા ને પાંચ વાગે નિકળ્યા, તે ચિંગલપટ સ્ટેશને રાતના ૭॥ વાગે આવી લાગ્યા, ને તુરત આગગાડીમાં બેઠા તે બીજે દિને સવારના ૪ વાગે ચિદમ્બરમ આવી પુગ્યા (તા૦ ૨૫-૧૨-૦૩). આપણી શિખાની (ચોટલીની) ગાંઠ જેમ પછવાડે વાંસાપર લટકતી હોય છે તેમ આ બાજુના લોકો ગાંઠ મારતા નથી, પરંતુ શિર ઉપર ડાબી બાજુ ગાંઠ મારે છે. એટલે શિવ પંથી છે, એમ ગણાય છે. ચિંગલપટથી ચિદમ્બરમ ૧૧૬ માઇલિ થાય છે. હાલમાં ટિકિટ રૂ. ૦॥ પડે છે.

**ચિદમ્બરમ**—સ્ટેશનથી ગામ એક માઇલ છેટું છે. મંદિરના પુજારી સુંદરતાંડવ દિક્ષિત પંડયાના હસ્તકની એક ધર્મશાળામાં અમો ઉતર્યા. ઉત્સવના દિવસો શરૂ થયેલા હોવાથી મંદિરમાં ધામધુમ ઠીક ચાલી રહી હતી, અને યાત્રાળુઓની પણ ગડદી ઘણી હતી. અમે સવારના ૭ વાગે દર્શન કરવા ગયા. અત્રે ત્રણ વખત દર્શન થાય છે. સવાર બપોર અને સાંજ. ઉત્સવને લીધે મંદિર બહાર તેમજ અંદર માંડવા નાખેલા હતા, નાળીએરીનાં ઝાડો હારબંધ અત્રે ઘણા હતા, અને એ ઝાડો માંડવાના થાંભલાને ઠેકાણે કામે લગાડયા હતા.

મંદિરનો દરવાજો શિવકાંચીની માફકનો હતો. તેને સાત માળ છે. આ તરફના ઘણા ખરા મંદિરો એવાજ ઘાટના જોવામાં આવે છે. દરવાજા ઉપર દિવાલમાં ૩૩ કરોડ દેવતાઓની મૂર્તિઓ છે. મંદિરના અંદરના ભાગમાં વિશાળ જગા તથા મંડપ છે. તેમાં નવેસરથી પથ્થરના થાંભલા તથા તેમાં કોતરકામ કરી જબરી મરામત તેવારે થતી હતી. શિવકાંચીના મંદિરની મરામત કરવા માટે પણ અત્રેના નાટકોટી વેપારીએ રૂ. ૬૦ લાખ કાઢયા છે. તે કામમાં વપરાતો પથ્થર પક્ષીતીર્થની પાસે આવેલા એક ગામથી આવે છે. ઉપલા દરવાજા પછી એક બીજો મ્હોટો દરવાજો આવે છે, અને તે પછી લાંબોને લાંબો પથ્થરનો બાંધેલો એક મંડપ આવે છે. ત્યાંથી પસાર થઇ આગળ

વધતાં ચિદમ્બર મહાદેવનું દેવસ્થાન આવે છે. તેના ઉપર સાત સોનાના કળશ છે. મહાદેવના દેવળનું આખું છાપરું સુવર્ણપત્રથી જડેલું છે. ભોગમૂર્તિ પણ સુવર્ણની છે, અને જોડે પાર્વતીજીની મૂર્તિ પણ સુવર્ણની છે. ચિદમ્બરનાથની એ ભોગમૂર્તિની નીચે હીરામાણેકનું એક તથા બીજું સ્ફાટિક મણિનું એમ બે લિન્ગ છે. સ્ફાટિક મણિના એ લિન્ગની સવારના દૂધથી પૂજા થાય છે. એ લિન્ગ શ્વેત કાચ જેવું દેખાય છે, તેને વચમાં મુકી પંચગવ્ય–દહી, દૂધ, ઘૃત, મધ, વળી કેળાં તથા ગોળ, સાકરના લોટાના લોટા તેના ઉપર રેડી સ્નાન કરાવે છે. પછી જળથી સ્નાન કરાવે છે. છેવટ કેસર સ્નાન કરી, બિલપત્ર ચઢાવી, કપૂરની આરતિ કરે છે, તેજ પ્રમાણે બીજી હીરામાણેકની મૂર્તિના લિન્ગની પૂજા કરે છે. તે સર્વ વખતે વેદોકત મંત્રો બ્રાહ્મણો બોલે છે. આ વિધિપૂર્વક પૂજા ઘણી જ દર્શનીય છે. માણિકયની મૂર્તિ શ્યામ વર્ણની છે, પણ જ્યારે એક બાજુ કપૂરની આરતિ થાય છે, ત્યારે બીજી બાજુ આખી મૂર્તિ રાતા તેજ મારતા માણેક પથ્થરની થઇ જાય છે, અને બીજી બાજુ આરતિ ધરે તો પેલી બાજુ લાલચોળ રંગની થઇ જાય છે, ચિદમ્બરનાથની મૂર્તિના હાથમાં ડમરૂ (વાજીંત્ર), એક અંગુઠો તથા તેની જોડેની તર્જની આંગળી મેળવીને એક ચિત્ત, અને અમ્બર એટલે આકાશ જેનું, એવા ચિદમ્બરનાથના નામનો અર્થભાવ દેખાડયો છે. જ્યારે સનકાદિક શિષ્યોને તેના ગુરૂએ કહ્યું કે તમે ધંધો કરો તો કહે અમારે તો મોક્ષ જોઇએ છે. પછી તેમણે ચિદમ્બરનાથ પાસે આવી મોક્ષની અરજ કરી. મહાદેવ જવાબ ન આપતાં મૌન રહ્યા છે. પણ એ હાથના ચિન્હથી તેને સમજ આપેલી છે, એવી રીતે બીજા બે હાથમાં પણ કંઇ ચિન્હ છે. વળી એક બીજી મૂર્તિ શંકરની છે. તેની ગોદમાં કાર્ત્તિક સ્વામીને લીધા છે, અને બાજૂમાં પાર્વતી છે. એક મૂર્તિ શિવકામસુંદરી એટલે પાર્વતીજીની છે. બીજી ગમ કાર્ત્તિક-સ્વામી તથા તેમની બે સ્ત્રીઓની મૂર્તિ આજુબાજુ છે. કાર્ત્તિકસ્વામી પોતે પરણ્યા નથી એમ કહેવાય છે. તોપણ તે ગૃહસ્થી અને સન્યાસી પણ થયા છે. જ્યારે કાર્ત્તિકસ્વામીનો જન્મ થયો ત્યારે તેમણે તાડીકાને મારી નાખી તે માટે ઇંદ્રે તેને સાબાશી આપી, અને પોતાની પુત્રી તેને આપી, વળી તેમણે એક વલવલી નામની જંગલમાંની સ્ત્રી સાથે લગ્ન કર્યાં. તેણે સન્યસ્થ લીધું તેવી મૂર્તિ પણ છે. ગોવિંદરાજની તથા શેષશાયી ભગવાનની મ્હોટી મૂર્તિ છે. ભગવાને નૃત્ય કર્યું હતું તે ઉપરથી

નટરાજ કહેવાયા, તે વખતનો આનંદ યાદ આવવાથી મનમાં મગ્ન થયા ને શરીર પ્રફુલ્લિત થતાં વજનમાં વધ્યું. તે ભાર શેષનાગને લાગવાથી કારણ પૂછ્યું. શેષે પછી કહ્યું મારે નૃત્ય જોવું છે. તો કહે તું અત્રીની અનસૂયા પેટે જન્મ લે. તેની તેણે ના પાડી. પછી કાંઇ તદબીરથી અનુસૂયા જ્યારે અંજલિ ભરી ભગવાન આગળ અરજ કરતી ઉભી હતી ત્યારે, શેષનાગ એક ન્હાનું રૂપ લઇ તેની અંજલિમાં આવી પડયા. એ સર્પ જોઇ અનુસૂયાએ બ્હીકને મારે અંજલિ છોડી દીધાથી શેષનાગ પડી ગયા, તેથી પતંજલી નામ પડયું, જેણે વ્યાકરણ કર્યું છે. તેનું ઉપલું સ્વરૂપ મનુષ્યનું અને નીચલું સર્પનું છે. આ કથા ગોરે કહી હતી પણ ગોર બોલવામાં એવા તો ગડબડીઆ હતા ને તામીલમાં અર્ધું પર્ધું ગબડાવતા હતા કે બરાબર સમજાઇ શકાયું નહિ, તેથી એ કથામાં ઘણો ફેર હોવો જોઇએ એમ અનુમાન થાય છે. હનુમાનજીની એક ન્હાની મૂર્તિ ચાંદીની અત્રે નવી કરી છે. વળી શનિશ્ચર તથા નવગૃહને ૬૪ જોગણીઓના દર્શન હતાં. મૂળનાથ મહાદેવનું લિન્ગ તથા જ્ઞાનામ્બિકાની ભવ્ય મૂર્તિઓના દર્શન કરવા જેવાં છે. કમ્મરે રૂપેરી પટો હતો. ચિદમ્બરનાથના કંપાઉંડમાં એક ધોબી, એક ચંડાળ તથા બીજા બે શુદ્રોની મૂર્તિઓ છે. ચંડાળનું નામ નન્દ હતું. તેની કથા એમ છે કે તે એક બ્રાહ્મણને ત્યાં ચાકર હતો, અને ચિદમ્બરનાથનાં દર્શન કરવા તેણે રજા માગી. તેને કહેવામાં આવ્યું કે ચંડાળને તે કોણ દર્શન કરવા આપશે ? પછી તે મંદિરમાં ગયો તો પંડ્યાઓએ અંદર જવા દીધો નહિ. ચિદમ્બરનાથે જાણ્યું કે તેને આવવા દેતા નથી માટે નન્દીને ખસી જવા હુકમ કર્યો, એટલે ચંડાળ આવ્યો અને અગ્નિમાં પડી શુદ્ધ થઇ ચંડાળમાંથી બ્રાહ્મણ થયો. ચિદમ્બરનાથ વિષે નીચે પ્રમાણે શ્લોક બોલાય છે:—

**सदञ्चित मुदञ्चित निकुञ्चित पदम झलझलं झलितमञ्जुकटकम्**
**पतंञ्जलि द्रुगंजनमनंजनमचंचलपदं जननभंजनकरम् ।**
**कदम्बरुचिमम्बरवसन्परमम्बुध चिदम्बुधि मणिम्**
**बुधहृदम्बुज रविपरचिदम्बर हृदि भज ॥**

ચિદમ્બરનાથની સામે નટરાજની મૂર્તિ છે. ભગવાનનું નામ નટરાજ એમ પડયું કે શંકરે નાચના નાચતા એક પગ ઉંચો કર્યો તે જોઇ

ઉમયા શરમાઇને ન્હાસી ગયાં. એ મંદિરના ચાર દરવાજા છે, અને ચાર સભા મંડપ છે ૧ ચિદમ્બરની ચિત્સભા, ૨ નટરાજની નૃત્ય સભા, ૩ રાજ સભા ૪ યજ્ઞ સભા, જ્યાં યજ્ઞદેવી છે. મંદિર આગળ પરમાણુંદ-કુન્ડ છે. તેનું પાણી કાર્તિક સ્વામીને ચઢે છે. તીર્થમાં કાર્તિક સ્વામીનું દેવળ છે. વળી શિવગંગા કુન્ડ છે. આ ઉત્સવના દિવસો હોવાથી બપોરના બાર વાગે ઉપર જણાવેલી સર્વ મૂર્તિઓ વાજતે ગાજતે ચિદમ્બરનાથનાં દર્શન કરી બળતી મસાલે રાતના ગામમાં ફરી પોતાને મકાને જાય છે. અત્રે ત્રણ મ્હોટા ઘંટ છે, જે આરતિ વખતે વાગે છે. તેનો અવાજ મ્હોટો, સુંદર, અને ગંભીર થાય છે. મ્હોટા ઘંટની કિમ્મત રૂ. ૧૫,૦૦) ની છે, અને બે ન્હાનાની દરેકની રૂ. ૭૦૦) ની છે. બપોર સુધી આ બધી ધામધુમ જોઇ મહાદેવ માટે કેસર વગેરે આપી, ઉતારે આવતાં ૨ વાગ્યા. ત્યાર પછી જમ્યા, ગોરને વિદાય આપી સ્ટેશન તરફ રવાના થયા. પાછલી રાતના ૩ા વાગ્યાની ગાડીમાં બેઠા, તે સવારના આઠ વાગે કુંભકોણ આવી પહોંચ્યા ( તા. ૨૬–૧૨–૦૩ ). ચિદમ્બરથી કુમ્ભકોણ ૪૩ માઇલ છેટું, ને ટિકિટના હાલમાં રૂ. ૦ાા~ પડે છે.

**કુંભકોણ**–આ એક મ્હોટું શહેર છે. ચિદમ્બર જો કે ગામડું છે પણ ત્યાં દર્શન ઉત્તમ છે. કુંભકોણમાં કાવેરી નદીમાં સ્નાન કરી કુંભેશ્વરના દર્શન કર્યાં. અષ્ટોત્તર જપ તથા બિલવતી પૂજા કરાવી. લિંગનો કુંમ્ભ જેવો આકાર છે તેથી કુંભેશ્વર મહાદેવ તથા કુંભકોણ ગામનું નામ પડયું છે, તેની ભોગમૂર્તિ સુવર્ણની જૂદી છે. પાર્વતીજીનાં પણ દર્શન છે. વિષ્ણુના મંદિરમાં વિષ્ણુનાં દર્શન કર્યાં. શેષશાયી ભગવાન પોઢયા છે, અને ભોગ મૂર્તિ છે. કુમ્ભતીર્થ તથા હેમ પુષ્કર્ણી કુન્ડમાં આચમન માર્જન કર્યું. કહે છે એ કુન્ડમાંથી પાર્વતીજીની હેમની મૂર્તિ નીકળી. નવગંગા કુન્ડ અથવા મંગળ કુન્ડમાં સ્નાન કર્યું. યાત્રાળુઓ નદીમાં ન્હાઇ પોતાનું પાપ ધોય છે. તેથી નવ નદીઓ અશુદ્ધ થાય છે, એ પાપ આ નવગંગા કુન્ડમાં ન્હાવાથી ધોવાઇ જાય છે. કહે છે કે એ કુન્ડમાં નવ કૂવાઓ છે. અત્રે પણ લાકડાના મોટા ઘોડા હાથી વિગેરે વાહનનો મોટો મંડપ છે. શહેર મોટું છે. પણ સર્વ ચીજ મોંઘી મળે છે. શાક ભાજીનો શેર ૨૪ રૂપીઆ ભારનો છે. પાઇને પૈસો કહે છે ને પૈસાને દમડી કહે છે. કુંભેશ્વર મહાદેવ દ્વાદશજ્યોતિર્લિન્ગમાંના એક ગણાય છે. ત્રણ ચાર રસ્તાના મળતા મોટા ચોકના મોખરાપર અત્રે એક મંદિર

છે. તેની સામે ઇટનો એક મોટો હાથી તથા ઘોડો બનાવી મુકવામાં આવ્યા છે. અત્રે સારંગપાણીનું દેવળ, સરસ્વતી મહેલ, સ્કૂલ, પોર્ટર સાહેબનો પોર્ટર ટાઉન હૉલ, તથા હૉસ્પિટલ છે. આવતી કાલને માટે બે ટાંગા નીડામંગળના સ્ટેશન સુધી ભાડે કર્યા. રાત્રે ગોર રામેશ્વરને વિદાય આપી સુતા.

**નીડામંગળ થઇ મનારગુડી અથવા દક્ષિણ દ્વારિકાં**—બે ટાંગા આવ્યા તેમાં બેસીને સવારે સાત વાગે કુંભકોણથી નિકળ્યા (તા૦ ૨૭–૧૨–૦૩) પણ ટાંગાવાળા લુચ્ચા હતા. થોડા ગાઉ ચાલ્યા પછી બીજી ગાડીઓ બદલાવી તેમાં બેસી નીડામંગળ ૧૦ વાગે આવ્યા. ત્યાં હોસ્પીટલમાં નાડ દેખાડી. અત્રેથી મનારગુડી જેને દક્ષિણ દ્વારકાં કહે છે, તે ૯ માઇલ છે ત્યાં બાર વાગે આવી પુગ્યા, ને એક ધર્મશાળામાં ઉતર્યા. ત્યાંથી બજાર ઘણી છેટે છે. અત્રે ચાર કુન્ડ મુખ્ય છે. એક 'ગોપ્રલે' તેમાં સ્નાન કર્યું, બીજો રૂકમણી તીર્થ કુન્ડ તેમાં કૉલેરાના કેસ થવાથી કોઇ ન્હાતું નહોતું, ત્રીજો 'કૃષ્ણ તીર્થ કુન્ડ' તેમાં સ્નાન કર્યું, અને ૪ થો હરિદ્રા કુન્ડ એટલે પીળો કુન્ડ. જો યાત્રાળુ સવારના પાંચ વાગે કુંભકોણથી ટ્રેનમાં નિકળે તો મનારગુડી ૯ વાગે આવી પૂગે. થોડા માણસ હોય તો ટ્રેનમાં જવું સુગમ પડે. હરિદ્રા કુન્ડ વિશાળ છે. એક ન્હાના દરિઆ માફક મ્હોટો દેખાય છે. તેમાં કૃષ્ણે હળદરથી ક્રીડા કરી હતી તેથી તેનું નામ હરિદ્રા પડયું. કૃષ્ણતીર્થ આગળ પૂજા કરી હતી. મંદિરમાં દર્શન કરવા ગયા. એકાદશીના ઉત્સવના દિવસ આવવાથી ઘણા પંડયાઓ ત્યાં એકઠા થયા હતા. ઠાકોરજીની આરતિ થઈ રહયા બાદ ચણા ખીચડીનો પ્રસાદ વ્હેંચ્યો. અમોને પણ પ્રસાદ આપ્યો તે ખાધો. આ મંદિરના ઠાકોરજી રાજ ગોપાળ છે. તે નામનું એ મંદિર કહેવાય છે. તેને દક્ષિણ દ્વારિકાં પણ કહે છે. આ ઠાકોરજી કેવી રીતે પધાર્યાં તે વિષે કહે છે કે કોઇ બે બ્રાહ્મણોએ બહુ તપશ્ચર્યા કરી ત્યારે ભગવાને દર્શન દીધાં. પછી તેમણે ભગવાનને અરજ કરી કે તમો ઉત્તર તરફના લોકો માટે જેમ ત્યાં બિરાજો છો તેમ દક્ષિણના લોકો માટે દક્ષિણમાં બિરાજો એવી અમારી અરજ છે. તેથી તે અત્રે પધાર્યા. બીજી કથા એમ છે કે, ભૃગુઋષિની પત્ની રાતના અસુરોને પેટમાંથી બહાર કાઢે, અને દિવસના પેટમાં સંતાડી દે. રાતના અસુરો, દેવો વિગેરેને હેરાન કરે તેથી દેવોએ ભગવાનને

ફરિયાદ કરી તે પરથી ભગવાને ઋષિપત્નીનું ગળું કાપી નાખ્યું. એટલે સર્વ દૈત્યો નિકળી પડયા તેનો ભગવાને સંહાર કર્યો. પણ ભૃગુ ઋષિએ શાપ આપ્યો કે 'મારી પત્નીને જેણે મારી નાંખી હોય તેને તેની પત્નીનો વિયોગ થજો.' ઋષિને ખબર પડતાં ભગવાન પાસે ક્ષમા માગી કે, 'મને ખબર નહોતી. હવે હું અરજ કરૂં છું કે, મને એક કન્યા આપો તો તેના લગ્ન હું તમારી સાથે કરાવી આપું.' ભગવાન કહે 'મ્હારે તો લક્ષ્મીજી છે. પણ તું કહે છે તો લક્ષ્મીજી તારે ત્યાં અવતરશે.' પછી તે ઋષિને ત્યાં અવતર્યા ને તેને ભગવાન વેરે દીધાં. ઋષિએ શાપ દીધો હતો તેના ફળમાં જાનકીજી સાથે ભગવાનને વિયોગ થયો છે, અને ભૃગુ ઋષિએ ભગવાનને કહ્યું કે 'અત્રે તમારો નિવાસ થાઓ' એટલે દક્ષિણ દ્વારકામાં ભગવાન પધાર્યા છે. ગોપ્રલે કુંડની પેલેપાર ભૃગુઋષિનું મંદિર છે. આ તીર્થનો મહિમા એટલો તો ખરો ગણાય કે જેઓથી આપણી કાઠીઆવાડમાં આવેલી દ્વારકા ન થઇ હોય તેઓને આ દક્ષિણ દ્વારિકાનું તીર્થ કર્યાથી તેટલુંજ ફળ થાય છે. આ રાજગોપાળનું મંદિર જેને ત્યાં મનારગુડી કહે છે તે મંદિરનો ઘાટ ચિદમ્બર, કાંચી, વિગેરેના મંદિરોના જેવો છે તથા દરવાજા મ્હોટા મ્હોટા છે. આ મંદિરના દરવાજાને દશ માળ છે. મંદિર તથા દરવાજા ઉપર મૂર્તિઓ છે. આજે ઠાકોરજીની ભોગ મૂર્તિની સ્વારી બહાર નિકળી હતી. વાજાં, ઢોલ, શરણાઇ તથા વેદ પાઠી બ્રાહ્મણો વેદ બોલતા બોલતા આગળ ચાલતા હતા. મંદિરની આસપાસ સ્વારીએ પ્રદક્ષિણા કરી તેથી સર્વને દર્શન થયાં. પછી અચળ મૂર્તિ જેને વાસુદેવ કહે છે તેના દર્શન કર્યા શેષશાયી ભગવાન, શ્રીદેવી, ભૂદેવી, રૂકમણી, સત્યભામા વિગેરેની મૂર્તિઓ તેની પાસે છે તેનાં દર્શન કર્યા. આપણે સંતાન ગોપાળની મૂર્તિ ગોદમાં લઈ ખેલાવી. એટલા દર્શન કરી ઉતારે આવી જમ્યા. અત્રે ઘણાખરા બળદોને શીંગડા હોતા નથી, પણ શીંગડાની જગા સખ્ત હોય છે.

રાતના ૮ વાગે મનારગુડીથી ટાંગામાં વળી નિકળ્યા. ૯ માઇલનો રસ્તો લેવાનો હતો પણ રાત અજવાળી હતી અને રસ્તો વસ્તિવાળો એટલે ઠીક હતું. ૧૧ કલાકમાં નીડામંગળ સ્ટેશન ઉપર આવી લાગ્યા. પાછલી રાતના ૩ વાગે ટ્રેન આવી તેમાં બેઠા તે ૪ાા વાગે પરોઢમાંજ તાંજોર પુગા. નીડામંગળથી તાંજોર ૧૯ મૈલ છે અને ટીકીટના હાલમાં રૂા. ૦-૩-૬ પડે છે.

**તાંજોર**—અજવાળું થયું ત્યાં લગણ લગભગ પાંચ વાગ્યા લગી વેઇટીંગ રૂમમાંજ બેઠા. સ્ટેશનની નજદીકમાંજ એક વેન્કટદાસનું ક્ષેત્ર-ધર્મશાળા છે ત્યાં જઇ ઉતર્યા. તેમાં મોટો વાડો કૂવો વિગેરે સગવડ સારી છે. અત્રે હૉસ્પિટલમાં નાડ બતાવવા ગયા. આજે દશમો દિવસ હતો (૨૮-૧૨-૦૩), એટલે અમો નાડ બતાવવામાંથી છૂટયા. અત્રેની બજાર સ્ટેશનથી છેટી છે, રાજમહેલ જોવા લાયક છે. મહેલ લાંબો, ને વિશાળ છે. તેના થોડા ભાગમાં જનાનો હોવાથી ત્યાં જવા દેતા નથી. એ મહેલમાં અસલના શિવાજી, શંભાજી વિગેરેની છબીઓ છે, અસલના રાજાને સ્નાન કરવા માટે મ્હોટું તળાવ છે. જનાનખાનાને ત્યાં જવાનો રસ્તો છે. હાલમાં તો એ તળાવ સૂકું પડયું છે. દરબાર હૉલમાં પણ રાજાઓની છબી, ખુરશીઓ તથા તખ્ત છે. શિવાજીની મરતી વખતની છબી છે. તેમના ગુરૂ રામદાસ સ્વામીની તથા હમણાના અત્રેના છેલ્લા રાજાઓની છબીઓ છે. રાજાની સ્વારીને લગતા સોનાના મોહોરના (ઘોડા હાથીના) સાજ, બંદૂકો, તલવારો, પિસ્તોલો, બે ઘોડાની તથા પાંચ સાત બ્હાર થાય એવી બંદૂકો, સોનેરી કપડાં વિગેરે જોવા જેવા હતા. પછી કચેરી હોલમાં ગયા. ત્યાં ખુરસી, ટેબલ, કાચ વિગેરે છે અને વિલાયતથી મંગાવેલું શિવાજીનું સંગેમરમરનું સફેત પુતળું છે. લૉર્ડ લેન્સ જે લડાઇમાં મરી ગયો તેનું પુતળું કાળા પથ્થરનું છે. તે મહેલની સામે લાયબ્રેરી છે. જેનો હૉલ ન્હાનો છે. તેમાં એક બાજુ છાપેલા પુસ્તકોનો ભંડાર છે તથા બીજી બાજુ ચારેક મ્હોટા ૧૪ ફીટ ઉંચા કબાટો છે જેમાં હસ્ત લિખિત સંસ્કૃત પુસ્તકો રેશમી કપડામાં બાંધી તેના પોટલાં રાખ્યા છે. એ ભંડાર માટે તાંજોર લાયબ્રેરી ઉત્તમ ગણાય છે ખરી, પણ દેખરેખ વગરનો એ ભંડાર શું કામનો? કોઇ દાદ લેતું નથી. કુશળ શાસ્ત્રીઓ રાખીને સંસ્કૃત ગ્રંથોનું ભાષાંતર કરી બહાર પાડવામાં આવે તો વિદ્યા ઉપર ઘણું અજવાળું પડે, અને વળી કોઇ એવી હકીકત પણ નિકળી આવે કે જે જાહેરમાં આવવાથી અનિશ્ચિત અને વિવાદ થએલી બાબતોનો નિર્ણય પણ થઇ જાય. માટે એવા પુસ્તકો છાપવાની અતિ આવશ્યકતા છે. પણ હાલમાં તો કંઇ થાય તેમ સંભવતું નથી કારણ કે તાંજોરનો છેલ્લો તરૂણ રાજા દેવલોક થયો. તેને ૧૦ રાણી હતી તેમાંની હાલ ૪ હયાત છે. કંઇ પુત્ર સંતતિ ન હોવાથી દત્તક પુત્ર લીધો, જે પણ સ્વર્ગી થયો, પણ પાછળ સગીર વયનાં બે બાળકો મૂકી ગયો છે એટલે રાજ્ય અંગ્રેજ

સરકારની દેખરેખ હેઠળ ચાલે છે. ધણી વગરનાં ઢોર સૂનાં, તેમ તાંજોર રાજ્ય જો કે ઘણું સારૂં છે, વસ્તિ પણ સારી છે, શહેર વિશાળ છે, પણ જેમ એક મ્હોટું મકાન ખંડેર હાલતમાં પડયું હોય તેમ ઉજ્જડ લાગે છે, અને જીવ વગરના ખોળીઆ માફક તેજ વગરનો દેખાવ આપે છે. મરનાર તરૂણ રાજા તેજવંત, હુશિયાર, રાજ્યને દીપાવનાર, નિરભિમાની, હસતામુખનો, દેદિપ્યમાન અને ખુબસુરત ચહેરાનો આકૃતિપરથી જણાય છે. પણ ઇશ્વરના હુકમથી વહેલો સ્વર્ગવાસી થયો એ જોઇ દિલગીરી થાય છે. તાંજોરમાં એક ઉંચો ટાવર છે, તેમાં ઘડીઆળ છે. કહે છે કે એ ટાવરને દશ માળ હતા પણ બહુ ઉંચો હોવાથી સરકારે ચાર માળ ઉતારી પાડયા છે. અત્રેની કાપડબજાર તથા બીજી દુકાનો સારી છે. કપડાના રંગબેરંગી ફૂલોના દડા તથા હાર દિલ ખેંચાય એવા સરસ બને છે. જ્યારે કોઈ મ્હોટા માણસને યા સાહેબને માન આપવું હોય ત્યારે એ હાર એનાયત કરવામાં આવે છે. બજારમાં થઇને શિવગંગા જોવા ગયા. એ એક વિશાળ કુંડ છે. અગાઉ 'ચોળ' અથવા 'સોળ' નામનો રાજા થઈ ગયો. તે મ્હોટો ધર્માત્મા હતો. તંજાવરના ગામોમાં સ્થળે સ્થળે શંકરનાં દેવાલયો તેણે બંધાવ્યાં. તેને કોહોડનો રોગ હતો. એક દિવસે સ્વપ્નામાં શિવજીએ તેને પ્રગટ થઇ કહ્યું કે, અમુક જગાએથી ગંગા પ્રગટ થશે તેમાં તું મુખ માર્જન તથા આચમન કરજે, પણ જળમાં પગ મૂકતો નહિ, અને જળની વચ્ચોવચ શિવલિન્ગ નિકળશે, એટલું કહી શિવજી અંતર્ધાન થઇ ગયા. આ વાત રાજાએ કંઈ ધ્યાનમાં લીધી નહી પણ તેજ જગાએ અચાનક જળ નિકળતું જોયું, તેમાં પોતે મુખ માર્જન કરી આચમન કર્યું, રાજા સાંજના ઘેર પધારતાં રાણીઓએ કહ્યું 'આજે તમારા ચ્હેરાપર કોહોડ ઘણોજ ઓછો માલમ પડે છે માટે તમે કઇ દવા લગાડી હતી તે કહો?' ત્યારે રાજાને યાદ આવ્યું કે 'મેં મુખ ધોયું છે ને શિવજીએ સ્વપ્નામાં કહ્યું હતું કે તેની નિશાની દાખલ, શિવનું લિન્ગ પાણીની વચમાંથી નિકળશે, માટે ચાલ જઇને જોઇ આવું.' તે પ્રમાણે રાજાએ પાછા જઇને જોયું તો જળની વચમાં લિન્ગ પ્રગટ થયેલું દીઠું. તે દિવસથી રાજાનો કોહોડ ગયો, અને એ શિવગંગાનો મહિમા હજુ પણ વખણાય છે. ત્યાંથી અમે 'પીરીકોયલ' એટલે બૃહતેશ્વર મહાદેવનાં દર્શને ગયા. એ મહાદેવનું દેવળ મ્હોટું છે. તેનો દરવાજો ૮ માળનો ઉંચો છે, તથા અંદર બીજો દરવાજો આવ્યા પછી એક વિશાળ ચોગાન આવ્યું, તેની વચમાં એક ઉંચી બેઠક ઉપર એક મ્હોટો નંદી

છે જે એટલો તો મ્હોટો છે કે મેં આજ દિન સૂધી તેવો જોયો જ નહતો. રામેશ્વરનો નન્દી એથી પણ મોટો છે. આ નન્દી તો આસરે ૧૫ ફીટ લાંબો, ૧૨ ફીટ ઉંચો, અને ૧૦ ફીટ ચોડો છે, અને તે એક જ પથ્થરનો સરસ કારીગરનો બનાવેલો છે, તે નન્દીની કાંધ, પીઠ, શીંગડાં વિગેરે સરસ બનાવ્યા છે. નન્દી દર્શન કરવા લાયક છે. કહે છે કે આ કામ મનુષ્યનું નથી પણ કુદરતી છે. પછી દેવળમાં ગયા ત્યાં શંકરનું લિંગ બહુ મ્હોટું છે, જેના શરીરનો ઘેરાવો ૭ ફીટનો છે, ૪ ફીટ ઉંચો છે, લિંગ ત્રણ ફીટ ઉંચુ તથા જાડું છે. એ રીતે ભૃહતેશ્વરના સુંદર દર્શન કર્યાં. અમે ગયા ત્યારે ઉત્સવના દિવસો હોવાથી ભોગમૂર્તિને પાલખીમાં પધરાવી તેની સ્વારી ચોગાનમાં વાજતે ગાજતે ફરવા નિકળી. વચ્ચેના મંડપની સામે દાસી ગોળ આકારમાં ચકરચકર માંડવા ઉપર નાચતી તથા કસરત કરતી હતી. ત્યાં એક બીજું માતાનું મંદિર હતું તેનાં દર્શન કરી રવાના થયા, તે અમે સાંજના ૬ાા વાગે છત્રમમાં આવ્યા, ને સામનસુમન બાંધી સ્ટેશન ઉપર ગયા, ને શ્રીરંગ જવા ટ્રેનમાં બેઠા. આવતી પરમે વૈકુંઠ એકાદશીનો તહેવાર હોવાથી એ બાર માસિક ઉત્સવપર જવા માટે ટ્રેનમાં ખૂબ ગડદી થઇ. ટ્રીચીનાપલી આગળ ગાડી બદલીને એસ. એમ. રેલવેમાં બેઠા તે ટ્રીચીનાપલી ફોર્ટ સ્ટેશને તુરત આવી પુગા. તાંન્જોરથી ટ્રીચીનાપલી ફોર્ટ ૩૧ માઇલ છેટું ને ટિકિટના રૂ. ૦ાાા પડે છે. ત્યાંથી શ્રીરંગજી ત્રણ માઇલ દૂર છે. મ્હોટા મેળાને લીધે એકકાઓએ પણ ભાવ ચઢાવી દીધા. પણ સ્ટેશન ઉપર લાઇસેન્સ ગાડીઓ હોય એટલે ભાવ વધારે લે માટે યાત્રાળુઓએ નાકા બ્હાર જઇ ગાડી પકડી. રાત્રે વરસાદ ઝરમર ઝરમર વરસવા લાગ્યો. પ્લેગ ડિસ્ટ્રીકટમાંથી આવતા યાત્રાળુઓને શ્રીરંગમાં જવા દેતા ન હતા પણ અમોને તો પ્લેગ પારપોર્ટ હતો અને દશ દિવસ સૂધી અમે નાડ બતાવી હતી. ટ્રીચીફોર્ટના સ્ટેશન ઉપર પોલીસનો પણ જાપ્તો ઘણો હતો. વરસતા વરસાદમાં અમો પંડયા તારાકૃષ્ણાચાર્યને ત્યાં આવી પુગ્યા. યાત્રાળુઓ ગામમાં ઘણા આવી પડવાથી પંડયાઓને ઘેર ગડદી ખૂબ થઇ હતી. સરકારનો હુકમ એક ઘરમાં ૧૦ યાત્રીથી વધારે રાખવાનો ન હતો, ને જો રાખે તો રૂ. ૫૦) દંડ પડે. છતાં પણ પંડયાઓ છાનાછુપા ૨૫થી ૫૦ યાત્રાળુઓને એક ઘરમાં રાખતા હતા. પંડયાઓની જગાઓ રોકાઇ જવાથી એકેક ઘરના આઠ દિવસના ૧૦થી ૨૦ રૂપીઆ ભાડાના આપી યાત્રાળુઓને સગવડ કરી આપતા હતા. જગા ન હોય તો એટલા

ઉપર પણ જગા આપે છે. દાક્તરો તથા પોલીસ પણ વખતો વખત તપાસવા આવે છે. એ રીતે યાત્રીઓની ગડદીનો પાર ન હતો. આ મેળો એકાદશીથી બાર પંદર દિવસ સુધી ચાલે છે.

**શ્રીરંગજી**—આજે પોષ શુદિ ૧૦ હતી સં. ૧૯૬૦ (તા. ૨૯–૧૨–૦૩). સવારના ભગવાનની પાલખી નિકળવાની તૈયારી હતી. મંદિરમાં ગડદીનો તો પાર ન હતો. મંદિરની આસપાસ કમ્પાઉન્ડમાં ઠાકોરજીની સ્વારી વાજતે ગાજતે નિકળી. વેદપાઠી બ્રાહ્મણો આગળ ચાલતા હતા. ઠાકોરજીએ સુવર્ણ મુકુટ, સોનેરી પોશાક, તથા સુવર્ણના રત્નજડિત અલંકારો પહેર્યા હતા, અને ખૂબ દીપતા હતા, તેને સાષ્ટાંગ દંડવત્ કર્યા. તેમની પાછળ રામાનુજની ૧૨ થી ૧૮ મૂર્તિઓ હતી. એ ઉત્તમ દર્શન કર્યા પછી કાવેરી નદીએ જઇ ત્યાં વિધિપૂર્વક સ્નાન કર્યું. એક બાજુ બૈરાંઓ ને બીજી બાજુ મરદોને સ્નાન કરવાની જગા જૂદી રાખી છે. આ મેળા વખતે બંદોબસ્ત માટે કાવેરી નદી ઉપર પણ ૪૦ પોલીસ રાખવામાં આવી હતી. શ્રીરંગજીના મંદિરને શરૂઆતમાં ત્રણ ચાર દરવાજા સાત સાત માળાના આવે છે. મંદિર બહુ મ્હોટું છે. આ સમય મેળાનો હોવાથી મંદિરના અંદરના ભાગમાંથી થઇને તે બ્હાર નાકા સુધી જાતજાતની દુકાનોની લાંબી ને લાંબી લાઇન મંડાઇ હતી અને આનંદ ઉત્સવ થઇ રહ્યો હતો. લોકોની ગડદીનો તો પાર ન હતો, આસરે સવા લાખ માણસ એકઠું થયું હશે. તે સર્વનો બંદોબસ્ત રાખવા સારૂ પોલીસનો જાપ્તો મંદિરની અંદર ને બ્હાર રહે છે. દેવાલયમાં ઘણા મંડપો છે ત્યાં પણ ઠામ, વાસણ, પિત્તળ, ચાંદીના ઘરેણા, ફેન્સી ચીજો વિગેરેની દુકાનો જાત્રામાં ઘણી હતી. બપોરના બે વાગે શ્રીરંગની અચળ મૂર્તિના દર્શન કર્યા. એ ગરૂડજી જેવાં દર્શન કયાંય નથી એ ગરૂડજીની જગા ૭ ફીટ પહોળી ને ૧૨–૧૪ ફીટ ઉંચી છે. તેની આગળ સુવર્ણના ગરૂડની ભોગ મૂર્તિ છે. આગળ ચાલતાં મંદિરનો બીજો ભાગ આવે છે ત્યાં સુવર્ણ પત્રનો સ્થંભ આવે છે. વળી તેની પાસે મંદિરના બીજા ભાગમાં ભગવાનની ભોગ મૂર્તિ બિરાજે છે. તે સુવર્ણની છે. કહે છે કે દોઢેક વર્ષની વાત ઉપર આવા ઉત્સવના દિવસો સમયે એ મૂર્તિને વૈકુંઠ મંડપમાં પધરાવેલી હતી. તેને રામેશ્વરના પંડયા ગંગારામ પિતાંબરનો ગુમાસ્તો ઉઠાવી લઈ ગયો, ને તેનાપરથી સુવર્ણનાં આભૂષણ લઇ લીધાં, તથા મૂર્તિને ખંડન કરી

નાખી, પછી તે ગુમાસ્તો પકડાયો ને તેને ત્રણ વર્ષની સખ્ત કેદ મળી, તેમાં પહેલા ૩ માસ કાળી કોટડીની જેલ મળી, ને ત્રણ વર્ષે છૂટશે ત્યારે તેને ઠાકોરજી પાસે ઉભો રાખી ૩૬ ફટકાનો માર પડશે. હાલમાં એ મૂર્તિના અમને દર્શન થયા. મંદિરના નિજ ભાગમાંથી દર્શન કરવાને આઠે દિવસે માણસ દીઠ અર્ધો આનો, પરંતુ જાત્રાની ગડદી વખતે બબ્બે આના લે છે, અને આવતી કાલે વૈકુંઠ એકાદશીનો ઉત્સવ હોવાથી મનુષ્ય દીઠ પાવલો લેશે. મંદિરની અંદર શેષશાયી ભગવાન રંગજી બિરાજે છે. શેષશાયી ભગવાનની ૧૦ ફીટ લાંબી મૂર્તિ છે. શેષનાગની કાળી ફેણ છે. વચમાં ભોગ મૂર્તિ છે અને આજુબાજુ શ્રી દેવી ને ભૂદેવી (સીતા માતા અને લક્ષ્મીજી) છે. અત્રે અષ્ટોત્તર જપ કરાવ્યા તેનો રૂ. ૧૧ પડે છે. અર્ચન, આરતિ કરાવી બહાર નિકળ્યા. એ મંદિર ઉપર સુવર્ણનું છાપરૂ તથા સુવર્ણના શિખરો, તથા તેની ટોંચ ઉપર સુવર્ણનો વાઘ તથા સુવર્ણના વાસુદેવ મ્હોટા માણસ જેટલા બનાવી મુકયા છે. આ ભોગ મૂર્તિની સ્વારી આજ સવારે નિકળી હતી તે જોડેના મંડપમાં બિરાજમાન થઇ હતી. ત્યાં યાત્રાની ઠઠ વચ્ચે પુરાણિક કથા કરતો હતો. અત્રે ભોગ પણ ધરાય છે. ખીચડી મીઠી, મોળી, ખાટો ભાત વગેરે ધરાવવાને ગોર આગ્રહ કરે છે. સભા મંડપથી પાછા ફરતાં બીજા એવા સભા મંડપોમાં આવ્યા અને વૈકુન્ઠ દરવાજો જ્યાં ભગવાન કાલે પધારનાર છે ત્યાં ગયા. ત્યાં કોંન્ગ્રેસની માફક એક મ્હોટો મંડપ છે, તેમાં સોનેરી વરખના નકસીદાર બે ત્રણ આર્કો તથા કાગળોના બનાવેલા ગોળ ચકરો વિગેરેથી જાત જાતની શોભા કરવામાં આવી હતી, તેમાં રૂ ૨૫,૦૦૦ નો ખર્ચ કર્યો સંભળાય છે. એ રીતે દર વર્ષ થાય છે. ઉતારે આવતાં ૪ વાગ્યા તે પાછા પાંચ વાગે ઠાકોરજીની પાછી પાલખી નિકળવાની હતી તેના દર્શન કરવા ગયા. આજે આખો દિવસ વરસાદ ખૂબ પડયો તેથી રસ્તામાં પાણી પાણી થઈ રહ્યું છે અને હજુ પણ પડે છે. લોકોને જવા આવવાના રસ્તા જુદી જુદી સાઇડમાં ડાબી જમણીએ રાખ્યા છે. ઠાકોરજી પાલખીમાં આગળ પોલીસ સહિત વાજતે ગાજતે પધાર્યા. સવારના સફેત જામો તથા સોનેરી જામો તથા સોનેરી પોશાક હતો, હમણાનો ઠાઠ વળી ઓર હતો. રત્નજડિત સુંદર શિખાનો ચોટલો હતો. બેઠકની આજુબાજુ લીલા સુંદર પોપટ, હાથપર પોંચી, આંગળીમાં રત્નજડિત વીંટીઓ વગેરે ઠાઠમાઠથી નિકળ્યા. તે ગરૂડજીથી આરંભીને મંદિરના સર્વ સ્થળે થઇ રાતના ૧૦ વાગે પાછા

નિજ ધામે આવી બિરાજ્યા. શ્રીરંગના મંદિરનો ધણીખણી કારભાર પંડ્યાઓ તથા મણિકારમેનેજર અને ટ્રસ્ટીઓને સ્વાધીન છે. મેળામ બંદોબસ્ત રાખવા પટાવાળા સીપાઇઓ રહે છે. અત્રે ૧૦૯૦) સ્તંભને એક મંડપ છે. મેળાને લીધે શાક ભાજી અત્રે ઠીક મળતું હતું. કુરુ ટમાં કેળાં એક પૈસાના સાત મળતા હતા જ્યારે કુંભકોનમાં ૯ ન મળતા હતા. નાળીએર ફૂદીઆનું એક મળતું હતું.

આજે વૈકુન્ઠ એકાદશી હોવાથી (તા. ૩૦-૧૨-૦૩) સવારન ૪॥ વાગે ઉઠી કાવેરીમાં સ્નાન કરી વૈકુન્ઠદ્વાર જ્યાંથી ભગવાનન ભોગમૂર્તિની પાલખી નિકળવાની હતી ત્યાં ગયા. ત્યાં જબરી ભીડ થર હતી. ગઈ કાલની સ્વારી કરતાં ઠાઠ વધારે હતો. ભગવાન ત્યાંથ નિકળીને તૈયાર થયેલા મંડપમાં જઇ બિરાજ્યાં, જ્યાં પણ ભીડ બહુ હતી. રાતની સ્વારીનો પણ ઠાઠ જબરો હોય છે, ને રોશની પણ સાર થાય છે. બળતી મસાલોમાં ઘી વપરાય છે. રામચંદ્રજી, વૈકુન્ઠ નારાયણ આદિનારાયણ વિગેરે મંદિરોમાં દર્શન કરી ચંદ્રપુષ્કરણી તીર્થમાં આચ મન માર્જન કરી ઉતારે આવ્યા, ને ફળ આહાર કર્યું, અગીઆરસન ધામધુમને લીધે અચલ મૂર્તિના દર્શન સાંજના ૭ વાગે થયા. છાપરાપ શિખરના પણ દર્શન કર્યાં. ૧૬ સુવર્ણના શિખર છે. તેમાં કહે છે ચાર વેદ છે. છાપરા ઉપર વાસુદેવની મૂર્તિ સુવર્ણની છે પણ તે ફક્ત અર્ધી નજરે પડે છે. તેનું કારણ એમ કહે છે કે સત્યયુગ, ત્રેત વિગેરેમાં એ સુવર્ણની મૂર્તિ થોડી દેખાતી હતી અને હાલના કળિયુગમ અર્ધી દેખાય છે, તે કળીયુગને અંતે પ્રલયકાળમાં આખી ચરણ પર્યન દેખાશે. લક્ષ્મીમાતાના દેવળમાં, અને મંડપમાં ભોગમૂર્તિનાં દર્શન કર ઉતારે પાછા આવ્યા. ઉપર જણાવેલી સુવર્ણની વાસુદેવજીની મૂર્તિ વિ કહે છે કે જ્યારે રામચંદ્રજીએ રાવણ સાથે લડાઇ કરી ત્યારે બિભીષણે રાવણને કહ્યું કે સીતાજીને પાછાં આપો, એટલે રાવણે બિભીષણને લાત મારી તેથી બિભીષણ રામને શરણે ગયો, પછી રામે જ્યારે રાવણ માર્યો ત્યારે બિભીષણ રડયો એટલે રામે તેને લંકાની ગાદી આપ છાનો રાખ્યો. પછી બિભીષણે રામને અરજ કરી કે 'શ્રીરંગજીન મૂર્તિ મને લંકામાં દર્શન કરવા માટે જોઇએ.' તો રામ કહે 'તાં દર્શનથીજ કામ છે કે નહિ? જા તને વાસુદેવની મૂર્તિ જે શ્રીરંગન શિખરપર છે તેના તને લંકામાં બેઠા બેઠા દર્શન થશે' પછી બિભીષણ લંકામાં બેઠો બેઠો શ્રીરંગવાળા વાસુદેવના દર્શન કરતો. રામચંદ્રજી

અયોધ્યાની ગાદી મળવાને બદલે વનવાસ જવું પડશે એ મ્હોટા નજુમી જોષીઓએ પણ જાણ્યું નહોતું જુઓઃ—

થવાનું ન થવાનું કહે, નજુમી કોણ એવો છે,
જમાનો જોર જાલમ છે, ન માલુમ શું થવાનું છે;
હતો લંકેશ મહાબળીઓ, હણાયો રામને બહાને,
ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે;
પ્રતાપી કૌરવો જેવા, જગત સૌ વાત જાણે છે,
ન જાણ્યું ભીષ્મ જેવાએ, સવારે શું થવાનું છે;
થવાનું તે થવા દેજે, મને તું મસ્ત થઇ રહેજે,
ન જાણ્યું મસ્તાને, સવારે શું થવાનું છે.

બીજી કથા એમ છે કે એક ગાંધર્વ ફરતો ફરતો સપ્તગંગા જ્યાં રમતી હતી ત્યાં જઇ ચડયો ને દંડવત કર્યા. ત્યારે તે સાત નદીઓએ તેને પૂછયું કે તેં કોને દંડવત કર્યા. ગાંધર્વ વિચારમાં પડયો કે હવે કોનું નામ દેવું. પછી જવાબ આપ્યો કે 'હું મ્હોટી નદીને પગે પડયો' એમ કહી ચાલતો થયો, એટલે નદીઓમાં તકરાર થઇ છેવટે કાવેરી અને ગંગાનો ઝઘડો રહ્યો. હવે એ બેમાંથી મ્હોટી કોણ તેનો નિર્ણય કરવા તે બન્ને બ્રહ્મા પાસે ગઈ. પણ બ્રહ્મા કહે 'હું ન જાણું, તમે શિવ પાસે જાઓ,' શિવજી કહે 'હું ન જાણું, તમે નારાયણ પાસે જાઓ,' નારાયણ કહે 'હું રામાવતાર લઇશ ત્યારે આવજો એટલે નિર્ણય કરી આપીશ.' પછી ગંગાજી કાશી સ્થળમાં બિરાજ્યા અને કાવેરી બ્રહ્મા પાસે ગઈ. બ્રહ્માએ કાવેરીને કહ્યું 'તું દંડકારણ્યમાં જઇ ભગવાન માટે તપશ્ચર્યા કર' કાવેરીએ તેમ કર્યું. પછી રામચંદ્રજીએ જ્યારે બિભીષણને ગાદી સોંપી અને પોતે અયોધ્યા જઇ પટ્ટાભિષેક કર્યો ત્યારે તેમણે હનુમાનજીને કહ્યું 'તેં મ્હારી સેવા બહુ કરી છે. તને શું જોઇએ છે તે તું માગ' હનુમાનજીએ કહ્યું 'મ્હારા હાથમાં આપના ચરણારવિન્દ શિવાય મ્હને બીજું કંઇ જોઇતું નથી' તે તેને રામચંદ્રજીએ આપ્યાં. પછી બિભીષણને પૂછયું 'તને શું જોઇએ છે' તે કહે મહારાજ! તમે લંકાની ગાદીતો આપી પણ મ્હને આપનાં દર્શન કરવા તથા શ્રીરંગની પૂજા કરવા માટે શ્રીરંગની મૂર્તિ જે ત્યાં છે તે આપો' તો જવાબ મળ્યો 'તું રાક્ષસ અને અમો દેવ તે એક બીજાને બને કેમ? પણ જો ત્હારી એવી મરજી છે તો ભલે તે મૂર્તિ

તું લે અને હાથમાં રાખજે ને અહીંથી એકદમ લંકા જજે. હાથમાં છોડી તો તે આગળ વધવા પામશેજ નહિ' જવાબ 'બહુ સ મહારાજ!' પછી તે શ્રીરંગ ભગવાનને લઇને ચાલતો ચાલતો શ્રીરંગ દંડકારણ્ય ભૂમી કહેવાય છે ત્યાં આવી પૂગ્યો. પણ ત્યાં તેને દિશ જવાની ખૂબ હાજત લાગી, એટલામાં ગણુપતિ સામા મળ્યા તેને ક 'આ શ્રીરંગ ભગવાનને જરા હાથમાં રાખો તો હું દિશાએ જ આવું' ત્યારે ગણેશજી કહે 'જો તું તુરત નહિ આવે તો હું જમ ઉપર મુકી દઇશ' 'અતર ઘડી આવ્યો' એટલું કહી બિભીષણ દિશ ગયો, પણ બહુવાર લાગી. ગણપતિએ ત્રણ બૂમો મારી પણ તે આવ નહિ, એટલે ગણેશજીએ સારી જગા જોઇને જમીન ઉપર ભગવા મુકયા. બિભીષણ આવી જોય છે તો ભગવાનને જમીનપર દીઠા, ખૂબ જોર કરી ઉખેડવા માંડયા એટલે એક ઇન્ચ ડગ્યા. તેથી વધારે બિભીષણે જોર કર્યું, ત્યારે શ્રીરંગજી ઉલટા એક હાથ અંદર જ રહ્યા ને બિભીષણને કહ્યું 'મ્હને હેરાન કરતો નહિ. તું અત્રે રે દર્શન કરવા આવતો જા' પછી ગુપ્ત રીતે લંકાથી દરરોજ બિભી દર્શન કરવા આવે. હવે રંગજીનો એક પૂજારી હતો તેણે થાંભ પછવાડે સંતાઇને રાતના બાર વાગે જ્યારે બિભીષણ દર્શન ક આવ્યો તે છૂપી રીતે સંતાઇને તેણે જોયું. બિભીષણે વળતાં પૂજાર દીઠો તેવો તેને મારવા ગયો, ત્યારે શ્રીરંગજીએ 'હાં! હાં!' ક વાર્યો કે 'અમ્હારો પૂજારી છે તેને ત્હારાથી મરાય નહિ.' પછી બિ ષણને શ્રીરંગ ભગવાને કહ્યું, તું ત્હારે લંકામાં બેઠો રહે, ને હું ર બેઠો બેઠો ત્યાં તને દરરોજ દર્શન આપીશ, તે મુજબ વાસુદેવની મુ જે દેવળ ઉપર સુવર્ણની છે તેનાં દર્શન તે બિભીષણ કરતો, તેપર પૂજારીને લંકા જોવાની ઇચ્છા થઇ; ત્યારે રંગજીએ બિભીષણને ક 'મ્હારા પૂજારીને લંકા દેખાડ.' પછી બિભીષણ પૂજારીને સાથે ગયો. લંકા અર્ધો ગાઉ છેટી રહી ત્યારે પૂજારી કહે 'મને ઉતા અહિંઆ તો તાપના ભડકા થાય છે,' તોપણ તેને લંકા દેખાડીને ક 'તું કોઇને કહેતો નહિ કે હું લંકા જોઇ આવ્યો, ને જો તેં કદ કહ્યું તો ત્હારા માથાના ત્રણ કટકા થઇ જશે.' લંકા જોઇ પૂજારી આવ્યો. તેની સ્ત્રીએ પુછ્યું 'તમે બેક દિવસ થયા કયાં ગયા હતા પણ તેણે જવાબ ન આપ્યો. એટલે પેલીને વધારે વહેમ પડયો ખૂબ આગ્રહ કરી પૂછવા લાગી. ધણીએ કહ્યું કહેવાય તેમ નથી ને

કહ્યું તો માથાના કટકા થઇ જશે, પણ આ હઠ ને બાળ હઠ કદી જાય નહિ. છેવટે ધણીએ કહ્યું તેવાજ તેના શિરના ત્રણ કટકા થઇ ગયા. સ્ત્રી ગભરાતી ગભરાતી શ્રીરંગજી પાસે ગઇ, અને હાથ જોડી અરજ કરીને પગે પડી, પછી શ્રીરંગજીએ પાણીની અંજલિ છાંટી તેના ધણીને સજીવન કર્યો. તે દિવસથી બિભીષણને આવતો બંધ કર્યો એમ કહે છે. કાવેરી તથા ગંગા નદીનો નિર્ણય કરવા રામચંદ્રજીએ બન્ને નદીના ફૂલોના હાર પોતાના ગળામાં નાખીને કહ્યું 'બન્ને સરખા છે, કાવેરીએ મ્હારી તપશ્ચર્યા કરી છે. માટે તે પણ મ્હોટીજ ગણાય' તેથી કાવેરીનો આ ગામમાં મહિમા મ્હોટો છે. યાત્રીઓમાંથી જે પેદાસ થાય છે તે પંડયાઓ અને પૂજારીઓ ખાય છે, બાકી શ્રીરંગના ગામ ગરાસની ઉપજ ચાર લાખ રૂપીઆની છે તે સરકારે લઇ લીધી છે, અને તેમાંથી ફક્ત રૂ. ૫૦,૦૦૦) દર સાલ મંદિરને સરકાર આપે છે. તેમાંથી ઇનકમ ટેક્ષ રૂ. ૫૦૦૦) કાપી લે છે એટલે સરકારને આસરે સાડાત્રણ લાખ રૂપીઆનો નફો રહે છે. ત્રિપતિ બાલાજીમાં સરકારનો બિલકુલ પગ નથી. આ મંદિરને લગતા હાથીઓ પણ છે. અચળ મૂર્તિના દર્શન કરવા હમણા માણસ દીઠ રૂ. ૦ા લે છે, જેના આડે દિવસે બે પૈસા લે છે. આજે એકાદશીનું જાગરણ મંદિરમાં જઈ કર્યું. ઠાકોરજી ૧૦૦૦ સ્તંભના મંડપમાં બિરાજ્યા હતા, ત્યાંથી ગાયનના સુર એકચિત્તે સાંભળતા સાંભળતા, પા પા કલાકે કદમ પર કદમ ભરતા ભરતા રાત્રિના ૧ વાગે ઠાકોરજી મંદિરમાં પોતાને ઠેકાણે પધાર્યા. મંદિરમાં એકાંતમાં ગવૈયાઓ વીણા વગાડે છે તે એક ચિત્તે ભગવાન સાંભળે છે. એ વીણાના શાંત અવાજે તથા ચુપકીથી થતા શાંત ગાયનના હલકા મધુર સરોદે અને મંદ પગલે ભગવાનની સ્વારી ચાલતી હતી, તે દેખાવ નજરે જોનારને બહુજ રમણિક અને ભાવ ઉપજાવે તેવો હતો. ભગવાન પણ ડોલતા ડોલતા પધારતા હતા. ભગવાન પોતે પણ આનંદમાં ઝુલતા ઝુલતા આગળ વધતા હતા. મંદિરમાં ભગવાનની પાલખી જતાં કમાડ તરત બંધ થઇ ગયાં ત્યારે રાતના બે વાગ્યાનો અમલ થયો. અઢી વાગે મંગળા આરતિ થઇ તેનાં દર્શન કરી ઉતારે બરાબર ત્રણ વાગે આવ્યા પછી સુતા તે સવારના પાછા ૭ વાગે ઉઠયા. અત્રેના મરદો શિખાના અંબોડામાં ફુલ નાખે છે અને તિલક ઉભું અને વૈશ્નવોને મળતું, પણ જૂદી તરેહનું ઉભું ત્રણ લીટાનું

તિલક કરે છે. વચલો લીટો રાતો અથવા પીળો, અને આજુંબાજુના બે સફેત હોય છે, અને તેઓ રામાનુજી કહેવાય છે.

આજે (તા૦ ૩૧-૧૨-૦૩) બારસનાં પારણાં કર્યાં. ગોરને વિદાયગીરી આપી. આજે પણ પાલખી નિકળી હતી એટલે ભગવાનના દર્શન કરી ટાંગામાં બેસી રવાના થયા. ટ્રીચીનાપલીફોર્ટના સ્ટેશનેથી ટ્રેનમાં બેઠા તે ટ્રીચી જંકશન પુગ્યા. (છેટું ત્રણ માઇલ અને ટિકીટ રૂ. ૦)-) ટ્રીચીથી મદુરા જવાની ગાડીમાં બેઠા. ટ્રિચિથી મદુરા ૯૬ મૈલ છેટું અને ટિ. રૂ. ૧I. મદુરા સવારના ૩II વાગે પુગ્યા. મદુરાથી ૬II વાગે ગાડીમાં બેઠા તે મંડપમના સ્ટેશને બપોરના બે વાગે આવી લાગ્યા. મદુરાથી મંડપમ ૯૦ માઇલ છેટું, અને મદુરાથી પમ્બમની ટીકીટના હાલમાં રૂ. ૧)≡ પડે છે. આજે ખ્રીસ્તીનું નવું વર્ષ હોવાથી (તા૦ ૧-૧-૦૪) સ્ટેશન તથા ઇંજીનને વાવટા તથા ફૂલોના હારથી શણગારવામાં આવ્યા હતા. આજેજ વાસ્તુ હતું, અને આજેજ નવી ગાડી મંડપમ સુધીની પહેલી ચાલી. ટ્રિચિ ફોર્ટથી રામેશ્વરની ટિકિટના હાલમાં રૂ. ૨I≡II પડે છે, ને ટ્રિચીથી મંડપમ ૧૮૮ મૈલ થાય છે.

**પમ્બન થઈ રામેશ્વર**—મંડપમના સ્ટેશનથી થોડું ચાલી પમ્બમ જવા માટે આગબોટ ઉભી હતી તેમાં ચઢી બેઠા, તે ૩ વાગે પામવન (પામના ઝાડોનું વન તે પામવન અથવા પમ્બન) ઉતરી પડયા; મંડપમ સ્ટેશન અને પંબન વચ્ચે બે માઇલનો દરિયો છે. તેના ઉપર હાલમાં પૂલ બાંધી રેલવે ચાલુ કરી છે, એટલે યાત્રીઓને આગબોટમાં બેસવાની જરૂર પડતી નથી. અમે ગવા ત્યારે નેપાળનો અમલદાર તથા કોચીનનો મહારાજા આવેલા હોવાથી ધામધુમ નગારા વિગેરેની સારી હતી. પમ્બનથી રામેશ્વર ૮ માઇલ છેટું છે. રામેશ્વર ૬II વાગે આવી પુગ્યા ને એક ધર્મશાળામાં ઉતર્યા. રાત્રે ૯II વાગે રામેશ્વરનાં દર્શન કરી આવી સુતા. સોલીસીટર મી૦ કિશનલાલ દફતરી પણ અત્રે આવ્યા હતા, તેઓ ઉતારે મળવા આવ્યા, અને જનાર્દન પદ્મનાભની યાત્રા જરૂર કરવા ભલામણ કરી ગયા. હવે તો રામેશ્વર તથા ધનુષતીર્થ સુધી આગગાડી થઇ ગઇ છે. બીજે દિને સવારના (તા૦ ૨-૧-૦૪) ગોરનો બ્રાહ્મણ આવી અમને લક્ષ્મણતીર્થ કુંડ ઉપર લઇ ગયો. ત્યાં સંકલ્પ કરાવી, ક્ષૌર કરાવી, સ્નાન કર્યું. આજે

તીર્થે અપવાસ કર્યો. સાંજના ૪ વાગે રામ ઝરૂખો જે આશ્રમથી એક માઈલ છેટે છે ત્યાં ગયા. રસ્તો રેતાળ છે ને બાવળનું જંગલ વધારે છે. રસ્તામાં સુગ્રીવ કુન્ડ તથા ગંદધ કુન્ડ આવે છે તેમાં આચમન માર્જન કર્યાં. અત્રે લીંબડો, આમલી, પીપળો એવાં ઝાડો વધારે નજરે પડે છે. જરૂખો ઉંચા ટેકરાપર છે. ત્યાં એક મહેલ છે જે અસલ રામચંદ્રજીનો હતો પણ હાલ ખંડેર થઈ ગયો છે. પછી એક શિવાલય તથા બે ચાર સાધુઓનાં ઝુપડાંઓ આવે છે. થોડી બાંધેલી પગથીઓ ઉપર ચઢતાં જરૂખો નજરે પડે છે. એ ઝરૂખો ગોળ ફરતો છે. વચમાં રામચંદ્રજીની ચરણ પાદુકા છે તેના ચરણ સ્પર્શ કર્યાં. પ્રદક્ષિણા કરી ઉપર ગયા, ત્યાં ભગવાનની બેઠક છે. ત્યાંથી આખો દરિયો ચારે બાજુથી દેખાય છે, અને વચમાં આ રામેશ્વરનો ટાપુ છે. ત્યાંથી રામેશ્વરનું શિખર, હર-બોલાની ખાડી, સેતુ, તથા ધનુષ્ય તીર્થના દર્શન થાય છે. આ જરૂખાની આજુબાજુના મેદાનમાં ચોગરદમ રામની સેના પડાવ નાખીને પડી રહેતી હતી, અને દરરોજ લડાઈનો અહેવાલ રામચંદ્રજી જરૂખામાં બેસીને લેતા, ને હાજરી પણ લેતા તથા આગળ લડાઈ કેમ ચલાવવી તેનો વિચાર કરતા.

રામ જરૂખે બેઠકે, સબકા મુજરા લેત,
જયેસી જીનકી ચાકરી, વાકુ તેસા દેત.
ગંગા જમના તીર પકડલે, રામઘાટ અસ્નાન કીયા,
સાધુ સંતકી કરો ચાકરી, કાયાકા કલ્યાણ કીયા.
રામનામ સમશેર પકડલે, કૃષ્ણ કટારી હાથ લીયા,
દયા ધરમકી ઢાલ બનાકર, જમકા દ્વારા જીત લીયા;
અયેસા હયે કોઈ મગન ! હરિજન, તનકી તપત બુજાવેગા,
પૂરણ પ્યાલા પીઓ હરીકા, ફીર જનમ નહિ પાવેગા.

દુનિયામેં કોન ચીજ હયે બડી, દુનિયામેં સબસે એક ધર્તરી બડી;
ઇતની ધર્તરી બડી તો શેષપર હય ખડી,
દુનિઆમેં તબ કોન હય બડા;........................દુનિયામેં.
તબ શેષહી સબસે બડા,
ઇતના શેષ બડા તો; મહાદેવકા હાથપર ખડા... .....દુનિઆમેં.
તબ મહાદેવહી સબસે બડા,
ઇતના મહાદેવ બડા તો; ચાર કૈલાસમેં કોનેપર પડા......દુનિઆમેં.

તબ કૈલાસહી સબસે બડા,
જતના કૈલાસ સબસે બડા તો; રાવણને તીનદફે ઉખાડા......દુનિઆમેં.
તબ રાવણહી સબસે બડા,
જતના રાવણ સબસે બડા તો; રામકે હાથ ઉસ્કા શીર ઉડા...દુ૦

મગનલાલ ! તબ રામ બડા, માટે
દેનેકું અનદાન, ઓર લેનેકું રામનામ.

હાંરે ગુરૂ બડા કે, શિષ્ય બડા, દેખો ગુરૂકે આગે શિષ્ય ખડા,
હાંરે ધની બડાકે, ચાકરબડા, દેખો ધનીકે આગે ચાકર ખડા,
હાંરે બીબી બડીકે, બાંદીબડી, દેખો બીબીકે આગે બાંદી ખડી,
હાંરે બાપ બડાકે બેટાબડા, દેખો બાપકે આગે બેટા ખડા,
હાંરે મગન બડાકે, હસમુખ બડા, દેખો મગનકે આગે હસમુખ ખડા,
હાંરે બડા હય બડાકે છોટા બડા, જમાના જોર આલમમેં તો,
દેખો બડાકે આગે છોટા ખડા.

રામેશ્વરથી ધનુષ્ય તીર્થ આઠ ગાઉ છે. કોચી મહારાજા તથા નેપાળવાળો અત્રે આવેલા હોવાથી બધી ગાડીઓ રોકાઇ ગઇ હતી, અને જે બાકી રહી હતી તેના ભાવ ચડી ગયા હતા. એક ગાડીના રૂ ૧૫) ચઢ ગયા, જેના આડે દહાડે રૂ ૪) પડે છે. રામેશ્વરના મંદિરનો દરવાજો ૭ માળનો છે, અને દક્ષિણના મંદિરોના ધાટ જેવો છે. દરવાજામાં પેસ્યા પછી લાંબોને લાબો પથ્થરનો મંડપ આવે છે. આજુબાજુ ઝુલતા થાંભલા પથ્થરના મુકેલા છે તે દરેકના ઉપર દેવોની મૂર્તિઓ મુકવામાં આવીછે. તેમાં કેટલીએકને રંગ લગાડેલો છે. કેટલીએક રાજાઓની પણ છે. અંદર ગયા પછી પ્રથમ ગણપતિની મૂર્તિ આવે છે તેનાં દર્શન કર્યાં. ત્યાંથી ડાબે હાથે એવોજ લાંબો, ભવ્ય, ને ઉંચો દેવળનો રસ્તો આવે છે, તે તરફ વળ્યા. ત્યાંથી વળી જમણે હાથે દરવાજો આવે છે, તેમાં પેસતાં સુવર્ણનો ગરૂડ સ્તંભ તથા નન્દી આવે છે, આ પોઠીઓ રંગિત અને બહુ સરસ છે, અને તાંજોરમાં પીરીકાઇલના મંદિરમાં જે પોઠીઓ છે તેના કરતાં સવાયો મ્હોટો છે, તેની આગળ બે સમુદ્રની મૂર્તિઓ છે. જમણી બાજુ પશ્ચિમનો દરિયો અને ડાબી બાજુ પૂર્વનો દરિયો છે તે બન્ને બ્રાહ્મણ ક્ષત્રિય છે. જ્યારે રામચંદ્રજીએ ધનુષ્ય તીર્થ આગળથી સેતુ બાંધવા માંડયો, ત્યારે એ પશ્ચિમ એટલે

દ્વારિકાપુરીનો દરિયો, તથા પૂર્વ એટલે જગન્નાથપુરીનો દરિયો એ બન્ને જણાએ એકત્ર થઇને રામચંદ્રજીને જગા ન આપી, એટલે રામચંદ્રજીએ પોતાના ધનુષ્યની પણછ તાણી, અને પોતે મારવા ગયા, એટલે બન્ને સમુદ્ર હાથ જોડી પગે પડી રામચંદ્રજીને શરણે ગયા. ત્યારે રામે કહ્યું મ્હારૂં તાણેલુ ધનુષ્ય ખાલી તો જાય નહિ. પછી તે બાણ મારવાડમાં પડયું, જ્યાં પાણી બળી ગયું. આજ લગણ પણ મારવાડમાં પાણીના દુષ્કાળો પડે છે તે સર્વ કોઇ જાણે છે. મારવાડના કૂવાઓ સો સો ફીટ ખોદતાં પણ પાણી મળતું નથી. રામે ધનુષ્ય તાણ્યાથી આ તીર્થનું નામ ધનુષ્યતીર્થ પડયું ત્યાં જે કોઇ સ્નાન કરે તેને **પુનર્જન્મ ન થાય** એમ કહે છે. એ બે સમુદ્રની આગળ હરબોલો રાક્ષસ જેની ખાડી કહેવાય છે, તેનું પુતળું ઉઘાડે માથે (તાલવાળા માથાનું) રાખ્યું છે. હરબોલાને ઉભો રાખ્યો છે. તેની કથા એમ છે કે જ્યારે રામે સેતુ બાંધવા માંડયો ત્યારે નવ પાષાણ જે નવ ગ્રહ કેહેવાય છે તેની પ્રતિષ્ઠા કરી, ને સેતુ બાંધવાનું કામ રામે શરૂ કર્યું. એ નવ-ગ્રહનું એક મંદિર એ નન્દી પાસે છે, અસલની નવ ગ્રહની જગા તો રામનાથથી ૭ મૈલ પગરસ્તે જવાય છે, ત્યાં છે. એ નવ ગ્રહોની પ્રતિષ્ઠા કરી રામે સેતુ બાંધવા માંડયો. દિવસે જેટલો સેતુ બંધાય તેટલો આ હરબોલો રાતના આવીને તોડી પાડે. એમ કેટલા દિવસો સુધી ચાલ્યું. એક દિવસ હનુમાનજી રાત્રિના સંતાઇ બેઠા, ને રાત્રિના હરબોલો જેવો આવ્યો તેવો જ તેને પકડયો, ને તેને પુછ્યું 'તું કોણ છો?' તો કહે 'હું રામ છું ને મારે સેતુ નથી બાંધવો.' ત્યારે હનુમાનજી કહે 'તું જૂઠો છે. ખોટો ઢોંગ કરી અત્રે આવ્યો છે.' એટલું કહી એકદમ પકડી તેને મુસ્કેટાટ બાંધ્યો. તે દિવસથી તેનું રામેશ્વરમાં પુતળું મુકવામાં આવ્યું છે, ને જે કોઇ દર્શન કરવા જાય તે હરબોલાના માથાની તાલ ઉપર મારતા જાય. ત્યારપછી રામેશ્વરના લિંગના દર્શન કર્યા. બે ઓરડામાં દાખલ થયા પછી ત્રીજા ઓરડામાં રામેશ્વર મહાદેવનું લિંગ બિરાજે છે, પણ બ્રાહ્મણ શિવાય અન્ય વર્ણને તો પહેલા ઓરડાના દરવાજા આગળથી દર્શન કરવા આપે છે. બે ઓરડા જેટલું અંતર રહે છે. એ મહાદેવનું લિંગ બાર આંગળ ઉંચું છે. કહે છે કે જ્યારે ગંગોત્રીનું જળ ચડે છે ત્યારે તે એક હાથ અથવા બે મુઠીભર ઉંચુ થાય છે. હરદ્વારની અથવા પ્રયાગની ગંગાનું જળ અત્રે ચડે છે, પણ કાશીની ગંગાનું જળ ચઢાવાતું નથી, કારણ

તેમાં પ્રયાગની ત્રિવેણીના પાણીનું મિશ્રણ થાય છે, માટે તે જળ કામમાં ન આવે. જળ ચઢાવવાના રૂ ૨૫ થી રૂ ૫૦૦ સુધી પડે છે. હરદ્વારની ગંગાનું જળ પંડયાઓ અત્રે વેચાતું આપે છે, પણ તેનું દામ બહુ લે છે. એ જળ હરદ્વારથી પગરસ્તે કાવડપર રામેશ્વરસુધી લાવે છે. રામેશ્વરપુરીનું ધામ અવશ્ય કરવા જેવું છે. મહાદેવના મંદિર પાસે ચિદમ્બરનાથ ગણપાત, સાક્ષી ગોપાલ વિગેરે મૂર્તિઓ છે. પછવાડે બાજુમાં કાશી વિશ્વનાથ તથા બીજા શંકરના લિંગો છે, અને બીજી ગમ મ્હોટું દેવાલય છે, તેમાં માતા પાર્વતીજીની ભવ્ય મૂર્તિ છે. તે મૂર્તિના દર્શન વડે દિલ પવિત્ર થાય છે. તેની પાસે કૈલાસપુરીનું મંદિર તથા બીજા ન્હાના ન્હાના મંદિરો છે તે સર્વેનાં દર્શન કરી આગળ ચાલતાં હનુમાનજીનું મંદિર આવે છે. મૂર્તિ મ્હોટી અને સુંદર છે.

નામ ચતુર્ગુણ પંચયુક, દ્વીગુણ કરણ વસુપેખ,
તુલસી સબે ચરાચરે; રામનામ અવશેષ.

**અર્થ**—કોઇપણ નામના અક્ષરોને ચોગણાકરી તેમાં પાંચ ઉમેરી ડબલ કરવા પછી તેને આઠનો ભાગ આપવાથી અવશેષ "રામ" નામ સિવાય કંઇ રહેતું નથી. એક વખત વનવાસમાં રામે પક્ષીનું રૂપ લઇ વૃક્ષ ઉપર ચડીને જોયું તો લક્ષમણના ખોળામાં સીતા સુતેલા દીઠાં પક્ષી પુછે છે:---

**पक्षी**— पुष्पं दृष्ट्वा फलं दृष्ट्वा, दृष्ट्वा स्त्रीणां च यौवनं ।
त्रीणि फलानि दृष्ट्वैव कस्य नोचलते मनः ॥

**लक्ष्मण**—पिता यस्य शुचिर्भूता, माता यस्य पतिव्रता ।
उभाभ्यां यश्च संभूतस्तंनोचलते मनः ॥

**पक्षी**— अग्निकुंडसमानारी, घृतकुंभसमो नरः ।
जानुस्थिता परस्त्री चेत् कस्य नोचलते मनः ॥

**लक्ष्मण**—मनो धावति सर्वत्र मदोन्मत्त गजेन्द्रवत् ।
ज्ञानांकुरो समुत्पन्नं, तस्य नोचलते मनः ॥

राम— परद्रव्येषु ये त्वंधा, परस्त्रीषु नपुंसकाः ।
परापवादे ये मूर्खा स्तेषां गंगा पदे पदे ॥

વળી રાવણ સીતાને હરી જતો હતો તે વખતે પર્વતપર વાંદરાઓને જોઇ સીતાજીએ અંગ ઉપરના અંલકારો કાઢી નાખી દીધા, તે વાંદરાઓએ લઇને રામને આપ્યા ત્યારે રામે લક્ષ્મણને પુછ્યું કે આ અલંકારો સીતાના શરીરપર હતા કે નહીં ત્યારે લક્ષ્મણ કહે છેઃ—

नाहं जानामि केयूरे, नाहं जानामि कुंडले ।
नूपुरे त्वभिजानामि, नित्यं पादाभिवंदनात् ॥

પાર્વતી ગણેશ લાલન રહેસત ગોદ ખેલાવેરી,
ઉઠો લાલજી ભોર ભયો હયે, સૂરજ દિશ દેખાવેરી;
બરદાનિકે દેવતા ઠાડે, ન્યુ કે ગોર (પાર્વતી) જગાવેરી—પાર્વતી.
હરિ હરિ કર લાલન જાગે, માતા કંઠ લગાવેરી,
તુમ સુત બિધન બિપત કે હર્તા, ન્યુ કહે માત જગાવેરી.—પાર્વતી.
અમૃતસે મુખ ધોયે માતા, અચલ સુખમ્ ફિરાવેરી,
મસ્તકપર અલખનકી ઝલકન, ઉંચા કેસ ચઢાવેરી.—પાર્વતી.
કનક કટોરા દધકા લેકર, માખન મગજ મિલાવેરી,
મોતિ ચૂર મગજ કે લાડુ, બેઠી ગોર જગાવેરી.—પાર્વતી.
લીનો ઓલસોમ કાર્તિકંકુ, ઇસ બખ્ત પુષ્પ મંગાવેરી,
પીલે લાલ સફેત વર્ણકા, લાલનકુ પહેરાવેરી.—પાર્વતી.
ગુલ ગુલ બાતી ઓર સહેવાતી, હસ હસ કંઠ લગાવેરી,
બાબા કહો શ્રી શિવજીકે, ન્યુ કહે ગોર શીખાવેરી.—પાર્વતી.
મુસો (ઉંદર) પકડ ગુફા પર્વતસે, તાપર માત ચઢાવેરી,
ડગમગાત જબ માતા પકડે, પૂંછ પકડ કુદકાવેરી,—પાર્વતી.
તુલસિદાસ કહે કર જોડ, જો જ્યા પદકું ગાવેરી;
રિદ્ધ સિદ્ધ ઓર બુદ્ધ દેત હે, અષ્ટ પેર સુખ પાવેરી.—પાર્વતી.

## ચાર ધામનું ભજન.

જગનાથજીકુ ચલોરે સાધુ, ચલોરે સંતુ, શ્વેત ગંગા નાહીએ,
દર્શન શ્રી જગનાથ સ્વામી, ફિર જનમ નહિ પાહીએ,
ફિર દરન (દ્વાર) નહિ આઇએ;

રામનાથજીકુ ચલોરે સાધુ, ચલોરે સંતુ ધનુષ્ય તીરથ નાહીએ,
દર્શન લો રામનાથ સ્વામી, ફિર જનમ નહિ પાઇએ, ફિર દરન.
દ્વારકાનાથજીકુ ચલોરે સાધુ, ચલોરે સંતુ ગોમતી સંગમ નાહીએ,
દર્શન લો રણછોડ ત્રીકમ, ફિર જનમ નહિ પાહીએ, ફિર દરન નહિ.
બદ્રીનાથજીકુ ચલોરે સાધુ, ચલોરે સંતુ, તપત કુંડા નાહીએ,
દર્શન લો બદ્રીનાથ સ્વામી, ફિર જનમ નહિ પાહીએ, ફિર દરન.
કોન દિશા જગન્નાથ સ્વામી, કોન દિશા રામનાથજી,
કોન દિશા રણછોડ ત્રિકમ, કોન દિશા બદ્રીનાથજી;
પૂર્વ દિશા જગન્નાથ સ્વામી, દક્ષિણદિશા રામનાથજી,
પશ્ચિમ દિશા રણછોડ ત્રીકમ, ઉતરાખંડ બદ્રીનાથજી. રામરામ ઉતરા
કાઉ (કોઇ) કરણુ જગન્નાથ સ્વામી, કાઉકરણુ રામનાથજી,
કાઉ કરણુ રણછોડ ત્રિકમ, કાઉકરણુ બદ્રીનાથજી—રામરામ કાઉકરણુ.
ભોગકરણુ જગન્નાથ સ્વામી, જોગકરણુ રામનાથજી,
રાજકરણુ રણછોડ ત્રીકમ, તપસ્યા કરણુ બદ્રીનાથજી—રામરામ તપસ્યા.
કાહજી જગન્નાથ સ્વામી, કાહજી દેત રામનાથજી,
કાહજી રણછોડ ત્રીકમ, કાહજી દેત બદ્રીનાથજી,
ભાત દેત જગન્નાથ સ્વામી, ભોગ દેત રામનાથજી,
મેવા દેત રણછોડ ત્રીકમ, ભક્તિ દેત બદ્રીનાથજી—રામરામ ભક્તિ.
ચાર ધામકી સરસ મહિમા, તીન લોક જશ ગાઇ હયે,
દાસ માધવ શરણતેરી, આવા ગુણ મીટાઈ હયે—રામરામ

બિગરી કોન સુધારે નાથ બિન બિગરી કોન સુધારે,
બની બની કે સબ કોઇ સીરી, બિગરી કહે કોઈ નાહીજી;
ભરી સભામેં લજ્જા રાખે, દીનાનાથ ગુસાંઇજી—બિગરી૦
બિગરી ગયે લંકાપત રાવણુ, કુંભકરણુ બલ ભાઈજી;
રાજા રામજીસે સનમુખ લડીયા, જો અચ્છી ગત પાઇજી—બિગરી૦
કડવી એલકી કડવી તુંબડીઆ, સબ તીરથ કર આઇજી;
ઘાટઘાટકો જલ ભર લાઇ, અજબ ન ગઇ કડવાઇજી—બિગરી૦
નેમ ધરમકી નાવ બનાઇ, સમુદ્ર બીચ ચલાઇજી;
ધરમી ધરમી પાર ઉતર ગયે, પાપી નાવ ડુબાયેજી—બિગરી૦
પાંચ તંતકી ચુંદરી હમારી, ચુંદરીકા ડાઘ લગાયાજી;
નાથ મછંદર ગુરૂ હમારે, રાજા માન જશ ગાયાજી—બિગરી૦

**ચોવીશ તીર્થ**—એ સર્વે કુંડો રામેશ્વરનાં મંદિરમાં જ છે, તે કરવા અમો સવારના નિકળ્યા (તા૦ ૩–૧–૦૪). પ્રથમ માધવ પુષ્કરણી તીર્થ (કુંડ) થી શરૂઆત થાય છે તેમાં સ્નાન કર્યું, અને બીજા બધામાં આચમન માર્જન કર્યું. એ ઘણું ખરા કુવાઓ છે અને પાંચ સાત કુંડો છે. તીર્થોના નામ– માધવ પુષ્કરણી, ગવા, ગવાક્ષ, ગંધમાદન, નળ, નીલ, ગંગા, યમુના, સૂર્ય પુષ્કરણી, ચંદ્ર પુષ્કરણી, ગયા–ફલ્ગુ, ચક્રતીર્થ, અગસ્ત્ય તીર્થ, સમુદ્ર તીર્થ (દરિયો પાસે છે) તે જ, સાવિત્રી, સરસ્વતી ગાયત્રી, સર્વતીર્થ, શિવતીર્થ, મહાલક્ષ્મી અમૃતસહાખ્યાય, શંખતીર્થ, બ્રહ્મહત્યા વિમોચન અને છેલ્લે કોટી તીર્થ-યાત્રી જ્યારે રામેશ્વર છોડીને જાય છે ત્યારે કોટી તીર્થમાં ન્હાવાનો મહિમા છે. માધવ પુષ્કરણી એ એક વિશાળ કુંડ છે, ત્યાં શ્રાદ્ધ કર્યું. બીજે દિને (તા૦ ૪) રામકુંડમાં સ્નાન કર્યું, અને અત્રેથી જ ગંગોત્રીનું જળ વેચાતું લઇ રામેશ્વર મહાદેવને ચઢાવ્યું. એ લિન્ગ વાલુકાનું છે. હનમાનને જ્યારે રામે કહ્યું કે લંકપુરી જીતી આવ્યા છીએ તો હવે એક લિન્ગની પ્રતિષ્ઠા કરવી જોઇએ, એમ કહીને હનુમાનજીને મોકલ્યા. પણ તેને આવતાં વાર લાગી તેથી જાનકીજીએ વાલુકાનું લિન્ગ બનાવ્યું, ને તેની પ્રતિષ્ઠા કરી. હનુમાન કાશી જઇને લિન્ગ લાવ્યા તેને પણ અત્ર સ્થાપ્યું, તેને વિશ્વેશ્વર કહે છે. હનુમાનજીએ આવીને જોયું તો જાનકીજીએ વાલુકાનું લિન્ગ મુકેલું દીઠું, તેથી પોતાની પૂંછડીવતી લિન્ગને ઉપાડવા માંડયું ને બહુ જોર કર્યું, પણ તેમ કરતાં ચક્ષુમાંથી રૂધિર નિકળ્યું, હાથ પગ તૂટયા પણ ઉખડયું નહિ. છેવટે એજ વાલુકાનું લિન્ગ કાયમ રહ્યું તે રામેશ્વર કહેવાય છે. તેના ઉપર ગોળ આકારમાં ઘૃતના દીવાની માળા રોજ બળ્યા કરે છે. એ લિન્ગ ઉપર અમોએ ગંગોત્રીનું જળ ચઢાવી પુષ્પ, શ્રીફળ, પ્રસાદ વિગેરે ધરાવ્યા, માતા પાર્વતીજીને શ્રીફળ ધરાવ્યું કૈલાસનાં દર્શન કર્યા. તેમાં સુવર્ણ મૂર્તિ પાર્વતીજીની છે, ચાંદીનું પારણું તથા પંખા વિગેરે છે. શંકરની નાની સુવર્ણ લિન્ગ મૂર્તિ દિવસના રામેશ્વરના લિન્ગ પાસે રહે છે. તે લિન્ગને આ કૈલાસના મંદિરમાં દરરોજ રાત્રિના દશ વાગે અત્રે પધરાવે છે. દ્વાર દરરોજ સવારના ૪ વાગે ઉઘડે છે. તે મૂર્તિને પાછી અસલ જગાએ રામેશ્વરના લિન્ગ પાસે પધરાવે છે. આજે ધનુષ્યતીર્થ રવાના થયા. (તા. ૪ થી) કોચીનના મહારાજા અત્રે આવેલા હોવાથી ગામની જેટલી ગાડીઓ

હતી તે સર્વે તેણે અગાઉથી જ બાંધી રાખી હતી. તેથી અમારે ચાલતાં જવું પડયું. આખો રસ્તો રેતાળ, ને અંદર પગ ખુસી જાય ને ભરાઇ આવે. રસ્તે ચાલતાં એક ગાઉ ઉપર જટાયુ કુંડ તથા મહાદેવ છે, ત્યાં આચમન તથા દર્શન કર્યાં. રસ્તામાં પાણીના તળાવ જેટલા મોટા બે ખાડા મીઠા પાણીના આવે છે, રેતીના ડુંગરો આવે છે. પગ રસ્તે ટુંકી વાટે ચઢીને જવાય છે, એ સર્વે પસાર કર્યા પછી દરીઓ નજરે પડે છે. કાંડા પુરતા સમુદ્રના પાણીમાં પગે ચાલી પેલે પાર જવું પડે છે. પછી પાંચ ગાઉ સૂધી દરિયે કિનારે કિનારે ચાલવું પડે છે. રસ્તામાં ખારા પાણી, કાદવ, અને ઝાડવા ખુંદવા પડે છે. રાત્રે પવન ખૂબ વાય છે અને રેતી વધતી જાય છે, ગામથી પાંચ ગાઉને છેટે એક બ્રાહ્મણનું ક્ષેત્ર ( ધર્મશાળા ) આવે છે, અને છ ગાઉપર રામસ્વામી ચેટીનું ક્ષેત્ર આવે છે. તેમાં એક મ્હોટા ઉંચા વાંસ ઉપર રાતના દરરોજ ફાનસ લટકાવે છે, જે ચારેક ગાઉ સૂધી ધ્રુવના તારાની માફક નજરે પડે છે. તેની નિશાનીએ મુસાફરો ચાલતા ચાલતા ત્યાં આવી પુગે છે; અમો રાત્રિના ૮॥ વાગે એ ક્ષેત્રમાં આવી પુગ્યા. ત્યાં કોચીનનો મહારાજા ત્રણ દિવસ થયા આવેલો હોવાથી સારી ધામધૂમ તથા વસ્તિ હતી. ત્યાં મોદીની દુકાનો પણ પાંચ સાત છે. ધર્મશાળા બસો ત્રણસો માણસો રહી શકે તેટલી મ્હોટી છે. રસોઇ વિગેરેની સગવડ સારી છે. મીઠા પાણીના બે કૂવા છે.

બીજે દિને સહવારના (તા. ૫) વહેલા ઉઠી ત્યાંથી એક ગાઉપર ધનુષ્ય તીર્થ છે ત્યાં ન્હાવા ગયા. રસ્તામાં અર્ધા ગાઉ ઉપર એક બીજું ક્ષેત્ર આવે છે. દરિયા આગળ જમીન સાંકડી થતી જાય છે, અને ધનુષ્યતીર્થ આગળ બન્ને બાજુ દરિયો મળી જાય છે. ત્યાં રામચંદ્રજીએ ધનુષ્ય માર્યું છે. અમારી સાથે પંડયાનો ગુમાસ્તો હતો. ધનુષ્યતીર્થ ઉપર પૂજા કરાવનાર બ્રાહ્મણો જૂદા હોય છે. પહેલાં તો નિત્ય સ્નાન કર્યું. પછી સંકલ્પ કરી વાલુકા હાથમાં લઇ સમુદ્રમાં નાખી બીજીવાર સ્નાન કર્યું. પછી શ્રીફળ, પુષ્પ, અને એક ન્હાનું સુવર્ણ ધનુષ્ય લઈ તેની પંચરત્ન વિગેરેથી પૂજા કરી ત્રીજીવાર સમુદ્રમાં સ્નાન કર્યું. અત્રેના બ્રાહ્મણને જે કંઇ બ્રાહ્મણ ભોજનનું મળે છે તે જ તેને મળે છે, બાકી તો પંડયાનો ગુમાસ્તો લઇ જાય છે, તે પંડયાને આપે છે. એ સઘળું કરી રહયા પછી પાછા ચેટીના

ક્ષેત્રમાં આવી રસોઈ કરી જમ્યા, ને ત્યાંથી સાંજના ત્રણ વાગે નિકળ્યા તે રાત્રિના ૮ વાગે રામેશ્વર આવી પુગ્યા. આજે (તા. ૬) ગોરને વિદાયગિરિ આપી, રામેશ્વર મહાદેવનાં દર્શન કરી કોટી તીર્થના જળનું આચમન કર્યું. રાત્રિના સાત વાગે રામેશ્વર ગામમાંથી રવાના થયા. કોટી તીર્થમાં આચમન કર્યા પછી ગણેશ ગુડી આવે છે ત્યાં સૂધી થૂકવું નહિ યા લઘુશંકા પણ ન કરવી, એવી અત્રે પ્રથા કહેવામાં આવે છે, તે મુજબ અમો રામેશ્વર છોડી ગણેશ ગુડી આવ્યા ત્યાં સૂધી વર્ત્યા. રાતના બાર વાગે પામવન આવી પુગ્યા. ત્યાં ક્ષેત્રમાં જઇ સર સામાન નાંખી રાતવાસો કર્યો. સવારના (તા. ૭) પાંચ વાગે ઉઠી એક માઇલને છેટે આગબોટ ઉભી રહે છે ત્યાં જઈ પહોંચ્યા. પણ આગબોટ રીપેર કરાવવા ગયેલી હોવાથી મછવામાં બેસવું પડ્યું. પવનનું પહેલાં તોફાન ઘણું હતું એટલે ઘણા લોકો બેસતાં પણ અચકાયા, પણ મછવામાં બેઠા પછી પૂંઠનો પવન મળતાં મછવો ફક્ત પોણા કલાકમાં પેલે પાર મંડપમ આવી લાગ્યો. મંડપમના સ્ટેશને આગગાડી તૈયાર ઉભી હતી તેમાં ચઢી બેઠા. ગાડી સાડા આઠ વાગે ચાલી. રામેશ્વરથી બીજું સ્ટેશન રામનાદનું આવે છે. ત્યાંથી ૮ મૈલ દર્ભસેન છે, ત્યાં નવ પાષાણ–નવ ગ્રહનું તીર્થ છે. રામે લંકા જીતી ત્યારે રૈયતમાં ઘણું નાણું ખુશાલીમાં વાપર્યું, તેથી તે ગામનું નામ દ્રવ્યસેન–દર્ભસેન પડ્યું. વચમાં પરમકુડી સ્ટેશન આવે છે. તે ગામમાં સોનેરી કોરના સેલાં, દુપટા, તથા ધોતીઆ ઘણી સારી કુમાસના મળે છે. તેની કિમ્મત રૂ ૭) થી રૂ ૧૫) સુધીની હોય છે. મંડપમના સ્ટેશનથી અમોને બે ભાટીયા ગૃહસ્થો મળ્યા હતા. નામે ઠા. લક્ષ્મીદાસ રવજી, તથા ઠા. ભીમજી નારણજી સોલીસીટર, તેઓ પણ અમારી સાથે મદુરા સ્ટેશનથી પાંચેક મીનીટને છેટે આવેલા મંગામલના છત્રમમાં ઉતર્યા. ત્યાં સગવડ બહુ સારી છે. સ્થળ તથા ઓરડીઓ સ્વચ્છ છે. દરેક ઓરડીનું દરરોજના ત્રણ આના ભાડું પડે છે. રસોડાની ઓરડીના બે આના જુદા પડે છે.

**મદુરા**–બીજે દિને (તા. ૮) તીરૂમલ નાયકનો મહેલ જોવા ગયા. ત્યાં હાલમાં કોર્ટ કચેરી તથા કલેકટરની ઓફીસો છે. મહેલમાં કારીગરી નકસી કામ સારૂ છે. મ્હોટા મ્હોટા સ્તંભો છે. મહેલને ચાર મિનારા છે, તેમાંના એકમાં તીરૂમલનો સુવાનો ઓરડો છે.

બીજામાં તીરૂમલની ઠાકોર સેવા હતી. એ સૂવાના ઓરડાની સીલીંગ–છતમાં ચાર કાણા છે, તેમાં પલંગના ડાંડા રહેતા. કહે છે કે એક કાણું મોટું કરીને કોઇ ચોર તેમાંથી ઓરડામાં પ્રવેશ કરી તીરૂમલનું ઝવેરાત ચોરી લઇ ગયો. પછી તીરૂમલે ઢંઢેરો પીટાવ્યો કે જો તે ચોર મ્હારી સન્મુખ હાજર થાય અને સઘળું ઝવેરાત હાજર કરે તો તેને કંઈ પણ શિક્ષા કરવામાં આવશે નહિ, પણ તેને વંશપરંપરાની જાગીરનું ઇનામ આપવામાં આવશે. તે મુજબ તે ચોરે સર્વ ઝવેરાત હાજર કર્યું ને તીરૂમલે તેને વંશપરંપરાની જાગીર આપી, પણ તેના હાથ પગ કાપી નાખ્યા. એ મહેલ જોઇ રહ્યા પછી મારમ્યાનું ટિપેકયુલમ–તળાવ સુંદર બાંધેલું છે તે જોવા ગયા. એ તળાવની વચમાં એક લાખોટો છે, અને તેમાં એક ખાલી મંદિર બાંધેલું છે. ઉત્સવના દિવસોમાં એ મંદિરમાં મિનાક્ષી દેવી બિરાજે છે. તળાવની સામે મિનાક્ષી દેવાનો મંડપ છે. ત્યાંથી પાછા ફરતાં ઇન્જીનીઅર્સ ઑફીસ જેમાં અગાઉ કલેકટર રહેતો, તે જોઇ. એ બિલ્ડિંગ, હાલમાં જીર્ણ થઇ ગઇ છે, ત્યાં વીસ ફીટ જેટલો ઓબલોન્ગ (લંબગોળ) ઘેરાવાનો પાણીનો ન્હાવાનો એક કુન્ડ છે. અંગ્રેજો ન્હાવાને ટબ રાખે છે તે આકારનો એ કુન્ડ છે પણ હાલમાં બિન વપરાસને લીધે તે બગડી ગયો છે. તેની જોડે એક વડનું વૃક્ષ છે, તેની ડાખળીઓના મૂળ જાડાં મ્હોટાં થયાં છે. એ વટ-વૃક્ષનું મૂળ ૭૦ ફીટ પહોળું છે, ને તેનો છાંયો આસરે ૧૮૦ ફીટ જેટલી જગ્યામાં પડે છે, તેથી તેને ઘણા અંગ્રેજો જોવા આવે છે. પછી મિનાક્ષીનું દેવળ જોવા ગયા. યાત્રામાં ઘણા દેવળો જોયાં તેમાં સર્વેથી આ દેવળ મ્હોટું છે પરંતુ તેમાં સફાઇ નથી. ઘણે ઠેકાણે અંદર અંધારૂ છે. તેલ તથા બીજા કારણોને લીધે વાસ મારે છે, મંદિરમાં નકશીકામ ઘણું છે. એ મંદિરને નવ દરવાજા છે તે દરેક નવ નવ માળ જેટલા ઉંચા છે. આ દેવળની ચારે બાજુ વેપારની દુકાનો હોવાથી, અને લોકોની ગડદી તથા આવજાવ ઘણી હોવાથી, સ્થળ અતિરમણીય લાગે છે. મંદિરમાં એક સુંદર તળાવ છે. મિનાક્ષી દેવી તથા સુંદરેશ્વર મહાદેવના દેવળોના શિખરો તથા છાપરાં સુવર્ણ જડિત છે. દેવીની મૂર્તિ તથા મહાદેવની મૂર્તિ અતિ સુંદર અને દર્શન કરવા યોગ્ય છે. અંદર ન્હાના મ્હોટા ઓરડાઓ પાર વગરના છે. ગણપતિની મૂર્તિ સારી છે. તિરૂમલ નાયકની મૂર્તિ પણ જોવા લાયક છે. ગરૂડ સ્થંભ સુવર્ણનો છે. પાંચ પાંડવોની મૂર્તિઓ છે, એ સર્વેના દર્શન કરી

બજારમાંથી પર્ચુટણુ ચીજો લઇ રાત્રે ૮ વાગે ઉતારે આવ્યા. પાછલી રાત્રે ૧ા વાગે ઉઠી સરસામાન લઇ સ્ટેશનપર ગયા. મદુરા સ્ટેશનથી સવારના ૩ વાગે ગાડી ચાલી તે ૮ાા વાગે એટલે સાડાપાંચ કલાકમાં ટીનેવેલી સ્ટેશને આવી પહોંચ્યા. (તા. ૯-૧-૧૯૦૪) ૧૦૦ મૈલ છેટું, અને હાલમાં ટિકિટના રૂ. ૧ાાoાા પડે છે.

**ટિનેવેલી**—અત્રે લોકલબોર્ડનું છત્રમ્ સ્ટેશન પાસે છે તેમાં ઉતારો કર્યો. તામ્રપર્ણી નદી ગામથી અર્ધો માઇલ છેટે છે તેમાં સ્નાન કર્યું. ત્યાં એક ન્હાનું દેવળ છે. એ નદીપર મ્હોટો પૂલ બાંધેલો છે, અને તેને પેલેપાર એક ગામ છે, તે જોકે ન્હાનું છે, પણ સ્વચ્છ છે. ટિનેવેલી શહેર મ્હોટું છે. આ ગામથી પદ્મનાભ જવા માટે બેલગાડીઓ કરવી પડે છે. તેના રૂ ૧૦ાા થી રૂ ૧૩) પડે છે. અત્રે પણ કોચી મહારાજા આવ્યો. અમારા ક્ષેત્ર (ધર્મશાળા)ની સામે બજાર હોવાથી સ્થળ સુંદર જણાતું હતું. બેલગાડી નક્કી કરી રાતના ૭ વાગે ટિનેવેલીથી અમો રવાના થયા. આગગાડી ફક્ત ટિનેવેલી સુધીજ છે, પછી પગ રસ્તે જવું પડે છે. આખી રાત મુસાફરીમાં કાઢી. કન્યાકુમારી સુધી ચોરની ધાસ્તિ મુસાફરીમાં રહે છે, માટે હુશિઆર રહેવાની અમને ભલામણ કરવામાં આવી. ટિનેવેલીથી પદ્મનાભની મુસાફરી ૧૨૫ થી ૧૫૦ મૈલની થાય છે, ને ત્યાંથી ૧૨૦ મૈલ કોચીન સુધી જળમાર્ગે દરિયાની મુસાફરી કરવી પડે છે. અત્રેની બેલગાડીઓ મ્હોટી અને મજબૂત હોય છે. અંદર પેટી વિગેરે સરસામાન રાખવાની સગવડ તથા ઉપર બેસવાનાં તથા સૂવાનાં પાટીઆં વિગેરેની સગવડ સારી હોય છે. અમે રાતે ૮ વાગે ચાલ્યા ત્યારે વરસાદ ખૂબ પડયો. સાંજના થોડા છાંટા હતા. પણ હળવે હળવે વરસાદ વધતો ગયો. સવારના ૭ વાગે અમો ત્રોતાદ્રી ગામમાં આવી પહોંચ્યા (તા. ૧૦). ત્રોતાદ્રીથી સીધે રસ્તે જાય તો વલીઉર (શિવસ્થળ) અને પાનવડી (શિવપાદ) આવે છે, પણ તે સ્થળો બહુ અગત્યનાં નથી. તેમજ છોટાનારાયણ છોડીને આડે રસ્તે જાય તો આરમણી કોટ અને ગાજીદરવા આવે છે, તે પણ અગત્યનાં સ્થળ નથી, તે રસ્તે યાત્રી જાય તો કન્યાકુમારીનું સુંદર સ્થળ રહી જાય, માટે સીધા કન્યાકુમારી જવું ઠીક પડે છે. પદ્મનાભને આણી તરફ અનંતસેન કહે છે, અને ત્યાંથી બધો સમુદ્ર રસ્તો કોચીન સુધીનો છે. દક્ષિણ યાત્રાનો નકશો જુઓ પૃષ્ઠ ૧૭૩.

**ત્રોતાદ્રિ**—ગામમાં સરકારી ક્ષેત્રમાં ઉતર્યા, ત્યાં પણ કોચી મહારાજા આવી લાગ્યો. તે અમારી સાથે સાથે રામેશ્વરથી તે ઠેઠ કોચીન સુધી હતો. ગામનું નામ ત્રોતાદ્રિ નથી પણ " નાનકુનેરી " છે. નાલ અથવા નાન એટલે ચાર, કુન=ખુણો, એરી=સરોવર. પ્રથમ એ ઠેકાણે મ્હોટું સરોવર હતું. તેના બે કટકા કરી વચમાં દેવળ બાંધ્યું, ચાર ખુણાનું સરોવર થયું તેથી નાન કુનેરી='ચાર ખુણાનું સરોવર' એવું ગામનું નામ પડયું. અત્રે ક્ષીરસાગર તળાવ છે. તે અથાગ મ્હોટું હોવાથી તેમાં દરિયાની માફક મોજા આવે છે, અને પાણી સફેત ક્ષીર જેવું છે, એટલે તેને ક્ષીરસાગરનું નામ આપ્યું તે યોગ્યજ છે. કહે છે કે અત્રેના એક રાજાએ કોઇ ઋષિનું અન્ન ખાવાથી ઋષિએ તેને શાપ આપ્યો, તેથી રાજા શ્વાન બની ગયો, પછી ભટકતો ભટકતો આ ક્ષીરસાગર આગળ આવ્યો તેમાં સ્નાન કર્યું, એટલે તે પાછો મનુષ્યદેહને પ્રાપ્ત થયો. તેને પછી સ્વપ્નમાં નારાયણે આવી કહ્યું કે 'હું જળમાં છું' એટલે તે રાજાએ ખોદાવ્યું. ખોદાવતાં ખોદાવતાં નારાયણની મૂર્તિ નિકળી. ખોદતાં ખોદતાં જેનાથી કુહાડી મરાઇ તે આંધળો થઇ ગયો, પણ પાછળથી નારાયણની કૃપાથી સારો થયો. તે મૂર્તિની અત્રે પ્રતિષ્ઠા કરી છે. નારાયણની આજ્ઞાનુસાર એ મૂર્તિને તેલનો અભિષેક થાય છે. મૂર્તિ જળની વચમાંથી નિકળી માટે તોય=જળ, અને આજુબાજુ પહાડ છે તેથી અદ્રિ=પહાડ એ રીતે તોયાદ્રિ નામ પડયું, જેનો અપભ્રંશ તોતાદ્રિ થઇ ગયો છે. ત્રોતા=એટલે 'પાપનો નાશ કરનાર' એમ પણ કોઇ કહે છે. પણ તે બરાબર નથી લાગતું. ખરૂં નામ તોતાદ્રિ છે. ત્રોતાનારાયણનું દેવળ બહુ મ્હોટું, ઉંચું, ને સુંદર છે. એ દેવળના શિખરને તથા દરવાજાને સાત માળ છે. અંદર સ્વચ્છ છે તેમ અંધારૂં પણ નથી. નારાયણની અચલ તથા ભોગ મૂર્તિ છે, તેનાં સારી રીતે દર્શન કર્યાં. આજે લક્ષ્મી માતાના ઉત્સવનો દિવસ હોવાથી તેને ઉમદા અલંકારોનો શૃંગાર કરવામાં આવ્યો હતો. દર્શન ઉત્તમ હતાં. એ બન્નેની આરતિ કરાવી, અને નારાયણને તેલનો અભિષેક કરાવ્યો તથા કસ્તુરી ચઢાવી. માતાની મૂર્તિ વાજતે ગાજતે બહાર નિકળી હતી. ત્યાં તેલની એક વાવ છે. નારાયણને તેલ ચઢાવવામાં આવે છે, તે આ ખાડામાં જાય છે. એ ખાડો કૂવા જેટલો ઉંડો છે, અને તેમાં પાણીની માફક આ તેલ ભરેલું રહે છે. તેમાંથી આ તેલ પ્રસાદી દાખલ યાત્રી-

ઓને અપાય છે. એ તેલ વિષે કહે છે કે તે ચોપડવાથી માંથું દુખતુ હોય અગર કોઇબી જાતનો કઠિન રોગ હોય તો તે મટી જાય છે. વળી ગર્ભિણી સ્ત્રીના છૂટા છેડા એ ચોપડવાથી જલદી થાય છે. મુંબઇમાં કેટલીએક દુકાનોમાં 'નારાયણુ તેલ' ની શીશીઓ વેચાય છે તે આ જ ભગવાનના નામથી એ તેલનું નામ અપાયલું લાગે છે, તેનો અર્થ એમ થાય છે કે એ શીશીનું તેલ નારાયણુ તેલ જેવું રામબાણુ છે, માટે તેઓ તેનું નામ શીશી ઉપર આપે છે એમ હું ધારૂં છું. રાતે પણુ લક્ષ્મી માતાની સ્વારી=પાલખી મ્હોટી ધામધૂમથી નિકળી હતી. માતાને તથા નારાયણુને સારા અલંકાર, પુષ્પ, વિગેરેથી શણુગાર્યાં હતા. તે સર્વેનાં દર્શન કર્યાં, ને ગોરને વિદાય આપી સૂતા. આખી રાત સીપાઇઓ ગામમાં બંદૂકનો અવાજ કરતા તથા બૂમો મારતા હતા કે 'જાગતા સૂજો.'

**લંબો નારાયણુઃ**—બીજે દિને સવારના (તા. ૬૧-૧-૦૪) વહેલા ઉઠયા. ત્રોતાનારાયણુથી તે કન્યાકુમારી સૂધી ચોરીની ધાસ્તિ બહુ રહે છે, માટે રાત્રિના ગાડાં ચાલતાં નથી. આગલી રાત્રે ઠરાવેલો ગાડાંવાળો સવારના આવ્યો નહિ. તેની શોધમાં નિકળ્યા. તેથી નિકળતાં મોડું થયું. ત્રોતા નારાયણુથી ૭ વાગે નિકળ્યા તે સવારના ૯॥ વાગે લંબો નારાયણુ આવી પુગ્યા. એ મુસાફ્રરી ૯ મૈલની છે. ત્યાં સરકારી ક્ષેત્રમાં ઉતારો લીધો. ધનુષ્યતીર્થની ધર્મશાળાની માફ્રક ધર્મશાળાવાળો ગરીબ મુસાફ્રરોને દાણોદુણી જોઇએ તે મુફ્ત આપે છે, વ્યવસ્થા પણુ સારી છે. ગરીબગુરબાઓને માટે આવી ધર્મશાળા બેશક આશીર્વાદાત્મક થઈ પડે છે. ઘણીજ દિલગીરીની વાત છે કે આવી મ્હોટી મુંબઇ જેવી અલબેલી નગરીમાં ફ્રક્ત બેજ ધર્મશાળા છે. પણુ તેમાં જગા ખાલી રહેતીજ નથી, અને ગૃહસ્થી વિદેશી ગરીબ મુસાફ્રરને બહુ વિટંબણા પડે છે, કારણુ લાગવગવાળાને જગા મળે છે, અગર કોઈ રાજારજવાડાને તેમાં ઉતારો આપવામાં આવે છે, તો પછી ગરીબ મુસાફ્રરને તો દાદ કયાંથી મળે, અગર જો મળે તો જ્યાં બાવાવેરાગીને જગા આપતા હોય ત્યાં તેને ઉતરવું પડે. એ બાબતમાં મુંબઇના પરમાર્થી કહેવાતા શેઠીઆઓ ઘણાજ પછાત છે, અને એવી ધર્મશાળા હજુ વધારે થવાની અત્રે જરૂર છે. વ્હોરા આદમજી પીરભાઇની ચર્ની રોડ ઉપર આવેલી બંગલા જેવી કુશાદે ધર્મશાળા છે, તેમાં બધા વ્હોરાઓને ઉતરવાની ઓરડીમાં

ખાટલા વિગેરેની સગવડ છે, તેમ ખોજા તથા મુસલમાનોની પણ છે. ફક્ત આપણા હિન્દુમાં તેવી વિશાળ ધર્મશાળા નથી એ ખરેખર દિલગીરી ભરેલું છે. અત્રે લંબીયા નામની નદી નજીકમાં છે તેમાં સ્નાન કર્યું. પછી દર્શન કરવા ગયા. હમણા ઉત્સવના દિવસો હોવાથી મંદિરમાં ધામધુમ ખૂબ રહે છે. મંદિરની આજુબાજુ ગઢની માફક ઉંચી ઉંચી દિવાલો છે. આણીગમના મંદિરોની બાંધણી એવીજ હોય છે. પણ તેમાં અંધારાં અને અકેક બએ દીવા હોય છે. આજે લક્ષ્મીજીને અભિષેક ડમરૂના અવાજોની ધામધૂમ વચ્ચે થતો હતો. લક્ષ્મીજીની ગંધ પુષ્પથી પૂજા કરી. પછી લંબોનારાયણની બેઠી મૂર્તિનું એક મંદિર તથા બીજું શયન મૂર્તિનું મંદિર છે ત્યાં દર્શન કર્યા. જેમ શ્રીરંગ ભગવાન શેષ નાગ ઉપર શયન કરી સૂતા છે તેવી એ મૂર્તિ છે. ત્યાર પછી લંબોનારાયણની ઉભી મૂર્તિનાં દર્શન કર્યા, એ મૂર્તિ માણસ કરતાં મ્હોટી અને શ્યામવર્ણની છે. મુકુટ સુવર્ણનો છે, મૂર્તિ દર્શન કરવા યોગ્ય છે. આ ગામ બળી રાજાનું કહેવાય છે. જ્યારે બળી રાજા પાસે વામનજીએ ત્રણ પગલાં જમીન માગી ત્યારે રાજાએ જળ લઇ જમીન આપવાનો સંકલ્પ કર્યો. શુક્રાચાર્યજીએ રાજાને વાર્યા કે એ તો સાક્ષાત્ ભગવાન છે, પણ બળીએ માન્યું નહિ, તેથી સંકલ્પ કરતી વખતે ઝારીમાં શુક્રાચાર્યજી ભરાઇ બેઠા. ભગવાનને ખબર પડતાં ઝારીના કાણામાં સળી ભોંકી એટલે શુક્રાચાર્યની આંખ ફુટી. પછી ઝારીમાંથી જળ નિકળ્યું તે હસ્તમાં લઇ રાજાએ સંકલ્પ કર્યો, એટલે ભગવાને એકદમ મ્હોટું રૂપ ધારણ કર્યું, ને રાજાને કહ્યું કે હવે ત્રણ પગલાં જમીન આપો. એ મ્હોટું રૂપ તે લંબોનારાયણ છે, અને પછી બળીને ચાંપ્યો છે, તે સર્વ કોઇ જાણે છે, એટલે વધારે લખવાની જરૂર નથી. એ બનાવ પછી મહેન્દ્રગીરી રાજ્યશંકર જે મહેન્દ્ર પર્વત ઉપર તપશ્ચર્યા કરતા હતા, ત્યાં ભગવાન જઇ પહોંચ્યા. શંકરે ભગવાનને કહ્યું 'હું તમારૂંજ રટણ કરૂં છું' ભગવાને કહ્યું 'ચાલો મારી સાથે,' પછી મહેન્દ્ર પર્વતથી શંકરને અત્રે આણ્યા છે, તેથી તે શંકરનું મંદિર અત્રે છે. તેનું નામ મહેન્દ્રગીરી શંકર પાડયું. ત્યાં દર્શન કર્યા. એ મંદિરની પછવાડે પુષ્કરણી કુન્ડ અવાવરો પડયો છે. તેમાં ઝાડવાં ઉગ્યાં છે. તેમાં સ્નાન કરવાનો મહિમા છે, પણ વપરાતો નહિ હોવાથી તેમાં આચમન માર્જન કર્યું. એ કુન્ડની નજીકમાં તાડનું વૃક્ષ છે. અગાઉના

વખતમાં એક કાગડો એ કુન્ડમાં દરરોજ સ્નાન કરીને એ વૃક્ષ ઉપર બેસતો, ને ભગવાનનું રટણ કરતો, તેથી તેનો મોક્ષ થયો છે, માટે એ કુન્ડમાં સ્નાન કરે તો પાપનો નાશ થાય છે. ત્યાં દિવાલ ઉપર એ કાગડાનું ચિત્ર છે. તેને મોક્ષ મળ્યો, ત્યારે વિમાન તેને લેવા આવ્યું છે, એવા દેખાવનું તે ચિત્ર દિવાલ ઉપર કોતરેલું છે, અને આજુબાજુ તામીલ ભાષામાં વૃત્તાંત લખ્યો છે. અત્રે યાત્રી પાણીની એક અંજલિ કુંડમાંથી લઇ એ દિવાલપર કોતરેલા કાગડાને છાંટે છે. ઉતારે આવતાં ૧૧ા વાગ્યો, સાંજના ૫ વાગે જમ્યા. અમો ટિનેવેલીથી નિકળ્યા તે આજદિન સુધી દરરોજ વરસાદ ઝરમર ઝરમર પડયા કરતો હતો. હવા શરદ હતી ને આકાશમાં વાદળાં થતા હતા, ચોમાસાની ઋતુ હોય એવું લાગતું હતું. આ ગામનું નામ 'ત્રિકુરૂમ ગુડી" છે. ત્રી=સુંદર, કુરૂમ=ન્હાનું, ગુડી=દેવળ એટલે ન્હાના દેવ જે વામનજી તેના સુંદર દેવળનું ગામ એવો અર્થ થાય છે. પણ એ તામીલ ભાષા બોલવાને આપણા લોકોને અટપટી લાગે છે, તેથી ગામને આપણે લંબોનારાયણ કહીએ છીએ. અત્રેથી એક મૈલ ઉપર 'ઉડીવર ગુડી' વિષ્ણુનું મંદિર છે.

**છોટાનારાયણ** (તા. ૧૨-૧-૦૪)—સવારના ૫ વાગે લંબાનારાયણથી ચાલ્યા તે નવ વાગે છોટાનારાયણ આવી પુગ્યા. તે પણ નવ મૈલ છેટું છે. અત્રે શિવગંગા નામનો કુંડ છે તેમાં સ્નાન કર્યું. આ ગામને પન્નાગુડી કહે છે. પન્ના=પામ=એટલે તાડનું ઝાડ, તેમાં ગુડી=એટલે દેવળ તે પન્નાગુડી. અત્રે શંકરનું સ્થળ છે. દેવળ નહાનું છે, ને તેનો દરવાજો ને શિખર પણ નહાના છે બહારથી તો જાણે શિખર છે જ નહિ એવું દેખાય છે. કમ્પાઉન્ડમાં એ દેવળ છે. દેવળનું નામ "સુંદર મહાદેવ" છે. તેનું લિન્ગ અંધારાની અંદર વચ્ચોવચ્ચ છે. તેની જોડે પાર્વતીજી છે તેનાં દર્શન કર્યાં. એ મંદિરના જોડેના કમ્પાઉન્ડમાં છોટાનારાયણની અચળ તથા ભોગ મૂર્તિનું એક ન્હાનું મંદિર છે, ત્યાં પણ દર્શન કર્યાં. એ મંદિરમાં એક ન્હાનો કુન્ડ છે, તેનું નામ શિવગંગા છે. સુંદર મહાદેવનો મહિમા ગામમાં તો બિલકુલ જણાતો નથી. ફક્ત દૂર દેશમાં વધારે લાગે છે. અત્રે આવતાં રસ્તામાં ડુંગરની લાંબી રાંગ દેખાય છે તે મહેન્દ્ર પર્વત. અમો અત્રે લોકલ ફન્ડની ધર્મશાળામાં ઉતર્યાં હતા. તે ન્હાની છે પણ ઘણીજ સરસ બાંધી છે. નજદીકમાં "હનમત" નદી છે. જ્યારે રામચંદ્રજી રાવણ સાથે

લડાઇ કરવા આવ્યા ત્યારે ઇંદ્રજીતે મારવાથી લક્ષ્મણને મૂર્છા આવી, એટલે હનુમાનજી મ્હોટું રૂપ ધારણ કરી એક પગ મહેન્દ્ર પર્વતની રાંગના એક ટોકાપર તથા બીજો પગ બીજા ટોકા ઉપર મૂકી ચાલતા ગયા તે હિમાલય પર્વતપર જઇ સંજીવની ઔષધિ લાવ્યા. મહેન્દ્ર પર્વતપર ચાલતાં તેમની પૂંછડી તથા શરીરના ભારને લીધે મહેન્દ્ર પર્વતમાંથી નદી નિકળી પડી તેનું નામ "હનમત" નદી પડયું. અત્રે વિશ્વામિત્રે યજ્ઞ કર્યો છે ને તાડિકાને રામે મારી છે, જે સર્વેની નજીવી નિશાનીઓ અત્રે છે. આ ગામમાં તરકારી કે કંઇ જોઇતી ચીજ બિલકુલ મળતીજ નથી, વળી આ દક્ષિણ તરફ લોટનું તો નામ મુદ્દલ મળે નહિ. ફક્ત કેળાં સસ્તા ને સારા મળે છે ને પાન પૈસાના ૭૫ મળે છે. તે સિવાય કંઇ મળતું નથી. બપોરના ૩ વાગે અમો નિકળ્યા તે ૯ મૈલ મુસાફરી કરી રાતના ૮ વાગે પડલુર ગામ આવી પુગ્યા. તામીલ ભાષાના થોડા શબ્દો નીચે પ્રમાણેઃ–

સિનધે=ન્હાનું છે; પિરિધે=મોટું છે; નલધ=વધારે સારૂં; રમ્ભ=ઉત્તમ, શ્રેષ્ઠ; ઇરિક્કેધે=છે; ઇયુ=કયારે; વેણુમ=જોઇએ છે; ઇન્દુ=શહેર તાઇ=દહી; ઇલૈ=નહિ; મોર=છાસ; રંડરે=અઢી.

**પડલુર**—અત્રે શંકરનું મંદિર છે, તેમાં ચિદમ્બરનાથની મૂર્તિ છે તેનાં દર્શન કર્યા. મંદિરની સામે તળાવ છે. આજ રાત્રે પવનનું તોફાન બહુ હતું. માતૃશ્રીની પ્રકૃતિ પણ બગડી. આ તરફ મંદિરોમાં બદિયાન સાથે જવા આપતા નથી. ઉઘાડે શરીરે ધોતીઆ ઉપર ભેઠ એટલે કપડું બાંધી દર્શન કરવાનો રિવાજ છે. વળી મંદિરમાં ડમરૂ તથા પીપોડી વગાડવાનો બહુ રિવાજ છે, તેનો અવાજ એટલો તીવ્ર હોય છે કે જેમ મુંબઇમાં તાત્યા દખણીઓના વરઘોડામાં ઢોલ, નગારા, ત્રાંસાપર મ્હોટે અવાજે ઢુમઢુમ ડાંડકા દમ ખાધા વગર મારે છે, ને આપણા કાન ફોડી નાંખે છે, ને કંટાળો આપે છે તેવી રીતે ડમરા અત્રે વગાડે છે, અને શું ગાય છે તેનો રાગ પણ સમજાતો નથી, કારણ તેનું ગીત પણ ઇન્ડું ગીન્ડું ભાષાનું કયાંથી સમજ પડે.

**કન્યાકુમારી અથવા કેપ કોમોરીન**—સવારના વહેલા ઉઠી ૫॥ વાગે ચાલ્યા તે ૧૦ મૈલની મુસાફરી કરી કન્યાકુમારી ૧૦॥ વાગે પુગ્યા (તા. ૧૩–૧–૦૪). ત્યાં એક ક્ષેત્ર સારૂં છે, પણ કોચીનના મહારાજા અત્રે પણ આવેલા હોવાથી સારી સારી જગાઓ તેના રસાલાએ

રોકી રાખી હતી. પણ કોચીનના દિવાનના ભાઇ શ્રીનિવાસરાવની ત્રોતાદ્રીથી ઓળખ થઇ હતી, તેથી અમને જોડેની જગામાં તેણે ઉતારાની સગવડ કરી આપી. આજે એકાદશી હતી તેથી ફલાહાર કરવાનો હતો. પૂર્વ પશ્ચિમ સમુદ્રનો અત્રે સંગમ થાય છે તેમાં ન્હાવાનો મહિમા છે તેમાં સ્નાન કર્યું. રામેશ્વરના ધનુષ્ય તીર્થમાં અને કન્યાકુમારીકામાં પૂર્વ પશ્ચિમના સમુદ્રનો સંગમ થાય છે, માટે એ સ્થળોએ અવશ્ય સ્નાન કરવુંજ જોઇએ છે. સ્નાન કર્યા પછી કન્યાકુમારીના દર્શન કરવા અમો ગયા. કોચી મહારાજા આવેલો હોવાથી દર્શનની ધામધુમ સારી હતી. અમે ગયા ત્યારે દર્શન બંધ થઈ જવાની તૈયારી હતી પણ અમોને પંડયો મળ્યો તેણે તુરત જઇ દર્શન રેખાવ્યાં ને અમને કરાવ્યાં. કન્યાકુમારીના દર્શન એવાં તો સરસ હતાં કે ત્યાંથી ખસતાં આપણું મન થાયજ નહિ ને આખો વખત તેને નિરખ્યા કરીએ એવાં તે દર્શન રમ્ય અને મનોહારક હતા. માતાનું મુખાર્વિન્દ હસ્તું ને જાણે હમણાજ બોલશે. માથે મુકુટ ને હાથમાં રૂદ્રાક્ષની માળા લઇ તપશ્ચર્યા કરતી એ કન્યાકુમારી ઉભી છે એવો દેખાવ છે. માળાના મણકા બહુજ સરસ ને મોટા છે. મૂર્તિ ત્રણ ફીટ ઉંચી છે. માતાજીએ ગળામાં સુવર્ણનો શૃંગાર અલંકાર, તથા સોનેરી કપડાં પહેર્યાં હતાં. ગળામાં સુંદર હીરા માણિક્યની તથા શ્વેતવર્ણની દેદિપ્યમાન મોટા મોતીની માળાઓ હતી, પોશાક પણ તેવોજ ઉમદા ને દમામદાર હતો. મુકુટ પણ સુવર્ણ રત્ન જડિત હતું. દર્શન અમુલ્ય હતાં. માતાજીને રૂપેરી પટાની સાડી પહેરાવી દંડવત્ કર્યાં પછી તુરત માતાજીના મંદિરના કમાડ બંધ થયા પછી ભોગ મૂર્તિના દર્શન કરી અમો બહાર નિકળ્યા. કન્યાકુમારી વિષે કથા છે કે ભંડાસુર તથા મુખાસુર નામના બે દૈત્યો ઉપદ્રવ કરતા હતા તેને મારવા માટે ઇન્દ્રજી તપશ્ચર્યા કરતા હતા. ઇન્દ્રજીએ યજ્ઞ કર્યો તેમાંથી શક્તિ નિકળી તે આ કન્યાકુમારી. તે કન્યાકુમારીએ એ રાક્ષસોને માર્યા. ત્યાર પછી એ કન્યાકુમારી અત્રે આવીને સુંદર મહાદેવને વરવા માટે તપશ્ચર્યા કરવા લાગી. સુંદર મહાદેવ પ્રસન્ન થયા ને વચન આપ્યું કે અમુક દિવસે અને અમુક ઘડીએ તારી સાથે લગ્ન કરીશ. જે દિવસ અને ઘડીનું લગ્ન મહાદેવજીએ આપ્યું તે મુહૂર્તપર મહાદેવજીથી અવાયું નહિ, અને મોડા આવ્યા ને ઘડી વીતિ ગઈ. ત્યારે મહાદેવજી કહે હવે તો કલિયુગ વીત્યા પછી લગ્ન થાય. તેની પહેલાં થાય નહિ. ત્યારે કન્યાકુમારી કહે "મેં લગ્નની સર્વ તૈયારી કરી રાખી ને હવે મ્હારે કેમ કરવું;

ચોખા દાળ વિગેરે ભરી રાખ્યા છે તેનું શું કરવું." ત્યારે મહાદેવજીએ આજ્ઞા કરી તે મુજબ એ ચોખા દરીઆની હાણુમાં સફેત પથ્થરની તથા લાલ માણેકની કણીઓ રેતી અથવા કાંકરીઓ થઇ ગઈ, ને તે કલિયુગને અંતે એ સર્વે પથ્થરની કણીઓ ચોખાની થઇ જશે ને કન્યાકુમારી સાથે મહાદેવ લગ્ન કરશે ત્યાં સુધી તે કુમારી રહેશે, માટે તેનું નામ કન્યાકુમારી પડયું છે. કહે છે એ પથ્થરની કણીરૂપ ચોખાનો પ્રસાદ લઇ સ્હેજ પાણીમાં નાંખી ઉકાળીને પાણી પાય તો ગર્ભિણીને પ્રસુતિ સમયે તુરત છૂટા છેડા થાય છે, તેથી એ રેતી–કાંકરીઓને યાત્રીઓ પ્રસાદ દાખલ અત્રેથી લઇ જાય છે. અત્રે રામકુંડ અથવા પાપનાશની કુંડ છે તેમાં આચમન કર્યું. અત્રે કોચીનના દિવાનના ભાઇએ ત્રિવેન્ડ્રમમાં તેને મળવા કહ્યું. ગોરને વિદાય આપી, ફળાહાર કરી બપોરના ૩ા વાગે રવાના થયા તે અત્રેથી આઠ મૈલ સુંદર મહાદેવ ગામ જેનું બીજું નામ શુચિન્દ્રમ છે ત્યાં રાતના ૭ વાગે પુગ્યા.

શિવ આદ શંભૂ, સ્વરૂપ મુનીવર, ચંદ્રશીશ જટાધરમ્,
શ્રી રૂદ્રમાળ વિશાલ લોચન, વાહનં મૃગ ભૂષણમ્,
શિવ વ્યાઘ્ર ચમર, ત્રિશૂલ ડમરૂ, અંગ ભસ્મ સુલેપનમ્,
શ્રી નીલકંઠ હિમાલ જલ સ્થલ, વિશ્વનાથ વિશ્વેશ્વરમ્,
શ્રી નંદી લોચન, નંદી વાહન, શેષ ભૂષણ શોભિતમ્,
શ્રી દિવ્ય કુંડલ હાર શોભત મસ્તકે ઝગ લાયકમ્,
શ્રી ખંડ કુંડલ નેત્ર શોભિત, ચંદ્ર શીતલ છાયનમ્,
હસ્ત નિર્મળ જટા ધારી, દંડ ત્રિશૂલ ધારિતમ્.

**શુચિન્દ્રમ અથવા સુંદર મહાદેવ**—અત્રેની દન્ત નામની નદી છે તે વડાસર ગામથી આવે છે, તેમાં તથા પ્રજ્ઞાકુન્ડમાં આચમન માર્જન કર્યાં. મહાદેવનું દેવળ મ્હોટું છે. આણી તરફ મહાદેવના લિન્ગ નજીક જવા આપતાજ નથી. ફકત લિન્ગના દરવાજા પાસેથી યાત્રીને દર્શન કરાવે છે. એ ફીટ જેટલું ઉંચુ લિન્ગ છે તેપર મુખારવિન્દ પાડેલું છે. તેના તથા પાર્વતીના દર્શન કર્યાં. વળી દત્તાત્રિ, કાર્તિકસ્વામી, ગણપતિ, વિગેરે બીજા ન્હાના ન્હાના દેવળો ઘણાં હતાં. આ ગામનું ખરૂ નામ શુચિન્દ્રપુરમ છે. શુચિ=સ્વચ્છ પુર=ગામ તે શુચિન્દ્રમ્. એવી કથા છે કે જ્યારે ઇન્દ્ર ને અહલ્યાગમનથી શાપ મળ્યાથી શરીરમાં સહસ્ત્ર છિદ્રો થઇ ગયાં ને પોતે રોગગ્રસ્ત થયો ત્યારે આ મહાદેવના દર્શનથી તે ઇન્દ્રનાં

છિદ્રો મટી ગયાં, ને પોતે શુચિ એટલે પાવન થયો, તેથી તે મહાદેવ શુચિન્દ્ર કહેવાયા ને ગામ શુચિન્દ્રપુરમ્ કહેવાયું. તામીલ ભાષા સંસ્કૃતને બહુ મળતી આવે છે, ને દરેક શબ્દની પછવાડે સંસ્કૃતનો 'મ' અક્ષર આવે છે. જેમ કે શુચિન્દ્રમ્, ત્રિવેન્દ્રમ્, શીકરમ્=શીઘ્રમ્=જલદી, સવરમ્=ક્ષોરમ્=હજામત; મયાવલમ્ વિગેરે, ભાષાના થોડા એક શબ્દો સીની અથવા પાન્નેરી=શાકર અથવા ખાંડ; તુંગ=સૂવું; સાપડી પનમ્= રસોઇ કરવી; સાપડી=ભોજન, વેન્ડ્યા=ભીંડા, ઇપડી=આ બાજુ, કોર- પાક=સોપારી; કડુ=મેથી; અધઅંગે=તે કયાં છે; આધ અનધે=તે શું છે; ઇલ્લે=નહિ; ઉકાર=બેસવું; ઇરવદ=વીશ; મુપદ=૩૦; નારપદ=૪૦; એપદ=૫૦; નુર=૧૦૦; ઇન્દકે=આજે; નાલકે=કાલે; કોલે અથવા કકસ= સંડાસ; અવન પોહરાન=તે જાયછે; નાન પોહરેન=હું જાઉં છું, નામ પોહરાન=અમે જઇએ છે; અવન પોહીરાન=તે જાય છે; અવરકલ પોહીરાલ્ડ=તેઓ જાય છે; નીપોહીરાલ્ડ=તું જાય છે; નીંલગપોહી- રાલ્ડ=તમે જાઓ છો.

## શિવજીની લાવણી.

ઝમઝુમ કરતી નીસરીરે ભીલડી, તપ છોડાવવા ચાલીજી,
પાંપણ ખોલ ખોલ જુએ મહાદેવજી, કોણ પુરૂષ ઘર નારીજી;
ભીલ ઘર ન્હાતી ને ભીલ ઘર ધોતી, વાળે વાળે મોતીડા પરોવતીજી,
અમારા ભીલકું વિખા પડા હયે, વાકુ જંગલપર જોતીજી;
અમે અમારે મારગ જાતાં, શીવજી ઝગડો માંડયોજી,
તમારે ઘેરે દો દો રાણી, નીસરીને શું કરશોજી;
પાર્વતીને પીયેર વળાઈ દઉં, ગંગા ભરે તેરા પાણીજી,
ઉજડ ખંડમાં મઢી બનાદું, તુજે કરૂં પટરાણીજી;
ચંદ્રા મુલકથી દાંત મંગાઇ દઉં, ઉનકી ચુડી પેરવાઈ દઉંજી,
ચુડીઆ ઉપર ચીપ મઢાઇ દઉં, ઠમકે પાણી ભર લાવોજી;
ઉતર ખંડથી વાદળી મંગાઇ દઉં, ઝીણા ઝીણા મેવલા વરસાઇ દઉંજી,
વળી બંધાઉ ઉપર ઘૂઘરા તો, ઠમકે પાણી ભર લાવોજી;
અમારા ભીલ છે બાળા ભોળા, જંગલ કેરા વાસીજી,
સાંજ પડે ને ઘેર ભીલ પધારે, થૈ થૈ ભીલ તો નાચેજી;
આલા લીલા વાંસ વઢાઇ દઉં, ચોરી ચીત્રાવું ચાંપાનેરનીજી,
ઇશ્વર પાર્વતી પરણવા બેઠા, ગાયે સ્ત્રીઓ લલકારીજી;

એક હાથ શીવે મસ્તક ધરીઓ, દુજો હાથ પુંઠે ધરીઓજી,
થૈ થૈ કરી શિવ નાચવા લાગા, દે ભીલડી રંગ તાળીજી;
**મગનલાલ** છે ભક્ત શીવના, દંડવત કરીને બોલ્યાજી,
ભોળાને ભીલડીએ ભલે છેતરી, હો ગઇ વો પાર્વતીજી;

કહે છે કે મંદિરના બારણા રાત્રિના બાર વાગે બંધ થાય છે ત્યારે શુચિન્દ્ર મહાદેવ બહાર નિકળે છે, ને કન્યાકુમારી પાસે વરવા જાય છે. પણ ગામ છોડીને એક મૈલને અંતરે જાય છે તેટલામાં તો મરઘો 'કૂકડેકૂક' કરીને સવારની બુમ મારે છે, તે સાંભળી મહાદેવજી પાછા આવતા રહે છે, તેથી વરી શકાતું નથી. એમ દરરોજ કરે છે પણ કલિયુગને અંતે જરૂર વરશે. વળી કહેવામાં આવે છે કે આ મહાદેવના લિન્ગ ઉપર એક લક્ષ ઘડાથી જો જલનો અભિષેક કરવામાં આવે તો પણ જલ બહાર પડતું નથી, પરંતુ સર્વ તેમાંજ સમઇ જાય છે. એ રીતે દર્શન કરી રાત્રે ૮ બજે અમો નિકળ્યા તે ત્રણ મૈલ ઉપર કોઠાર ગામ હતું ત્યાં આવ્યા. આ ગામ મ્હોટું છે ને ચીજો ઠીક મળે છે. ત્યાંથી એક મૈલ આગળ ચાલતાં વડાસરી ગામ આગળ રાત્રના ૧૦ વાગે આવી લાગ્યા. ત્યાં એક ક્ષેત્રમાં ઉતારો કર્યો. એ ક્ષેત્રમાં બે મકાનો છે. તે બન્ને સારાં છે.

**વડાસરી**—(તા. ૧૪–૧–૦૪) અત્રે ગામની નજીકમાં દન્ત નદી છે તે સુંદર મહાદેવના ગામ પાસે અત્રેથી જાય છે તેમાં સ્નાન કર્યું. આજે મકર સંક્રાન્ત હતી. રામ સાથે જીત મેળવી ઐરાવત હાથીએ પોતાના દાંતેવતી જમીન ખોદીને આ નદી ઉત્પન્ન કરી છે તેથી તેનું નામ દન્ત નદી પડયું છે. શાકભાજીની અત્રે એક મ્હોટી બજાર ભરાય છે, ને મુંબઇની માફક સર્વ ચીજ તાજી પણ સસતી મળે છે. ઘી, લોટ આ તરફ મળતાજ નથી. લીલી સોપારી અને આખા કાજુ બહુ મળે છે. કન્યાકુમારી પુગ્યા પહેલાં ત્રણ ગાઉ પરથીજ ત્રાવણકોરના રાજાનો મુલક શરૂ થાય છે તે ઠેઠ પદ્મનામ સુધી તેનો મુલક છે, અને ત્યાંસુધી સડક પાકી અને એવી સરસ બાંધી છે, કે આપણને ગાડીમાં બિલકુલ આંચકો આવતો નથી. રસ્તામાં થાનસો તથા પોલીસની ચોકીઓ ઠેકઠેકાણે આવે છે. કન્યાકુમારી પછીની મુસાફરીમાં તસ્કરનો બિલકુલ ભય રહેતો નથી. સોનું ઉછાળતા જાઓ તો પણ ભય નહિ. ટિનેવેલીથી પડલુર છોડીને પાંચ મૈલ સુધી

રસ્તો પણ ખાડા ખબચાનો તથા ચોરના ભો વાળો છે. ત્યાં રાત્રિના મુસાફરી બિલકુલ કરવીજ નહિ. ફકત દિવસના મુસાફરી થાય છે. કન્યાકુમારીથી કોચીન સુધી મલબાર કાંઠો કહેવાય છે. ત્યાંનું ચલણ જુદું છે. આપણી અંગ્રેજી પાવલીના અત્રેના સાત દોઢીઆ જેવા ત્રાંબાના સિક્કા મળે છે, ને તેને 'ચક્રમ્' કહે છે, બે આનીના સાડાત્રણ ચક્રમ મળે છે: ત્યાંની બેઆની મુંબઇની બેઆની જેવી ચાંદીની પણ જરા મ્હોટી હોય છે, ને તેને 'પણમ્' અથવા 'ફનમ્' કહે છે. એક રૂપીઆની સાત ફનમ્ આવે છે. એક ફનમ્ના ચાર ચક્રમ્. અર્ધી બેઆની જેટલો એક ચાંદીનો સિક્કો છે તેના બે ચક્રમ્ આવે છે. ત્રાંબાનો એક સિક્કો મુંબઇની પાઇના કરતાં પોણો થાય તેને કાસ કહે છે. એક ચક્રમ્ના બે અર્ધા ચક્રમ મળે છે. એક ચક્રમની સોળ કાસ ને અર્ધા ચક્રમની આઠ કાસ આવે છે. આ ગામનું ખરૂ નામ વલગન શહેરી છે. વલગન=પ્રલય. નદીનું નામ દન્તા અથવા પ્રલયા છે. એ પ્રલય=વલગન ઉપર આવેલું શહેર તે વલગન શહેરી. અત્રેથી એક મૈલપર "નાગકોઇલ" છે ત્યાં ન્હાની ન્હાની સુધરેલા ઢબપર શોપો=દુકાનો છે. ત્યાંથી અમને અમેરિકન ફ્લાવર=મેંદાનો લોટ મળ્યો. રાત્રિના ૯ વાગે આ ગામમાંથી રવાના થયા. આખી રાત મુસાફરી કરી. રસ્તો વહેતી વાટનો હતો. ગાડાં તથા માણસોની રસ્તામાં આખી રાત આવણુ જાવણુ ચાલુજ હતી. એ રીતે વીશ મૈલની મુસાફરી કર્યા પછી સવારના સવા ૭ વાગે આદિકેશવ આવી પુગ્યા (તા. ૧૫-૧-૧૯૦૪).

**આદિકેશવ**—અત્રે રાજાના ક્ષેત્રમાં ઉતારો લીધો. પડોશમાં તામ્રપર્ણી નદી છે. અત્રેની તામ્રપર્ણી નદી ને પશ્ચિમ તામ્રપર્ણી કહે છે, ને ટીનેવેલીમાં છે તેને પૂર્વ તામ્રપર્ણી નદી કહે છે. એ નદીમાં સ્નાન કરી દર્શને ગયા તો કહેવામાં આવ્યું કે અત્રે ફકત બેવાર દર્શન થાય છે. સવાર અને સાંજ. પછી સાંજના ગયા. અત્રે પંડયા પૂજારીઓ વિદેશી યાત્રીઓને કનડગત વધારે કરે છે. સાંજના બત્તિઓનો વખત થયો કે મંદિરની આજુબાજુ દીવાઓ પ્રગટ થયા, આરતિઓ પણ ભપકાભેર થઇ. આદિકેશવ નારાયણને જળ અભિષેક કરી શણગાર વસ્ત્ર પહેરાવ્યાં હતાં. ભોગમૂર્તિ બાજુમાંજ છે. દર્શન સુંદર છે. પાછળ અચલ મૂર્તિ છે. નારાયણ ભગવાનની મૂર્તિ કાળા શેષનાગ ઉપર શયન કરે છે. પોતે પણ શ્યામવર્ણના છે. શેષનાગે પોતાની નીચે એક રાક્ષસને દબાવ્યો

છે. ભગવાન જે શયન કરે છે તે લાંબા આસરે ૧૬ ફીટ પોઢયા છે, અને તેના પ્રમાણમાં સર્વ શરીરનું કદ છે. આંગળાં, હાથ, પગ, સાથળ પણ જબરદસ્ત છે. તે વિષે એવી કથા છે કે જનાર્ધનમાં બ્રહ્મા યજ્ઞ કરતી વખતે જપ કરતા હતા. જપ કરતાં માળાનો એક મણકો ભૂલ્યા એટલે સ્વાભાવિક રીતે એક જપ ભૂલી ગયા. તેવોજ એક રાક્ષસ તથા તેની સ્ત્રી નિકળ્યા, અને રાક્ષસે બ્રહ્માની દાઢી પકડી કહ્યું 'મને ભૂખ લાગી છે ખાવાનું આપ' બ્રહ્માએ કહ્યું 'તૂં જા હું તને વરદાન આપું છું કે તું કોઇથી મરનાર નથી' તો કહે 'મને કંઇ જોઇતું નથી મને તો કકડીને ભૂખ લાગી છે તે મને ઋષિ આહાર જોઇએ છે તે આપ.' છેવટે બ્રહ્માએ કહયું 'તું કદલી વનમાં જા ત્યાં તને ત્હારો આહાર મળશે' આ આદિકેશ તે કદલિવન ત્યાં એ રાક્ષસ આવ્યો. બધા ઋષિ મુનીઓ હતા તેને ખાઇ ગયો. ત્યાંથી કેટલાએક બચ્યા, તેમણે વૈકુંઠ ભગવાન પાસે જઈ ફરીયાદ કરી, એટલે ભગવાન આવ્યા તે વખતે રાક્ષસની સ્ત્રી પહાડમાં ગઈ હતી. ભગવાને રાક્ષસ સાથે લડાઈ કરી ચગદીને ઉપર ચઢી બેઠા. એ રાક્ષસ વળી જોર કરીને પાછો ઉઠે ને સામો લડે એ પ્રમાણે ભગવાન સાથે બાર વખત યુદ્ધ થયું ને બાર વખત ભગવાન તેના ઉપર ચઢી બેઠા. એ રાક્ષસના બાર હાથ હતા. ભગવાન પણ બાર રૂપ લઇ તેના ઉપર ચઢી બેઠા ને તેને માર્યો. ને તેના ઉપર શેષનાગ બેઠો. પછી ભગવાન શેષનાગ ઉપર સુતા છે તે આદિકેશવ. રાક્ષસની સ્ત્રીને ખબર પડતાં નદીનું રૂપ લઇને આવી તે વખતે ભગવાન બ્રહ્મચારીનું રૂપ લઇ સામેના પહાડ ઉપર જઇ ઉભા. જેવી નદી આવી તેવી બ્રહ્મચારીને પુછવા લાગી કે મ્હારા ધણીને મારનાર કયાં છે. હું તેના નીચેથી જમીન ખોદીને મારા ધણીને કાઢી લઇ જઈશ. બ્રહ્મચારી કહે 'તું મુંગી મુંગી ચાલી જા. આ શહેરની પુર્વ દક્ષિણને પશ્ચિમ બાજુ થઈ ઉત્તર તરફ વહેતી ચાલી જા. પછી તે ત્યાંથી ચાલી ગઇ. એ નદીનું નામ તામ્રપર્ણી, અને આ શહેરનું નામ 'ત્રિવિટાર' એટલે સુંદર વિટલાયલી નદીનું નામ તે ત્રિવિટાર એ રીતે મહિમા છે. અમે દર્શન કરી રાતના ૭ વાગે નીચે ઉતર્યા કે તુરત ગાડીમાં બેસી રવાના થયા તે આખી રાત ચાલ્યા. રસ્તામાં ન્હાના ન્હાના ૧૦-૧૨ ગામો આવ્યા. માણસો પણ આવ જાવ બહુ કરતા હતા. કોઈ વાતની બ્હીક ન હતી. પણ રસ્તો બહુ ડુંગરાળો ઉંચાનીચા ટેકરા વાળો કે ગાડીને ચાલતાં બહુ અડચણ પડી.

અમો ૧૮ મૈલ ચાલી સવારના ૩॥ બજે નીયાટેન્કરા ગામમાં આવી પુગ્યા. આદિકેશથી પાંચ મૈલ દૂર રસ્તામાં 'કુકુતરા ગામ' આવે છે. હિંદુસ્તાની બોલીમાં આદિકેશવને 'દશકરા' ગામ કહે છે ને મંજુરા કરીને પાસે ગામ છે તેને 'મસકરા' કહે છે, તેથી એ ગામો 'દશકરા મશકરા' ને નામે ઓળખાય છે.

**નીયાટેન્કરા**—(તા. ૧૬–૨–૦૪) આદિકેશવમાં તામ્રપર્ણી નદી છે, તે અત્રે પણ આવેલી છે. તેમાં સ્નાન કર્યું. કૃષ્ણનું મંદિર છે તેમાં દર્શન કર્યા. અત્રે તરકારી ઘણુંજ સરસને તાજું મળે છે. લાલ ડાંખાની ભાજી એવી તો લાલ સડક ને તાજી કુમળી, તેમજ બાંડા જબરા કુમળા દાણાવાળાને તાજા હતા, કે એવા મુંબઈમાં જવલેજ આવે છે. આ તરફ સુકી સોપારી કોઇ ખાતુંજ નથી. લીલી ત્રોફા-વાળી સોપારી ખાય છે. પાનને ફકત ચુનો લગાડી આ લીલી સોપારી સાથે ખાય તો મોઢું લાલ ચટક થાય છે. કાથાની ગરજ પડતી નથી. ને મળતો પણ નથી પણ જેને લીલી સોપારીની ટેવ ન હોય તેનું મોઢું આવી જાય છે. કેળાં તથા કેળની પતરાવળીઓ બહુ સસ્તી મળે છે. મલ-બારમાં કેળ, નારીએળ, ફણસ, સોપારી, મરી, તાડના ઝાડો વિશેષ માલમ પડે છે. આ તરફના માણસો અંગપર વસ્ત્ર તો બિલકુલ રાખ-તાજ નથી. શરીરે ઉઘાડા, માથું ખુલ્લું, ને એક લંગોટ તથા બે હાથનો કટકો વિંટાળી ગામમાં ફરે છે. મોટા સારા કહેવાતા માણસો પણ એજ પ્રમાણે ફરે છે. આપણી શિખાની ગાંઠ માથાની પાછળ હોય છે અને હાલમાં જેમ મુંબઈના યુવાનો બાબરીનો ઝુમખો કપાળ ઉપર લટકતો રાખે છે, તેમ લટકતી શિખાની ગાંઠ તેમના કપાળ આગળ મસ્તકપર હોય છે. કેસને ઓળી સાફ ચકચકતા રાખે છે અને એજ એ લોકોનો અલંકાર ગણાય છે. એવી રીતે લટકથી સુંદર ચોટલી-શીખાનો ગર્વ રાખી અહંકારમાં ચાલતા કેટલાએક નજરે પડે છે. સ્ત્રીઓને મસ્તકપર વચોવચ સેંથાને બદલે અંબોડો હોય છે, ને સેંથો પાછળ હોય છે. પરણેલી, કુંવારી, કે વિધવા કેછે તે વર્તી શકાય નહી. કારણ બાંગડી વગરના ખાલી હાથ હોય, અગર બાંગડી જો કદાચ હોય તો એક હાથમાં એક રૂપાની બાંગડી તો બીજા હાથમાં ત્રણ બાંગડી હોય છે. સ્ત્રીઓનો પોષાક ફક્ત ધોળુ લુગડું છાતિથી તે પગના કાંડા સુધી વીંટાળેલું હોય છે, અને કેટલીકો તો છાતિ પણ સદંતર ઉઘાડી

રાખે છે. અમારા ક્ષેત્રની પાસેજ રેવીન્યુ સેટલમેન્ટની આફીસ હતી. અત્રેથી બપોરના ૨॥ વાગે અમે રવાના થયા તે બાર મૈલ ચાલી ત્રીવેંડ્રમ રાત્રે ૮ વાગે આવી પુગ્યા. (તા. ૧૬). રસ્તામાં ૧૨ મૈલ સૂધી ન્હાના ન્હાના ગામડાઓ આવે છે. જાણે કેમ આપણે ૧૨ મૈલ સૂધી બજારમાંથીજ રસ્તો કાપતા હોયની એવો વસ્તિવાળો આ ભાગ નજરે પડે છે.

**ત્રિવેન્ડ્રમ અનંતસેન અથવા પદ્મનાભ**—ત્રિવેન્ડ્રમનો રાજા મ્હોટો કહેવાય છે. ગામ બહુ મ્હોટું છે. મ્હોટા શાહુકારોની દુકાનો છે, ગઢ છે. ગઢની અંદર પોલીસ ચોકીઓ પહેરા માટે રાખી છે ને એ કિલ્લામાંજ પદ્મનાભનું મંદિર છે. અત્રેના અગાઉ થઇ ગયેલા એક દિવાને બંધાવેલા ક્ષેત્રમાં ઉતર્યા. છોટાનારાયણ છોડયા પછી માતૃશ્રીને મરડો થઇ આવ્યો હતો તે હજુ મટયો નહતો. અત્રે ગઢની અંદરનાં દેવળમાં ભગવાન બિરાજે છે તેને અનંતશયન અથવા પદ્મનાભ કહે છે. દેવળ મોટું છે. પદ્મ તીર્થ કુન્ડ છે તેને ગુંટો કહે છે, ત્યાં સ્નાન કર્યું. પછી પદ્મનાભ, નૃસિંહજી તથા લક્ષ્મીના દર્શન કર્યા. અત્રે મુંબઇના ભાટીઆ મુલજી જેઠાની ધર્મશાળા છે. કોચીનનો રાજા પણ આ ગામમાં આવી લાગ્યો તેથી બધી ચીજ મોંઘી થઇ ગઇ. જનાર્ધન જવા માટે પડાવનો જે આડે દિવસે એકેક રૂપીઓ પડતો તેનો રૂ. ૬) ભાવ થઇ ગયો. કોચીનના દીવાનનો ભાઇ જે કન્યાકુમારીમાં મળ્યો હતો તેને મળ્યા ને તે તથા કોચી મહારાજા જનાર્ધન જનાર હોવાથી ત્યાં જગાનો આપણે માટે બંદોબસ્ત કરવા તેણે ખુશી બતાવી. અત્રેના મંદિરમાં બ્રાહ્મણ સિવાય બીજાને એમને એમ દર્શન કરવા દેતા નથી. રૂપીઆ બહુ ખરચવા પડે છે ત્યારેજ દર્શન થાય છે. મંદિરમાં ભગવાન પહોડયા છે. મૂર્તિ બહુ મ્હોટી છે. વચમાં સુવર્ણની ભોગ મૂર્તિ છે. ભગવાનના નાભી કમળમાંથી બ્રહ્મા પ્રગટ થયા છે તેના પણ દર્શન કર્યા. ભગવાન ૧૩ ફીટ જેટલા લાંબા મોટા શરીરવાળા આડા પહોડયા છે. શરીર, હાથનું કાંડુ, આંગળાં, પગ, સાથલ, વિગેરે તે પ્રમાણે એક જાડા મનુષ્ય કરતાં ડબલ સ્થૂલ છે. દર્શન કરવા યોગ્ય છે. ભગવાન શેષનાગ ઉપર પહોઢયા છે ને મસ્તક ઉપર નાગની ફેણ છે. જમણો હાથ સુતાં સુતાં લાંબો પસારીને શંકરના માથાપર મુકેલો છે કે "તુમ ડરો મત" એવો ભાવ બતાવે છે. એ વિષે કથા છે એક ભસ્માસુર નામનો દૈત્ય

હતો તેણે ખુબ તપશ્ચર્યા કરીને શંકરને પ્રસન્ન કર્યા, અરજ કરી કે "હું જેના પર હાથ મુકું તે ભસ્મ થઇ જાય. અને હું કોઇથી મરૂં નહિ" એવું વરદાન આપો. શંકરે તે વરદાન આપ્યું. પરંતુ તે ખરૂં છે કે એટલું તે અજમાવવા ખાતર તેણે પ્રથમ શંકરનાજ માથા ઉપર પોતાનો હાથ મુકવાને ઇચ્છા દર્શાવી. એટલે શંકર એકદમ નાઠા અને બ્રહ્મા પાસે ગયા. બ્રહ્મા કહે 'હું તો સૃષ્ટિનો સૃજનાર છું.' એ રીતે બીજા કઇકિ દેવતાઓ પાસે ગયા પણ કંઇ ન વળ્યું. અંતે નારાયણ જે સમુદ્રમાં પોઢયા હતા તેની પાસે જઈ અરજ ગુજારી. નારાયણે પોતાનો હસ્ત લાંબો કરી તેના મસ્તક ઉપર હાથ મુકી કહ્યું "તુમ ડરો મત" અને તેવોજ ભાવ પદ્મનાભની મૂર્તિ દેખાડે છે. શંકરની પાછળ ભસ્માસુર દોડયો. ભગવાને શ્વાસ કાઢી મોહિની સુંદરીનું સ્વરૂપ ધારણ કર્યું અને તેની સામે ગયા. રૂપ જોઇ અસુર મોહિત થયો, પણ સુંદરી કહે 'હું નાચું તેમ નાચ' એટલે અસુર જેમ મોહિની નાચે તેમ નાચવા લાગ્યો. નાચતાં નાચતાં મોહિનીએ પોતાના મસ્તક ઉપર હાથ મુકયો, એટલે અસુરે પણ પોતાના માથાપર હાથ મુકયો કે તે તુરત બળી મૂવો. પદ્મનાભ ભગવાનનો જન્મ–પ્રતિષ્ટા–અનંતચતુર્દશીને દિને છે, તેથી તે દિને ૧૪ બ્રાહ્મણો જમાડવા જોઇએ છે. ભાદરવા શુદિ ૧૪ ને દિને મુંબઇમાં ગણપતિ વિસર્જન થાય છે તે દિન એ છે. પદ્મનાભથી બે મૈલ ત્રીવિલમ ગામ છે, ત્યાં મચ્છીતીર્થ છે, ત્યાં ભગવાનનું મુખાર્વિંદ હતું, અને અત્રેથી ૭ મૈલ ત્રિપુરમ્ ગામ છે જે ધર્માધર્મ તીર્થને નામે ઓળખાય છે ત્યાં ચરણ હતાં. ધર્માધર્મમાં બે કુન્ડ છે. એક ધર્મ અને બીજો અધર્મ. કથા છે કે એક બ્રાહ્મણ હતો તે દાન બહુ કરતો. એક જણને દાન આપ્યું તો બીજું તેના ભાઇને, ત્રીજું તેના કાકાને, એમ એકજ ઘરમાં દાન આપતો તે અશુદ્ધ કહેવાય, માટે ભગવાને કહ્યું પહેલા અધર્મ કુન્ડમાં નાહી આવ. તે નાહયો એટલે ગધેડો થઈ ગયો. ભગવાને કહ્યું 'તારી દશા આવી છે માટે હવેથી તારે જુદું જુદું દાન કરવું.' પછી ધર્મકુન્ડમાં સ્નાન કરાવ્યું એટલે શુદ્ધ થયો ને મનુષ્યરૂપ થયું. એ બન્ને કુન્ડોમાં યાત્રીઓ સ્નાન કરે છે. મચ્છી-તીર્થ વિષે કથા છે કે પરશુરામ જ્યારે પૃથ્વી નક્ષત્રિ કરી અત્રે આવ્યા ત્યારે તેને દોષ પડયો ને શ્રાદ્ધતર્પણ આ ઠેકાણે કરવું પડયું. તે વખતે તલના પિન્ડ ખાવા ભગવાન માછલીનું રૂપ લઇને આવ્યા, ને પિન્ડ

ખાધા. એ માછલું દરરોજ મ્હોટું થતું ગયું, તેની પૂજા થવા લાગી ને ત્યાં મચ્છાવતારની મૂર્તિ હાલમાં છે. તર્પણશ્રાદ્ધ પછી પરશુરામે બ્રાહ્મણ જમાડવા માંડયા પણ કોઈ જમે નહિ. પછી બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરની ત્રિમૂર્તિનું એક કુશ બનાવી આકાશમાં તીર માર્યું એટલે તેઓ આવીને જમ્યા. તે ત્રિમૂર્તિ તથા પરશુરામની પણ મૂર્તિ ત્યાં છે. અત્રે પદ્મનાભમાં અનંતસેન ભગવાનની મૂર્તિ છે. આજુબાજુ ભૂદેવી ને શ્રીદેવી છે. મંદિરના કમ્પાઉન્ડમાં નૃસિંહજી, સાક્ષી ગોપાળ, ક્ષેત્રપાળ, સંતાનગોપાળ, રામ લક્ષ્મણ વનવાસ અને પટાભિષેકના અર્થવાળી મૂર્તિઓ છે. અત્રે દરરોજ બ્રહ્મભોજન થાય છે. પાઠશાળા છે. ત્રિવેન્દ્રમનું ખરૂં નામ ત્રિપુરાનંદપુરમ છે તેમાંથી અપભ્રંશ થયો છે.

દીવાકર ઋષિ કાના માંગરોળના રહીશ હતા. તે ભગવાનનાં દર્શન કરવા માટે ગોકુળ મથુરામાં તપશ્ચર્યા કરવા બેઠા. ભગવાન પ્રસન્ન થઇ બાળકના રૂપમાં આવ્યા. તેનાપર પ્રેમ આવવાથી ઋષિ બોલ્યા 'હે બચ્ચા? તું મ્હારી પાસે રહે ને હું કંદમૂળ ખાઉં છું તે તને પણ આપીશ.' બાળક કહે 'હું મસ્તિ તોફાન કરૂં ને તું ગુસ્સે થાય તે કામનું નહિ.' પણ ઋષિએ વચન આપ્યું એટલે બાળક તેની પાસે રહ્યું. બાળકે ચીડવવાને હજારો પ્રયત્ન કર્યા પણ ઋષિ ચીડાયા નહિ. એક વખત ઋષિ જે શાલિગ્રામોની પૂજા કરતા હતા તેમાંથી એક મોઢામાં નાખી બાળક ભગવાન ગળી ગયા. ઋષિ ચીડાયા. 'ત્હેં આ શું કીધું? નિકળ અહીંથી.' ભગવાન પોતાનું રૂપ ધારણ કરી ગુસ્સે થયા ને બોલ્યા 'હું રીસાઇને જાઉં છું ને કેરળ દેશમાં (પદ્મનાભ ગામ છે ત્યાં) દરિયામાં શયન કરીશ, ત્યાં તને દર્શન આપીશ.' એટલું કહી અંતર્ધાન થઇ ગયા. ઋષિએ ઓળખ્યા એટલે પશ્ચાત્તાપ કરતા ગામોગામ રખડતા અત્રે ત્રિવેન્દ્રમમાં આવી પુગ્યા. ત્યાં છેટેથી એક મ્હોટા વૃક્ષ નીચે બાળક ભગવાનને ઉભેલા જોયા, એટલે ઋષિ દોડતા દોડતા સામા ગયા. ઋષિને દોડતા આવતા જોઈ ભગવાન વૃક્ષની બખોલમાં ભરાઈ ગયા. પણ ઋષિ સમજી ગયા કે આ વૃક્ષમાંજ ભગવાન છે તેથી પ્રદક્ષિણા કરવા માંડી, ને ખૂબ તપશ્ચર્યા કરી. પછી ભગવાને મ્હોટું રૂપ ધારણ કર્યું ને વૃક્ષ નવ મૈલ જેટલું મ્હોટું થઈ આડું પડયું. એટલે ઋષિને નવ મૈલની દરરોજ પ્રદક્ષિણા કરવી પડતી. એમ કરતાં વૃદ્ધ થયા પછી ભગવાનને

ઋષિએ અરજ કરી 'હે પ્રભુ! મજપર કૃપા કરો હવે નવ મૈલની પરિક્રમા મ્હારાથી થતી નથી?' પછી ભગવાન પ્રગટ થયા ને કહ્યું 'તું મ્હારો ભક્ત છો. તારા દંડની ત્રણ લાકડી (તે વખતના માણસોના લાંબા નવ હાથ થાય તે) ભરીને જગા માપ ત્યાં હું શયન કરૂં છું, ને અનંતચૌદસને દિને મ્હારી પ્રતિષ્ટા કરજે, ને મ્હારા નાભિકમળમાંથી બ્રહ્મા નિકળશે, વગેરે.' એ રીતે હાલ મૂર્તિ છે અને તે નવ ગજ જેટલી લાંબી દેખાય છે. ભગવાનની પાસે ચાર બાળક ભકતો નામ—સનત્, સનત્નન્દન, સનક, અને સનત્કુમાર તેની હાજરીમાં રહે છે. અત્રેના પુજારી, શ્રી દ્વારપાલક, તથા પંડયાઓનો જુલમ વિશેષ છે. તેઓનું મન ન મનાય તો દર્શન પણ થઇ શકતા નથી. બ્રાહ્મણ વર્ણ શિવાય અન્ય વર્ણને છેટેથી દર્શન કરાવે છે. પણ પૈસા આગળ તે નિયમનું ઉલ્લંઘન થાય છે. પંડયાઓને લાયસન્સ હોય છે. રૂ. ૧,૨૦૦)ના ખતપતરીઆં દરબારમાં મુકે ત્યારે પંડયાની વૃત્તિનો પટો મળે છે. આ એક જાતનો ભગવાનને નામે વેપાર કહેવાય, જે ખરેખર ગેરવાજબી ગણાય. યાત્રીઓને બહુ હેરાન થવું પડે છે. કહે છે કે પદ્મનાભમાં ઠાકોરજીને રસોડે ૩,૦૦૦ બ્રહ્મણો રોજ જમે છે ને ૩૦૦ રસોયા રોજ કામ કરે છે. રસોડાના ચૂલા મનુષ્ય જેટલા ઉંચા છે. એક ઘડીયાળ છે તે એક માણસની મૂર્તિ બનાવી છે. માણસ પોતાનું મ્હોઢું ઉઘાડે છે, મ્હોઢું ઉઘડતું જાય ને ઘંટાનો અવાજ થતો જાય એવું તે ઘડીયાળ છે. કંઇ અમુક તકરારપરથી એવો ઠરાવ થયો કે મુંબઇ તરફના શેઠીઆઓને દર્શન કરવા દેવા નહિ. ત્યારે ઠા. વાઘજી નામના ભાટીઆ ગૃહસ્થે એ તકરાર પરથી કેસ ચલાવ્યો કે 'અત્રેનો રાજા નાયર છે તે અમારાથી ઉતરતો છે, એ અમારૂં ખાઇ શકે, પણ અમે તેનું ખાઇ ન શકીએ' એવું પુરવાર કર્યું માટે 'અમને દર્શન કરવા કેમ દેવામાં નહિ આવે' એવી તકરાર લીધી. ન્યાયાધીકારીઓએ હજુ ચુકાદો આપ્યો નહતો તે પહેલાં તો વાઘજી ગુજરી ગયા. પછી જડજોએ ચુકાદો આપ્યો કે વાઘજીને દર્શન કરવાની છૂટ છે. તે દિવસથી જોકે દર્શનની છૂટ થઈ, પણ પૂજારીઓ બહુ કનડગત કરે છે.

**જનાર્દન અથવા વર્કલા**—તા. ૧૮. આજે અમો જનાર્દન જવા નિકળ્યા. ગોરને વિદાય આપી. અત્રેથી હોડીપર જવાનો રસ્તો એક મૈલ

છેટા છે. અર્ધી હોડી ભાડે કરી. હોડી ૪ ફીટ પહોળાઇને ૧૬–૧૭ ફીટ લાંબી. ઉપર ગાડાની માફક ચટાઇનાં ગોળ છાપરાં કાઢેલા હોય છે, અને ત્રણ કટકામાં હોય છે, તે જે બાજુ ખસેડવું હોય ત્યાં ખસેડી શકાય છે, ને ઉઘાડબંધ થાય છે. નાવમાં ચટાઇ પાથરે છે ને સારી સગવડ હોય છે. જનાર્દન અત્રેથી ૨૦ મૈલ છે. ઠેઠ અલ્પાઇ સૂધી દરીઆની પાણીની મ્હોટી મ્હોટી ને ઉંડી નહેરો છે તેમાં જવું પડે છે, ને કોચીન જતાં દરિયો છે. હવે તો આગબોટ થઇ છે એટલે હોડીમાં બેસવું પડતુંજ નથી. આ નહેરનું પાણી થોડેક સૂધી મીઠું છે, ને જનાર્દન આગળ ભાંભળું છે. ઘણે ઠેકાણે પાણી બહુ ઉંડા નથી હોતા, ને લાકડીઓ જમીનમાં ખોંસીને હળવે હળવે નાવ ચલાવે છે. અમો સાંજના ૪ા વાગે નિકળ્યા. આખી રાત ચાલ્યા તે સવારના ૩ વાગે જનાર્દન આવી પુગ્યા. (તા. ૧૮–૧–૧૮૦૪). બે ત્રણ મૈલ સૂધી ડુંગરમાંથી નાળ–નહેર ઘણી સરસ રીતે ખોદી છે. નાવ એટલું હળવે ચાલે છે કે તેમાં ડોલો જરાએ આવતો નથી. એ રસ્તે ઠેક-ઠેકાણે દીવા નજરે પડતા હતા. વળી મૈલ દેખાડનારા પથરા પણ આવે છે. નહેરની પેલી બાજુએ દરિયો ઘુઘે છે પણ દેખાતો નથી. આ તરફ કિનારાપર અળુના પાન એટલા બધા ઉગેલાં હોય છે કે તેનો કોઇ ભાવ પણ પુછતું નથી. કોચીનનો રાજા જનાર્દન આવેલો હોવાથી મકાનો બધાં ભરાઇ ગયા હતા. ગામ કિનારેથી ૧ા મૈલ છેટું છે. અમોને પંડયો રસ્તામાં મળ્યો તેણે મહા પ્રભુજીની બેઠકમાં ઉતારાની સગવડ કરી આપી. ત્યાં માંગરોળનો ગુગળી બ્રાહ્મણ પુજારી છે.

અત્રે સમુદ્રપર સ્નાન કરવા ગયા. ત્યાં ડુંગરમાંથી પાપમોચની, ઋણમોચની, સાવિત્રી, ગાયત્રી, સરસ્વતી વિગેરે નદીના ઝરા વહે છે. ત્યાં સમુદ્રમાં સ્નાન કર્યું. વળતાં જનાર્દન ભગવાનનાં દર્શન કર્યાં. એ ચતુર્ભુજ મૂર્તિ છે. એક હાથમાં પાણીની અંજલી લીધેલી છે. બીજામાં શંખ, ત્રીજામાં ચક્ર, અને ચોથામાં ગદા છે. એ રીતે મૂર્તિના દર્શન કર્યાં. આજે મહા શુદિ ૨ માતાની બીજનો અમોએ પ્રદોપ કર્યો હતો. મહા પ્રભુજીનાં દર્શન કર્યાં. મહા પ્રભુજી યાત્રા કરતાં અત્રે પધાર્યા હતા. આ બેઠકમાં પીપળો છે ત્યાં બેસી મહા પ્રભુજીએ પારાયણ કથા કરી હતી, અને બ્રહ્મભોજન કર્યો હતો. ૨૦૦ વર્ષ ઉપર જુનાગઢવાળા ઘનશ્યામ લાલજીને તેઓ સ્વપ્નમાં આવ્યા ને જનાર્દનમાં પીપળો તથા

ન્હાનું તળાવ છે ત્યાં બેઠક કરવા કહ્યું. તે પરથી તે વખતના માતબર કોચીનના વેપારીઓએ દ્રવ્યની મદદ કર્યાથી આ બેઠક ઉભી થઇ છે. એ તળાવનો એક ન્હાનો કુન્ડ બાંધ્યો છે. તેનું નામ રામકુન્ડ છે. બેઠકના નિર્વાહને માટે આસરે ૭ હજાર રૂપીઆ હતા. પણ કોચીનના વેપારીઓ જેની પાસે તે હતા તે ખુટવાથી એ રકમને ધકકો લાગ્યો ને હાલમાં રૂ. ૩,૦૦૦) આસરે છે, તેના વ્યાજમાંથી રૂ. ૨૫) ના ખર્ચમાં એક પુજારી, એક ચાકર, ગાય વિગેરે રહે છે. દૂરનો મામલો પડયો એટલે ગુજરાતી પુજારી કોઇ રહેતું નથી. પણ અમે ગયા ત્યારે તો ગુજરાતી હતો. જનાર્દન પોતે સાક્ષાત દ્વારકાનાથજી છે, અને અત્રે દરિયો ઓળંગી પધારેલા છે. જનાર્દન ભગવાનનો પરતો પણ જબરો છે. ઘડીઘડીમાં એની માનતા બહુ ચાલે છે. જનાર્દનનો ધૂપ પણ માંદા સાજાને અથવા ભૂત પિશાચ આગળ કર્યો હોય તો રામબાણ છે. આજે રામકુન્ડમાં સ્નાન કરી રણછોડદાસ ખેતસીનું ક્ષેત્ર છે તેમાં રહેવા ગયા. (તા. ૨૦–૧–૦૪) આ તરફ મલબારી વસ્તિ બહુ સુખી છે. તેમનો આધાર નાળીએરી ઉપર છે, લોકો નાળીએરીના ઝાડો દર વર્ષે નવા નવા વાવતા જાય છે, અને કોપરાનું તાજું તેલ શાકમાં, માથામાં વિગેરે બધા કામમાં વાપરે છે. નાળીએરીના પાંદડા છાપરાપર જાવળીને ઠેકાણે કામ લાગે છે. એ ઝાડના ડાળાંની છાલોમાં ખાર હોય છે તેથી તે કપડાં ધોવા કામ લાગે છે, તેનાં મુળીઆં પણ કામ લાગે છે. કોપરાંના કાચલાં બાળવામાં ખપ લાગે છે, છાલાંની દોરીઓ બનાવે છે, અને તે દેશાવર પણ જાય છે. મલબારમાં ત્રણ ભાગ સ્ત્રી, અને એક ભાગ મરદની સંખ્યા છે. સારા સારા ગૃહસ્થોને ત્યાં ૩૦–૩૫ વર્ષની છોકરીઓ કુંવારી હોય છે. વર મળતા નથી. કોચીન આલપાઇમાં ભાટીઆ લુહાણાઓ આવી વેપારમાં સારૂં ધન કમાયા છે, ને કેટલાએક તો મુંબઇમાં દિવાળું કાઢી આવેલા એવા અત્રે પૈસાવાળા થયા છે. ઠેઠ ટીનેવેલીથી આલપાઇ સુધી ત્રીવેન્દ્રમના રાજાનું રાજ્ય કહેવાય છે, કારણ કે એ રાજ્યની ઘણી ખરી બધી ઉપજ પદ્મનાભના મંદિર ખાતેજ જાય છે. એ રાજ્ય ભગવાનને અર્થેજ છે. ત્યાં જે તાંબાના સિક્કા ચાલે છે તેને ચક્રમ કહે છે એટલે કે તે ભગવાનનો સુદર્શન ચક્રનો સિકકો કહેવાય છે. કહે છે કે ટિનેવેલી ડીસ્ટ્રીકટમાં સડક ઉપર કામની દેખરેખ માટે એક હિન્દુ અમલદારને એવો હુકમ મળ્યો હતો કે નવી સડક કરતાં રસ્તામાં

આવું પીપળાનું ઝાડ આવે તો તે કાપી નાખવું. એક ડાળ કાપતાં લાલ લોહી નિકળ્યું. રાત્રિના તે હિન્દુને તાવ આવ્યો, અને સાહેબને સ્વપ્નું આવ્યું કે તું ઝાડ કપાવીશ તો મરી જઇશ. સાંજના ખુરશી પરથી ચક્કર આવતાં પડી ગયો. પછી સાહેબે હિન્દુને હુકમ કર્યો તે પ્રમાણે રૂ. ૧૫–૨૦ નો ખરચ કરી પૂજા પાઠ કરાવી, ડાળ સાંધી, પાટો બાંધ્યો. ડાળ વખત જતાં ચોંટી ગઇ, ને જીવ આવ્યો.

એક વખત બ્રહ્માજી બેઠા હતા, તેની પાસે તેમના જ્યેષ્ટ પુત્ર નારદજી તથા કનિષ્ટ પુત્રો–નવપ્રજાપતિ પણ બેઠા હતા, તેટલામાં બ્રહ્માજીના પિતા જનાર્દનને છેટેથી આવતા દીઠા, તે જોઇને બ્રહ્મા ગાદી આપવા ઉભા થયા, નારદજીએ જનાર્દનને જોયા પણ નવપ્રજાપતિએ જોયા નહિ, તેથી હસ્યા ને કહ્યું કે બ્રહ્માજી પોતાના પુત્ર નારદજીને ગાદી આપવા ઉઠયા. એટલે બ્રહ્માને ગુસ્સો આવ્યો ને તેઓને નિકળી જવા કહ્યું. નવપ્રજાપતિએ ઉત્તર આપ્યો 'અમારે ક્યાં જવું?' બ્રહ્માના ખભા ઉપર અંગુછો હતો તે લઇ છેટેથી ફેંકયો ને કહ્યું 'આ દિશામાં જાઓ' તે અંગુછો અત્રે જનાર્દનનું મંદિર છે તેની સામે પીપળો છે ત્યાં આવી પડયો. ત્યાં નવપ્રજાપતિ આવ્યા. પણ અત્રે ખાવા પીવા સંધ્યાદિક કર્મ કરવા દરિયાના ખારા પાણી શિવાય બીજું કંઇ મળે નહિ, તેથી ખૂબ કષ્ટ પામ્યા. પછી કેટલે વખતે નારદજી ભૂમીપર પર્યટન કરતા ત્યાં આવી ચઢયા, એટલે નવપ્રજાપતિએ અરજ કરી કે 'અમારૂં કષ્ટ પિતાજીને કહીને દૂર કરો.' નારદજીએ તેમની ફરિયાદ બ્રહ્માજીને ગુજારી તે ઉપરથી બ્રહ્માજીએ સુદર્શન ચક્ર આકાશમાંથી મોકલ્યું. તેનું તેજ તથા ગરમી એટલાં હતાં કે ઉંચેથી વેગમાં પ્રકાશમય આવતું જોઇને નવપ્રજાપતિ ગભરાયા, ને એમ જાણ્યું કે નારદજીએ જઇને વળી કંઇક ગોટાળો વાળ્યો છે તેથી વળી આ અધિક કષ્ટ આવે છે, એટલે બ્હીકના માર્યા ન્હાસીને કયાંય દૂર દેશમાં ન્હાસી ગયા. સુદર્શન ચક્રે તો કોઇને દીઠા નહિ એટલે જમીનમાં પાતાળમાં જઇ ઉપર પાણી કાઢયું, તે ચક્રતીર્થ કુન્ડ અત્રે વિશાળ છે. થોડા વખત પછી અત્રે આવી જોય છે તો મીઠા પાણીનો કુન્ડ અત્રે જોયો ને શાંત થયા. બ્રહ્માને વિચાર થયો કે આપણે યજ્ઞ કરવો તેથી નારદજીને પુછયું કે તું સર્વ ભૂમીપર્યટન કરી આવ્યો છે માટે યજ્ઞની સારી જગ્યા કઇ? તે

બતાવ. નારદે કહ્યું ભાસ્કરતીર્થ ઉત્તમ છે માટે ત્યાંજ યજ્ઞ કરવો. બ્રહ્માએ કહ્યું 'બહુ સારૂ તેનો બંદોબસ્ત કરો.' પછી યજ્ઞની તૈયારી થઇ ને યજ્ઞ ચાલુ થયો. જે જોઇએ તે જાતનાં ધાન્ય પકવીને ભંડારો ભરી રાખ્યા. જે કોઇ હીરા, સોનું, રૂપું, ભોજન અગર જે કંઈ માંગે તે મોં માગ્યું બ્રહ્માજી તેને આપતા. એટલે મનમાં બ્રહ્માજીને અંહકાર થયો કે મ્હારા જેવો કોઇ નથી. તેથી જનાર્દન સ્વામી એક ૮૦ વર્ષના વૃદ્ધ બ્રહ્મચારીના વેષમાં આવી 'યજ્ઞ કોણ કરતા હયે, અમરેકુ ભોજન હોના' એમ બોલવા માંડયું. ત્યારે તેને જવાબ મળ્યો 'તું બૂમો શું કરવા પાડે છે. આટલા બધાને મળે છે ને તને નહિ મળે? મુંગો મુંગો પતરાવળી નાંખી બેસ.' પછી ભગવાન બેઠા ને ભોજન પીરસાયું ને જલાંજલિ લઇ જેવી ફેરવે છે તેટલામાં પતરાવળીમાં ભોજન ન મળે, તેમ કોઠારમાં પણ ન મળે. છેવટે બધા ગભરાયા.' ભગવાન તો કહે 'ભોજન લાવ' બ્રહ્માજીને ખબર પડતાં ત્યાં આવ્યા. બુઢાને જોઇને ભગવાન તરીકે ઓળખી કાઢયા ને પગે પડી દંડવત્ કર્યાં. પણ ઉઠયા નહિ. ભગવાન કહે 'તું ઉઠ મને ભોજન આપ' બ્રહ્મા કહે 'તમો પધાર્યા તો મને આનંદ થયો કે મ્હારે ત્યાં યજ્ઞમાં સાક્ષાત્ ભગવાન કયાંથી? પણ આપને ભોજન પુરૂં પાડવાની મ્હારામાં શક્તિ નથી. માટે કૃપા કરી તમારૂં ખરેખરૂં રૂપ પ્રગટ કરો.' પછી ભગવાન જનાર્દનજી ચતુર્ભુજ—શંખ, ચક્ર, ગદા, પદ્મધારી હાલમાં જે ઠેકાણે બિરાજે છે તે ઠેકાણે પ્રગટ થયા. પાણીના મોટા ઘડા પૂજા માટે ભરાવ્યા હતા તેમાંથી એક ઉપાડતાં ફુટી ગયો ત્યાં પર્વત મુકયો, તેમાંથી મીઠા પાણીના ઝરા આજ દિન સૂધી નિકળ્યા કરે છે, અને પાપનાશની વિગેરે ઝરાનું પાણી બહાર દરિયા પાસે પડે છે પણ દરિયામાં જતું નથી. ફક્ત જમીનમાં સોસાઇ જાય છે. જ્યાં યજ્ઞ કર્યો હતો ત્યાં ઘણા જથાબંધ સમીધા વિગેરે બળવાથી ડુંગર થઇ ગયો છે, તેમાંથી ધૂપ કોળસાની ખાણો માફક હજુ નિકળે છે તે જનાર્દન ધૂપ કહેવાય છે. આજે (તા. ૨૨–૧–૦૪) ચક્રતીર્થ, સમુદ્ર, પાપનાશની વિગેરેમાં સ્નાન કરી ભગવાનને ભોગ ધરાવી નૈવેદ્ય લીધો, તથા અર્ચન આરતિ કરાવી. ગોરને વિદાય આપી, બેઠકમાં ભેટ સામગ્રીનું આપી, સાંજના ૪ વાગે રવાના થયા તે બંદરપર આવી પુગ્યા. કોઇલન જનારા હોડીના ઉતારૂઓ બધા એકઠાં થતાં વાર લાગી. રાતે દશ વાગે હોડી હંકારી. જનાર્દનથી કોઇલન ૧૬ મૈલ છે. રસ્તામાં ન્હેર દરીઆ જેટલી મ્હોટી આવે છે ને પાણી

ઉંડા હોય છે. પાણીનો મોજો અત્રે લાગે છે. પાછલી રાત્રે કાંઠા ઉપર હોડી છોડીને ખારવાઓ સૂતા તે પાછી પાંચ વાગે હંકારી તે સવારના ૮ વાગે કોઇલન આવી પુગ્યા. (તા. ૨૩–૧–૧૯૦૪).

**કોઈલન**—અત્રે ઠા. જીવણદાસ લીલાધર નામના ભાટીઆ ગૃહસ્થને ત્યાં અમો ઉતર્યા. કોઇલન ગામ ન્હાનું પણ સારૂં છે, બધી ચીજો મળે છે. લોટ જે બીજે કયાંય ન મળ્યો તે અત્રે મેંદાનો લોટ મળ્યો. દૂધ પાણી જેવું છે. તરકારી ઠીક મળે છે. લીલાં મરી ઘણા થાય છે. દુકાનો મુંબઇ ફેશનની મેમણીઆઓની બહુ છે. અત્રે ગુજરાતી બોલી જાણનારા વેપારીઓ પણ છે. હલકો વર્ણ વધારે છે. હાલમાં અત્રેથી બે ત્રણ માઇલ ઉપર આગગાડી ચાલુ થઇ ગઇ છે, ને લોકો હવે આવજાવ એ રસ્તેથી કરે છે. કોઇલનથી આલ્પાઇ બંદર ૫૪ મૈલ છે. કોઇલનથી સાંજના ૪ વાગે હોડીમાં બેઠા. રસ્તામાં દરીઆની ખાડી તથા નાળાં આવે છે, પણ ગાડાં કરતાં હોડીનો રસ્તો ઘણો સારો. હોડી ડોલા પણ ખાતી નથી, તેમ ગાડાંની હલામણ ઘણી. આખી રાત હોડી ચાલી. સવાર પડતાં હોડીએ અર્ધો રસ્તો કાપી નાખ્યો. રસ્તામાં નાળવું આવ્યું. આજુબાજુ જમીનના કિનારાપરથી હોડી ચાલી જાય. જાણે નદીમાં જતા હોઇએ તેવો ભાસ થતો હતો. રસ્તામાં હોડી ઉભી રાખી, કિનારે ઉતરી, દાતણ પાણી કરી, પાછી હોડી હંકારી. રસ્તામાં દેવનારાયણ (વિષ્ણુ)નું મંદિર આવે છે એ મ્હોટું છે. બીજાં ન્હાનાં ન્હાનાં દેવળનાં સ્થળો આવે છે. આગળ ચાલતાં બાજુપર કરમાડી ગામ આવે છે, ત્યાં શિવસ્થળ છે, તેમાંથી સોનાનો દાગીનો કોઇ ચોરી લઈ જતું હતું, તે નાળવામાંથી પસાર થતાં પથ્થર થઇ ગયો, તેની મૂર્તિ તથા પથરો હોડીમાંથી દેખાય છે. એ ચોરનું નામ કરમાડી કુટીન. સર્વ ઠેકાણે ઉતરવા માટે ક્ષેત્રો હોય છે. અમારી હોડી ખાઇમાંથી પસાર થતી હતી ત્યારે અમારો નોકર નામે બારોટ મોહબતે અનાનસ જેવું ફળ પાણીમાં છેટેથી તરતું દીઠું, તે નજદીક આવતાં વાંકો વળી લેવા ગયો, પણ પોતાનો સમતોલ ન રહેવાથી ઉંધો પાણીમાં પડી ગયો. પણ રામ રાખે તેને કોણ ચાખે, તે મુજબ સારે નસીબે મારા હાથમાં તેનો એક પગ આવી ગયો તે ખૂબ જોરથી મેં પકડી રાખ્યો. હોડીના બીજા અર્ધામાં એક બીજો ઉતારૂ હતો, તેના હાથમાં તેનો બંડીનો છેડો આવી જતાં તે પણ તેણે પકડી રાખ્યો, એટલે મહા મુસીબતે મોહ-

બત ડૂબતો ડૂબતો હોડી ઉપર ચઢી આવ્યો, નહિ તો આજે તેનાં સો વર્ષ પૂરાં થતે. અમે કોઇલનથી નિકળ્યા ત્યારે ડા. જીવણદાસે કહ્યું, આખી હોડી ભાડે કરો, પણ તેમ ન કરતા અર્ધી ભાડે કરી તો ઠીક થયું, કારણકે બીજા ઉતારૂની અમને આ વખતે મદદ આવી મળી. માટે મુસાફરીમાં હમેશાં સંગાથ હોય તેમ વધારે સારૂ. આખો દિવસ હોડી ચાલીને સાંજના પાંચ વાગે આલ્પાઈ બંદરે આવી પુગ્યા.

**આલ્પાઈ બંદર** અથવા **એલેપી**—તા. ૨૪. અત્રે કચ્છ રોહાના વતની લુહાણા શેઠ ડા. માલજી કેશવજી જે અત્રે એક મ્હોટા વેપારી છે તેને ત્યાં અમો ઉતર્યાં. તેણે અમારી ઘણીજ સરસ બરદાસ્ત કીધી, અને અમને બે દિવસ રોકયા. (તે બિચારા હાલમાં સ્વર્ગવાસ પામ્યા છે.) કોચીનના સારસ્વત દામોદર મોનજીના પુત્ર મીઠુ ઉર્ફે દયારામ સાથે લાઇટ હાઉસ, દરિયો, ને ફુરજો જોઈ આવ્યા. તા. ૨૫. અત્રે દરિયાપર મ્હોટી ધર્મશાળા છે તેમાં શંકર, હનુમાન, તથા મહા પ્રભુજીની બેઠકનાં દર્શન કર્યાં. અત્રેની બજાર પણ સારી છે. માલજીભાઇએ વિપ્ર દામોદર મોનજી ઉપર અમારી બરદાસ્ત માટે કોચીનમાં કાગળ લખ્યો. બીજે દિને સવારના ૧૦ વાગે (તા. ૨૬–૧–૧૯૦૪) શેઠ માલજીભાઇએ પોતાની હોડી બોલાવી. તેમાં બેસી સ્ટીમરપર ગયા. સ્ટીમર ન્હાની છે. એવી બે સ્ટીમરો છે તે દરરોજ કોચીન આલ્પાઈ વચ્ચે આવજાવ કરે છે, ને મુંબઇના વલીભાઈ કાદરભાઇની માલેકીની છે. પણ થોડા વખત પછી પદ્મનાભ સુધી સ્ટીમર જશે એમ કહે છે. બપોરના ૧૨ વાગે હંકારી. આગબોટના માલેકને સારો નફો રહે છે. ત્રીજા કલાસનો રૂ. ૦॥ ને બીજા કલાસનો રૂ. ૦॥। લે છે. આગબોટ સગવડવાળી સારી છે.

**કોચીન**—સાંજના ૭ વાગે કોચીન આવી પુગ્યા. (તા. ૨૬–૧–૦૪) અત્રે જગાત લે છે. મીઠુ મહારાજનો ભાઇ લખમીદાસ તથા શંકર સામા લેવા આવ્યા હતા, અને તેમના પિતા વિપ્ર દામોદર મોનજીએ અમારી સારી બરદાસ્ત કીધી. (તેઓ હાલમાં સ્વર્ગવાસ પામ્યા છે). અત્રે હવેલીઓ છે. એક ધર્મશાળા છે. મટાંજરીને રસ્તે મ્હોટી બજાર છે. સાહેબ લોકોની વસ્તિ છે તેને બ્રિટિશ કોચીન કહે છે. ત્યાં દીવાદાંડી તથા હિન્દુની સ્મશાનભૂમી છે, ત્યાંથી હનુમાનનું દહેરૂં આવે છે ત્યાં દર્શન કર્યાં. દરિયાને પેલે કાંઠે અર્નાકુલમ નામનું આગગાડીનું સ્ટેશન છે, તે ભાગમાં મ્હોટી મ્હોટી આફીસો છે. રસ્તા પહોળા ને સારા

છે. વસ્તિ સ્વચ્છ છે. તે રસ્તે થઇને અમો જગજીવનગોપાળ જે અત્રેથી રાા ગાઉ છેટે છે ત્યાં ગયા. ત્યાં બાલાજીના પણ દર્શન છે; બીજે દિને (તા. ૩૦-૧-૦૪) અમો કોચીનથી નિકળ્યા. અર્નાકુલમના સ્ટેશને બેઠા, તે તા. ૩૧મી એ સવારના મદ્રાસ આવી પુગ્યા. કોચીનથી મદ્રાસ ૪૨૫ મૈલ, ટિકિટના રૂ. ૫ાાના અને મેલના રૂ. ૬ાાના પડે છે.

**તિરૂપતિ બાલાજી:**—મદ્રાસમાં એક દિવસ રહી ત્યાં તિરૂપતિ ગયા. (તા. ૩-૨-૦૪); ૧૪૫ મૈલ. ટિ. રૂ. ૧ાાા. બાળાજીનું તિરૂપતિ ગામ જમીન ઉપર પણ છે, ને ડુંગરપર પણ છે. બીજે દિને સવારના પહોરમાં (તા. ૪) ડુંગરપર જવા નિકળ્યા તે સાંજના પુગ્યા. ત્યાં બાળાજીની મૂર્તિના દર્શન કર્યાં. મૂર્તિ મ્હોટી અને દર્શન કરવા લાયક છે. તા. ૫મી ને શુકરે અભિષેકનાં દર્શન કર્યાં. બાલાજીથી એક ગાઉ છેટે એક સ્થાન છે. ત્યાં ડુંગરપરથી એવા જોસબંધ પાણીનો ધોધ પડે છે કે તેની નીચે સાંકળો છે તે પકડીએ તો જ ઉભા રહેવાય. એ પાણી આપણાપર પડે છે કે તુરત ચોખાના ઓસામણ જેવું શ્વેતરંગનું તે પાણી થઇ જાય છે, તેને વિષે લોકો કહે છે કે જેણે ઘણા પાપ કર્યાં હોય તેનું પાણી ઘણું શ્વેત થાય છે, અને થોડા પાપવાળાનું થોડું થાય છે. હવે આ વાતમાં કેટલું સત્ય છે તે કહી શકાતું નથી, પણ પાણી શ્વેત થાય છે એ વાત તો ખરી. ડુંગર ઉપર ગામ છે ત્યાં બધી ચીજો મળે છે. ડુંગરપરથી ઉતરી આવ્યા પછી બીજે દિને કપિલ ધારા-તળાવમાં સ્નાન કર્યું. બાળાજી વિષેનું ગીત નીચે પ્રમાણેઃ—

જેજે બોલો સાધુ લછમન બાલાજી, હરહર બાલાકી, પ્રતિ પાલાકી,
દશરથ સુત નંદ લાલાકી,
જેજે બોલો સાધુ લછમન બાલાજી, જેજે બોલો સંતુ લછમન બાલાકી.
દક્ષિણ દેશ સવાલક્ષ પર્વત, જગમગ જ્યોત જવાલાકી—જેજે બોલો.
શિવ સાતળ (કૈલાસ) સીતારામજી બિરાજે, ચોકી હનમંત બાલાકી,
ચોકી અંજનીકા લાલાકી—જેજે બોલો.
આઠમજીપર કૂલનકો જામો, ઉપર મોજ દુશાલાકી—જેજે બોલો.
બૃહસ્પતવાર જરીકો જામો, ઉપર મોજ હજારાકી—જેજે બોલો.
શુકરવાર દૂધનકો નાવણ, મોજ બનીહે મોહન માલાકી, મોજ બનીહે
હીરા લાલાકી—જેજે બોલો.
ઇજે બીજે દો પોળીઆ બિરાજે, ઓર ઉપર ધૂમ નગારાકી—જેજે બોલો.



શ્રી ક્ષેત્ર પંઢરપુર

M. D. Khakhar.

તિરૂપતિપર સીતારામજી બિરાજે, રાઘોરામજી બિરાજે, ચોકી અંજની
કે લાલાકી—જેજે બોલો.
દૂરદેશસે જાત્રી આવે, માર પડે મૃગ છાલાકી—જેજે બોલો.
તુલસિજી દાસ શરણુ આયે તેરી, પત રાખો કંઠી માલાકી.—,,
હરહર બાલાકી, પ્રતિ પાલાકી, દશરથ સુત નંદલાલાકી—જેજે બોલો.

પંઢરપુર—તિરૂપતિથી મહા વદિ ૫ ના નિકળ્યા, તે પંઢરપુર જવા માટે બારસી રોડ સ્ટેશને (કુરૂરવાડી) વદી ૬ તા. ૭–૨–૦૪ને દિને આવી પુગ્યા. (છેટું ૪૮૩ મૈલ; ટિ. રૂ. ૬ાાા~). અમો ગયા ત્યારે પંઢરપુર જવાની આગગાડી થઇ ન હોતી. હાલમાં થઈ છે. ત્યાં જવાને ાાૄ્રાા ટીકીટ પડે છે. છેટું ૩૪ મૈલ છે. તે અમો ટાંગામાં ગયા. ત્યાં પ્લેગ બહુ હોવાથી ગામ ખાલી થઈ ગયું હતું. અમો અમારા ગોર કોનભટને ત્યાં ગયા તે પણુ ગામમાં ન હોતો. પછી તેના સગાને ત્યાં ઉતર્યા. ચંદ્રભાગા નદીમાં સ્નાન કર્યું તથા વિઠોબાના, પુંડલીક, નામદેવ વિગેરે દેવળોમાં તથા મહા પ્રભુજીની બેઠકમાં દર્શન કર્યાં. દૈવકૃપાથી પંઢરપુરની યાત્રા મેં સાત વખત કરી છે. પુંડલીકે પોતાની માતા સત્યા તથા પિતા જાનુદેવની એકનિષ્ઠાથી એટલી તો સેવા કરી છે કે સાક્ષાત્ ભગવાન ઘનસ્યામ પીતાંબરધારીએ તેને દર્શન દીધાં, પોતે માતાપિતાના પગ દાબવામાં પ્રવૃત્ત હોવાથી બેઠાં બેઠાં મસ્તક નમાવી ભગવાનને નમસ્કાર કર્યા, અને આસન માટે ઇંટ નાખી. તે ઇંટપર હાલ વિઠોબા બિરાજે છે. પોતે શ્યામવર્ણના છે. વિટ=ઇંટ, ઇંટ ઉપર ઉભા છે તે વિઠોબા. માતપિતાની સેવા થઇ રહયા પછી વિઠોબા ભગવાન પાસે પુંડરીક ગયો ને દંડવત્ કર્યાં. ભગવાને વર માગવા કહ્યું એટલે તેણે કહ્યું 'જે રૂપમાં આપનું સ્વરૂપ હાલ મ્હારા સન્મુખ છે તેજ રૂપથી અત્રે નિવાસ કરો, અને આ ક્ષેત્રના મૂઢ અને પાપી લોકોને દર્શન દઇ તેમને મોક્ષ આપો અને તમે પણુ મ્હારા નામથીજ ઓળખાઓ.

વિઠોબાના મંદિરની પહેલી પાયરીએ નામદેવની મૂર્તિ છે. પૂર્વે નામદેવે વરદાન માગ્યું હતું કે 'મને વૈકુંઠપદ કે ઇન્દ્રપદ કંઇ પણુ જોઇતું નથી. માત્ર આ ક્ષેત્રમાં યાત્રીઓ આવે તેના પગની રજનો મને સ્પર્શ થાય એવું સ્થાન આપો.' તે ઉપરથી વિઠ્ઠલનાથે 'તથાસ્તુ' કહેતાં મંદિરની પહેલી પાયરી પર જ્યાં નામદેવની હાલ મૂર્તિ છે ત્યાંની જમીનમાં ખાડો પડી ગયો. તેમાં નામદેવ તથા તેના અનુયાયીઓએ

ભુસ્કો માર્યો ને પાછળથી સર્વ ભાગ પુરાઇને જેવો હતો તેવો થઇ ગયો. આ બનાવ શાકે ૧૨૬૮ના અષાડ વદિ ૧૩ ને દિને બન્યો. મંદિરના પાછલા ભાગમાં રખમાઇજી, લક્ષ્મીજી, સુભદ્રા, બળભદ્ર, રામચંદ્રજી, કાલભૈરવના મંદિરો છે. 'પુંડરીક વરદે હરિ વિઠ્ઠલ' એ રીતે ભગવાનનું નામ દેવાય છે. ગુજરાતમાં રણછોડરાયનો મોટો મહિમા છે તેટલોજ દક્ષિણમાં આ વિઠોબાનો મહિમા જબરો છે. ગરીબો વિઠોબાને શ્રદ્ધા અને ભક્તિથી ભજે છે. મંદિર પુરાણું છે. ઠાકોર સાદા છે. પહેરવામાં નાગપુરી ધોતીઓ, રેશમી વા કસબી ઉપરણું અને દક્ષણી મોટી બ્રાહ્મણી પાઘોટી, કપાળે તિલક અને બુકો, ગળામાં પુષ્પ, અને તુલસીની માળાઓને લીધે એ દેવ ગરીબોનો બેલી થઈ પડયો છે.

ચંદ્રભાગા નદીને પેલે કાંઠે મહાપ્રભુજીની બેઠક છે. જ્યારે મહાપ્રભુજી પૃથ્વી પ્રદક્ષિણા કરવા નિકળ્યા ત્યારે પોતાના શિષ્ય મંડળ સહિત અત્રે આવી પુગ્યા. પણ નદીમાં પાણીનું પૂર બહુ હોવાથી શિષ્યોને વિચાર થયો કે વિઠ્ઠલનાથનાં દર્શન હવે કેમ થશે. પછી મહાપ્રભુજી સંધ્યાવંદન કરવા બેઠા ને શ્રી વિઠ્ઠલનું ધ્યાન ધર્યું. એટલે શ્રી વિઠ્ઠલનાથજી સાક્ષાત્ આવી ઉભા, તેમને મહાપ્રભુજીએ વંદન કર્યું, એટલે શ્રીવિઠ્ઠલે મહાપ્રભુજીને વરદાન આપ્યું કે 'કાશીક્ષેત્રમાં ગયા પછી તમારા વિવાહ કરજો એટલે હું તમારો પુત્ર થઇ અવતરીશ' એટલું કહી ભગવાન અંતર્ધાન થઈ ગયા. બેઠકમાં એક ભોંયરૂ છે, ત્યાં મહાપ્રભુજીએ ભાગવત સમાહ કરી છે. અત્રે અનાથ બાલાશ્રમ તથા ધર્મશાળાઓ સારી છે.

ત્યાં મરકી ધુમ ચાલતી હોવાથી અમો તુરત નિકળી પડયા અને કુરૂવાડી આવ્યા. ત્યાંથી રાત્રિના નિકળ્યા. તે સંવત્ ૧૯૬૦ના મહા વદિ ૧૧ ને શુકરવાર તા૦ ૧૨–૨–૧૯૦૪ ને દિને સવારના મુંબઇ આવી પહોંચ્યા. અમોને સામા લેવાને બ્રહ્મક્ષત્રિય હિતેચ્છુ સભાના મેમ્બરો, સેક્રેટરી મી૦ પુરૂષોતમદાસ પદ્મસિંહ કાકુ, મેસર્સ હરિલાલ જગન્નાથ, ચુનીલાલ જગજીવનદાસ વિગેરે સ્નેહીઓ આવ્યા હતા અને તેઓએ પુષ્પહારથી સારો સત્કાર કર્યો હતો.

**બાર જયોતિર્લિંગ:**—ત્ર્યંબકેશ્વર, ધુસ્મેશ્વર, ઓંકારેશ્વર, મહાકાળેશ્વર, સોમનાથ, કેદારેશ્વર, વિશ્વનાથ, વેજનાથ, નાગેશ, મલિકાર્જુન, રામેશ્વર, અને ભીમાશંકર.

**સાતપુરી**—ઉજ્જન, દ્વારિકાં, મથુરા, હરિદ્વાર, અયોધ્યા, કાશી અને કાંચી.



અ. સૌ. મણિગૌરી મગનલાલ ખખ્ખર, તથા ચી. બાવાજીરાજ.

# શ્રી બેટદ્વારિકા.




બેટ દ્વારિકાની યાત્રા કરવા માટે અમોએ એક મહિનો આગમચથી તૈયારી કરવા માંડી હતી. કામકાજ વગેરે વ્યવસ્થા કરી તા૦ ૨૫ મી ડિસેમ્બર સને ૧૯૦૫ સંવત્ ૧૯૬૨ના માર્ગશીર્ષ વદિ ૧૪ ને સોમવારે પ્રાતઃકાળે ચાર વાગે ઉઠી સ્નાન વિગેરે નિત્ય કર્મ અમોએ કરી લીધું. મહારાજ શિવલાલ મુરારજીએ અક્ષત, તિલક, પુષ્પહાર તથા શ્રીફળ આપ્યાં, અને એવાં શુભ શકુન વડે અમોએ તે દિને સવારના સાત વાગે ઘેરથી પ્રયાણ કર્યું. મુસાફરીને લગતો સર્વ સામન, વાસણકુસણ, ટીમણ વગેરે સાથે લીધું હતું. ઠાકોરજીને ધરાવવાની સામગ્રી, વાસણ, તથા વસ્ત્ર પણ લીધાં હતાં. અમો સર્વ મળી પાંચ જણા હતા. મ્હારા ઉપરાંત મ્હારા પૂજ્ય માતૃશ્રી દેવકોરમા, બ્હેન તુળજાગૌરી, (દ્વિતીય) પત્ની મણિગૌરી, તથા એક ચાકર નામે મોહબત. પ્રીન્સીસ ડૉકમાં અમોને સ્ટીમર લીન્ગા સુધી વળાવવાને મહારાજ શિવલાલ મુરારજી, મેશર્સ સુંદરદાસ પીતાંબર, હિમ્મતલાલ જુગલદાસ, વરજીવનદાસ નારણદાસ, તથા નાનાભાઇ જીવાભાઇ ખખ્ખર આવ્યા હતા. સ્ટીમરે સવારના દશ વાગે મુંબઇનું બારૂં છોડયું. મુંબઇથી દ્વારિકાં આસરે ૨૫૦ ગાઉ થાય છે, અને સ્ટીમર કલાકના ૧૨ ગાઉ ચાલે છે. પોરબંદરથી દ્વારકાં ત્રીશ ગાઉ, અને દ્વારિકાંથી માંડવી ૧૨ ગાઉ થાય છે.

**દ્વારિકાં**—તા૦ ૨૬-૧૨-૦૫ આજ સવારના ૯॥ વાગે સ્ટીમર દ્વારકાં આવી પુગી, ને મછવાઓ લાગુ પડયા તેમાં અમો ઉતર્યાં. અમને કિનારે લઇ જઇ ઉતાર્યા. અત્રે નવા કપડાપર જગાત લે છે, પણ ઠાકોરજીના નવાં કપડાં વગેરે માટે કર લેવામાં આવતો નથી. અમો ઠા. માવજી પ્રેમજીની ધર્મશાળા જે તેના કોઈ રખેવાળના નામ ઉપરથી રામરામૈયાની ધર્મશાળા તરીકે ઓળખાય છે તેમાં ઉતર્યા. અત્રે બધા બ્રાહ્મણો પોતપોતાના ચોપડાઓ લઈ આવ્યા, અને નામઠામ વગેરે પુછીને કંટાળો આપવા લાગ્યા.

**દેવદ્વારકાં ઇત્યાદિ**–દ્વારકાંથી બે ગાઉ વરવાળા, ૧।। ગાઉ કચ્છીગઢ, તથા બોડખીતરી. આકાશમાં છેટેથી સમુદ્રમાં દેવદ્વારકાં અથવા સુવર્ણ દ્વારકાં દિવાળીથી દેવદિવાળીની વચમાં કોઇ પણ ભાગ્યશાળીને જ દેખાય છે એમ કહે છે. સડકને રસ્તે વરવાળેથી બે ગાઉ મકનપર આવે છે, ત્યાંથી ૧ ગાઉ મોજપ, ત્યાંથી ૨ ગાઉ ભીમરાણું, ત્યાંથી ૦।। ગાઉ સુરજ કરાડી, ત્યાંથી ૦।। ગાઉ આરંભડું. ત્યાંથી પાણીની ખાડી છે, તે ત્રણ ગાઉ મછવામાં બેસીને જવું પડે છે. એટલે બેટ આવે છે. દ્વારકાંથી ઉગમણું ૧।। ગાઉપર લાડવા ગામ છે, જેમાંથી દ્વારકાનાથની મૂર્તિ નિકળી હતી. બેટથી વળતાં મછવામાં બેસીને મેંદરડે જવાય છે, ત્યાંથી શામળાસર ૧ ગાઉ, અને તેની જોડે ગોપીતળાવ, ત્યાંથી ૧।। ગાઉ નાગનાથ, ત્યાંથી ૩।। ગાઉ મૂળગોમતુ અથવા જુનુ ભાવડું ગામ, અને ત્યાંથી ૩ ગાઉ દ્વારકાં આવે છે. રસ્તામાં ચોટેલીનો ટીમ્બો, ઘોળા તળાવ તથા ભોજાઇ તળાવ, જોદ્ધા માણેકનો પાવળીઓ આવે છે. ઓખું તે જોદ્ધા તથા મૂળુ વાઘેરાનું ગામ, કુશસ્થળી તે અસલ કુશેસરનું ગામ વગેરે આવે છે. દ્વારકાથી આરંભડુ ૮ ગાઉ, બેટથી પોસીત્રું ૧।। ગાઉ, નાગનાથથી ધાસડવેલ બે ગાઉ ને ત્યાંથી ત્રણ ગાઉ દ્વારકાં. જંગલમાં એક ગુફા છે તેને ભેખડખડી કહે છે, તેમાં કાબાઓ સંતાઇ રહેતા. ત્યાં ભડકેશ્વર મહાદેવ છે. વસઇની ખડી–વસઇ ગામ દ્વારકાંથી ૩ ગાઉ છે, તે કનકાપુરીથી ઓળખાય છે. તેમાં પ્રાચીન જુનું મહાદેવનું દેહેરૂં છે. તેમાં અગણિત થાંભલા છે. દ્વારકામાં કેશવો ને કોલવો ભગત થઇ ગયા. તેઓએ દ્વારકાનાથના આથમણા મુખ કર્યા. રણછોડજીને ડાબે હાથે તેમના ભાઈ ત્રીકમજીનું મંદિર છે, અને જમણી બાજુએ કલ્યાણજી શ્રીકૃષ્ણના પુત્ર જે કુંવરકલ્યાણ કહેવાય છે તેનું મંદિર છે. અમોએ તા૦ ૨૭–૧૨–૦૫ ને દિને ગોમતી સ્નાન કર્યું. ગાયકવાડ સરકાર તરફથી દર માણસ દીઠ રૂ. ૧ નો કર લેવાય છે. બેટના કુંવર બાબાજીના અંગ્રેજ સરકાર જોડેના ઘણા કામો શેઠ સુંદરજી શિવજીએ કરી આપ્યા હતા તેનો લાભ લઈ આ લેવાતો કર ક્ષત્રિઓ માટે શેઠે માફ કરાવ્યો હતો, અને તે બાબતનો લેખ ત્રાંબા પત્રપર કુંવર પાસેથી કરાવી લીધો હતો. ક્ષત્રિઓ પાસેથી એ કર પાછો ક્યારે લેવો શરૂ કર્યો, તેમજ એ લેખ ક્યાં છે તેનો પત્તો મળ્યો નથી. ગોમતીપરના સઘળા ઘાટો શેઠે બંધાવી આપ્યા છે, અને ત્યાં ૭ માસ સૂધી રહી ઘણો પૈસો તેમણે ધર્માદામાં

ખર્ચ્યો છે. કર લેવા માટે પણ કંત્રાકટ આપેલો હોય છે. ગરીબ માણુસ પાસથી લેતા નથી ( જુઓ 'સુંદર સોદાગર' પૃષ્ટ ૨૪૬ ) અત્રે દેહશુદ્ધિ, પ્રાયશ્ચિત વગેરે કરાવી સ્નાન કર્યું. આજુબાજુના સર્વે મંદિરોમાં દર્શન કરી દ્વારકાનાથના ચરણુસ્પર્શ કર્યાં, તેનો રૂ. ૦ાા તથા કલ્યાણેશ્વર અને ત્રીક્રમજીના ચરણુસ્પર્શ માટે રૂ ૦ા લે છે. દ્વારકાનાથના મંદિર જેટલું ઉંચું શિખર બીજું જવલેજ હોય છે. બાંધણી પુરાતન અને કામ દેવતાઇ કહેવાય છે. દ્વારકાનાથની જોડે દુર્વાસારૂષિનું મંદિર છે.

**દુર્વાસારૂષિ** યાત્રા કરીને ગોમતીમાં સ્નાન કરવા આવ્યા ત્યારે દ્વારકામાં કુસેસર દૈત્ય રાજ્ય કરતો હતો. ત્યારે ગોમતી નદી પત્રાંથી ઢાંકી લીધેલી હતી. કાંઠાપર દૈત્યો બેઠા હતા, તેમણે દુર્વાસાને સ્નાન કરવા દીધું નહી, ને ધંકા મારી કાઢયા, એટલે આ વિક્રાળ રૂષિ પાછા મથુરા ગયા. પોતે શ્રીકૃષ્ણુ ભગવાનના પુરોહિત થાય, એટલે રીસાઇને જમનાજીને સામે કાંઠે બેઠા. (તે જગાએ હાલમાં તે રૂષિનું મંદિર છે). કૃષ્ણુ ભગવાન તેને મનાવવા ગયા ત્યારે દુર્વાસા બોલ્યો 'તૂં મ્હોટો ભગવાન, અને ઉલટા દૈત્યો મને હણી કાઢે, ત્યારે કામનું શું?' કૃષ્ણે કહ્યું 'મહારાજ! ફિકર કરો નહિ, હું બંદોબસ્ત કરૂં છું.' કંસને માર્યાથી જરાસંધની બ્હીક તો તેમને હતી. પછી પોતે પોતાના ભાઇ બળભદ્રને કહીને પોતે દ્વારકા ગયા. ત્યાં દૈત્યો સાથે ભારે લડાઇ થઇ. દૈત્યોનું જોર વધારે હોવાથી ભગવાનને ચિન્તા થઇ, એટલે બળભદ્રજીને તરત મનમાં ખબર થતાં પોતે મ્હોટું લસ્કર લઈ ભગવાનની મદદે પાતાળમાંથી રસ્તો કરી તાબડતોબ દ્વારકા ગયા. પછી ભગવાને દૈત્યોને મારી ઠાર કર્યા, ને દુર્વાસારૂષિને ગોમતીમાં સ્નાન કરાવ્યું. ભગવાન પછી દ્વારકામાં બિરાજ્યા, અને દુર્વાસાનું મંદિર ભગવાનને ડાબે પડખે હાલ છે. પાતાળમાંથી બળદેવજી આવેલ એવી રીતે તેમનું મંદિર પણુ નીચાણમાં છે. જ્યારે ભગવાને જીત મેળવી ત્યારે કુસેસર દૈત્યે હાથ જોડી ભગવાનને અરજ કરી 'આપ ભલે રાજ્ય કરો. પણુ મ્હારૂં એટલું શકુન રાખો કે યાત્રી સર્વ યાત્રા કરી મને ઘૃતનો દીવો, મગજનો લાડુ તથા એક પૈસો મને ચડાવે, ને જો નહી ચડાવે તો યાત્રાનું અર્ધું ફળ મને મળે' તે વાત ભગવાને સ્વીકારી. કુસેસરનું મંદિર હાલ ત્યાં છે અને યાત્રાંઓ તેને લાડુ વગેરે ધરાવે છે. અત્રે પાણી ખારાં છે. ગોમતીજીનું પાણી ખારૂં છે. અર્ધા ગાઉપર મીઠાપાણીનો એક કૂવો છે. મીઠાપાણીની એક

હેલના બે પૈસા, અને ખારાની ૧ હેલનો એક પૈસો પડે છે. અત્રે મુંબઈના ઠા. ઠાકરસી વિશ્રામની ધર્મશાળા સારી છે. પાણીનો કુંડ કૂવા વગેરેની સોઇ સારી છે. અત્રેના નગરશેઠ નારણદાસ હેમરાજને મળ્યા. અત્રે ક્ષત્રિઓના ૨૫ થી ૩૦ ઘર છે. પટેલનું નામ શેઠ મોનજી છે. ક્ષત્રીપંચની જગા અત્રે બંધાય છે, તે તેમણે દેખાડી. એ આસરે ૩૫૦ વાર જગા પૂર્વ તરફને નાકે રૂ. ૩૦૦)માં લઇ ખરડો કરી બાંધી છે. તે વખતે અધુરી હતી. તેમાં એક કૂવો છે, મથુરાની પરિક્રમામાં ચીરઘાટ ઉપર જે શુકલે પિતાશ્રીનું વર્ષીશ્રાદ્ધ કરાવ્યું હતું તે શુકલ નરોતમ જગજીવને તથા ગુગળીબાઇ રાજકુંવરબાઇએ કામકાજમાં અમને સારી મદદ કરી. અત્રે ગોર કોને નેમવો તેમાં બહુજ માથાફોડ થઇ. છેવટ ગોર ઠાકરદાસ ગોપાળજી તથા હીરજી વેલજી વાયડાને નક્કી કર્યા. દ્વારકાના તથા અત્રેના ગોર એકજ હોય છે. અત્રેની સ્ટીમરના એજંટ મી૦ હરી જોગલેકરે પણ અમારી સારી બરદાસ્ત કરી. તા૦ ૨૮–૧૨–૦૫–આજ સવારના સ્નાન કરી ગોમતી કાંઠેથી એક ગાઉની દ્વારકાની પરિક્રમા કરી. કાંઠાપર મહા પ્રભુજીની બેઠક છે. તેમાં ચરણસ્પર્શ કર્યા. આગળ જતાં પાંચ કૂવા છે તેમાં પાણી મીઠાં છે. દ્વારકાનાથના દેવળના ગોમતીજી તરફના એક દરવાજા પાસે ઓટલાપર એક મોટો પથ્થર છે, તે સ્થાનક પરથી ભગવાને પાંચ બાણ આ ઠેકાણે માર્યા છે, એટલે ત્યાંથી મીઠું પાણી નિકળ્યું. આગળ ચાલતાં પાંડવ ઘાટ, ગૌઘાટ વગેરે અને છેવટે સંગમ ઘાટ આવે છે. અત્રે ગોમતીજી સમુદ્રને મળે છે, અને ત્યાં સંગમમાં ન્હાવાનો મહિમા છે. ત્યાંજ સંગમનારાયણનું મંદિર છે. ત્યાં દરિયાનાં એક ભાગને રૂપણ કુન્ડ કહે છે. દરિયે કિનારે એક સુંદર બંગલો ઉંચા ટાવરવાળો મુંબઇના શેઠ પરશોતમ વિશ્રામ માવજીનો છે. ત્યાર પછી રામવાડી, સાવિત્રી કૂવો જેમાંથી ભગવાનની મૂર્તિ નિકળી તે, તથા દામોદર કૂવો, જેના ઉપર બેસીને શામળશા શેઠે નરસિંહ મેહતાની હુંડી સ્વીકારી તે કૂવા ઉપર પથ્થરમાં ખાડો છે તે ભરીને હુંડીના રૂપીઆ ચુકવ્યા. લાવણી:—

નરસિંહ મેતા ભગત હરીના જુનાગઢના રહેવાસી,
હુંડી કરાવવા આવ્યા ગામમાં ચાર જણા તીરથવાસી—ટેક.
આવી ગામમાં પુછવા લાગ્યા મોટા મોટા શેઠ શાહુકારને,
સાતસે એક રૂપીઆની હુંડી દ્વારકાની આપો અમને;

સર્વે મળી મનસુબો કીધો મોકલ્યા મેતા નરસૈયા કને,
તે તમારી હુંડી સ્વીકારે લાગ્યા મશ્કરી કરવાને......હુંડી.

નરસિંહ મેતાને ઘેર આવ્યા ચાલી બેસાડયા આસન આપી,
મેતા વાત પુછે છે પહેલાં કયાંથી આવ્યા, કયાં જાઓછો ચાલી;
અમે નિકળ્યા તીરથ કરવા દ્વારકાથી જાશું કાશી......હુંડી.

હળવે રહીને કહે પરદેશી, મેતા વાત મારી સાંભળો,
ઘેર તમારે રૂપીઆ ભરીયે તેની હુંડી કરી આપો;
મેતા થઇને પત્ર લખે છે સુરજની મહીં સાખ કરે છે,
શામળશાનું નામ ધરે છે, આપશો તો મારી લજા રેશે;
કાગળનો કટકો લખી આપ્યો ત્યાંથી ચાલ્યા પરદેશી......હુંડી.

પરદેશીને પંથ વળાવી મેતા વાત પુછે સહુને,
આ ધનને આપણુ શું કરીએ, ખવરાવી દ્યો સંત સાધુને;
ઘી ખાંડને લોટ મંગાવ્યો લાગ્યા રસોઈ કરવાને,
ભાવતાં ભોજન આપે બનાવ્યાં, થાળ ધર્યો ભગવાનને;
સોએક સાધુ થયા એકઠા ફેંકી દીધા સૌના એઠાં;
મેતા હતા તેવા થઇ બેઠા નાહી ધોઇ મંદિરમાં પેઠા,
હાથ જોડી અરજ કરૂં મારી લજા રાખજે અવિનાશી......હુંડી.

હવે વાત કહું પરદેશીની જઇ નિકળ્યા દ્વારિકાની માંહીં,
મોટા શાહુકારને પુછે શામળશાની પેઢી કયાંહી;
આ તો નગરમાં નથી શામળશા ઘેલા થયા કે અક્કલ ગઇ,
તેમ તેમ મોટી ફાળ પડે પેટમાં રૂપીઆ મળશે કે નહીં;
નરસિંહ મેતાનું વચન રાખવા શામળશા રૂપીઆ લાવ્યા,
સામાસામા થયા એકઠા પરદેશી કયાંથી આવ્યા;
અમે નિકળ્યા તીર્થ કરવા જુનાગઢ રૂપીઆ ભરી આવ્યા,
ખોટી ચીઠી લખી આપી હાથમાં શામળશાને બતલાવ્યા......હુંડી.

અમે છીએ નરસિંહ મેતાના લો રૂપીઆ સુરતી સિક્કાના,
નથી મેલા છે કોરા કકડતા તમારા રૂપીઆ ખરી મહેનતના;
સાતસે રૂપીઆ ગણી આપ્યા, ચારે જણા થયા ખુશી,
શામળશા જેગોપાળ કરે છે રૂપીઆ તમારા સંભાળજો;
ભરી પુરી પામ્યા રૂપીઆ મેતાજીને જઇ કહેજો,
મંછારામ સત્ગુરૂને ચરણે સાચા ગુરૂને સમરજો......હુંડી.

કહેવત છે કે "જ્ઞાનવાવ, દામોદર કુંડ, ને સાવિત્રિ કૂવો તેનું આચમન નહિ કરે તે જીવતો મૂવો" જ્ઞાનવાવમાં મોઢું જોવાનો મહિમા છે. વળી ભાગીરથી ગંગાનું મંદિર આવે છે ત્યાં દર્શન કર્યાં. કથા છે કે જ્યારે રૂખમણિજી તેમના પિતા વૈદર્ભ દેશમાં કુંદનપુર ગામના રાજા ભીમકરાય ભૂપતજીને ત્યાં હતી, ત્યારે એક ગવૈયાએ દરબારમાં ગાયન કર્યું તેમાં મુકુટવાળા ભગવાનનું વર્ણન કર્યું. તે દિવસથી રૂખમણિ પાર્થીવ–માટીના ભગવાનની મૂર્તિ હમેશાં બનાવી પૂજા કરવા લાગ્યા. ત્યારે ઋષિએ એક દિવસ તેણીને કહ્યું કે "ભગવાન સાથે તારાં લગ્ન થશે." રૂકમૈયો તેનો ભાઈ થાય તેનો વિચાર પોતાની બેન શિશુપાળ રાજાને આપવાનો હતો જે બેનને ગમ્યું નહી. પછી જ્યારે સ્વયંવર મંડપ તૈયાર થયો. ત્યારે રૂખમણિજી સખીઓ સાથે અંબાજી પૂજવા જતા હતા તે વખતે ભગવાને રૂખમણિજીનું હરણ કર્યું, ને રૂખમૈયો પછવાડે નાઠો. તેને પકડયો ને માથે મુંડો કર્યો, અને અર્ધી મૂછ મુંડાવી બાંધી મુકયો. પછી દુર્વાસા ઋષિને બન્ને જણાએ કહ્યું કે અમે રથમાં જોડાંઇએ અને દ્વારકા જઇ, અમ્હારા લગ્ન કરી આપો. ઋષિએ કહ્યું કે તમારે બન્નેએ જોવું નહિ અને બોલવું પણ નહિ. પછી રૂખમણિજીને બહુ તરસ લાગી એટલે ભગવાનને ઇસારો કરતાં પગમાંથી ભગીરથી ગંગા ઉત્પન્ન કરી, તેમાંથી જળ પીધું. તે જોઇ ઋષિને ગુસ્સો લાગ્યો, અને શાપ આપ્યો કે 'તું વનમાંજ રહેજે.' પછી ત્યાં લગ્ન થયાં. ચોતરો, ચોરી, નવ ગ્રહ વિગેરે ત્યાં હાલમાં દૃષ્ટિ ગોચર થાય છે. રૂખમણિજીનું મંદિર પણ ત્યાં છે. ભગવાન દર રાત્રિએ ત્યાં રૂખમણિજી પાસે જાય ને આનંદમાં દિવસો નિર્ગમન કરે. ભગીરથી ગંગાના પ્રવાહથી આજુબાજુ સુંદર બગિચો થયો. તે જોઇને નારદજીએ દુર્વાસા ઋષિ પાસે જઇને કહ્યું કે 'તમે તો વનવાસનો શાપ આપ્યો પણ ત્યાં તો જંગલમેં મંગલ હોતા હય.' તે પરથી ઋષિએ રાતના જઇને જોયું તો ખરી વાત એટલે ગુસ્સે થઇ શાપ આપ્યો, એટલે ગંગાજી સુકાઇ ગયાં ને બગીચો પણ સુકાઇ ગયો. આજે ત્યાં બેરીઆ લાકડાનાં ઝાડ નજરે પડે છે. આગળ ચાલતાં કકલસ કુંડ આવે છે. અત્રે એક રાજા હતો તે દરરોજ એક ગાયનું દાન કરતો. એક વખત દાન કરેલી ગાય ન્હાસી જતાં પાછી રાજાના વાડામાં ઘુસતાં બીજીવાર તેજ ગાય બીજા બ્રાહ્મણને રાજાએ આપી, એટલે બે બ્રાહ્મણને કજીઓ થયો. એક કહે મ્હારી ગાય ને બીજો કહે

મ્હારી, છેવટ રાજા પાસે જતાં તેણે કહ્યું કે 'ભાઇ એમાં મ્હારો વાક નથી, તમને જોઇએ તો બીજી ગાય આપું. ત્યારે બ્રાહ્મણો કહે 'અમને તો તેજ ગાય જોઇએ,' પછી રાજાને શાપ આપ્યો એટલે તે કાકીડો થયો અને એ કકલસ કુંડપર બ્રાહ્મણો ગૌદાન માગે છે. પછી ગોમતીપર આચમન કરી દ્વારકાનાથનાં દર્શન કરી પરિક્રમા પુરી કરી ઉતારે આવ્યા. સાંજના રામલખમણનાં દેહરાં જે અત્રેથી ૧ાા ગાઉ છે ત્યાં ગયા. ત્યાં અસલ રામલખમણની મૂર્તિઓ હતી, પણ બાવાઓ ઉપાડી ગયા છે. હાલમાં ત્યાં મહાપ્રભુજીની બેઠક છે તેનાં દર્શન કર્યાં. ત્યાંથી એક ગાઉને છેટે સીતાવાડી છે, તેમાં એક નાની પાપ પુનની બારી છે. તેમાં જેણે પાપ કર્યાં હોય તે જઇ શકતો નથી એમ કહે છે. ઉતારે આવતાં રાત થઇ.

**દ્વારકાથી બેટ** તા૦ ૨૯—બે ગાડાં કર્યાં ને સવારના પાંચ વાગે બેટ જવા નિકળ્યા. અત્રેથી ૧ાા ગાઉપર કચ્છીગઢ છે. ત્યાં કચ્છ દરબારનો કામદાર તથા સીપાઇ રહે છે. અહીંથી કચ્છના વહાણ અગાઉ આવજાવ કરતા. દરિયામાં દીવાદાંડી છે ત્યાં ખરાબો છે. કાબા લોકો દીવાના ભડકા કરી ત્યાં સંતાઇ બેસતા. જે કોઈ વહાણ ભૂલેચૂકે દીવો જાણી ત્યાં આવતું તેને લૂટી લેતા. દ્વારકા તથા બેટ એ ઓખા મંડળ કહેવાય છે, અને મૂળુ તથા જોદ્ધામાણેક તેનું રાજ કરતા. કહે છે કે એકવાર અંગ્રેજ સાથે લડાઈમાં ફક્ત ચાર કાબાઓએ અંગ્રેજોને માર્યા, અને પછી દરિયામાંથી તરીને પેલેકાંઠે તેઓ ન્હાસી ગયા હતા. બીજી-વાર અંગ્રેજ સાથે લડાઇમાં મૂળુ, તથા માણેક મરી ગયા, તેમના પાવળીઆ હજુ ત્યાં છે, અને તેઓનું કવિત પણ છે.

એ **જોદ્ધા માણેક** અને **મૂળુ માણેક** સાથે મ્હારા પ્રપિતામહ દાદા **પૂર્ણાનંદ**ને પ્રસંગ પડયો હતો. એક વાર એવો પ્રસંગ બન્યો કે દાદા **પૂર્ણાનંદ દમણથી** વહાણ ભરી **સિંધ** જતા હતા, તેવામાં ચાંચીઆ વાઘેરોએ આવીને તેમનું વહાણ ઘેર્યું. દાદા પૂર્ણાનંદ બંદૂક, તરવાર, તીરકામઠા, સાંગ વિગેરે હથીયાર વાપરવામાં બહુ કુશળ હતા, અને તેમના નિશાન કદાચજ ચૂકતા. તેથી પોતે કંઇ ડર્યા નહીં. પણ વહાણના ખલાસીઓ જે દમણમાં મછીમારનો ધંધો કરતા, તે બિચારી બ્હીકણ જાત, એટલે તેઓ ફાળકામાં ભરાઈ બેઠા. આ માછીઓની મોટી સંખ્યા દમ દેવામાં કામ લાગશે એમ ધારી પૂર્ણાનંદ દાદાએ ભરેલી બંદૂક હાથમાં લઈ નીચે જઇને બધાને ડરાવ્યા કે "જો તમે

ઉપર આવી તમારા સાંગડા (ગોળ જાડા લાકડાના સોટા) લઇ તૂતક ઉપર હારબંધ ગોઠવાઇ ઉભા નહીં રહો તો આજ બંદૂકથી તમને ઠાર મારીશ. ફાળકામાં મરવા કરતાં ઉપર આવી લઢાઈ કરી મરશો તેમાં કીર્તિ છે." આથી તેમને હિમ્મત આવી, અને સર્વે જણ સાંગડા લઇ હારબંધ તૂતક ઉપર ગોઠવાઇને ઉભા, એટલામાં તો ચાંચીઆનું વહાણ સરરાટ આવી પુગ્યું, અને એમના વહાણની સોડ પાડવા પોતાના વહાણ ઉપરથી સાંકળ નાંખી. પૂર્ણાનંદ દાદાએ તેમના એક બે સરદારોને ઓળખી કાઢી બરાબર લક્ષ દઇ બંદૂક તાકી આબાદ કારી ઘા કર્યા, જેથી તેઓ તુરત પડયા. સરદાર પડતાં તેમનાં માણસો ગભરાઈ ગયા. તેનો લાભ લઇ પૂર્ણાનંદ દાદાએ માછીઓને હુકમ કર્યો કે "તમે એનીજ સાંકળથી એનું વહાણ ખેંચી સોડ પાડી, તેમાં ઉતરી તેનાં માણસોને પકડી, કેદ કરી અને આપણા વહાણમાં લઈ લ્યો. તેઓ વધારે ગડબડ ન કરે માટે હું હજુ એમનામાંથી થોડાક જણને મ્હારી બંદૂકનો સ્વાદ ચખાડું છું." એમ કહી તુરત એક બે જણને ઘાયલ કીધા, જેથી બાકીના વધારે ગભરાટમાં પડયા, અને ડરી જઈ લંગોટીઆ માછીને તાબે થયા માછીની જાત પણ જોરાવર હોય છે. તેથી તેમને જકડી લઈ કેદ કરી પોતાના વહાણમાં લઇ લીધા, અને તેમના વહાણને પોતાના વહાણ સાથે બાંધી, પાછું દમણ તરફ હાંકયું. માર્ગમાં પૂર્ણાનંદ દાદાને ભરેલી બંદૂકથી હુશીઆરીમાં રહેવું પડતું હતું. દમણ આવી દાદાએ તેઓ બધાને પોર્તુગીઝ સરકારને જેવા સ્વાધીન કર્યા, કે તરત તેઓને કેદખાને નાંખ્યા. આ વખતે **ઓખામાં જોદ્ધા માણેક** તથા **મૂળુ માણેક** રાજ કરતા હતા. તેઓ અંગ્રેજ, ફ્રેંચ, ફીરંગી, અને વલંદા સરકારોનાં વહાણો લૂંટતા, એટલુંજ નહીં પરંતુ ગોરા લોકોને કેદ પકડી તેમનો બદલો લેતા ત્યારે તેમને પાછા સોંપતા, એ હકીકતથી પૂર્ણાનંદ દાદા સારી પેઠે વાકેફ હતા. તેથી તેમની સામે થવામાં પુષ્કળ હથીઆર તથા બીજાં સાહિત્યોની તૈયારી રાખતા. ઉપરાંત મનમાં એવું અભિમાન પણ ખરૂં કે એકાદ વખત એ હરામખોરોને શિક્ષાએ પુગાડવા. ઇશ્વરકૃપાએ એવો લાગ પણ આવી ગયો. એ જોદ્ધા માણેક અને મૂળુ માણેક તે સને ૧૮૫૯માં જે જોદ્ધા માણેક અને મૂળુ માણેકે ઓખામાં બળવો ઉઠાવી આખા કાઠીઆવાડમાં ત્રાસ વર્તાવ્યો હતો તેના દાદા થાય. એ જોદ્ધા અને મૂળુ માણેકના ભાઇઓના દીકરાના દીકરા મૂળુ માણેકે અને દેવા માણેકે હેબર્ટ અને લેટુસ

સાહેબના જીવ લીધા હતા. અંતે જોદ્ધા સને ૧૮૬૦માં કોડીનાર લૂટયા પછી ગીરમાં તાવથી મરણ પામ્યો, અને સરકારી અમલદારની સરદારી તળે પોરબંદરની સીબંધી જોડે લઢતાં સને ૧૮૬૮માં માર્યો ગયો. હવે જે કેદીઓને દમણની જેલમાં કેદ કરાવ્યા તેમાં જોદ્ધા તથા મૂળુ માણેકના અતલગના સગા સપડાઇ ગયા હતા. તેઓ ઘણા દિવસ સુધી પાછા ન ફર્યા તેથી તેમને ચિંતા ઉત્પન્ન થઇ. એટલામાં દમણથી તેમને સમાચાર જઇ પુગ્યા. તેથી તેમના છૂટકારા અર્થે પોતાના ભાયાતોમાંથી માણસો મોકલ્યાં. તેઓ દમણ આવી પૂર્ણાનંદ દાદાને મળ્યા. આણી-મેર ફીરંગી સરકારને પણ તેમની લૂટવાની ટેવને લીધે મનમાં મોટો ડંખ હતો. પૂર્ણાનંદ દાદાએ તેને ઉતારો આપી સારી આગતા સ્વાગતા કરી. તેઓએ સરકારમાં તેમના છૂટકારા સારૂ પરબારી તજવીજ બહુ કીધી, પણ કંઇ વળ્યું નહીં, અંતે પૂર્ણાનંદ દાદાની સાથે મૈત્રી કરી તેમને વચમાં નાંખી જબરો દંડ ભરી તેઓને છોડાવી લઇ ગયા. જતી વખતે પૂર્ણાનંદ દાદાની તેઓએ બહુ પ્રશંસા કરી "તમારા જેવો **સમશેર બહાદુર વ્યાપારી** આજ દિન સુધી અમને મળ્યો નથી, તમે ખરેખરા સમશેર બહાદુર ક્ષત્રિય છો. તેમ તમે બહુ ઉદાર દિલના છો, અમે જે તમારા શત્રુ તેને તમે શત્રુ નહીં લેખતાં અમને ઉતારો આપ્યો અમારી બરદાસ્ત કરી, અને છેવટે સરકારમાં અમારૂં કંઇ ન ચાલ્યું ત્યારે તમોએ સરકારમાં વગ લગાડીને અમારાં માણસોને છોડાવ્યા તેથી અમો તમારા ઘણાજ ઉપકારી થયા છીએ, અને તેનો બદલો વાળવો જોઈએ. માટે વચન આપો કે તમારે અમારા મુલકમાં એકવાર અમારી પરોણા ચાકરીનો લાભ લેવા પધારવું, અને હવેથી તમારાં વહાણ અમારામાંથી કોઈ પણ લૂટશે નહીં." તે વચન પૂર્ણાનંદ દાદાએ એવી સરતે આપ્યું કે "હું ત્યાં આવું અને દગો થાય તો, માટે તમારામાંથી ઓળમાં માણસો મોકલવા જોઇશે." પછી ઓખામાં જઇ પૂર્ણાનંદ દાદાની ભલાઇની જોદ્ધા પાસે વાત કરતાં કહ્યું કે "ભોળા સજ્જન કરતાં દાનો દુસ્મન ભલો" માટે આપણા દેશમાં તેમનો સત્કાર કરવો, તેથી જોદ્ધા માણેકે દાદાને તેડવાને મોભાદાર માણસો મોકલ્યાં, અને જોદ્ધાના મૂળુના કુંવરોને ઓળમાં મુકયા. તેમને ફીરંગી સરકારને સ્વાધીન કર્યા પછી દાદા પોતે દ્વારકા ગયા. ત્યાં જોદ્ધા માણેક સામૈયું કરી મોટી સ્વારી લઇ સામો લેવા આવ્યો. રસ્તાપર તથા બજારમાં તોરણો બંધાવી બજાર પણ સારી રીતે દેશી રજવાડી ઠાઠ

તથા રિવાજ પ્રમાણે શણુગારી હતી. પ્રથમ ઘોડેથી ઉતરી પૂર્ણાનંદ દાદાને સારી પેઠે ભેટી, એક બીજાની ખબર અંતર પુછી, પાછી સ્વારી ચઢી, તેમાં પૂર્ણાનંદ દાદાને એક અચ્છા ઘોડાપર બેસાડી પોતાની પાછળ બીજી હારમાં મિસલ આપી. પૂર્ણાનંદ પોતે પણ હથિયારબંધ સમશેર બહાદુરના વેશમાં સજ્જ થયા હતા. આગળ ચાલતાં એક તોરણ આવ્યું. તેની વચમાં એક એક એળચી ટાંગેલી હતી. તેની ઉપર જોદ્ધાએ નિશાન તાક્યું. તેણે નિશાન તો બરાબર તાક્યું હતું, પણ જેવો તે બંદૂક ફોડવા જાય છે તેવામાં પાછળથી પૂર્ણાનંદે જોઇને કહ્યું કે એળચી નહીં પડે. બંદૂક ફૂટી પણ એળચી પડી નહીં. એમ કુલ્લે ત્રણ વાર નિષ્ફળ થયા. સ્વારીનાં બધા માણસો આશ્ચર્ય પામ્યા. પછી જોદ્ધાએ પૂર્ણાનંદ દાદાને કહ્યું "તમે એળચી પાડો" પૂર્ણાનંદ કહે "અમે વ્યાપારીભાઇ, નિશાન મારી જાણીએ નહિ." ત્યારે જોદ્ધાએ કહ્યું કે "એકલા વ્યાપારીભાઇથી વાઘેરનાં વહાણો પકડાય નહિ, અને મેં આબાદ તાકેલું નિશાન પડશે નહિ એમ કહેવાય પણ નહિ, માટે જો તમો નિશાન નહિ મારો તો સ્વારી ત્યાં સૂધી આગળ ચાલશે નહિ." અંતે પૂર્ણાનંદ દાદાએ નિરૂપાયે યોગ્ય લક્ષ લઇને નિશાન તાકી એળચીપર માર્યું, એટલે એળચી ઊડી ગઇ. પછી જોદ્ધાએ એનું કારણ પૂછ્યું, ત્યારે તેમણે કહ્યું કે 'તમે નિશાન તો આબાદ તાક્યું હતું, પણ એક બાજુથી પવન બહુ જોસમાં ફૂંકતો હતો તેથી ગોળી આડી જતી હતી, તેની તમે ગણત્રિ રાખી નહિ, તેથી ગોળી પવનના જોરથી બીજી બાજુએ ઘસડાઇ જતી હતી.' જોદ્ધાએ સાબાશી આપી પૂર્ણાનંદ દાદાને પોતે જે ઉમદા ઘોડા ઉપર બેઠા હતા તેજ ઘોડો તમામ સાજ સાથે તથા પોતે જે જે હથિઆરો ધારણ કીધાં હતાં તે, તથા બીજો પોષાક, તથા ભારે પહેરામણી ઉતારે જઇ આપવા ઠરાવ્યું. સ્વારી રૂમઝુમ કરતી ધીમે ધીમે ચાલી ઉતારે આવી. બીજે દિને જોદ્ધાએ પેલો ઘોડો, પાંચ પોષાક, સોનાનાં કડાની જોડ, મોતીની માળા વિગેરે દરબાર ભરી ભર કચેરીમાં આપ્યા. પછી ત્યાં થોડાક દિવસ રહી ત્યાંથી દમણ આવી ઓળમાં રાખેલા જોદ્ધા તથા મૂળુના કુંવરોને દ્વારકા રવાના કર્યા. પોષાક સાથે ઘોડો તથા દાગીના ઉપરાંત હથિયારો જેવાં કે તરવાર, બંદૂકો, પિસ્તોલો, સાંગ વિગેરે હતા. તેમાં ઘોડો, એઓ જ્યારે સિંધ ગયા હતા ત્યારે એમના કનિષ્ટ ભાઇ તુળજારામે ધર્મપુરના રાજમાં રૂ. ૫૦૦)માં વેચી ખાધો. સાંગ તથા બંદૂકો અને પિસ્તોલો હમણા સૂધી હતા. તે અત્રે અંગ્રેજી રાજ્યમાં

રાખવાની મનાઇ તેથી દમણુમાં જ હતા. તે એમના કાકાના દીકરા નારણે વેચી ખાધા, અને સાંગ હતી તેના ચૂડા ઉતારવાના ઓજારો જેવા કે આંકડા, બરાખી, નખલો, વગેરે કરાવ્યાં.

**કચ્છીગઢની** જોડે બોડખીત્રા કરીને ગામ આવે છે. દ્વારકાંથી બે ગાઉપર વરવાળું હવાવાળું ગામ છે, ત્યાંથી બે ગાઉ, મકનપર, ત્યાંથી એક ગાઉપર મોજપર, અને બે ગાઉ પછી ભીમરાણું આવે છે. ત્યાંથી અર્ધા ગાઉપર સુરજકરાડી, ને ત્યાર પછી અર્ધા ગાઉપર આરંભડું આવે છે, ત્યાં મુંબઇના ભાટીઆ શેઠ વસનજી નંદજીની ધર્મશાળા સારી છે. આરંભડામાં બાવાઓ ધગધગતી છાપ મરાવે છે. તેનો કર લેવાય છે. આરંભડામાં બોલતા શંખ સારા મળે છે. તે લઇ તૈયાર રાખેલા મછ-વામાં બેઠા. ત્રણ ગાઉની ખાડી સારા પવનને લીધે ૧ાા કલાકને બદલે અર્ધા કલાકમાં ઓળંગી, સાંજના ૪ વાગે અમે બેટ પહોંચી ગયા. ત્યાં ગોરધન પીતાંબરની ધર્મશાળામાં ઉતર્યા. મછવાવાળા તરફથી માણસ દીઠ દોઢ આનો, તથા સરકાર તરફથી બીજો બે આનાનો કર લેવાય છે. રાતે દ્વારકાનાથનાં દર્શન કર્યાં. શિયાળાને લીધે થંડી સખ્ત પડે છે.

**બેટ**—અમારી ધર્મશાળા દરિયા કાંઠે હતી. બીજી હરગોવન ચતુની વગેરે મળી છ ધર્મશાળાઓ છે. વસ્તિ ઘણીજ થોડી છે. ક્ષત્રિઓનાં ઘર દશેક છે, તેઓ સંઘાડાનું કામ કરે છે. અત્રે ઠા. નારણદાસ ઠાકરસી મુળજીની લાયબ્રેરી સારી છે. શાકમારકીટ ન્હાની પણ સારી છે. દ્વારકા તથા બેટમાં મૂળા, રીંગણા, ગાજર, અને મેથી સારાં મળે છે. અત્રે મીઠું, કુંવાર, ને જુવાર ઠીક થાય છે. મીઠાના વો ડુંગરના ડુંગર નજરે પડે છે. ખાડીમાં દરિયાનું પાણી એકઠું થાય છે, તે સૂકાઇ જાય ત્યારે મીઠું પાકે છે. કહેવાય છે કે "કુંવાર, જુવાર ને મીઠું એ રણછોડજીએ દીઠું" વળી "જે જાય બેટ તે ન આવે માને પેટ."

**શંખતીર્થ**—તા. ૩૦. આજે સવારના શંખતીર્થના તળાવમાં સ્નાન ભેટ કરી, ત્યાં મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કર્યાં. તળાવપર શીખ લોકોનું મંદિર છે. તેમાં દર્શન કરી શંખનારાયણનાં દર્શન કર્યા. વળતાં દ્વારકાનાથનાં દર્શન કર્યાં. ત્યાં મંદિરમાં પ્રવેશ કરવાના તથા ચરણ સ્પર્શ કરવાના માણસ દીઠ રૂ. ૧ાા સરકાર લે છે. અત્રે રાજલીલા છે. અને સમય સમયનાં દર્શન થાય છે, થંડીને લીધે ગરમ કપડાનાં

વસ્ત્રાભૂષણ તથા અલંકાર પહેરાવ્યાં હતાં. પાંચ વાગે મંગળા, પછી શૃંગાર અને ૯ાા વાગે ભોગનાં દર્શન થઈ જાય છે. ૪ાા વાગે ઉત્થાપન અને સમી સાંજે કડછા અને પછી આરતિનાં દર્શન થાય છે. રાતના શયન આરતિ વખતે લક્ષ્મીજીને ત્યાંથી પગલાં જાય છે, એટલે લક્ષ્મીજી દ્વારકાનાથના મેહેલમાં પધારે છે. દ્વારકાનાથ, કલ્યાણજી, અને ત્રિકમજીનાં શયનમંદિરો ભપકાવાળાં છે. તેમાં હિંડોળા, આયના, પલંગ, પગલાં વિગેરે હોય છે. મંદિરને શિખર નથી. બેટમાં રણછોડરાયની જમણી બાજુએ કલ્યાણરાયજી તથા ડાબી બાજુએ ત્રિકમજી છે. ત્યાર પછી ગરૂડજી, અંબિકાજી, માધવરાયજી, દેવકી અને પુરૂષોતમરાયજીની મૂર્ત્તિઓ એક મંદિરમાં આવી જાય છે. એ મુખ્ય મંદિરની જોડે લક્ષ્મીજીનું દેવળ તથા તેની પાસે ગોવર્ધનનાથનું મંદિર જુદું જ બાંધેલું છે, તેમાં રાધિકાજીનું મંદિર છે. દ્વારકાનાથના મંદિરની બીજી બાજુએ એક ઇમારતમાં લક્ષ્મીનારાયણ, જાંબુવન્તીનાં મંદિરો, તથા તેની જોડની ઇમારતમાં સત્યભામાનું, એ રીતે મંદિરો આવેલાં છે. લક્ષ્મીજી, રાધિકાજી, જાંબુવન્તી, તથા સત્યભામાજી એ મંદિરોના મળી ચાર બ્રહ્મચારી તથા ચાર અધિકારી છે, અને ચાર ભંડાર છે. જે દરેકમાંથી ભગવાનને સામગ્રી જેવી કે, દાતણ, કેસરસ્નાન, મીઠાં જળ, ભોગ વિગેરે જાય છે. રોકડું ધરવા કરતાં સામગ્રી ધરી હોય તો તેનો સદુપયોગ થાય છે. અત્રે મંદિરની ધામધુમ સારી રહે છે. ગામથી ૦ા મૈલ ઉપર મોરલીધરની હવેલી સારી બાંધેલી છે. ત્યાંથી થોડેક છેટે ધીન્ગેશ્વર મહાદેવ પાસેના કૂવાનું પાણી મીઠું છે. લોકો તેમાંથી મીઠું પાણી પીએ છે, અને વાપરવા સારૂં ખારૂં દરીઆનું પાણી આણે છે. હનુમાનદાંડીની જગા અત્રેથી ૧ાા ગાઉ છેટી છે, ત્યાં ગયા. ત્યાં હનુમાન જબરા મોટા બિરાજે છે. તેના દર્શન કરી ત્યાંથી ૮૪ આસનનું સ્થાનક થોડે છેટે છે, ત્યાં ગયા. ત્યાં હવે તો ફક્ત સાત આઠ અગ્નિકુંડ માલુમ પડે છે, અને એક બાવો રહે છે, બીજું કોઇ નથી. વળતાં શંખનારાયણ તથા આદિકેશવનાં દર્શન કરી ઉતારે આવ્યા.

**શંખનારાયણ**—તા૦ ૩૧–૧૨–૦૫. આજે સવારના પાંચ વાગે ઉઠી સમુદ્રમાં સ્નાન કરી શંખનારાયણ જે અત્રેથી થોડે દૂર છે ત્યાં કેસરસ્નાન કરવા ગયા. બ્રહ્મચારીજી પીતાંબરદાસજી દેવકીસનજીએ અમને ગરમ પાણીનાં સ્નાન કરાવ્યાં. (તેઓ હાલમાં સ્વર્ગી થયા છે.)

બાદ નારાયણને અમે સર્વેએ કેસરસ્નાન કરી, ચરણસ્પર્શ કર્યાં તથા ભેટ ધરી. ત્યાંજ અમને પ્રસાદ લેવડાવ્યો, ને બપોરનો ૧ વાગ્યો. એવી કથા છે કે શંખાસુર દૈત્યે બ્રહ્માના ચાર વેદો ચોર્યા હતા. બ્રહ્માએ દ્વારકાનાથને વિનંતિ કરી તે પરથી ભગવાને મચ્છાવતાર ધારણ કરી દૈત્યને માર્યો, ને શંખનારાયણની મૂર્તિ સ્થાપી. તે શંખોદ્ધાર તીર્થ થયું. શંખતીર્થથી પોસીત્રું દોઢ ગાઉ છે. શંખનારાયણની મૂર્તિના અંગમાં ભગવાનના દશ અવતાર છે, અને હાથમાં શંખ છે. તે સર્વનાં અમે દર્શન કર્યાં. કહે છે કે જે મનુષ્ય ઈત્યાદિ અત્રે મરી જાય છે, તેનાં હાડકાનાં પદ્મ થાય છે. બેટમાં શંખ ઘણા નિકળે છે, અને દ્વારકામાં ગોમતી ચક્ર ઘણાં નિકળે છે. એ રીતે શંખ, ચક્ર, અને પદ્મ એ ત્રણે અત્રે નિકળે છે. ગદા કયાંય નિકળેલી હોય એવું સાંભળ્યું નથી. સાંજના ૩॥ વાગે રણછોડરાયજીના દર્શન કરી ન્હાની પરિક્રમા કરવા નિકળ્યા, તે દરિયા કાંઠે જઇ પહોંચ્યા. દરિયાના કાંઠાનો ચોકસ ભાગ ચરણગોમતી કહેવાય છે. ત્યાંથી નવગ્રહ, ચરણ, પદ્મતીર્થ, પાંચકૂવા, કલ્પવૃક્ષ, અને કાળીનાગનાં દર્શન કર્યાં. પદ્મતીર્થને દરિયાનો કાંઠો છે. ત્યાં સ્મશાન ભૂમી આવે છે. જ્યારે ભગવાન ન્હાવા બેઠા ત્યારે રૂક્ષ્મણિએ કહ્યું કે 'મને કલ્પવૃક્ષ આણી આપો તો સ્નાન કરવા સાથે બેસું.' પછી ઇન્દ્ર પાસેથી કલ્પવૃક્ષ આણ્યું ને તે સૂપડામાં વાવીને લાવ્યા. તે સોનાનું વૃક્ષ લીધા પછી સ્નાન કરવા સાથે બેઠા. પછી ભગવાને સ્નાન કરતી વખતે સોનાનો ગોધો માગ્યો, તે રૂક્ષ્મણિજીએ આપ્યો. ભગવાને ત્યાં કાળીનાગને નાથીને બેટનાં દરિયામાં નાખી દીધો. કહે છે કે હજુ પણ વહાણવટીઓને કોઇ કોઇ વાર એ નાગ દેખા દે છે. ત્યાંથી પછી શંખનારાયણના દર્શન કરી ઉતારે આવ્યા. તા. ૧–૧–૦૬ ને દિને સવારના વહેલું સ્નાન કરી ચારે મંદિરોમાં તથા એક મુરલીધરની હવેલી તથા પનાલાલ મહારાજની હવેલીમાં સામગ્રી ધરી, અને શંખનારાયણમાં પણ સામગ્રી આપી. બીજે દિને એટલે તા૦ ૨ જીના રોજ શંખનારાયણના બ્રહ્મચારીજી પીતાંબરદાસજીને ભેટ કરી. તેણે દરેક જણને ઉપરણાં આપ્યાં. તેજ પ્રમાણે દ્વારકાનાથ, લક્ષ્મીજી, રાધિકાજી જાંબુવન્તી, સત્યભામાજીના બ્રહ્મચારીજીને ભેટ ધરી, તેજ પ્રમાણે ઉપરણાં લીધા. ભેટમાંથી અર્ધો ભાગ ગોર લઇ જાય છે. રાતના ઘેર આવ્યા પછી મંદિરોના પ્રસાદ આવ્યા, સાક્ષિગોપાળવાળાને તથા ગોરને વિદાય આપી.

**મેંદરડેથી ગોપી તળાઈ**—તા૦ ૩. આજે સવારના ચાર વાગે સ્નાન વિગેરે કરી પાંચ વાગે વહાણુમાં બેસી રવાને થયા. તે ૭ વાગે કાંઠે, મેંદરડેગામ ઉતર્યા. ત્યાંથી આગળ ચાલતાં એક ગાઉ ઉપર સામળાસર આવ્યા. તેની જોડે ગોપી તળાઇ છે ત્યાં આવ્યા. ત્યાં મુંબઇના શેo ગોકળદાસ માધવજીની ધર્મશાળામાં ઉતર્યા. તે ઘણી સુંદર અને સારી સગવડવાળી છે, અને ઝાડપાનથી સારી શોભે છે. ગોપી તળાવમાં કંઇ પાણી નથી. તળાવમાં એક કુંડ છે, તેમાં પાણી છે, તેમાં સ્નાન કર્યું. તળાવમાં એક કૂવો છે, તેનું પાણી મીઠું છે. તળાવની માટી ગોપીચંદન તરીકે બધા લઇ જાય છે, અને સસ્તી વેચાય છે. એક દોઢીયાના ૩૨ પાસા મળે છે. જયારે ભગવાન દ્વારકામાં આવ્યા ત્યારે મથુરાંથી ઓધવજી સંદેશો લઇને આવ્યા કે ગોપીઓ તમારી રાહ જોઈ બેઠી છે. ભગવાને કહ્યું કે ગોપીઓને અત્રે લાવો. પછી ગોપી તળાવમાં ૧૬,૧૦૮ ગોપી સાથ ભગવાને અત્રે રાસલીલા કરી છે.

મુરલી તું કોન ગુમાન ભરી, બંસી તું કોન ગુમાન ભરી,
ઉપત તેરી જાનીમેં, નિપત તેરી જાની, વનવનકી લકડી;—મુરલી.
તનમનમેં તેરે છિદ્ર પરત હયે, જન્મહિત બગરી—મુરલી.
શ્રી વૃન્દાવનકી કુંજ ગલનમેં, રાધેસું ઝઘડી—મુરલી.
આસન છાંડ સિંહાસન બેઠી, શ્રી મોહન અધર ધરી—મુરલી.
સુરદાસ પ્રભુ તોરે મીલનકુ, સંગત તેં સુધરી—મુરલી.

---

કામલ કીજે લીઇ, મૈયા મેરી કામલ કીજે લીઇ—ટેક.
શ્રી વૃન્દાવન ગૈઆં ચરાવત, ખડકીમેં ખોઈ ગઇ—મૈયા.
એક કહે દીનાનાથ દયાળ પ્રભુ, અબહી દેખી સુરભી ખાઇ ગઈ—મૈયા.
દુજી કહે દીનાનાથ દયાલ પ્રભુ, અબહી દેખી, શ્રી જમનાજીમેં
જાત વહી-મૈયા.
તીસરી કહે દીનાનાથ દયાળ પ્રભુ, મેરે આંગન નાચો
ગાઓ કામલ લે દઉં નઇ—મૈયા.
સૂરદાસ પ્રભુ જશોમતિ આગે, આંસુનકી ધાર વહી—મૈયા.

---

ના છેડો ગાલી દેઉંગીરે, ભરને દે જલ નીર,
તું કોન દેશસે આયા, એ કૂવેપે ઝઘડા લાયા;
તેરા ચાબુક છીનવા લેઉંગીરે, ભરને દે જલ નીર..........ના છેડો.

મયેં બડે દૂરસે આયા, એ કૂવેપે જલ ભર આયા,
તેરા લેકર કુછ નહિ ખાયારે, ભરને દે જલ નીર.........ના છેડો.
મયેં અપને પિતાકી જાઈ, એ કૂવેપે ગાગર લાઇ,
મયેંને ગાલી કિસીકી નહિ ખાઇરે, ભરને દે જલ નીર,........ના છેડો.
મયેં નંદ કિશોર કુમારી, મયેં હ્યજી કાચી કોરી,
મયેં બારા બરસકી છોરીરે, ભરને દે જલ નીર.........ના છેડો.
એ સુમરન નંદકા લાલા, તેરા માત પિતાને પાલા,
મેરી ચોલીપે હાથ કયું ડાલારે, ભરને દે જલ નીર.........ના છેડો.

---

શ્યામરે મેરા બૈયાં ગૃહો ના, બૈયાં ગૃહોના,
બૈયાં ગૃહોના, બૈયાં ગૃહોના.........................શ્યામરે.
મયે તો નાર પરાયા ઘરકી, મેરે ભરોસે ગોપાલ રહો ના...શ્યામરે.

---

કાહે મચાયેરે શોર પપૈયા, વનમેરે બોલે મોર, પપૈયા,
કાહે મચાયે શોર પપૈયા, કાહે મચાયે રે શોર;
પીયા પીયાકી બોલી ન બોલો, જીયા જલાયે શોર, પપૈયા,...કાહે.
કાહે તું કોયલ કુકુ કરત હયે, વનમેં બોલે મોર, પપૈયા;...કાહે.

મરાઠી ચાલની લાવણી.

નકા ટાકુની જાઉ, ડાવા ડોળા પાણ્યાને માઝા ભરલા,
હાંરે પાણ્યાને માઝા ભરલા—નકા ટાકુની.
લઇ દિવસ ઝાલે મ્હણુની, ચિન્તા હો માઝા જીવાલા—નકા.
તુમચા સાટી ઝુરતે મી ભારી, ઘોર હા માઝા જીઝાલા—નકા.

રાસલીલા કરતાં ભગવાન અંતર્ધાન થઈ ગયા, અને ગોપીઓ વિલાપ કરતી બેઠી. એટલે દ્વારકાંથી ૧।। ગાઉ ઉપર ઉગમણે લાડવા ગામ છે, ત્યાં પીપળામાં ગુફા છે, તેમાં ભગવાનની મૂર્ત્તિ નિકળી. ભગવાને કહ્યું કે શંખનારાયણ બેટમાં છે એટલે મ્હારે ત્યાં રહેવું જોઇએ, તેથી એ મૂર્ત્તિ બેટમાં બિરાજે છે. ગોપી તળાવ આગળ ગોપીનાથ મહાદેવ, મહાપ્રભુજીની બે બેઠક, તથા રાધાકૃષ્ણજીનાં મંદિરોમાં દર્શન કર્યાં. પછી જમીને ગોપી તળાવથી ચાલ્યા તે ૧।। ગાઉ ઉપર જ્યોતિર્લિંગ નાગનાથ મહાદેવનાં દર્શન કર્યાં, ત્યાંથી બે ગાઉ ઉપર ઘાસડવેલ છે.

નાગનાથથી ૩ા ગાઉ ઉપર મુળ ગોમતું તથા જુનું ભાવડું ગામ આવે છે. ત્યાં મહાપ્રભુજીની બેઠકનાં દર્શન કર્યા. તળાવમાં પાણી નથી. કૂવામાંથી પાણી કઢાવી આચમન કર્યું. જ્યારે વસિષ્ટ મુનિ પોતાના પુત્રી ગોમતી સાથે જતા હતા, ત્યારે ગોમતીજીનાં પગનાં નૂપુરના અવાજથી ચોરની ધાસ્તી લાગી. પણ જ્યારે નૂપુર વાગતાં બંધ થઈ ગયાં ત્યારે વસિષ્ટે પાછું વળી જોયું તો ગોમતીજી પાણીરૂપ થઇ ગયાં, ને ત્યાંથી જળપ્રવાહ થઈ ગયો. તે દ્વારકાં થઇને તેનો સંગમ સમુદ્ર સાથે વસિષ્ટ મુનિએ કરાવ્યો, તેથી આ જગાને મુળ ગોમતી કહે છે. મુળ ગોમતીથી ૩ ગાઉ દ્વારકાં છે. વચમાં ચોટીલાનો ટીંબો, ધોળા તળાવ, ભોજાઇ તળાવ, ને જોદ્ધા માણેકનો પાળીઓ આવે છે. ઓખા એ મૂળુ માણેક વાઘેરોનું ગામ છે. દ્વારકાં એ કુશસ્થળી કહેવાય છે, તે કુશેશ્વર દૈત્યનું ગામ છે. દ્વારકાંથી આરંભડું ૮ ગાઉ છે. શ્રી દ્વારકાં પહોંચતાં રાતના ૮ વાગ્યા. ત્યાં ઠા. ઠાકરસી વિશ્રામની ધર્મશાળામાં ઉતર્યા.

દ્વારકાં પાસે ભેખડખડી છે. ભેખડ એટલે ગુફા. તેમાં કાબાઓ સંતાઇ રહેતા. ત્યાં ભડકેશ્વર મહાદેવ છે. દ્વારકાંથી ૩ ગાઉ ઉપર વસઇની ખાડી છે. તે કનકાપુરીને નામે ઓળખાય છે, તેમાં મહાદેવનું પ્રાચીન દહેરૂં છે, તેને અગણિત થાંભલા છે.

**બોડાણો ભક્ત**–કૃષ્ણ ભગવાન કુશેશ્વર સાથે લઢાઇમાં જીત મેળવી અત્રે બિરાજ્યા. ત્યાં ૪,૨૨૫ વર્ષ રહ્યા પછી ડંકપુરી અથવા ડાકોરથી ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયેલો વિજયસિંહ નામનો ભક્ત જે બોડાણો અથવા બોડા રાણાના નામથી પ્રસિદ્ધ થયો હતો, તે ત્યાંથી પગે ચાલતો હાથમાં તુળસીનું ઝાડ ઉગાડતો ૬ મહીને દ્વારકાનાથના ચરણમાં ચઢાવતો. એવી રીતે તેણે સીતેર વર્ષ ભક્તિ કરી, અને પોતાની ઉમર ૮૨ વર્ષની થઇ ત્યારે તે દ્વારકાનાથના ચરણ આગળ પડી રડી પડયો કે "મહારાજ! હવે હું વૃદ્ધ થયો, ચલાતું નથી. માટે ડાકોર પધારો તો કૃપા થાય," એટલે રણછોડરાયે કહ્યું કે "તું ગાડી લાવે તો આવું." એટલે બોડાણો ડાકોર આવ્યો, અને ત્યાં ખેડુતો પાસે ગાડાની માગણી કરવા લાગ્યો. પરંતુ ૫૦ કોસ જેટલી લાંબી વાટે લઈ જવાને ગાડું તથા બળદ કોઇએ તેને આપ્યા નહીં. છેવટે એક ગોપે ભાંગેલુ ખડીઆ ખડખડ જેવું ગાડું, અને બીજાએ જન્મથી જ રોગી અને મુડદાલ જેવા બળદો આપવાને કબૂલ કર્યું. તે પણ બળદને ખવરાવી પીવરાવી

સારી સ્થિતિમાં લાવવાની સરતે. એ રીતે 'જાનીનાં જોતર અને ત્રવાડીનાં તેલાં' એકઠાં કરી, લગડ ગગડ ગાડું તૈયાર કર્યું, અને જેમ તેમ બોડાણો છ મહીને દ્વારકાં આવી પહોંચ્યો, અને ભગવાનને પ્રણામ કરી કહ્યું કે "મહારાજ આવું ગાડું લાવ્યો છું" ભગવાન કહે "કાંઇ ફિકર નહીં." દ્વારકાના ગુગળી લોકોને બોડાણો આ વખતે ગાડું લઇ આવેલો જોઇ વેહેમ પડયો કે આ બોડાણો ગાડું લઇને આવ્યો છે, તો તેનો વિચાર ભગવાનને લઇ જવાનો હશે. તેથી તેઓએ રાત્રે ભગવાનનાં લોખંડનાં દ્વાર બરોબર બંધ કરી તેને તાળાં માર્યાં. પછી અર્ધી રાત વિત્યા બાદ શ્રી ભગવાને બોડાણાને સ્વપ્નામાં આવી કહ્યું કે "બોડાણા ઉઠ, સૂતો છે શું! ચાલ ગાડું લઇ આવી મને લઇ જા." એટલે બોડાણો જાગ્યોને ગાડું લઈ આવ્યો, અને મંદિરના દ્વાર પાસે ઉભું રાખ્યું. તાળાં મારી બંધ કરેલાં લોખંડના દ્વાર આપોઆપ ખુલી ગયાં, અને બોડાણાએ ભગવાનને ઉપાડી ગાડામાં પધરાવ્યા. બોડાણો ગામના સીમાડા બહાર ગાડું જેમ તેમ કરી લઇ આવ્યો, પછી શ્રી ભગવાને બોડાણાને ગાડામાં બેસાડયો, અને પોતે હાંકવા બેઠા. તેમના પ્રતાપથી ગાડું બદલાઇને રથ થઈ ગયો, અને બળદ પણ દૈવી થઈ ગયા. બોડાણાને સુવાડી દીધો ને મળસ્કું થતાં જગાડયો, તો ઉમરેઠ પાસે શીમલોજ કરીને એક ગામકને ગાડું છોડી મુંકલું બોડાણાને માલમ પડયું. એંધાણી દાખલ શ્રી રણછોડજીના પગલાંનું પૂજન તે જગ્યાએ થાય છે. ત્યાં એક લીંબડાના ઝાડ તળે વિશ્રામ લેવા બેઠા. તે લીંબડાની જે ડાળે શ્રી ભગવાન ઉપર છાંયો કર્યો હતો, તે તેમના પ્રતાપથી મીઠી થઇ ગઈ, જે હજુ લગણ મીઠી છે એમ કહેવાય છે. તેના સંબંધનું ભજનઃ—

તારી ભક્તિ બોડાણાને ભાવીરે, જમણા હાથમાં તુલસી વાવીરે,—
રણછોડ રંગીલા.

છઠ્ઠે માસે તે દેઠ ચડાવીરે, ત્યારે દયા દયાળને આવીરે, ,,
એવી સેવા બોતેર વર્ષ કીધીરે, દીનદયાળે માની લીધીરે, ,,
એવી મજલ કીધી મધ રાતેરે, આપ આવ્યા બોડાણાની સાથેરે, ,,
દેશ ગુજરાતપર કીધી દયારે, આપ ઉમરેઠ આવીને રહયારે, ,,
ત્યાં તો પગલા પૂજાય છે ત્હારારે, સૌને દર્શન થાય છે સારારે, ,,
આખા લીંબડામાં એક ડાળ મીઠું રે, એવું પ્રગટ પારખું દીઠું રે, ,,

જ્યારે ઉગ્યો છે સૂરજ ભાણુરે, ત્યારે દ્વારકામાં થઈ છે જાણુરે, રણુ૦ રં૦
કાળા કૃષ્ણુને કોણુ લઇ જાયરે, પુંઠે કાબા તે દોડયા ધાયરે, ,,
નાથ ગોમતીમાં સંતાયારે, સવાવાલની વાળીએ તોળાયારે, ,,
એતો ભજન મગનમાં માતોરે, કાબા દેખીને ભગત થયા આભારે, ,,
આખા દેશને આસરો તારોરે, હરિ ભકતોને પાર ઉતારોરે, ,,

ડાકોર—ભગવાને બોડાણાને જગાડીને પુછ્યું કે "બોડાણા! અહીંથી ત્હારૂં ગામ કેટલું દૂર છે?" બોડાણાએ દિશાઓ જોઇ કહ્યું કે "મહારાજ! આપણે મ્હારા ગામના સીમાડા નજીક આવ્યા છીએ. અહીંથી મ્હારૂં ગામ ફક્ત એક કોસ રહ્યું છે." પછી ભગવાને ગાડું હાંકયું, અને ડાકોરનો સીમાડો આવ્યો ત્યારે પોતે ગાડામાં બેઠા, અને બોડાણો ગાડું હાંકવા બેઠો. ડાકોર સવારના પહોરમાં આવ્યું ત્યારે બોડાણાએ લોકોને કહ્યું કે "ચાલો ચાલો દર્શન કરો, ભગવાન પધાર્યા છે." લોકોએ પહેલાં તો માન્યું નહીં, પરંતુ હળવે હળવે લોકોને આસ્થા આવી અને લોકોની મેદની થવા લાગી. એક કહે "મ્હારો ભગવાન" અને બીજો કહે "મ્હારો." પંચે ઇન્સાફ કર્યો કે "રથ કોઇએ હાંકવો નહીં. બેલ જેને ઘેર જઇને ઉભા રહે તેનો એ ભગવાન" એટલે બળદો બોડાણાને ઘેર જઇને ઉભા રહ્યા. એ ઉપરથી બોડાણાના ભગવાન એમ જાહેર થયું. બોડાણાએ પોતાના ઘરમાં વેદી કરી તે ઉપર સંવત ૧૨૨૧ ના કાર્તિક શુદિ ૧૫ ને ગુરૂવારે બ્રહ્મનક્ષત્રમાં ભગવાનને પધરાવ્યા.

ત્યાર પછી ભગવાને ઋણછોડ એવું નામ ધારણ કર્યું. ઋણ એટલે કરજ અને છોડ એટલે છૂટવું, અથવા મુક્ત થવું. બોડાણાના ભક્તિરૂપી કરજમાંથી મુક્ત થવા ડાકોરમાં પધરામણી કરી, માટે ઋણછોડ કહેવાયા. હવે દ્વારકામાં બીજે દિને સવારમાં ગુગળી બ્રાહ્મણો જઇને જોય છે તો ભગવાન ગેપ, એટલે બોડાણા ઉપર વ્હેમ ગયો કે નકી તે લુચ્ચો આપણા ભગવાનને લઇ ગયો હશે. એમ ધારી પોતાની મદદે કાબા લોકોને લઇ તેઓએ બોડાણાની પુંઠ લીધી, ત્યારે બોડાણાએ હરિને સ્મર્યાઃ—

વ્હાલીડા ચડજો વ્હારેરે, કપાશે બંધન કયારેરે,—બળવંત બેલી
વ્હાલાજી મ્હારા, નથી આ વેળા કોઇ મ્હારૂંરે,
છે શરણુ એક તમારૂંરે........................ બળવંત બેલી
વ્હાલાજી મ્હારા, તમે છો દીન કેરા બંધું,
શામળીઆ ગુણના સિંધુરે......................બળવંત બેલી

ત્યારે શ્રી ભગવાને બોડાણાને કહ્યું કે "દ્વારકાંથી ગુગળી લોકો શોધ કરતા કરતા ત્હારી પાછળ આવ્યા છે, તો લડાઇ થશે, માટે તું મને ગોમતીમાં પધરાવી દે, અને પછી ગોરસ લઇ તેમની સામે જા. ત્હારો સ્થૂલ દેહ ત્યાં જતાં જ પડી જશે, અને તું મ્હારી ઇચ્છાથી સ્વર્ગમાં જઇશ." તેમના વચનથી બોડાણો શ્રી ભગવાનને ગોમતીમાં પધરાવી પોતે ગુગળીઓ સામે ગયો. (આ વખતે ભગવાને ગોમતીમાં પધરામણી કરી તે ઉપરથી તે રણછોડ કહેવાયા. કારણ કે રણમાંથી ન્હાસી ગોમતીમાં સંતાયા.) એટલે બધા ગુગળીઓ "ચોર આવ્યો, ચોર આવ્યો" એમ કહેતાંની સાથે ઉભા થયા, અને તેમનામાંથી કોઇ એકે મૂર્ખતાથી ઉતાવળો થઈ તેના તરફ તીર ફેંકયું. તે ભગવાને તેના દેહમાં પ્રવેશ કરી ઝીલી લીધું, અને બોડાણો સ્વર્ગમાં ગયો. તેના સહોદરે તેના દેહને અગ્નિદાહ દીધો. ગુગળીઓ ત્યાર પછી બોડાણાને ઘેર ગયા. ડાકોરના લોકોને ખબર પડી કે દ્વારકાંના ગુગળીઓએ ભગવાનની મૂર્તિ માટે બોડાણાને મારી નાંખ્યો છે, અને હવે તેની સ્રીને મારશે, માટે બોડાણાનું વેર લેવા, અને તેની સ્રીનું રક્ષણ કરવા, તેમની સામે લડવાને તૈયાર થઇ જવું જોઇએ, એવો વિચાર કરી તેઓ પણ શસ્રોથી સજ્જ થઇ લડાઇ કરવા આવ્યા. અન્યો અન્ય યુદ્ધ ચાલ્યું, ત્યારે ગંગાબાઇને ખબર પડતાં તે બહાર આવી, અને ગામના લોકોને તથા દ્વારકાંના ગુગળીઓને સમજાવી યુદ્ધ બંધ રખાવ્યું. ત્યારે ગુગળીઓએ પુછયું કે "શ્રી ભગવાન કયાં છે?" ગંગાબાઇએ કહ્યું કે "ગોમતીમાં છે." એટલે તેઓ ગોમતીમાં પડયા. તો ગોમતીનું જળ લાલ દીઠું. તે ઉપરથી પોતાના ભક્તને લાગેલો તીરનો ઘા ભગવાને ઝીલી લીધો હતો એમ તેમને પણ ખાત્રિ થઇ. પછી શોધતાં શોધતાં જળમાં મૂર્તિ હાથ આવી જે તેઓ બહાર કાઢવા માટે ઉંચકવા લાગ્યા, પણ કોઇથી ઉપડી નહીં, ત્યારે બધા મળીને ઉંચકવા લાગ્યા તોપણ ભગવાન ઉપડયા નહીં, ત્યારે તેઓ બહાર આવ્યા, અને એવી ટેક લીધી કે શ્રી ભગવાન બહાર આવે નહી ત્યાંસૂધી આપણે અનાજ ખાવું નહીં. એમ કરતાં તેમને અગીઆર ઉપવાસ થયા ત્યારે ગંગાબાઇને ખબર પડતાં તેણે શ્રી હરીને સ્મર્યાઃ—

### કવ્વાલિ.

અરે! ઓ, કાનુડા કપટી, મને આ શું સતાવો છો!
કરી છે લાંઘણો બહુ મેં, સતીવ્રત શું છોડાવો છો!

પમાડો શાંત વિપ્રોને, અરજ મ્હારી સુણો હેતે,
આવી સ્વપ્ને કહ્યું કહાને, કહ્યું કર તૂં હવે પ્રીતે;
લઇ વાળી તું સોનાની, વજન કાંટે તું કર મ્હારૂં,
થશે તત્કાળ વજન હલકું, સતીવ્રત જાય કયમ ત્હારૂં;
**મગનલાલે** કરી કર જોડ, વાહ્ ગિરિધારી જય રણછોડ,
કળા કંઇ અકળ છે ત્હારી, જય બલિહારી શ્રી રણછોડ. મ. દ. ખ.

"મહારાજ હવે તો હદ થઇ. બ્રાહ્મણોને અગીઆર અગીઆર ઉપવાસ થયા. તેમનું દુઃખ જોઇ હું દુખી થાઉં છું. માટે કૃપા કરો તો સારૂં, નહીં તો હવે મારે પણ તેઓની માફક અનાજ ખાવાનું નથી." ગુગળીઓને બાર ઉપવાસ થયા, ત્યારે ભગવાને ગંગાબાઇને સ્વપ્નામાં આવી કહ્યું કે "મારે દ્વારકાં જવાની મરજી નથી મારા બદલામાં મારા વજન જેટલું સોનું તું ગુગળીઓને આપ, એટલે તે લઈ તેઓ પાછા જશે." એટલે ગંગાબાઇએ કહ્યું "પણ મહારાજ! મારા ઘરમાં સોનું બિલકુલ છે નહિ, તો તમારા વજન જેટલું સોનું હું કયાંથી કાઢું?" ત્યારે ભગવાન કહે "ત્તારી પાસે જરા પણ સોનું છે કે નહિ?" ગંગાબાઇએ કહ્યું કે "ફક્ત એક વાલની સોનાની વાળી છે" ત્યારે ભગવાન કહે "તે વાળી બસ છે. તે લાવી તેના બરોબર મને તોળજે" એ ઉપરથી ગંગાબાઇએ ભગવાનના વજન જેટલું સોનું લઇ દ્વારકાં પાછા જવાનું બ્રાહ્મણોને કહ્યું. ગુગળીઓ લોભાયા અને તેટલું સોનું લેવાનું કબૂલ કર્યું. ડાકોરના તથા દ્વારકાંના લોકો ભેગા થયા, અને તોલ કરવાનો કાંટો બાંધ્યો. ગંગાબાઇ એક હાથમાં વાળી અને બીજા હાથમાં પાળી લઇને આવી. એવી ધારણાથી કે જો આટલા માણસોની સમક્ષ આબરૂ રહે તો સારૂ છે, નહીં તો પેટમાં પાળી ખોસીને મરી જવું. ગંગાબાઇએ એક ત્રાજવામાં ભગવાનને ગોમતીમાંથી લાવી મુકયા, અને બીજામાં તુળસીનું પત્ર તથા વાળી મુકી, તો બધાના આશ્ચર્ય વચ્ચે ભગવાન જે ત્રાજવામાં હતા તે ઉંચું ચડી ગયું, અને વાળી હતી તે ત્રાજવું નીચે બેસી ગયું. તેના વિષે નીચે મુજબનું પદઃ—

નાથ તમે તુળસીને પત્રે તોળાયા, એવા ગુણરે ગોવિંદના ગવાયા—
નાથ તમે૦
બોડો રાણો બહુ નામીને સેવે તો, ભક્ત હરીના કહેવાયા,
શ્રી પુરૂષોત્તમ પોતે પધાર્યા તો, ડાકોરમાં દર્શાયા—નાથ તમે૦

લીંબડા તળે પ્રભુ વાસો રહ્યા તો, એક ડાળ મીઠું કીધું,
કર અડકાડી કડવાસ કાઢ્યો તો, પ્રગટ પારખું દીધું—નાથ તમે૦
પાછળ ગુગળી શોધવા આવ્યા, અધવચથી અટકાવ્યા,
વાવમાં વ્હાલો આપે બિરાજ્યા, સાન કરી સમજાવ્યા—નાથ તમે૦
ગંગાબાઈની વાળી મંગાવી, વાલ સવાએ તોળાયા,
બ્રાહ્મણને ભોંઠાપણુ આપ્યું તો, દાસને વશ કહેવાયા—નાથ તમે૦
ગુજરાત મધ્યે વ્હાલે રચીરે દ્વારકાં, વેદ પુરાણે વંચાયા,
બાઈ મીરાં કહે પ્રભુ ગિરધરના ગુણ, ચાર ખુંટમાં ગવાયા—નાથ તમે૦

---

નાથ કેસે ગજકો બંધ છોડાયો, એહી અચરજ મોહે આયો,
ગજ ઓર ગ્રાહ લડત જળ ભીતર, લડત લડત ગજ હાર્યો;
જવપુર સૂંઢ રહી જળ ઉપર, તબ હરિ નામ પુકાર્યો—નાથ.
શબરીકે બોર, સુદામાકે તાંદુલ, રૂચી રૂચી ભોગ લગાયો,
દુરજોધનકો મેવો હિ તાગ્યો, ભાજી વિદૂર ઘર પાયો—નાથ.

ત્યારે ગંગાબાઇએ ગુગળીઓને કહ્યું કે "ભગવાનના વજન કરતાં સોનું વધારે થયું છે, તોપણુ તમોને બ્રાહ્મણ જાણીને આપી દઉં છું. તો તે લઇને પાછા દ્વારકાં જાઓ." ત્યારે ગુગળીઓ સમજ્યા કે ભગવાનનીજ દ્વારકાં આવવાની ઇચ્છા નથી. માટે આપણે સોનું પણુ ન લેવું, અને ભગવાનને લીધા વિના દ્વારકાં પાછું પણુ જવું નહિ. પછી રાતમાં ગુગળી લોકોના સ્વપ્નામાં આવીને શ્રી ભગવાને કહ્યું કે "તમે હઠ કરો નહિ. તમારી ભક્તિથી હું સંતુષ્ટ છું. તમે ગભરાઓ નહિ. દ્વારકાં પાછા જાઓ અને સાવિત્રી વાવમાં મ્હારી પુરાણી મૂર્ત્તિ છે, તેને આજથી દશ મહિના પછી શરદ પૂનેમની રાત્રે તેમાંથી કાઢી મંદિરમાં પધરાવજો તે પણુ મારીજ મૂર્ત્તિ છે." આ ઉપરથી ગુગળીઓ દ્વારકાં પાછા ગયા, અને ભગવાનના વચન પ્રમાણે શરદ પૂનેમ સુધી રાહ નહિ જોતાં તેજ વખતે મૂર્ત્તિ સાવિત્રી વાવમાંથી કાઢી. એટલી ઉતાવળ કરી તેને લીધે મૂર્ત્તિ તળીઆમાં ખડબચડી તથા કાચી રહી ગઈ. જે હાલ દ્વારકાંમાં છે તે તેજ છે.

રણુછોડરાયના ચુસ્ત ભકતો દર પુનેમે શ્રી ડાકોર પગે ચાલીને દર્શન કરવા જાય છે. તેઓ નેમધારી કહેવાય છે. તે સંબંધમાં ભજનઃ—

નેમધારી, નેમધારી, નેમધારી, પુનમીઆ નેમધારી,
ગોરની ગોદડી ફાડી, પુનમીઆ નેમધારી—ટેક.

વડોદ્રાના વડા પુનમીઆ, આવે છે નર ને નારી—પુનમીઆ નેમધારી.
એક પૈસાની સાકર ધરાવે, પછી છોકરાંને વહેંચવા કાઢે, ,,
અમદાવાદના વડા પુનમીઆ, લાવે છે ઘોડા ને ગાડી; ,,
શેરે પાશેર ઘી નાંખીને પછી, ઉતારે મુંચીઓ મારી, ,,
ચરોતરના વડા પુનમીઆ, બેસે છે ઢેબરાં કાઢી, ,,
ગોમતીમાં નાહી પછી કાછડા રે વાળે, પછી ડોશીઓને ચગદી મારી ,,
નરસિંહના સ્વામી રસિક શિરોમણી, શ્રી રણછોડરાય બલિહારી. ,,

દર અષાડી બીજને દિને ઠાકોરજીનો વરઘોડો મોટા ઠાઠમાઠથી મંદિરમાંથી નિકળે છે, તે ગામને ફરતી બે ગાઉની પરિક્રમા કરીને લક્ષ્મીજીના મંદિરમાં થઈ પાછો ફરે છે. દર શુક્રવારે નાનો વરઘોડો ચઢે છે. માણેકઠારી પુનમનો ત્યાં મોટો મેળો ભરાય છે. તે વખતે નિર્મળ ચંન્દ્રમાની શુભ્ર ચંન્દ્રિકા પોતાની શ્વેત ચાદર પૃથ્વી પ્રદેશપર પાથરીને આ મહોત્સવાનંદની શોભામાં વધારો કરે છે, અને આજુબાજુના ગામોના તથા અમદાવાદ, ભરૂચ, સુરત, વડોદરા, મુંબઇ વગેરે મોટા શહેરોમાંથી પણ અસંખ્ય યાત્રિકો તથા કેટલીએક ભજન મંડળીઓ આવે છે, તે વખતે ડાકોર સર્વ કોમના યાત્રિકોથી ખળભળી રહે છે, ચાલવાની સુદ્ધાં જગા રહેતી નથી. મુંબઇની ફેશનના ફેલાવાથી, મોજશોખ કરવા સાથ યાત્રાના લાભાર્થે આવેલા નવકૌતૂહલી તરૂણ યુવકો, કોઇ ચાહવાળાની દુકાને ચાહની લહેજત સિપતા, તો કોઇ મસાલાની પાનપટ્ટીથી અધરને રક્ત કરતા, સુવાસિત તેલથી બહેકતા પોતાના મનોહર કેશ કલાપના વિભાગથી સુંદર ભાંગ પાડી, રંગ બેરંગી ફેશનબલ કટના ખમીસો પહેરી, ધુમ્રપાનના ગોટમાં સ્નાન કરી સુગંધ લેતા, બેંગલોરી ટોપીઓ વાંકી પહેરી પોતાના જાની મિત્રોની સોબતમાં મ્હોબતની દિલલગી કરતા, એ શોખિન જીવડાઓ શહેરમાં આમ તેમ લહેરમાં લટાર મારતા માલમ પડે છે. અધુરામાં તેમનો શોખ પૂરો કરવા તે પ્રસંગે નાટક મંડળી પણ આવી ચઢે છે. આવા વખતે કોઈના હૃદયમાં ધનના લોભનો ઉન્માદ થાય છે, કોઇ પ્રેમનો ભિક્ષુક થઇને રોદન કર્યા કરે છે, તો કોઈ પરમાત્મામાં લુબ્ધ થઇ રહે છે.

પ્રિય વાંચક! આપણે આપણા વિષયને બાજુ મુકી આડા ઉતરી ગયા માટે ચાલો પુનઃ સ્વસ્થાને આવીએ. એ મંદિરમાં સ્ત્રી પુરૂષ વર્ગ જે ભજનો કરે છે તે મ્હેં તત્રૈવ ઉતારી લીધાં હતાં, તેમાંનાં કેટલાં-એક તો અગાઉ આવી ગયાં છે. તદુપરાંત બીજાં નીચે પ્રમાણેઃ—

આપણે રામ સભામાં જઇએરે, આપણે સંતોની સેવા કરીએરે,
પાપીને પડછાએ ના રહીએરે, એનાથી છેટા ને અળગા રહીએરે;
હળવે હળવે હરજી મારે મંદિરે આવોરે, મ્હારા વ્હાલા મંદિરે આવોરે,
હાંરે ભૂલી, ભૂલી, ભૂલીરે, મ્હારા ઘરનો ધંધો ભૂલીરે;

તમે નામ નારાયણનું'રે લેતા ડરશો નહિ,
જો ડરતા હો તોરે ભજનમાં આવશો નહિ;
પેલા સંસારી કહે છેરે ભગતડા ભૂંડા છે,
તમે બેઠા ન જાણુશોરે ભજનમાં બેઠા છે;

તાળી પાડીને રામ રામ રૂડા બોલજોરે, તમે અંતરના પડદા ખોલજોરે,
હાંરે મારે એરે પુરૂષનું કામ છેરે, જેનું રાય રણછોડજી નામ છેરે;
નટવર નાગર ગુણના સાગર, તરાવી દેજો ભવના સાગર,
તાળી પાડી મીરાંબાઇ નાચ્યારે, એણે હ્રદય કમળમાં રાખ્યારે;
તાળી પાડી નરસિંમેતો નાચ્યારે, એને વૈકુંઠ પુરીમાં રાખ્યારે,
હરિજન ભેગાં થઇને આવોરે, લીજીએ જનમ ધર્યાનો લાવોરે;
મંડળી ભેગા હરિ ગુણ ગાઇએરે, ફરી જનમ મરણ નવ આવેરે.

ચાલો જઇએ દર્શન કરવા, ડાકોરમાં ઠાકોર બિરાજે છે,
દીનોનાથ દયાળ દામોદર, દર્શનથી દુઃખ ભાંજે છે;—ટેક.
પહેલું દુઃખ બ્રહ્માનું ભાંગ્યું, શંખાસુરને મારીને,
શંખ નારાયણ બેટમાં બેઠા, વેદ લાવ્યા ચાર વાળીને;
કચ્છપરૂપે સાગર મથિયો, ચૌદ રત્ન બહાર કાઢીને,
અમૃત તો અમરોને પાયું, વિખ પાયું વિખધારીને;
કૃષ્ણ સ્વરૂપે કંસને માર્યો, ગોકુળમાં ગૌ ચારીને,
મોરલીમાં મહા મોહ પમાડયા, ત્રણ લોક નર નારીને;
બુદ્ધા રૂપે જગન્નાથજી, જગમગ જ્યોત બિરાજે છે...દીનોનાથ

અકળ કળા નવખંડમાં વ્યાપી, ઘટઘટમાં તમો રમી રહ્યા,
ડાકોરમાં ઠાકોર બિરાજ્યા, બોડાણાપર કરી દયા;
ગંગાબાઇના ગુણ વધાર્યા, સવા વાલથી ઓછા થયા,
ભક્તિ જાણી સારંગપાણી, ગુગળી પાછા ઘેર ગયા;
માખણિયો આરો છે સારો, લીંબડો મીઠો લાગે છે......દીનોનાથ

ઉંચું દેવળ ઉંચું શીખર, ધોળી ધજા ફરફરે,
જે દરવાજે નોબત વાગે, રત્નાગર ત્યાં ગડગડે;
ગોમતીનીરે સંગમ તીરે, સંઘ આવી ત્યાં પડાવ પડે,
આઠે દહાડે શુકરવારે, વાલમનો વરઘોડો ચડે;
રણછોડ રસિયો સૌમાં વસિયો, સૌને માથે ગાજે છે......દીનોનાથ

ઉત્તર દક્ષિણ પૂર્વ પશ્ચિમના, લોક દર્શને આવે છે,
મોટા મોટા સંઘવી થઇને, સંઘ ડાકોરમાં લાવે છે;
નયણે નિરખું હયડે હરખું, રૂપ ઉપર જાઉં બલિહારી,
શંખ ચક્રને પદ્મ બિરાજે, ગદા ધરી છે ગિરધારી;
શાકર માખણ તુલસિની માળા, રાય રણછોડને ચડાવે છે,
ઇચ્છારામના સ્વામી અંતરજામી, ભક્તને લાડ લડાવે છે.....દીનોનાથ

શ્રી રણછોડરાયજી પ્રથમ ડંકનાથ મહાદેવ પાસે બિરાજતા હતા, પછી લક્ષ્મીજીનું મંદિર થયું ત્યાં બિરાજ્યા, બાદ દક્ષિણના તાંબેકર કુટુંબના સ્માર્ત બ્રાહ્મણ ગૃહસ્થને સ્વપ્ન થવાથી તેણે સને ૧૭૭૮ માં હાલનું મંદિર બંધાવી વેદોક્ત વિધિ પ્રમાણે પ્રતિષ્ઠા કરી તેમાં ભગવાનને પધરાવ્યા. મંદિરના નિર્વાહ માટે ડાકોર અને કંજરી ગામો તે વખતના રાજ્યકર્તા પાસેથી મેળવ્યા, જે અદ્યાપિ પર્યન્ત તેમને હસ્તગત છે. તાંબેકરે તપોધન, ખેડાવાળ, અને શ્રી ગોડ બ્રાહ્મણોને પૂજારી તરીકે દાખલ કર્યા ને તેમની પાસે સેવક દાખલ લખત કરાવી લીધા, અને ત્રવાડી મેવાડા બ્રાહ્મણોએ ગોર તરીકે ધંધો ચલાવી યાત્રાળુઓને લાવી મંદિરનો મહિમા વધાર્યો, ને ઉપજ વધવા લાગી. વખત જતાં સેવકો મંદિરના માલેક થવા લાગ્યા, તેથી તાંબેકરે સને ૧૮૮૦ માં સેવકો ઉપર મંદિરની રકમ માટે મુંબઈની હાઇકોર્ટમાં દાવો માંડયો, તેમાં કેટલાએક ગોરોને પણ સામેલ કર્યા. કોરટે ચુકાદામાં મંદિર સાર્વજનિક ઠરાવ્યું (લૉ. રિપોર્ટ ૧૨ પૃ. ૨૪૭). મંદિરની મિલકત સેવકોપાસથી લઇ રીસીવર નેમ્યા. નિજમંદિરમાં જવાને યજમાનો પાસે કર લેવાતાં ગોરોને

સેવકો સાથે ટપાટપી થવા લાગી, એટલે ગોરોએ પણ દાવો માંડયો. તે દરમ્યાન સેવકોએ કોરટના ચુકાદા સામે વિલાયત અપીલ કરી. ( લૉ. રી. ૨૪. પૃ. ૫૦ ) પણ ફાવ્યા નહિ. છેવટે સ્કીમ નકી થઈ ( લૉ. રી. ૧૫ પૃ. ૧૩ ). વહિવટ કરવા માટે કમિટી નેમાઇ. કમિટિના નિયમો સામે અપીલ થતાં તા. ૨૨–૯–૧૯ ને દિને હાઇકોર્ટના જડજ હેવર્ડ સાહેબે ચુકાદો આપ્યો. વલ્લભાચાર્ય જેઓ શ્રી રણછોડજી ડાકોરમાં પધાર્યા પછી ૩૦૦ વર્ષ બાદ જન્મ્યા છે માટે ' તેમના વંશજોની સેવા પધરામણી પ્રથમ કરવી વગેરે ' નિયમ કાઢી નાંખ્યો, અને ઠરાવ્યું કે (૧) આ મંદિર કોઇપણ સાંપ્રદાયિક નહિ હોવાથી "વૈશ્નવ" ને બદલે "ભક્ત" શબ્દ દાખલ કરવો ( ૨ ) નિજ મંદિરમાં જવાનો ટેકસ લેવો નહિ. ( ૩ ) ગોર સેવકના હકમાં ત્રવાડી મેવાડા ગોરના લાભમાં ઠરાવ થયો. ( ૪ ) મંદિરનો હિસાબ જાહેરમાં બહાર પાડવો. હાલમાં કમીટીમાં મેસર્સ મંગળદાસ ગિરધરદાસ તથા પુરૂષોતમદાસ ઠાકોરદાસ છે. ગામોની ઉપજ નિપજનો વહિવટ સરદાર ગોપાળરાવ મનોહર તાંબેકર કરે છે, અને મંદિરના મેનેજર જીવાભાઇ છે. ડાકોરમાં મહા પ્રભુજીની બેઠક, ત્રિકમરાય, કલ્યાણરાય, બદ્રીકેદારના મંદિરો, ગોમતીજીમાં બાંધેલા ઠાકોરજીનાં પગલાંનો લાખોટો, સાધુઓના મઠો, અખાડા, ગૌશાળા, બોડાણાનું નવું તથા જીર્ણોદ્ધાર કરેલું મંદિર, મહા પ્રભુજીનું ભોંયરામાં જુનું આસન તથા લક્ષ્મીજી અને મીરાંબાઇનાં મંદિરો છે. રણછોડરાયના મંદિરમાં ધર્મ પુસ્તકાલય છે. અત્રેના ગોર આગતાસ્વાગતામાં કુશળ, ગરીબ, અને સંતોષી છે, દ્વારકાના ગોરોની પેઠે દુરાગ્રહી નથી. યાત્રિકોની સગવડ માટે વલ્લભનિવાસ, વસનજી મનજીની, ભાડભુજાની, વલ્લભદાસ જેરામની તથા બીજી ધર્મશાળાઓ છે. યાત્રા પ્રસંગે યાત્રાળુ દીઠ એક આનાનો કર લેવાય છે, ચરણ સ્પર્શના ચાર આના, રાજભોગના રૂ. ૧૬ પડે છે. એકંદરે બીજાં યાત્રાનાં સ્થળો પેઠે જુલમ નથી.

શ્રી રણછોડરાયનું મંદિર વિશાળ છે, અને તેનું શિખર પણ ઉંચું છે, જેની એક બાજુના ભાગને થોડાં વર્ષપર વિદ્યુતના પતનથી ઇજા પહોંચી હતી, પણ પાછળથી તેની મરામત કરવામાં આવી હતી. શ્રી રણછોડરાયની મૂર્તિ બહુ મ્હોટી છે, અને તે વળી એવા ઉંચ સ્થાનપર ગોઠવવામાં આવી છે કે ગોમતીની પાયરીઓપર ઉભા રહીને પણ તેનાં દર્શન થઇ શકે છે. એ મૂર્તિ એવી તો દિવ્ય અને મોહક છે, અને તેનું

લાવણ્ય અને સૌન્દર્ય એટલું તો હૃદયહારી છે, કે એક દૃષ્ટિએ શ્રદ્ધાપૂર્વક નિહાળનારને તેમના મુખારવિંદમાં બાળકથી તે વૃદ્ધ વય સુધીના ભિન્ન ભિન્ન અલૌકિક સ્વરૂપની અવનવી ઝાંખી થયા વગર રહેતી નથી. વળી તેમનો પરતો એવો તો સાક્ષાત્ છે કે ઘણા તેની માનતા લઇ આશાફળીભૂત થયે સંતુષ્ટ થાય છે. યાત્રા પ્રસંગે એટલી તો ગડદી થાય છે કે રેલવે સત્તાધીશો ભારખાનાના ડબા જોડીને સ્પેશ્યલ ટ્રેનો દોડાવે છે, તેમાં પણ બકરાની પેઠે યાત્રિકો પુરાય છે, એટલો રણછોડરાયનો મહિમા છે. ઉપરોક્ત ભજન મંડળીઓ રસ્તામાં પોતપોતાના ઝુંડ મચાવી વચમાં દીવો મૂકી આખી રાત્ર ભજન કીર્તન એવા ઉમંગથી કરે છે કે તેની અંદર તલ્લીન થઇ જાય છે. એવી ગરદીમાં પણ ગામડીઆઓ બળતો હુકો હાથમાં રાખી, ધકકો લાગવાની દહેશત વગર, ગડાકુ ગડગડાવતા સ્વાદ લે છે. ઝાંજ તાલ, કિરતાલ, પખાજ, મૃદંગ વગેરે વાદ્યોથી એ પવિત્ર સ્થાન એટલું તો ગાજી રહે છે કે તે વખતે તો જાણે શ્રી રાધાકૃષ્ણને રમવાનું રમણીય ધામ થઇ રહે છે. શ્રી રણછોડરાયની આવી ઝાંખીનો અમુલ્ય અલભ્ય લાભ આ લેખકને પણ કેટલાએક વર્ષો થયાં પ્રતિવર્ષે બે અગર એકવાર તો મળે છે, અને તેથી અનિર્વચનીય અવર્ણનીય આનંદની સીમા રહેતી નથી, એ ખરેખર રણછોડીયાની કૃપા નહિ તો બીજું શું? બોલો! શ્રી રણ–છોડ રાયકી જય! પ્રિય વાંચક! બોલજે હો! તને પાપ નહિ પડે.

**દ્વારિકાં**—તા. ૫–૧–૧૯૦૬ આજ સવારે એક વસ્ત્ર સ્નાન કરી પાંડવ ઘાટપર માંગલિક શ્રાદ્ધ, તીર્થ શ્રાદ્ધ, બ્રહ્મભોજન વિગેરે કરાવ્યું. સરાવવામાં શુકલ નરોતમ જગજીવનના કાકા હતા. સંવત ૧૮૬૪, સને ૧૮૦૮ માં યાત્રાળુઓ પાસેથી લેવાતો કર ખાસ ક્ષત્રિઓ માટે શેઠ સુંદરજીએ માફ કરાવ્યો હતો. (જુઓ પૃષ્ટ ૨૦૦) તા. ૬ ઠી ને દિને સહવારના વહેલા ઉઠી સ્નાન કરી શ્રી દ્વારકાધીશને કેસરસ્નાન કર્યું. બેટ દ્વારકામાં સરકાર તથા બ્રાહ્મણો વચ્ચે તકરાર ચાલે છે. દ્વારકાધીશને જે જાહેર રીતે ભેટ થાય છે તે સરકાર લઈ જાય, ને ખાનગી હોય તે પૂજારી લે છે. અત્રે બે હવેલીઓ છે. દ્વારકાનાથ, કલ્યાણજી, ત્રીકમજી, શંકરાચાર્યની ગાદી, તથા વાસુદેવ ગોમતીજીના મંદિરોમાં સામગ્રી ધરી, તથા શ્રી કલ્યાણેશ્વરના મંદિરમાં શ્રી કલ્યાણરાયના ચર્ણ સમીપ ચાંદીનું પત્રું મઢાવી ભગવાનને અર્પણ કર્યું. તેનાપર નીચે પ્રમાણે લેખ કોતરાવ્યો:–

"કલ્યાણરાયને અર્પણ કરનાર મુંબઇના બ્રહ્મક્ષત્રિયં *મગનલાલ, તસ્ય પિતા રાવસાહેબ દલપત્તરામ પ્રાણજીવન ખખ્ખર જે. પી., માતૃશ્રી દેવકોરમા, સ્વર્ગસ્થ પત્ની અ. સૌ. મહાલક્ષ્મી, વિદ્યમાન †પત્ની અ. સૌ. મણિગૌરી, ભગિની તુલજાગૌરી, સ્વર્ગસ્થ પુત્ર *બચુભાઈ, તથા સ્વ. પુત્રી બચીબાઇ. સં. ૧૯૬૨ સને ૧૯૦૬."

તા. ૭ મી—આજે અત્રે ગાયકવાડ સરકારના સરસુબા રાવ બહાદુર સમર્થ સાહેબ પધારેલા હતા. તેમને સીવીલ ઇજનેર સુંદરલાલ ગોરા સાથે મળવા ગયા. તેમની સાથે કેટલીએક વાતચિત યાત્રા સંબંધી થઇ હતી. વળી અત્રેના વકીલ આણંદજી, તથા રાજ્યકુંવરબાઇ, તથા સ્ટીમરના એજન્ટ હરિપંથ જોગલેકર વગેરે મિત્રમંડળે પોતાને ત્યાં લઇ જઈ સારો સત્કાર કર્યો હતો. આજે સવારના સ્ટીમર કોલામાં રવાના થયા, તે પોરબંદર સાંજના પાા વાગે પૂગ્યા. અત્રેની ખાડી ખરાબ છે. પવન પણ તોફાની હતો. અમને સામે લેવાને ભાટીઆ શેઠ સુંદરજી પ્રેમજી, ક્ષત્રિ ખેતસી વલભજી સોનેજી, તથા કેશવજી શામજી વગેરે આવ્યા હતા. ક્ષત્રિ ખેતસીને ત્યાં ઉતર્યા.

પોરબંદર—અત્રે હિંગળાજ માતા, ગિરધરલાલ મહારાજની હવેલી, સુદામાનું મંદિર, કેદારેશ્વર, ક્ષત્રિઓની માત્રીમાતા વગેરેનાં દર્શન કર્યા. નાગર વકીલ હરીલાલ કલ્યાણરાયને પણ મળ્યા. કેદારકુંડમાં સ્નાન કર્યું. આ કેદારેશ્વર મહાદેવને સુદામાજી સાથે લેતા આવ્યા છે. એકંદરે પોરબંદરમાં કોઇ જાતની સગવડ દુર્ભાગ્યે બિલકુલ મળી નહિ. તેથી ગમ્યું પણ નહિ. તા. ૯ મીએ બે ટાંગા કરી નરસિંગનું મંદિર, રાજવાડી, નાગનાથ, રામ ટેકરી, રાજમહેલનો બગીચો એટલા સ્થળે જઇ આવ્યા. પછી સાંજના વિપ્ર હીરજી પ્રભાશંકરને ત્યાં પયપાનનો સત્કાર કરવામાં આવ્યો. બીજે દિને માત્રી માતાને ચાંદીની લોટી ભેટ ધરી. દ્વારકાંથી

---

† એ દ્વિતીય પત્ની અ. સૌ. મણિગૌરી હતભાગ્યે સં. ૧૯૭૫ના આશ્વિન વદિ ૩ ઉપરાંત ૪ ને રવિવાર તા. ૧૨મી અકટોબર ૧૯૧૯ને દશરથ ચતુર્થીને દિને વૈકુંઠવાસ પામી છે. * હાલમાં મી૦ મગનલાલને અગીઆર વર્ષનો હસમુખલાલ ઉર્ફે બાવાજીરાજ નામે એક પુત્ર છે, તેને યજ્ઞોપવીત આપવાની ક્રિયા માધવ બાગમાં સં. ૧૯૭૪ના વૈશાખ વદિ ૫ ગુરૂવાર તા. ૩૦-૫-૧૯૧૮ને દિને કરવામાં આવી હતી. તેનો જન્મ શાકે ૧૮૩૧ સં. ૧૯૬૬ના પોષ શુદિ ૧૫ મંગળવાર તા. ૨૫-૧-૧૦ ને દિને થયો છે.

પોરબંદર ૩૦ ગાઉ છે. હાલમાં આગગાડી થવાની હીલચાલ ચાલે છે. પગ રસ્તે ચોરનો ભય વધારે હોવાથી સ્ટીમર રસ્તે મુસાફરી કરવી સારી છે. પોરબંદર પાસે એક ડુંગર છે, તેમાં સફેદ પથ્થરની ખાણો છે. માત્રી માતાની પૂજા વગેરે મંદિરનો વહિવટ ક્ષત્રિ મહાજન તરફથી થાય છે. અસલ તેમાં મૂર્ત્તિ નહોતી, પણ ચિઠ્ઠી નાંખ્યા પછી જ્યારે માતાએ હા પાડી ત્યારે ક્ષત્રિઓએ એકઠા મળી મૂર્ત્તિની પ્રતિષ્ઠા ત્યાંના તે વખતના દિવાન મણિરાય અજીતરાયની હજુર સ્વારીની ધામધુમ સાથ કરી છે. નાગરો પણ તે દેવીને બહુ માને છે. પોરબંદરમાં ઉતરવાને ધર્મશાળા બહુ સારી છે. અત્રે સુદામાજીનું મંદિર બહુ સુંદર નવેસરથી બાંધ્યું છે. આ શહેરને સુદામાપુરી કહે છે. તે એક યાત્રાનું ધામ છે. સુદામાજી તથા તેમના પત્નીનાં ચરણ સ્પર્શ કર્યાં. સુદામાજીના મંદિરની બહાર ચોર્યાશીનો ફેરો છે, એટલે ભૂલભુલામણી જેવું કરેલું છે, તેમાં યાત્રાળુઓ ફરે છે. સુદામો જો કે રંક હતો પણ તે ભગવાનનો લંગોટીઓ બાળમિત્ર હોવાથી તેનાપર તેમનો અથાગ પ્રેમ હતો. જુઓ પૃષ્ઠ ૪૪થી ૪૬.

મીલને સુદામાજી આયે, સુદામાજી આયે,
જાકર કહિયો સમાચાર, મીલને સુદામાજી આયે—ટેક.
મુઠ્ઠી એક તાંદુલ લાયે, લીને બગલ છુપાય..........મીલને
ફાટે તુટે બસ્તર પેને, જાનો બાબાજુકે મહેલ......મીલને
હસહસ પૂછે રાની રૂકિમની, કોન દેશ તુમ્હારો કોન ગામ...મીલને
બાલપનકે મિત્ર હમારે, ભનતે એક ટંકશાલ........મીલને
ફાટી તુટી ઝુંપડી હમારી, ગુન ગાયે દયારામ..........મીલને

**ગાયત્રી મંદિર**—અત્રેના હીરજી પ્રભાશંકર જોશી ગાયત્રીના ઉપાસક હોવાથી ગાયત્રી માતાનું મંદિર પોરબંદરમાં બાંધવા તત્પર થયા, અને તે માટે મરહુમ મહારાણા ભાવસિંગજી પાસેથી લંકેશ્વર મહાદેવની જોડે એક જગાનો ટુકડો સરીયામ રસ્તાપર બક્ષિસ મેળવ્યો. ત્યાર પછી મંદિર બાંધવા ઉઘરાણું કરવા તેઓ મુંબઇ આવ્યા. મને પણ મળ્યા. ગુજરાત, કાઠીઆવાડ, કચ્છ, અને દક્ષિણમાં કયાંય પણ ગાયત્રી માતાનું મંદિર નહિ હોવાથી હું પણ એ કાર્યમાં સામેલ થવાને ઉત્કંઠિત થયો. મુંબઇમાંથી તેમજ રાજા રજવાડામાંથી સહાયતા મળી ને અર્ધું મંદિર બંધાવ્યું, ફરતી વંડી ચણાવી, ને ગાયત્રી માતાની આરસની મૂર્ત્તિ મુંબઈના એક કુશળ કારીગરદ્વારા બનાવરાવી. તેની પાસેના પૃષ્ટપર છબી



શ્રી. ગાયત્રિ દેવી—સ્થાન સુદામાપુરી.

M D. Khakhar.

આપી છે. એ રીતે ગાયત્રી માતાની તથા મુરલીધરની એમ બે મૂર્તિઓ પેક કરાવી પોરબંદર વહાણુમાં રવાના કરી. તે દરમ્યાન પોરબંદરમાં એડમીનીસ્ટ્રેશન થયેલું હોવાથી સરકારની સત્તા રાખવાનો અગર જગાનો કબજો સોંપી દેવાનો હુકમ આવ્યો. તે બાબત પોરબંદર વારંવાર જવું પડતું. ત્યાં હેન્કોક, ઓબ્રાયન સાહેબોને જાતે મળ્યો. છેલ્લે દિવાન આણંદરાવ નાગર એટલે ગાયત્રીના ઉપાસક હશે એમ જાણી પોરબંદર જઈ તા. ૧૧-૩-૧૯ મંગળવારને દિને તેમને મેં જાતે મળી અરજ કરી, પણ અમલના દોરમાં દાદ સાંભળે કોણ? તકદીર આગળ તદબીર લાચાર. આશા તો નિરાશા થઈ. તોપણ અમો રાજમાતા રામબા સાહેબને મળ્યા, છેવટ હાલમાં મહારાજા નટવરસિંહજી રાણાસાહેબ ગાદીનશીન થયા છે, તે પોતે કુશળ રાજકર્તાની આશા આપે છે, તેમને (૧૯૨૦ના મે માસમાં) મળ્યા તો અમારી હજારો નિરાશામાં એક આશાનું કિરણ દૃષ્ટિગોચર થયું. હવે ભાવી પોતાનો ભાવ શું ભજવે છે તે જોવાનું છે.

**પોરબંદરથી ઉપલેટા**—તા. ૧૦. આજ સવારના ૩ાા વાગે ઉઠી પોરબંદરના સ્ટેશને ગયા, ત્યાંથી રેલવેમાં બેઠા. ગાડી પાાા વાગે ઉપડી. રસ્તામાં સત્પર સ્ટેશન આવે છે. ત્યાંથી એક ગાઉને છેટે બીલેશ્વર મહાદેવ છે, ત્યાં બીલગંગા છે. ત્યાં ઘણા લોક જાય છે. ઉતરવાને ધર્મશાળા સારી છે. ઉપલેટાની ટીકીટના ૦ાા~ પડે છે. ત્યાં અમે દશ વાગે પૂગ્યા. ત્યાં ક્ષત્રિ મીઠા કેશવજીના પુત્ર જુઠાભાઈને ત્યાં ઉતર્યાં. એનું મોટું કુટુંબ છે. પોતે ભલા છે. અમારી બરદાસ્ત બહુજ ભાવથી તે લોકોએ કરી. ઠંડી બહુજ હતી. નાકા બહાર ભાદર નદી છે. પણ તેમાં કૂવો છે, તેનું પાણી ચાર પાંચ ફીટપર નજીકમાં છે, હવા સારી છે. માત્રી માતા પાટણવાવપર આવેલા ડુંગરપર છે, જે અત્રેથી ત્રણ ગાઉ છેટે છે. તા૦ ૧૧-૧-૧૯૦૬ને દિને સવારના સાત વાગે ગાડું કરી રવાના થયા. રસ્તામાં ચોરની ધાસ્તી રહે તેથી જોખમ રાખવું નહિ. ત્યાંનો મહંત ભગવાનપુરી લખમણપુરી પાટણવાવમાં રહે છે. આ ડુંગરને ઓસમનો ડુંગર કહે છે. રસ્તામાં નીલકંઠ મહાદેવ, સમઢીઆળુ ગામ વગેરે આવે છે. રસ્તામાં એક ગાઉ પછી ભાદર નદી, મોજ, તથા ગાડરીઓ એમ ત્રણ નદીઓનો સંગમ આવે છે, તેને ત્રિવેણી કહે છે. ત્યાં પાણી સૂકાઈ ગયાં હતાં, તો પણ જ્યાં પાણી હતું ત્યાં સ્નાન કર્યું. અમે ૧૦ વાગે સવારના તળેટીએ પૂગ્યા. ડુંગરપર ચઢવાને ઠેઠ લગી ૫૭૩ પગથીઓ સારી બાંધી છે. ડુંગરપર કલકત્તાના ક્ષત્રિ જેઠા ધનજીએ

પોતાના ગત પુત્રની યાદગીરીમાં ધર્મેશ્વર નામનું શિવાલય બંધાવ્યું છે. તેનાં દર્શન કર્યાં. તેની જોડે તળાવ પણ તેણેજ બંધાવ્યું છે. પણ હાલમાં પાણી ન હોતું. પછી ધાબા આવે છે, એટલે નાની ધર્મશાળા જેવી ઇમારતોના ઓટલા તેને ધાબા કહે છે. અત્રે ગામોગામના ક્ષત્રિઓનો મેળો પ્રતિ વર્ષે શ્રાવણ વદી ૦) ને રોજ ભરાય છે, ત્યારે આ બધા ધાબા માણસોથી ભરાઇ જાય છે. તેની મોટી ધામધુમ ત્રણ દિવસ સુધી રહે છે. તે વખતે ગોંડળ દરબાર જેના તાબાનો આ મુલક છે, તેના તરફથી પોલીસ વગેરેનો બંદોબસ્ત સારો રાખવામાં આવે છે. એક ધાબો ક્ષત્રિ જેઠાએ મરામત કરી બંધાવ્યો છે. વળી એક ધાબો ઘણા વર્ષોની વાત ઉપર મારા મામા **જેરામના** પિતા **ભાવનગરના ક્ષત્રિ ઓધવજી ખેતસીએ** બંધાવેલો છે, તેનો તેનાપર લેખ છે. આજુબાજુએ ધાબા છે, ને વચમાં ખુલ્લો ચોતરો છે, જ્યાં પંચ બેસીને ગામેગામના કજીઆઓનો ફેંસલો કરે છે. ધાબાની બહારની બાજુએ દુકાનદારો બેસે છે. ધાબાથી નીચે ઉતરતાં માત્રી માતાનું સ્થાનક આવે છે. માતાનો ચહેરો ભવ્ય, દેદિપ્યમાન, અને તેજસ્વી છે. એ સાક્ષાત્ મૂર્ત્તિના ચક્ષુનું તેજ એટલું તો વિલક્ષણ છે, કે તેની સામે એકાગ્ર નજરે ઘણીવાર સુધી જોવાઇ શકાય નહિ. તે મંદિરની અંદર ડુંગરનો ઝરતા પાણીનો ખાડો છે, જેનું પાણી કોઈ કાળે ખૂટતું નથી. પાણી આઇસ જેવું થંડુ ને મીઠું સાકર જેવું છે. માતાને ચુંદડી, નાળીયેર, તથા કડાઇ કરી પ્રસાદ લીધો. માતાના મંદિરની પેલી બાજુ નીચાણમાં ટપકેશ્વર મહાદેવ છે, જેનું મંદિર હવે તદ્દન ખંડેર જેવું થઇ ગયું છે. માતાનો પૂજારી બાવો બહુજ ભલો છે. અમે ૧॥ વાગે નીચે ઉતર્યા, ને ઉપલેટા પહોંચતાં ૫ વાગ્યા. ઉપલેટા એક ન્હાનું ગામ છે, તો પણ વેપાર સારો છે. મુસલમાનની વસ્તિ વધારે છે. અત્રે ધાબળીઓ સારી થાય છે.

**ઉપલેટાથી વેરાવળ**—તા૦ ૧૨ મીએ ઉપલેટા સ્ટેશનથી વેરાવળ જવા માટે ગાડીમાં બેઠાં, ટીકીટ રૂ. ૧૫. ઉપલેટાથી એક સ્ટેશન મુકયા પછી ધોરાજી આવે છે. ત્યાં (સદ્દગત) વકીલ ક્ષત્રિ કરસનજી હીરજી જગડ સ્ટેશનપર મળવા આવ્યા, અને ખબર અંતર પુછી, ભાતું આપી ગયા. તેની પ્રકૃતિ સારી રહેતી નથી. જેતલસર જંકશન સવારના ૧૧ વાગે પૂગ્યા. અત્રે ગરબડ ઘણી થાય છે, માટે હુશિઆરી રાખવાની ઘણી જરૂર છે. આ સ્ટેશને અત્રેના સ્કૂલ માસ્તર મી૦

નવરંગલાલ હરિદાસ નાગર ગૃહસ્થ મળવા આવ્યા. તેમણે સગવડ કરી અમને બેસાડયા. જૂનાગઢ સ્ટેશને ક્ષત્રિ દામોદર હીરજી જગડના પુત્રો હિમ્મતરાય (સદ્દગત), તથા હરિરાય ભાતું લઇ આવ્યા, તેમને ત્યાં વળતાં ઉતરવાની કબૂલાત આપી. સાંજના ૪॥ વાગે વેરાવળ ઉતર્યા. ત્યાં નજીકમાંજ સરકારી ધર્મશાળામાં ઉતર્યા. ગામ અત્રેથી એક મૈલ છેટું છે. મુસલમાનની વસ્તિ વિશેષ છે. શાક પાન ઠીક મળે છે. અત્રે ભૂજના દિવાન ચુનીલાલ સારાભાઇના જમાઇ કૃષ્ણલાલ છગનલાલ કસ્ટમ આફીસર છે તેમને મળ્યા. તેમજ મુંબઇના જ્યોતિષિ શિવલાલ મુરારજી અધ્યારૂનું ઘર છે, ત્યાં પણ ગયા હતા.

**ભાલકાતીર્થ**—તા. ૧૩. અત્રેથી એક મૈલને છેટે ભાલકાતીર્થ છે. જ્યારે કૃષ્ણ ભગવાન પીપળા હેઠે બેઠા હતા, ત્યારે ભીડ ભંજન મહાદેવ (જે રસ્તામાં આવે છે) ત્યાંથી પારધીએ જાણ્યું કે આ હરણ બેઠું છે, એટલે તાકીને બાણ છોડયું. ત્યાં પદ્મકુંડ તથા પ્રગટેશ્વર મહાદેવ છે. એક નાના મંદિરમાં ફક્ત એક ફૂટ ઉંચું વડનું ઝાડ છે, તેને જ્યારે છઠું પાંદડું ઉગે છે કે જુનું પાંદડું ખરી જાય છે. એ રીતે પાંચનાં પાંચ પાંદડાં રહે છે. આજ સાંજના પ્રભાસપાટણ જવા નિકળ્યા. તે એક ગાઉ થાય છે. અમો સાંજના પૂગ્યા, ને મુંબઇના ઠા. વસનજી નંદજીની ધર્મશાળામાં ઉતર્યા.

**પાટણ**—તા. ૧૪મી. આજે મકરસંક્રાંત હતી. ત્રિવેણી જે અત્રેથી ૫ા મૈલ છેટે છે ત્યાં સ્નાન કર્યું. સોમેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. સોમનાથ મહાદેવ એક જ્યોતિર્લિંગ ગણાય છે, અને ૧॥ ફીટ ઉંચું છે. ત્રિવેણી ઉપર ત્રિવેણી માતાનું સ્થાનક છે, તથા બીજાં પરચુરણ મંદિરો છે. થોડે છેટે મહાપ્રભુજીની બે બેઠક ત્રિવેણી ઘાટ ઉપર છે. ત્યાં બીજા ઘાટ છે. એક પીપળો છે જ્યાં ભગવાને દેહોત્સર્ગ કર્યો છે. શંકરનાં દેવળો ઘણાં છે. તા. ૧૫ મીને સોમવારને દિને સોમનાથ મહાદેવમાં રૂદ્રી કરાવી. હિરણા, સરસ્વતી, અને કપિલાનદીનો સંગમ તેને ત્રિવેણી સંગમ કહે છે.

**સોમનાથ**—અસલનું સોમનાથનું દેહેરૂં બહુ મોટું છે. પણ તે હાલ ખંડીએર છે, તે પણ જોવા જેવું છે. કહે છે કે અત્રે સોમૈયો નામે હિંદુ રાજા રાજ્ય કરતો હતો. તેના બે વજીર હતા. હમીર અને બેગડો. અસલ સોમનાથ મહાદેવનું લિંગ વચ્ચોવચ હતું. એ મંદિર

દરીઆ કાંઠે છે. એ મંદિરની આસપાસ વંડી દિવાન પુરૂષોતમ રાયજીએ કરાવી છે. સોમનાથના નંદીને મુસલમાનોએ ખંડિત કરી કટકા કર્યા છે. મહમદ પણ લિંગના કટકા કરી તેમાં રહેલું ઝવેરાત લઇ ગયો. લિંગના સ્થાનક પછવાડે પથ્થરની એક જબરી ધાણી હતી. જેના ચાકનો વ્યાસ આસરે ૧૪ ફીટ જેટલો હશે. તેના કટકા હજુ પડેલા છે. મંદિરની બહારની બાજુની દિવાલમાં ૩૩ કરોડ દેવતા મૂકેલા છે. દરરોજ સવારના એ સોમૈયો રાજા એક મુસલમાનને પકડી તેને ઘાણીમાં ઘાલી પીલતો. તેનું લોહી ખાળની નીક જે હજુ પણ દેખાય છે તેમાંથી નિકળતું, તે ખાળમાં પડતું, તેનો સોમૈયો ચાંડલો કરતો. એ રીતે ઘણા મુસલમાનો માર્યા ગયા. છેવટે એક છોકરાનો વારો આવતાં એક ફકીર તેની બદલીમાં ગયો, પણ તે કંઇ મૂવો નહીં. એ ફકીરને સ્વપ્નું આવ્યું કે મુસલમાન રાજા ચડી આવશે તે આ રાજાને મારશે, ને દેવળનું ખંડન કરશે. પછી સુલતાન મહમદ ચડી આવ્યો. લડાઇમાં એ મુસલમાનો હાથીપર લડાઈ કરતાં મરી ગયા. તે બન્ને જણા તથા એ હાથી તથા માવતના પથ્થરના પાળીઆ નાકા બહાર હજુ લગણ જોવામાં આવે છે. મહમદે જ્યારે ટંકારાથી લિંગને ટાંક્યું ત્યારે તેમાંથી ભમરા નિકળ્યા, ને વજીર હમીર તથા વેગડાને ઘોડા સાથે બાંધી ઘોડા દોડાવતા, તેની લાત ખાતા, રગડાવતા નાકા બહાર મારી નાંખ્યા. તેની દેહેરીઓ ધર્મશાળાના મોટા દરવાજા પાસે હજુ છે. અત્રેના (સદ્‌ગત) મુન્સફ મી० અનંતરાય નાનાલાલ બુચે મને એક માંગલોરી શાહનું પુસ્તક આપ્યું છે. તેમાં ઇતિહાસ છે, પણ તેમાં ઉર્દું શબ્દો ઘણા હોવાથી સમજાઈ શકાતું નથી. અત્રેના વહિવટદાર મી० જયસુખરાયને પણ મળ્યા. અત્રે અગાઉ વહિવટદાર મી० પ્રતાપરાય હતા, તેના પુત્ર મી० સારાભાઇએ આ મુસાફરી દરમ્યાન કેટલાએક ભલામણપત્રો આપ્યા હતા, તેનો ઉપયોગ સારો થયો. તેમનો મકરાણી છેસ્માઇલ અબદુલ્લા અમારી ત્હેનાતમાં સવારથી સાંજ રહેતો.

**સોમનાથનું નામ** કેમ પડયું તે વિષે સૂતના પ્રશ્નપરથી **શંકરે** કહ્યું છે કે પૂર્વે ૭ બ્રહ્મા થઇ ગયા, અને હાલ શતાનંદ નામના સાતમા બ્રહ્મા છે. તેના આઠમા વર્ષ સુધીમાં જે પ્રથમ મનુ થયા, તે મન્વંતરમાં જે ચંદ્રમા, લક્ષ્મી, કૌસ્તુભ વગેરે સમુદ્રમાંથી ઉત્પન્ન થયા, તે ચંદ્રે ચતુર્યુગ પર્યન્ત પૂર્વે મોટી તપશ્ચર્યા કરી તેથી હું પ્રસન્ન થયો, અને વર

માગવા કહ્યું ત્યારે ચંદ્રે કહ્યું "મહારાજ આ જગાએ ભૈરવનાથનું લિંગ છે, તેનું નામ સોમનાથ થાય, એમ મારા નામથી બીજા બ્રહ્મા થાય ત્યાં સુધી રહે." તે દિવસથી આ જ્યોત્તિર્લિન્ગનું નામ સચરાચર બ્રહ્માંડમાં સોમનાથના નામથી ખ્યાતિ પામ્યું. પ્રથમ બ્રહ્મા, વિરંચી, તથા દ્વિતીય બ્રહ્મા પિતામહના વખતમાં આ સોમનાથનું નામ મૃત્યુંજય હતું. ત્રીજા બ્રહ્મા સ્વયંભૂના વખતમાં અમૃતેશ નામ, ચોથા પરમેષ્ટિ બ્રહ્માના વખતમાં અમૃતેશ્વર, પાંચમા સુરજ્યેષ્ટ બ્રહ્માના વખતમાં કૃતિવાસા, હેમગર્ભ નામના છઠા બ્રહ્માના વખતમાં ભૈરવનાથ નામ હતું, અને હાલમાં શતાનંદ બ્રહ્માના વખતમાં સોમનાથ નાથ પડયું છે, આ પછી ચતુર્વક્ત્ર નામના બ્રહ્મા થશે ત્યારે એનું નામ પ્રાણુનાથ થશે.

**વેણુશ્વર મહાદેવ** તથા મધુસૂદન ભગવાનનાં મંદિરો અત્રે છે. વેણી નામની રાજકન્યા મહાદેવનું રોજ પૂજન કરતી. પોતાના ઘરમાંથી ભોંયરૂં ખોદાવ્યું તે મહાદેવના મંદિરમાં નિકળતું. એ વાટે જઈ રોજ લિંગની પૂજા કરતી. અસુરો તેના સ્વરૂપથી મોહ્યા, એટલે એક દિવસ તેની પાછળ દોડયા. પણ મહાદેવને તે બાઇએ અરજ કરી "તું મને બચાવ." એટલે વચમાંથી લિંગના બે કટકા થઈ ગયા, તેમાં તે સમાઇ ગઇ ને લિંગ સંધાઇ ગયું. પછી લિંગપર અસુરોએ બહુ પ્રહાર કર્યા તેમાંથી ભ્રમરાઓ ઘણા નિકળ્યા. તેના ડંખથી અસુરો ન્હાસી ગયા. તો પણ તેણીના માથાના વાળની જટા બહાર રહી ગઇ એવો દેખાવ હજુ ત્યાં છે. એ બનાવ ઉપરથી મહાદેવનું નામ વેણુેશ્વર પડયું છે. હાલમાં જે સોમનાથ મહાદેવ છે તે પાછળથી થયા છે. તેના લિંગની પ્રતિષ્ટા કરેલી છે. તે મુસલમાન રાજાઓના ભયથી ભોંયરામાં રાખેલું છે. તેના ઉપર અહલેશ્વર મહાદેવને અહલ્યાબાઇએ પ્રતિષ્ટા કરી મૂકયા છે. તે બાઇએ રૂપાનાં કમાડ કરાવી આપ્યાં છે. એ સોમનાથ મહાદેવનો વહિવટ વગેરે ગાયકવાડ સરકાર કરે છે. જોકે ગામ જૂનાગઢ તાબાનું છે.

**પાટણથી પ્રાચી**—તા. ૧૬મીને દિને સવારના ત્રિવેણીપર નારણબળી સરાવી, તથા બ્રહ્મભોજ કરાવ્યો. તે બધું કરતાં સાંજ પડી, ને ૭ વાગે પ્રાચી જવા નિકળ્યા. સાથે ઘોડાપર મકરાણી ઇસ્માઇલ હતો. સરસામન મુન્સફને ત્યાં મૂકયો. પ્રભાસથી પ્રાચી ૭ાા ગાઉ થાય છે. રાતના ૧૧ વાગે ૪ાા ગાઉપર ગોરખમઢી આવ્યા. ત્યાં શેઠ નરોત્તમ મુરારજી ગોકળદાસની સુંદર ધર્મશાળામાં ઉતર્યા. રખેવાળ બ્રાહ્મણ નામે

દામોદર હતો. તેણે બહુ બરદાસ્ત કરી. ટાઢ પણ સખ્ત હતી. તા. ૧૭મીની સવારના ૬ વાગે ઉઠી સરસામન ધર્મશાળામાંજ મૂકી, અમે રવાના થયા. તે ૯ વાગે પ્રાચી પૂગ્યા. ત્યાં પણ ઉતરવાને ધર્મશાળા સારી છે. ગોરખમઢીથી પ્રાચી ૨॥ ગાઉ થાય છે. યાદવો મૃત્યુ પામ્યા પછી શ્રી કૃષ્ણે તેમનો મોક્ષ કર્યો તે આ પ્રાચીનું સ્થળ છે. ત્યાં કુંડમાં સ્નાન તર્પણ કર્યું. પીપળાને પાણી રેડી પાંચ વાર પ્રદક્ષિણા કરી. કુંડમાં સ્નાન કરવાનો સરકારનો ચાર પૈસાનો કર લેવાય છે. પછી માધવરાય ભગવાન જે પીપળા હેઠે બિરાજે છે તેને શાકર નારીએળ ધરાવ્યાં, તથા ચરણ સ્પર્શ કર્યાં. તેના ચરણાર્વિન્દમાંથી જળ વહ્યા કરે છે, તે કોઇ વખત સૂકાતું નથી. દિવાન વિઠોબાએ તેનું સ્થાનક બંધાવ્યું પણ તે રહેતાજ નથી. ચિઠ્ઠીઓ નાંખી પણ હા પાડતા જ નથી. તેથી ઉઘાડા બિરાજે છે. વિઠોબા દિવાને અત્રે વિઠ્ઠલેશ્વર મહાદેવની પ્રતિષ્ઠા કરી છે. અત્રે વાંદરા ઘણા છે તેને ચણા નાખ્યા. ગોરખમઢીથી પ્રાચી સુધી રાતના મુસાફરી કરવી નહિ, કારણ કે અત્રે વાઘ વરૂનો ભો બહુ છે. કાર્નાકી સાહેબ અત્રે ગીરના જંગલમાં શિકાર કરવા આવ્યો ત્યારે વાઘે તેને ફાડી ખાધો. પ્રાચીને પીપળે પાણી રેડીને પાછા ફરતાં “ ચાલો ચાલો ” એમ બોલવાની મનાઈ છે, કારણ કે એમ કહેવાથી પિતૃઓ પાછા આવે છે. અમે ત્યાંથી ૧૧ વાગે નિકળ્યા તે ૧ વાગે ગોરખમઢી પાછા આવ્યા.

**ગોરખમઢી તથા મૂળ દ્વારકાં**—વિપ્ર દામોદરે રસોઇ ઉત્તમ કરી રાખી હતી તે જમ્યા. અત્રે ગોરખનાથ ગુફામાં છે. મચ્છેંદ્રનાથની મૂર્ત્તિ બહાર છે. આ ગામ મહંતનું છે. તેણે અત્રે એક મોટી મેડી બાંધી છે, તેમાં રહે છે. ગોરખમઢીથી ૩ ગાઉપર આજોઠા, જે મૂળ દ્વારકાંને નામે ઓળખાય છે તે આવે છે. ત્યાં મહાદેવનું મંદિર છે. ત્યાંથી પ્રભાસ રાતના ૭ વાગે મુન્સફને ઘેર આવી પૂગ્યા, ત્યાં ગોર ગણેશને વિદાયગિરી આપી. અત્રે જ્યારે ક્ષત્રિ શેઠ સુંદરજી શિવજી ૨૦૦ માણસના રસાલા સાથે આવ્યા હતા, ત્યારે તેમાં સારસ્વત બ્રાહ્મણો પણ હતા. જે પ્રાપ્તિ ગોરને થઇ તેમાંથી ત્રીજો હિસ્સો તેમણે સારસ્વતોને અપાવ્યો. હજુ કોઇપણ સારસ્વત બ્રાહ્મણ સાથે આવે છે તો ત્રીજો હિસ્સો ગોર તે સારસ્વતને આપે છે. અમો રાતના ૯ વાગે વેરાવળ આવી ધર્મશાળામાં ઉતર્યા.

**જૂનાગઢ**—તા. ૧૮ મી. ટીકીટ રૂ. ૦॥. સવારના ૬ વાગે આગગાડીમાં બેઠા તે ૯ વાગે જૂનાગઢ પૂગ્યા રાજકોટનો પોલીટીકલ

એજન્ટ જતો હોવાથી સ્ટેશન ઉપર મી૦ છગનલાલ હરિલાલ પંડયા મળ્યા. તેમણે પોતાને ત્યાં ઉતરવાનો બહુ આગ્રહ કર્યો. પરંતુ ક્ષત્રિય મી૦ દામોદર હીરજી જગડના પુત્રો હિમ્મતરાય, તથા હરિરાય અને માંગરોળના માજી વહિવટદાર મી. દયાળજી વગેરેનો પ્રથમથીજ અતિ આગ્રહ હોવાથી અમો તેને ત્યાંજ ઉતર્યા. સાંજના મી૦ છગનલાલે દરબારી ગાડી મોકલી તેમાં બેસી સરદાર બાગ તથા મેહેલ અને તેનું સંગ્રહસ્થાન જોઇ આવ્યા. વળતાં નૃસિંહ મેહેતાનો ચોરો તથા તેનું ઘર, તથા ભગવાન અને નૃસિંહ મેહેતાની મૂર્તિનાં દર્શન કર્યાં. ભાઇ દામોદરદાસ તો આફ્રિકા ગયેલા હોવાથી જૂનાગઢમાં હતાજ નહિ.

**ગિરનાર,** તા. ૧૯—સવારના ૮ વાગે દરબારી શિગ્રામમાં ગિરનાર જવા નિકળ્યા. અશોકનો લેખ એક નાના ઘર જેટલા મોટા પથ્થરમાં કોતરેલો છે. તે એક બાંધેલી જગામાં મૂકેલો છે, તે જોયો. વાઘેશ્વરીનું દેવળ છોડી આગળ ચાલતાં પલાશીની નદીનો પૂલ તથા ગિરનારનાં પગથીયાં જે બ્રહ્મક્ષત્રિય શેઠ સુંદરજી શિવજીએ બંધાવ્યાં હતાં તે આવ્યાં. નવેસરથી સઘળું રીપેર કીધું હોવાથી શેઠનો લેખ કાઢી નાંખ્યો છે. ઉત્તરભણી છેલ્લું કુમારપાળનું દેવળ આવે છે. આસરે એકસો વર્ષ ઉપર એ પડી ગયું હતું. લેખ ઉપરથી જણાય છે કે બ્રહ્મક્ષત્રિય શેઠ હુંસરાજ જેઠાએ તે ફરીથી ચણાવ્યું. ગિરનારની તળેટીથી ગામ ૨૫ મૈલ છે. અશોકનો લેખ મૂકી આગળ ચાલતાં દામોદરકુંડ, રેવતીકુંડ, તથા મરઘીકુંડ આવે છે. ગિરનારનાં પગથીઆં ચડતાં પહેલાં દરવાજો આવે છે. જ્યાં માણુસ દીઠ પાંચ પાંચ પૈસાનો કર લેવાય છે. સામાન ઉંચકવાને મજૂરો મળે છે. દરેક ડોળીના રૂ. ૫) પડે છે. અમારાં વયોવૃદ્ધ માતૃશ્રી દેવકોરબા પણ વગર ડોળીએ ઉપર ચડયાં હતાં. ગિરનારનાં કુલ આસરે ૮,૫૦૦ પગથીઆં છે. અમે બાર વાગે ઉપરકોટ જ્યાં જૈન દહેરાં છે, ત્યાં આવી પૂગ્યા. રસ્તામાં ગોપીચંદની ગુફા, રામ લક્ષ્મણ વગેરેનાં દર્શન આવે છે. ઉપર જતાં ગોમુખ તથા કુંડમાં આચમન કરી મહાદેવનાં દર્શન કર્યાં. બાવાઓ જગેજગે ધુણી સળગાવી બેઠેલા માલમ પડે છે. એકાદ વાગે અંબાજીના દેહેરાંએ પુગ્યા. પથ્થરચટ્ટી મુકામે ગયા ત્યાંથી બે વાગે પાછા ફર્યા. માતાને ચુંદડી. ઘી, નાળીએર, ભોજન થાળની ભેટ વગેરે કર્યા. અત્રે મ્હારા પિતાશ્રી ઈ. સ. ૧૮૩૨માં એટલે આજે ૪૫ વર્ષની વાત ઉપર રાજકોટના મરહુમ ઠાકોર સાહેબ બાવાજીરાજ

જેમના પોતે વિદ્યાગુરૂ થતા હતા તેમના લગ્ન પ્રસંગે કચ્છથી ૩૦ માણ સોના રસાલા સાથે રાજકોટ ગયા હતા. સાથે મ્હારા પુજ્ય માતુશ્રી પણ હતાં. ત્યાંથી રા. રા. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદના કૃપાવંત આગ્રહથી જૂનાગઢ અને ગિરનાર જોવા ગયા હતા. ગિરનારની સઘળી ટૂંકો તથ જગાઓ પોતાના સઘળા કુટુંબ તથા રસાલા સાથે ફરીને જોઈ. તેમને રા. નૃસિંહપ્રસાદે રાજ્ય તરફથી ડોળીઓ મોકલી હતી, પરંતુ તેમ મ્હારા વડિલ બંધવ **રવિશંકર** ઉર્ફે **છગનલાલ** તથા હું એમ બે જ બેઠા હતા. ભૈરવજપની પૂર્વે નીચાણમાં શેષાવન નામની રમણીય જગ આવે છે, ત્યાં ખાખી બાવાઓનો મઠ છે. તેઓ પર્વતપરની વન સ્પતિની દવાઓ જાણે છે. મ્હારા તીર્થરૂપ પિતાશ્રીને વાંસામાં સળકે નિકળ્યો હતો તે મટાડવા ઘણીએ દવા કરી, છેવટે એ બાવાઓન મહંતે એરંડેલ કરતાં વધારે જાડું અને ચીકણું તેલ એક ઝાડન કોરેલા (ઈંગુદી) ફળમાં ભરી આપ્યું, તે ઉતારે આવીને ફક્ત બેવાર ઘસતાં સળકો મટી ગયો, આલ્પ્સ પર્વતના સેંટ બર્નાર્ડના મઠ જેવો એ મઠ છે. આગળ ચાલતાં ગોરખનાથનાં દર્શન કર્યાં. ત્યાંથી આગળ ચાલત ગુરૂદત્તાત્રિ ગયા. ત્યાં થોડેક સૂધી ઘણો ઉંચો ચઢાણ આવે છે. ત્ય પગથીઆં પણ બાંધેલાં નથી, તેથી ચઢવું ઘણુંજ કઠિન છે. દત્તાત્રિન ચરણસ્પર્શ કરી તેની જોડે શંકરાચાર્યની મૂર્તિનાં પણ દર્શન કર્યાં, ને પાછા અંબાજી આવી પુગ્યા. ત્યાંથી પથ્થરચટ્ટી ગયા. ત્યાંનો બાવો જગા બાંધે છે તથા સદાવ્રત આપે છે. ત્યાંથી એક રસ્તો શેષાવન, તથા બીજો હનુમાનદાંડી જાય છે. ઉપર ચઢતાં સેવાદાસ બાવાની જગો આવે છે. ઉતરતાં ઉપરકોટના જૈનનાં દેહરાં બહુ સારાં છે તે જોયાં ઠાકોરને ખરા હીરા મોતીનાં ઘરેણાં પહેરાવ્યાં છે. ૧ાા કલાકમાં ગિરનાર ઉતરી તળેટીએ રાતના ૭ાા વાગે આવ્યા, ને ઘેર રાતના ૯ વાગે પહોંચ્યા.

**ઉપરકોટ**—તા. ૨૦ મીએ મી. છગનલાલ હરિલાલ પંડ્યાને ત્યાં જમવાનું આમંત્રણ હતું. ત્યાં જમીને તેજ દિવસે ઉપરકોટ, તથા નવાબની કચેરી, મહેલ વગેરે જોયાં. ઉપરકોટ તે અસલ જૂનાગઢ છે. પણ હવે તે પડી ગયો છે. ત્યાં કંઇ નથી. ગઢમાં પેસતાંજ હનુમાનની મોટી મૂર્તિનાં દર્શન કર્યાં. ત્યાં એક ભોંયરૂ છે, જ્યાં અસલ અણીના વખતમાં રાજા રાણી સંતાઇ રહેતા. વચમાં એક ઇમારત છે જે અસલ એક મહેલ હતો, પણ હાલમાં તો તે મસીદ છે. તેની પાસે એક કુંડી

છે જે ૨૦ ફીટ સમચોરસ છે. તેમાં રાજાઓનો અસલ કસૂંબો નિકળતો એમ કહે છે. પછી અડીચડીની વાવ આવે છે. આસપાસ ફરતો ગઢ છે તેમાં એક બારી છે. રા. ખેંગાર તથા રાણુકદેવીની વાર્તાનો બનાવ અત્રે થયેલો કહેવાય છે. આગળ ચાલતાં નોંઘણુ રાજાનો અવાવરો કૂવો આવે છે. તે બહુ ઉંડો છે. "અડીચડી વાવ ને નોંઘણીઓ કૂવો, એ ન જુવે તે જીવતો મૂવો." આગળ ચાલતાં હમણાનાં બાંધેલા ચારેક મોટાં તળાવ આવે છે, જેમાં પાણી થોડાં છે. તેમાં નળો મૂકેલા છે. તેમાંથી રાજમહેલમાં પાણી જાય છે. સાંજના સકરબાગ જોયો. તા. ૨૧ મીએ સવારના વહેલા ઉઠી રેવતી કુંડમાં આચમન તથા દામોદર કુંડમાં સ્નાન તર્પણ કર્યાં. મહાપ્રભુજીની બેઠક તથા બીજાં દર્શન કર્યાં. વળતાં વાઘેશ્રી માતાનાં દર્શન કર્યાં. (તા. ૨૨ મી.) આજે જેલ જોવા ગયા. તુરંગ જોવા સ્ત્રીઓને હુકમ નથી, એટલે હું મી. દયાળજી (માંગરોળ માજી વહિવટદાર) સાથે ગયો. યેરોડા જેલ જેવું છે. કેદીઓની સંભાળ સારી લેવાય છે. હવા—પાણીની સગવડ ઉત્તમ છે. ગાંડા કેદી માટે એલાહેદી જગા છે. સ્ત્રી કેદીઓ માટે જુદી ઓરડીઓ છે. તેના દરવાજા આગળ કોઇ જઇ શકે નહીં એટલું છેટું રાખ્યું છે. રાતના બધા કેદીઓને વચલી ઇમારતમાં રાખે છે. જેલમાં જવાને ૧।। ફીટ જેટલી સાંકડી જગા છે, એટલે એકાએક કોઈ ન્હાસી શકે નહીં. બહારથી ભોંયરામાં દિવાલ છે, ત્યાંથી ટાવર પર ચડાય છે. ત્યાં દરેક માળે રાતના સીપાઈ સૂઇ રહે છે. એ ટાવરપરથી ચારે મેર તે સીપાઈની નજર પડે છે. કંઇ ગરબડ થાય તો ખબર કરે છે, પહેલાં તો ચોગાનનો સીપાઇ રાતના અર્ધે અર્ધે કલાકે "ઑલ્સવેલ" બોલે છે. તેનો જવાબ વારા ફરતી અપાતો જાય, ને તેમાં જો કંઇ ભૂલ પડે તો શિક્ષા થાય. એ રીતે જેલ જોઇ વળતાં ત્યાંનાં જજ (બહેસ્તી) મી. ડોસાભાઇ ખરશેદજી ગાંધીને મળ્યા. રસ્તામાં મકરબો જેની કારીગરી ઉત્તમ છે તે જોયાં. અત્રે દિવાન (સદ્ગત) બેચરદાસ વિહારીદાસ જે પિતાશ્રીના મિત્ર થતા હતા, તેમને મળ્યા. તેમણે ઘણોજ ભાવ બતાવ્યો. ખબર અંતર પૂછી, અને જજ મી. ગાંધી, પ્રોફેસર મી. હોડીવાળા, તથા મણીલાલ જજ જેઓ તે વખતે ત્યાં હાજર હતા તેમની આગળ પ્રશંસા કરી, અને એક પોતાની છબી આપવા મી. છગનલાલને કહ્યું. ત્યાંથી હવેલીમાં દર્શન કર્યાં. અત્રે સ્વામીનારાયણનું મંદિર સારૂં નકસીવાળું બાંધેલું છે. ત્યાંથી નૃસિંહપ્રસાદ હરિપ્રસાદના

પુત્ર અને કૉલેજના મ્હારા સહાધ્યાયી રામપ્રસાદ ઉર્ફે રામાભાઇને બહુ હર્ષ સાથે ઘણે વર્ષે ભેટયા. તા. ૨૩–૧–૧૯૦૬. આજ સવારના વહેલા ઉઠી સ્નાન વગેરે કરી, જમીને સ્ટેશને ગયા, ને ૯ાા વાગાની ગાડીમાં બેઠા. અમદાવાદની ટીકીટ લીધી ( રૂ. ૩ાા~ ) મૈલ ૨૧૯. રામાભાઇ સ્ટેશનપર મીઠાઇ લાવ્યાં. જેતપર સ્ટેશને ક્ષત્રિ ત્રિભુવન ધર્મસિંહ મળવા આવ્યાં. લુણીધર સ્ટેશને મી૦ મગનલાલના સાળા મી૦ માધવજી આવ્યા. અમદાવાદમાં ત્રણેક દિવસ રહી અમારે ઘેર મુંબઇ આવ્યા. એ રીતે સાતેક મહિને અમારી તીર્થયાત્રા સંપૂર્ણ થઇ. અમદાવાદથી મુંબઇ ૩૧૦ મૈલ. રૂ. ૪ાાા~ ટીકીટના પડે છે.

**સિદ્ધપુર**—મ્હારા પૂજ્ય માતૃશ્રી દેવકોરમા સં. ૧૯૭૦ ના વૈશાખ શુદિ નૃસિંહ ચતુર્દશીને શુક્રવારે તા. ૮–૫–૧૯૧૪ને દિને ૭૩ વર્ષની પરિપકવ વયે વૈકુંઠવાસ પામ્યા. તેમની વર્ષી વાળવા અમો–મગનલાલ, તેમના પત્ની અ. સૌ. મણિગૌરી, ચીરંજીવી પુત્ર હસમુખલાલ ઉર્ફે બાવાજી-રાજ, ભગિની તુલજાગૌરી, તથા ગંગાકાકી–સહકુટુંબ સં. ૧૯૭૧ના ફાલ્ગુન વદિ ૩ તા. ૪–૩–૧૫ અને ગુરૂવારને દિને રવાના થયા, તે સિદ્ધપુર બીજે દિને સવારના પુગા. એ તીર્થને માતૃગયા કહે છે. એ સિદ્ધરાજનું ગામ હતું. હાલ એ ગાયકવાડને તાબે છે. એ ઔદિચ્ય બ્રાહ્મણોનું મૂળ સ્થાન છે. ૨૫૦૦ બ્રાહ્મણોની વસ્તિ છે. ત્યાંથી જુદે જુદે ગામ ફેલાયા છે. તેઓને ઉત્તરમાંથી મૂળરાજ સોલંકીએ બોલાવ્યા. અત્રે સરસ્વતી નદીમાં સ્નાન કરવાનું મહત્પુન્ય છે. અત્રે ઔદિચ્યોના ઇષ્ટદેવ ગોવિંદ માધવનું મંદિર દર્શનીય છે. વદિ ૫ નું તીર્થશ્રાદ્ધ કરી વર્ષી વાળી. ગામથી એક ગાઉને છેટે બિંદુ સરોવર અને કપિલમુનીનો આશ્રમ છે, જ્યાં ફાલ્ગુન વદિ ૭ ને સોમવારને દિને માતૃશ્રાદ્ધ કરાવ્યું. ત્યાં કરદમ ઋષિનો આશ્રમ હતો અને કપિલભગવાનની જન્મભૂમી છે. દેહુતિને તેના પુત્ર કપિલે જ્ઞાન આપ્યું તે "જ્ઞાન વાપી" વાવે છે, અત્રે સિદ્ધરાજે બંધાવેલા રૂદ્રમાળના થોડા સ્થંભો સિવાય હવે કંઇ રહ્યું નથી. તેમાં કોતરકામ છે તે અસલની શિલ્પકળા કેવા ઉંચ પ્રકારની હતી તેનો ખ્યાલ આપે છે. દામોદર તાપીદાસનું સરસ્વતીનું મંદિર, ગોપાળ અનાથાશ્રમ, કલૉકટાવર જોવા જેવા છે. વોરાઓનીવસ્તિ વિશેષ છે, દોઢ ગાઉપર વટેશ્વર મહાદેવનાં દર્શન કર્યાં. અલાઉદીન ખુનીએ એ રૂદ્રમાળ તોડી બ્રાહ્મણોને વટલાવવા કેદ કર્યા પછી સિદ્ધપુરની પશ્ચિમે વનમાં મહામાયાનું બહુચરાજીનું સ્થાન છે, ત્યાં તે આવ્યો, ને તેના લશ્કરે કુકડાઓ જે ફરતા હતા તેનો આહારમાં

ઉપયોગ કર્યો, તે સવાર થતાં દરેકના પેટ ફાડી કૂકડેકૂક કરતા બહાર નિકળી પડયા, એટલે અલાઉદીને બ્રાહ્મણોને છોડી મુકયા ને માતાને નમન કરી હિંદુધર્મનું ખંડન નહિ કરવાની પ્રતિજ્ઞા લઇ ચાલતી પકડી. અત્રેથી ફાગણ વદિ ૧૦ તા. ૧૦ બુધે સવારના નિકળ્યા તે મેસાણે થઇ સાંજે બહુચરાજી પુગ્યા. છેટું ૬૨ મૈલ. અમદાવાદથી સિદ્ધપુર ૬૪ મૈલ છે.

**બહુચરાજી**—આ સ્થાન અનાદિ છે. સ્ફટિકના ઉપર સુવર્ણનો ગાયત્રી મંત્ર છે તેની પૂજા દેવીરૂપે થાય છે, બાકી મહામાયાનું સ્વરુપ તો નિરંજન નિરાકાર છે. જ્યારે કારાગૃહમાં દેવકીજીને પુત્રીનો જન્મ થતાં કંસ મારવા આવ્યો તેવી તે વીજળી થઇ ઉડી ગઇ ને કહેતી ગઇ કે તને મારનાર શ્રીકૃષ્ણ ભગવાનનો અવતાર થઇ ચુકયો છે, તેજ મહા-માયાનું આ સ્થાન છે. બહુ ચરવાથી–પ્રવાસથી જગેજગ જુદે જુદે નામે વિખ્યાત થયાં છે. ભીષ્મપિતામહને મારવા અંબા બળી મુઇ તેનો શીખંડી થયો, અને પાંડવ કૌરવના યુદ્ધમાં શીખંડીના હસ્તે ભીષ્મનું મૃત્યુ નિર્માણ થયેલું, પરંતુ શીખંડી નપુંસક હોવાથી ભીષ્મની અસદ્‌ગતિ થાય, માટે પુરૂષત્વ લેવા આ સ્થાને શીખંડી આવ્યો. ત્યાં માનસરોવરપર ફરનારા યક્ષોમાંના એકે તેને પુરૂષત્વ ઉછીકું આપી પોતે થોડા વખત માટે નપું-સકત્વ લીધું. પોતાનું કાર્ય કરી પુરૂષત્વ પાછું આપવા શીખંડી અત્રે પુનઃ આવ્યો ત્યારે યક્ષના ગુરૂ મળ્યા તેમણે પુછવાથી સર્વ હકીકત કહી. પોતાના શિષ્યે આવું અપરોક્ષ કામ કરેલું જાણી તેને શાપ આપ્યો કે "જે થયું તે કાયમ રહેજો." જેથી હાલ પણ ત્યાં ફાતડાં હીજડા ઘણા છે. તેઓનું આ સ્થાન ગણાય છે. અત્રે કમાલીયાની વસ્તિ છે. કમાલી કરીને એક ભક્ત હતો તેના હિન્દુ મુસલમીન શિષ્યો હતા. મરતી વખતે તેને અગ્નિદાહ આપવો કે દાટવો તેનો ઝગડો જાગ્યો, એટલે કમાલિએ કહ્યું મારૂં કફન ઉડીને જે સંસ્થાપર પડે તેમ કરવું. તેના મૃત્યુ પછી કફન ઉડીને કબરપર પડયું. તેપરથી કમાલીયાનો ધર્મ હિન્દુ, પણ તેઓની મરણ ક્રિયા મુસલમાની થાય છે. વિક્રમરાજાએ પોતાની ઇષ્ટદેવી હરસિદ્ધિની ઉપાસના કરી પુરૂષત્વ અપાવી એક બ્રાહ્મણનું દુઃખ ભાગ્યું છે. અત્રે અસલ વરખોડીઆનું વન હતું, ત્યાં લૂટારાઓ વહેંચણી કરી માતાને ચોથાઇ આપતા. ગાયકવાડનું કડી પ્રાંતનું ચાણસમા તાલુકાનું આ સ્થાન છે. પાટણ અને વડોદ્રામાં બાબીનું રાજ્ય હતું. માનાજીરાવ ગાયકવાડને પાઠું થયું હતું. તેણે અત્રે આવી બાધા લીધી અને કુંડનો

ગારો લગાડયો તેથી પાઠું મટી ગયું, ને નિશ્ચય કર્યો કે "વડોદ્રામાં જો મારૂં રાજ્ય થાય તો આ દેવીના સ્થાનનો ઉદ્ધાર કરીશ." દેવીની આજ્ઞાથી તેમ થયું ને ગાયકવાડે મંદિર તથા તળાવ બંધાવ્યા, અને બેચર, શંખલપુર, ડોડીવાડા ગામો દેવીને અર્પણ કર્યાં. ફરતો મોટો કોટ છે તેને ત્રણ દરવાજા છે. અંદર બહાર બજાર છે. સરકારી બે ધર્મશાળા, બગીચો તથા માનસરોવર કુંડ છે. માતાજીના દેવળ સામે તેના ભક્ત વલ્લવ ભટજીના બે મકાન છે તેમાં પોતાનું સ્થાપિત શ્રીજીનું સ્થાન છે. ત્યાં માથાના વાળ ઉતરાવવાની બાધાના ૦।=, શ્રીજીને આંજી ચડાવવાનો ૦।, ગોળાખાંડ ધાતુથી છોકરાંને જોખવાનો ૦।, અને સાધારણ બાધાના ૦)= પડે છે. અત્રે અમદાવાદના મોતીલાલ હીરાભાઇની તથા બાપાલાલ બેચરદાસની તથા મુંબઇના નાનાલાલ મંછારામની ધર્મશાળાઓ સારી છે. એક ગાઉપર શંખલપુરમાં માતાજીનું આસન છે તેના દર્શન કર્યાં. બહુચરાજીથી વદિ ૧૨ તા૦ ૧૨ શુક્રવારના સવારના નિકળ્યા તે બપોરે વીજાપુર પુગ્યા, ને ત્યાંથી પગ રસ્તે મસી ગામમાં બાવાના આશ્રમે થઇ, આગલોડ પુગા, ને તા૦ ૧૩ ના બપોરના ત્યાંથી નિકળ્યા તે સાંજે દાવડ પુગા. ત્યાંથી ત્રણ ગાઉ અમાસને સોમવારે **સપ્તધારેશ્વર** ગયા. આ મહાદેવ સાબરમતીની અંદર કમરપુર પાણીમાં છે, અને તેનાપર સાત ધારા અહોનિશ પડતી હતી. હાલમાં ફક્ત ત્રણ પડે છે. ત્યાં રૂદ્રી તથા બ્રહ્મભોજ કરાવ્યો, ત્યાંની ધર્મશાળાનો જીર્ણોદ્ધાર હમણા થયો છે. ત્યાંથી પગે ચાલી ત્રણ ગાઉ જાદર સ્ટેશને (ચૈત્ર શુદ ૨ બુધ) આવી ૬૬ મૈલ અમદાવાદ આવ્યા ટિ. રૂ. પા।=. શુદી ૬ તા. ૨૨-૩-૧૫ના મુંબઇ આવ્યા.

**ચાંદોદ કરનાળી**—વિશ્વામિત્રીથી ડભોઇ થઇને ચાંદોદ જવાય છે. બીજી લાઇન મીયાગામથી જાય છે. સ્ટેશનથી ૧ મૈલ છેટું છે, તરમાં બેસીને સામે કાંઠે કરનાળી જવાય છે, જ્યાં શ્રાદ્ધ, તર્પણ, નારાયણબળિનો મુખ્ય મહિમા છે. એ ગાયકવાડને તાબે છે. ચાંદોદની મહેસુલ માંડવા ઠાકોર ખાય છે, પણ દિવાની ફોજદારી હક ગાયકવાડનો છે. અત્રેની રેવાજી નદી ભરૂચ આગળ જતાં નર્મદાજી કહેવાય છે. કથા છે કે શુકદેવજીને ગર્ભાશયમાંથી જ્ઞાન થયું કે આ સંસારમાં સાર નથી, એટલે પોતાની માતાના ઉદરમાંથી નિકળતાંવેંતજ ઓર ભર્યા શુક એટલે પોપટનો અવતાર લઇ નાઠા, ને તેમની પાછળ નદી ઉત્પન્ન થઇ વહેવા લાગી. ઓરસહ નાઠા એટલે ત્યાં ઓર નદી કહે છે, ને

આગળ જતાં રેવાજીને મળે છે ત્યાં ઓરસંગમમાં ન્હાવાનો મહિમા છે. શુકના પિતા વ્યાસજી પણ દોડયા ને તેમને ઘણું સમજાવ્યું કે પાછા ચાલો, પણ માન્યા નહિ. ખાવા પીવાનું પુછતાં કહયું કે જલનું પાન અને હવા કંદમૂળનો આહાર કરશું. વ્યાસ સમજી ગયા કે પુત્રને જ્ઞાન પ્રાપ્ત થયું છે. પિતા પુત્રના આશ્રમ ગામથી ૩ ગાઉ છેટે છે. પ્રથમ વ્યાસનું મુખ પૂર્વ દિશામાં હતું અને નર્બદાજી પાછળથી વહેતા હતા ૮૪,૦૦૦) ઋષિઓની અરજ ઉપરથી બાપ દીકરાની વચેથી રેવાજી વહેવા લાગ્યા, અને હાલમાં બનેના મંદિરો સામસામા છે. બીજી કથા એવી છે વ્યાસજીની સ્ત્રી મત્સ્યગંધા માછીની કન્યા હતી જેથી ઋષિઓએ તેમને ન્યાત બહાર મુકયા. તેનો નિકાલ આણવા એવી સરત કરી કે બાપ દીકરાની વચ્ચેથી નર્બદાજી વહેતો ન્યાતમાં લેવા. તે પરથી વ્યાસે દંડ ફેરવી ને નર્બદાજીને વચમાં લીધા. એટલે માહલેક ગામ જ્યાં મહાદેવ-જીનું સ્થળ છે ત્યાં પાણી જતાં રહ્યા. પણ વ્યાસે અંજલિ છાંટવાથી ત્યાં પાછાં પાણી થઇ ગયાં. એ સર્વ જગા વ્યાસજીનો બેટ કહેવાય છે. આ ધામો મેં બેવાર કરેલાં છે. એક વખત સં. ૧૯૭૩ના માર્ગશીર્ષ વદિ ૦) તા. ૨૪–૧૨–૧૬ને વાર રવિને દિને ભાટીયા શેઠ કરશનદાસ ઠાકરસી રવજીની સાથે સુરત ગયો. ત્યાંથી રાંદેર, કીમ, જઇ આવ્યા. પછી તા. ૨૭ થી તા. ૩૧ સુધી ચાંદોદ ગોર ત્રીકમલાલ ભુરાભાઇને ત્યાં રહ્યા. બીજીવાર ચાંદોદ થઇ કર્નાળી તા. ૧–૧૧–૧૭ ગુરૂને દિને ગયો. ત્યાં ગોર ભવાનિશંકર પ્રહલાદને ત્યાં ઉતર્યો, અને ત્યાંથી તા. ૩ જીને દિને નાંદોદ ગયો. કર્નાળીમાં કુબેરેશ્વર તથા સોમેશ્વર મહાદેવના દર્શન મુખ્ય છે ને સંતતિની માનતા લેવાય છે. ત્યાં મોરલી સંગમ ઘાટ આગળ અસ્થિ પધરાવવાનો મહિમા છે. ગોવિંદાશ્રમ બાવાઓનો મઠ, ઉઘાડ પગાની ધર્મશાળા, આશાપુરા તથા અંબામાતાના મંદિરો, જેનો ચૈત્રી પુનેમનો પ્રતિ વર્ષે મેળો ભરાય છે, ચાંદોદમાં શેષનારાયણનું મંદિર, પાનઘાટ, શેષશાયી ઘાટ, મલ્હારરાવ ઘાટ, તથા મહાપ્રભુજીની બેઠક, અને ચંડાદિત્ય તીર્થ છે. પાંચ ગાઉને છેટે અનસૂયા તીર્થ છે. ત્યાં સ્નાન કરવાથી કોડ જતો રહે છે. કર્નાળીથી તરમાં બેસીને સામે કાંઠે નાંદોદ સ્ટેટની હદ આવે છે. ત્યાંથી ૮ મૈલની પાકી સડકે નાંદોદ ગયો (તા. ૩–૧૧–૧૭). શહેર જોવા જેવું છે. ત્યાં હર્ષદમાતાનું સુંદર મંદિર તથા રાજાઓના ભવ્ય મહેલો જોવા જેવા છે. ત્યાંથી અંકલેશ્વર, નવસારી થઈ મુંબઇ આવ્યો.

**નાંદેડ**—મુંબઇથી મનમાર થઇને ત્યાંથી સાંકડા ગેજની રેલ્વેમાં જવાય છે, ત્યાં નિઝામ સરકારની હકુમત છે. છેટું મૈલ ૩૮૦, ટીકીટ રૂ. ૫)=. નાંદેડ ડિસ્ટ્રિકટ મ્હોટું છે. ગામ સ્ટેશનથી બે મૈલ છે. શીખ લોકોનું ગુરૂદ્વાર અત્રે હોવાથી યાત્રાના સ્થળ તરીકે તેમજ રૂઉના વેપારના મથક તરીકે નાંદેડ પ્રખ્યાત છે. નાશકની ગોદાવરી નદી અત્રે ૭૦૦ ફીટના પહોળા પટમાં વહે છે, અને અત્રે તેનું નાભીસ્થાન છે. ગુરૂ ગોવિંદને આ નદી તીરે તેના એક વણજારા સેવકે નગીના એટલે હીરા જડિત નંગ એનાયત કર્યું, ત્યાં ઘાટ બાંધ્યો તે નગીના ઘાટ. ત્યાં ગુરૂએ આસન લઈ તીર ફેંકયું તે હાલ ગુરૂદ્વાર છે ત્યાં જઇ પડયું. આ ગુરૂ ગોવિંદ શીખ લોકોના દશમાં અવતારના ભગવાન થઇ ગયા. આ મંદિર બહુજ રળિઆમણું છે, નિઝામ સરકારે દર સાલ રૂ. ૧૬,૦૦૦) ની આમદાનીના પાંચ ગામ ગુરૂદ્વારને અર્પણ કર્યા છે, ઉપરાંત રૂ. ૧૨,૦૦૦)ની આવક જુદી છે. મંદિરનો સર્વ ભાગ સંગેમરમરની લાદીઓથી જડેલો છે. નિજમંદિરનો ભાગ કઠોડાથી બાંધી લીધો છે જેમાં એ ધર્મની પાંચ મોટી મોટી કિતાબો રેશમી કપડાંથી વીટાળીને રાખવામાં આવી છે. જ્યારે કોઇને મનોરથ કરવો હોય ત્યારે ત્રણ રોજ રાત દિન અખંડ ધૃતની જ્યોત કરી પાંચ ગ્રંથોના પાઠ ભણાય છે. ત્રીજે રોજ ભંડારો કરે છે. ગુરૂ ગોવિંદજી અત્રે પંજાબથી આવ્યા છે ને જ્યોતિમાં તેમનું જ્યોત સમાયું છે. તેમની સમાધિને સિંહાસન કહે છે. ગુરૂજીના પુરાણા લડાઇના હથિયારો તરવાર વગેરે મુકેલા છે. એ સિંહાસનને હમેશ રાતના ૧ વાગે ગંગાસ્નાન કરાવે છે. સિંહાસન ઉપર ગુરૂજીનો રત્નજડિત મુકુટ ધરેલો છે, તેની નીચે ગુરૂજીની તસ્વીર મુકેલી છે, જેની હંમેશાં પુષ્પ ધૂપથી પૂજા થાય છે. આ મંદિરની સીલીંગ સુવર્ણની એવી તો સરસ છે કે તેનો નમુનો અમૃતસર સિવાય બીજે કયાંય નથી. મંદિરને સુવર્ણના શિખર અને ચાંદીના કમાડ છે. સુવર્ણનું એક નિશાન ૭૦ ફીટ ઉંચું છે જેનાપર ધ્વજા ફરકે છે. ગુરૂજીનો જન્મોત્સવ દર સાલ પોષ શુદિ ૭ નો થાય છે. શીખના બાળકને નામાભિધાનની ક્રિયા વખતેજ પાંચ કક્કા આપે છે. "કેસ, કચ્છ, કડા, કીરપાન (તરવાર) અને કંગા (કાંસકી)." અને તેને અમૃતજલ પીવાડે છે, એટલે તેનામાં લડાયક જુસ્સો આવે છે. ગુરૂ નાનકની પેશાવર તરફ સમાધિ થઈ તે વખતે જે ચાદર તેમને ઓરાડવામાં આવી હતી તેમાંથી અર્ધી હિન્દુઓએ અને અર્ધી મુસલમાનોએ લીધી. એ રીતે

બન્ને કોમનો તેના ઉપર ભાવ હતો. ફ્રોર્ટ પ્રેસ કંપની લી.ના સેક્રેટરી તરીકેના હોદ્દાપર કામ કરતાં આજે મને ત્રીશ વર્ષ થયાં. તે દરમ્યાન તેની શાખા ખોલવા અર્થે દૌલતાબાદ, ઔરંગાબાદ, જાલના, વિગેરે રૂના મથકોમાં ફ્રરી છેલ્લે નાંદેડ પસંદ કર્યું. તે આજે રૂના મથક તરીકે વિખ્યાત થયું છે. ત્યાં કંપનીનું કારખાનું નાખવા સને ૧૯૦૨ માં મારે જવું પડયું હતું. વેટીંગ રૂમમાં રહી, મેદાનમાં રસોઇ પાણી કરી લેતો. ત્યાંથી સિકંદરાબાદ, હૈદરાબાદ વારંવાર જતો, અને ત્યાંના સંધારેડી અને શંકરપલ્લી જેવા ગામડાઓમાં ફ્રરી, જગાનું નક્કી કરી, અત્રે ગામડીઆનું એકલાનું કારખાનું હોવાથી તે માતબર પારસીની સામે મહા મુસીબતે કારખાનું નાખ્યું. જો કે હવે તો ત્યાં ધણાં કારખાનાઓ અને બંગલાઓ થઇ ગયા છે. ઇન્સ્પેકશન ડયુટી ઉપર ત્યાં ધણું ખરૂં પ્રતિ વર્ષે મારે જવું પડે છે. ગુરૂદ્વારની તથા નાંદેડની સંપૂર્ણ તવારીખ તા. ૨—૫—૧૭ તથા તા. ૪—૧૧—૧૮ ના મુંબઇ સમાચારમાં મેં વિસ્તારથી આપેલી છે.

## શ્રી બદ્રીકેદારની કૈલાસ યાત્રા.

* બદ્રીકેદારની યાત્રાનો પંથ દોઢથી બે મહિનાનો છે. હરિદ્વારથી કેદાર ૧૪૯ મૈલ છે. કેદારનાથથી પાછા ફ્રરી ઉખીમઠ આવવું પડે છે. ઉખીમઠ મંદાકિનીને કાંઠે આવેલું છે. એની સામે પાર ગુપ્તકાશી આવેલું છે. અહીંથી બદ્રીનારાયણ જવાનો રસ્તો ફુટે છે. બદ્રીનારાયણ હૃષિકેશથી આસરે ૧૭૦ મૈલ છે. પણ કેદારનાથ થઇને ચકરાવામાં

* છેલ્લા પાંચ સાત વર્ષ દરમ્યાન ઘણા અવનવા શુભાશુભ સાંસારિક બનાવો મારાપર વીત્યા, તેમ જુની આંખે નવીન જોવાનું ઘણું મળ્યું, તેથી તનમન ગેંડાની ઢાલ જેવા પાકટ થયાં. સર્વ હાનિને મનુષ્ય પહોંચી વળવાને શક્તિમાન છે. પરંતુ જ્યાં દેહની હાનિ થાય ત્યાં તે લાચાર થઇ જાય છે. જ્યારે મનુષ્યનો અવસાન સમય સમીપ આવે છે, ત્યારે તેની મતિ પ્રમાણે ગતિ થાય છે. આગામી ભવિષ્યની તેના દિલમાં સ્ફુરણા થઈ, હૃદયમાં રહેલો આત્મા પરમાત્મા થઈ, તેના મુખદ્વારા સદ્વચનો બાલ પ્રકટી કરાવે છે. તદ્દત મ્હારી ધર્મપત્નીનું પણ થયું. સં. ૧૯૭૫ ની ફાલ્ગુન માસમાં હું ગાયત્રી મંદિરના કાર્ય માટે પોર-

જવું પડે છે તેથી, તથા પહાડ પર્વતોનો ચઢાવ હોવાથી એ પંથ ઘણો વિકટ અને કઠિન છે. માર્ગમાં નાના મોટા ગામો આવે છે, પણ વસ્તિ ઘણી ઓછી છે. લોકોની વૃત્તિ ધર્મપરાયણ, તથા નિવૃત્તિ તરફ વધારે ખેંચાયલી હોવાથી મુલક ઘણો શાંત માલમ પડે છે. કેટલીક જગોએ

---

બંદર ગયો હતો. તે વખતે સુદામાજીના પુનઃ દર્શનની લાલસાએ એ મારી દ્વિતીય પત્ની સૌ. મણિગૌરી મારી સાથે પોરબંદર આવેલ. ઘણા વર્ષ થયાં સ્વપિતૃગૃહના કુટુંબી જનોને નહી મળેલ હોવાથી ત્યાં જવા ઈચ્છા દર્શાવી. તે પ્રમાણે અમો અમરેલી ગયા ત્યાં સર્વ સગાવહાલાઓને સ્નેહે મળી લીધું છેલ્લે પોતાની ભોજાઈ દામનગર હોવાથી તેને ખાસ મળવા ત્યાં ગયા. હુતાશની ત્યાં કરી. એ રીતે સર્વેનો કુટુંબ મેળો કરી લીધો. ત્યાંથી અમદાવાદ થઇ, ફાગણ વદિ ૨ તા. ૧૮–૩–૧૯ ભોમને દિને મુંબઈ આવ્યા. મારા પરમમિત્ર શેઠ કરસનદાસ ઠાકરસી રવજી તરફથી વર્તમાન મળ્યા કે તેમના બનેવી શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા બદ્રીનારાયણની યાત્રાએ હરિદ્વાર જાય છે, એટલે મેં પણ આવા કોટયાધીશના સંગાથનો સુલભ લાભ લેવા લાલચ કરી. મારી સ્ત્રી પણ આવવા તત્પર થવાથી અમારા પુત્ર ચિ૰ હસમુખને પણ સાથે લીધો, અને અમો સં. ૧૯૭૫ ના ચૈત્ર શુદિ ૧૪ તા. ૧૪–૪–૧૯ સોમે રવાના થઇ વદિ ૧ ને બુધે હરિદ્વાર પુગા. અમારો સંઘ વદિ ૩ શુક્રનો ત્યાંથી ઉપડયો. હું ડોળી કર્યા વગર પગે પંથ કાપતો જતો હતો. પ્રથમ સત્યનારાયણપટી થઈ હૃષિકેશ આવ્યા. ત્યાંથી લક્ષ્મણ ઝુલા, ફૂલવાડીચટી, મોહનચટી, ગુલરચટી, વિજળીચટીનો સખ્ત ચઢાવ, વાંદરચટી, મહાદેવચટી ને બ્યાસ ચટી આવ્યા. પણ માર્ગમાં ખરાબ દૂધ અને ભોજનનો વખત બે વખત થવાથી ચિ૰ પુત્ર હસમુખની પ્રકૃતિ બહુ બગડી આવી. અમારી સાથે ભાટીઆ મથુરાદાસ નેણસીનો પુત્ર જમનાદાસ કુટુંબ સાથે હતો તે બાપડો કૈલાસ યાત્રા કરતો કૈલાસવાસ પામ્યો, અને તેની સ્ત્રી પણ મુંબઈ આવી ગુજરી ગઈ. આવા સંજોગો વચ્ચે અમારી યાત્રા કમભાગ્યે પુરી ન થતાં પાછા ફર્યા, તે ચૈત્ર વદિ ૮ બુધે હરિદ્વાર આવ્યા. ત્યાં દવા કરી સારૂ થતાં તુરત વદિ ૧૨ રવિના અમદાવાદ આવી લાગ્યા. ત્યાં પત્ર આવ્યો કે દમણમાં ભગિની તુલજાગૌરી અતિ હેરાન છે, એટલે તાબડતોબ વૈશાખ શુદિ ૬ સોમે દમણ આવ્યા. તેમને સારૂ થતાં અમો શુ. ૧૦ તા. ૯–૫–૧૯ શુક્રે મુંબઈ આવી પુગ્યા. ત્યારબાદ હમેશના નિયમ પ્રમાણે માણેકઠારી પુનેમ ઉપર હું ડાકોર જવા તૈયાર થયો, તો ત્યાં પણ સાથે આવવા તે તૈયાર થઈ. પ્રયાણ થવાનો દિવસ આસો શુદિ ૧૨ નો હતો. પણ તેજ દિને માથાનો સખ્ત દુખાવો થઈ આવ્યો. બીજે દિને ઈન્ફ્લુએન્ઝા અને તેની પાછળ ટાઈફોઈડ ફીવરે લાગુ પડયા. કુશળ દાકતરો કે કન્સલ્ટીંગ ફીઝીશ્યનોની કારીગરીનો કીમીયો કંઈ પણ કામ કરી શકયો નહિ, અને તે બિચારી ધર્મપરાયણ પત્ની સૌ. મણિગૌરી

ટપાલ ઓફીસો છે, કોઇ પ્રકારની ચિંતા તેમના મનમાં પ્રવેશ કરતી નથી. પૂર્વે પાંડવો તેમજ મહાત્માઓ પોતાનો અંતકાળ એજ પ્રદેશમાં ગાળી વિદેહ મુક્ત થયા છે, તેમના દષ્ટાંતો યાદ આવતાં અહંકાર લય પામી મનોવૃત્તિ નિર્મળ થઈ ધર્મપર શ્રદ્ધા બેસે છે.

"જે જાય બદરી, તે ફરી ન આવે ઉદરી,
જો આવે ઉદરી, તો ન રહે દરિદ્રી."

એ વચનો સત્ય છે, કારણ આ યાત્રામાં મનોવૃત્તિ શાંત થઇ, ઇશ્વર પ્રણિત થવાથી પુન્યનો ઉદય થતાં, પાપરૂપ પ્રતિબંધ દૂર થાય છે. સત્સંગરૂપી સાધન પ્રાપ્ત થાય છે. કારણ રસ્તે અનેક પ્રકારનો સત્સંગ મળી આવે છે. તેમાં પૂર્વના સુકૃતના પ્રતાપે જો બ્રહ્મવેત્તા સાધુનો સત્સંગ થઈ ગયો, તો પછી કહેવું જ શું ? શ્રીમચ્છંકરાચાર્ય મહારાજે કહ્યુંછે કેઃ-

**क्षणमपि संगतिः साधोरेका । भवतिभवार्णव तरणे नौका ॥**

અર્થ—મહાત્મા સાધુ પુરૂષનો એક ક્ષણ માત્ર સમાગમ થાય, તો આ સંસારરૂપી સમુદ્ર તરવામાં નૌકારૂપ થઈ પડે છે. તો પછી આ યાત્રા પ્રસંગે લાંબા વખત સૂધી મહાત્મા પુરૂષોના સહવાસમાં આવીએ તો તેનું ફળ કેમ ન મળે ? વેદાંતમાં કહ્યું છે કે ज्ञाना[illegible]ः । અર્થ—

---

એક અઠવાડીઆની ટૂંક માંદગી દરમ્યાન સ્વપુત્રને હૃદયસરસો ચાંપી, તેના શિરપર હસ્ત ફેરવી, આશીષ આપી, મને સ્નેહાર્દ્ર હૃદયે વ સજલ નેત્રે તેના રક્ષણની સોંપણ કરી, તા. ૧૨-૧૦-૧૯ સં. ૧૯૭૫ ના આશ્વિન વદિ દશરથ ચતુર્થીના પવિત્ર દિને મ્હારા હતભાગ્યે મારી સાથેનો સંબંધ હમેશને માટે છોડી, અગાઢ નિદ્રા સાથે અંતરધાન થઈ ગઈ. "દિન ગણંતા માસ ગયા, વર્ષે આંતરીયા; સૂરત ભૂલી સાહેબા, નામે વિસરીયા." એ રીતે કાળે કરી સર્વ વિસ્મૃત થાય છે, તદપિ આ જબરો આઘાત મારાપર આવી પડતાં તેની અસર મારા તન મનપર વિશેષ થઇ. આપણા હિંદુ સંસારની સ્થિતિમાં મને થયેલા દૈવ પ્રતિકુળ સંજોગોને લીધે તેની સાથેનો સંસાર સુખમય કરી શકયો નહિ, અને તેને પરિણામે મને પણ સોસવું પડયું, પણ તેમાં અનિવાર્ય અડચણો હતી જે પોતે જાણતી હતી કે તેનું નિવારણ મારાથી થાય તેવું ન હોતું. તે માટે ખરેખર હું અંતઃકરણપૂર્વક દિલગીરી પ્રકટ કરી વિરમું છુ. મારી તંદુરસ્તી શિથિલ થતી જાય છે, અને સાંસારિક પ્રહારોના માર પ્રતિ દિન વધતા જાય છે, અસ્તુ, ભાવી બલિષ્ટ છે. તો પણ રમ્ય સ્વભાવ રાખી માનીતા મનને મનાવવાની ખાતિર તેને મનોરંજક વિષયની રમણીયતામાં રમાડવું પડે છે.

માત્ર બ્રહ્મજ્ઞાનથી મુક્તિ થાય છે. આ વાક્યનો ઉપરના વાક્ય સાથે વિરોધ આવે છે, એવી શંકા કરવી ઘટિત નથી. કારણ કાર્ય, પ્રતિકારણ બે પ્રકારના હોય છે. એક પરંપરા અને એક સાક્ષાત્. અહિં સાધુ સંગતિથી ચિત્ત શુદ્ધ થઇ જ્ઞાનદ્વારા મુક્તિ ગણી છે, અર્થાત્ સાધુ સંગતિ મુક્તિનું પરંપરા સાધન એટલે પ્રયોજક છે, જ્ઞાન સાક્ષાત્ હેતુ છે. કદાચ પૂર્વના પ્રતિબંધને લીધે બ્રહ્મનિષ્ઠ મહાત્માનો સંગ ન થાય, તોપણ ચિત્ત શુદ્ધિના બીજા સાધનોની પ્રાપ્તિ થવાથી, મનોવૃત્તિઓ શાંત થાય છે. બ્રહ્માનંદનો કંઇક ખ્યાલ ઉત્પન્ન થાય છે, અને તેનો લેશ આભાસ શુદ્ધ થયેલા અંતઃકરણમાં પડવા માંડે છે. જ્ઞાનના સાધનોના અભાવને લીધે જો કદાચ મુક્તિ ન થાય, તો શ્રી કૃષ્ણ ભગવાને અર્જુનને ગીતામાં કહ્યું છે તે પ્રમાણે તેનો જન્મ થાય છેઃ—

**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ।**

અર્થ—યોગભ્રષ્ટ થયેલા યોગીનો જન્મ પવિત્ર ધનાઢ્ય કુળમાં થાય છે. એજ પ્રમાણે યાત્રા કરનારને જ્ઞાન ન થાય ને કદાચ જન્મ ધારણ કરવો પડે, તો તે ધનાઢ્ય કુળમાં જ જન્મે છે, દરિદ્રી રહેતો નથી.

યાત્રાળુઓનો સંઘ દરરોજ હૃષિકેશથી ઉપડે છે. ઘણું કરીને સાથે મુકામ પડે છે, જ્યાં જ્યાં મુકામ પડે છે, ત્યાં કેદાર તથા બદ્રી મહાત્મ્યની કથા કરવા ત્યાંના બ્રાહ્મણો આવે છે. તેમાં અનેક પ્રકારનાં દૃષ્ટાંત સાંભળવાથી યાત્રીને આ કઠિન યાત્રા પૂરી કરવાની હિમ્મત આવે છે. મુસાફરીનાં સાધનોની ગેરહાજરીને લીધે પડતા દુઃખોની ગમે તેવી હાડમારી વેઠીને પણ, તેઓ યાત્રા પરિપૂર્ણ કરવાનો દૃઢ નિશ્ચય કરે છે, એ યાત્રાનું ફળ પણ તેવું જ વિશેષ કરીને લલચાવનારૂં છે. રાજસી યજ્ઞનું ફળ એ યાત્રા કરવાથી થાય છે. અર્થાત્ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. પગે ચાલી શ્રદ્ધાપૂર્વક યાત્રા કરવાથી ગરીબ તેમ જ તવંગર, સ્ત્રી, બાળક, કે પુરૂષને એ ફળ મળે છે. સંઘ સવારના પહોરમાં વહેલો ઉપડી, બપોર સુધીમાં જેટલો માર્ગ કપાય તેટલો કાપી મુકામ કરે છે, અને બપોર પછી મુકામ ઉપડતો નથી, તેમ કરવાથી શરીરનો થાક ભાગે છે, ને આરોગ્યતા જળવાય છે. જે ચાલવાને અશક્ત હોય તે હરિદ્વારથી ઝંપાન એટલે ચોખંડી માચી ભાડાની લે છે, એને ચાર માણસો ઉંચકે છે, આથી કેટલાક કંટાળી જાય છે. હૃષિકેશથી કેદાર જઈ, બદ્રીનારાયણ થઇ, શ્રીનગર કે મૈલચોરી સુધીના રૂ. ૧૦૦)થી ૧૨૫) આપવા પડે છે.

ત્યાંથી પાછા હૃષિકેશ કે કાટગોડાઉન જતાં રૂ. ૪૦) થાય છે. આ ઝંપાનમાં માત્ર એક સૂજની ને એક ઓઢવાના બન્નુસ સિવાય બીજું કંઇ સાથે રાખવા દેતા નથી. ગરીબ હોય, તેઓ કંડી કરે છે. કેટલાકની કમ્મર, અને ઘણાનું આખું શરીર અકડાઇ જાય છે. આ કંડી ઉંચકીને એકજ માણસ ચાલે છે, ને તેને પોતાની પીઠપર એવી રીતે કસી લે છે કે યાત્રીની નજર પાછળ પડે છે. આ કંડીવાળા રૂ. ૭૫) લે છે. સરસામાનને માટે જૂદી કંડી કરવી પડે છે. તેનું નૂર દર બંગાલી મણે રૂ. ૪૦) આપવા પડે છે. એનો સરકાર તરફથી ઇજારો આપેલો હોય છે. તેનો લાગો સરકાર ઠેરવી આપે છે, રસ્તો ઘણેખરે ભાગે ગંગાને કાંઠે હિમાલયનાં મોટાં મોટાં શિખરોની ધાર કે ટોંચપર આવેલો છે. આ યાત્રા પૂરી થતાં એક લક્ષ પર્વતોના દર્શન થાય છે. કેટલીક જગાએ એક મોટા પર્વતની ખાતર પાંચ સાત મૈલનો ચકરાવો ખાતાં, ન્હાના ન્હાના અનેક ડુંગરોપર હિમાલયના કર્કશ કઠિન કાંકરામાં ચઢવું ઉતરવું પડે છે. ગંગાનો પ્રવાહ એટલા જોરથી ધુઘવાટો કરતો વહે છે કે, જ્યાં જ્યાં પથ્થરો સાથે તે અફળાય છે, ત્યાં ત્યાં પચાસ પચાસ ફીટ સુધી ઉંચે પાણી ઉછળે છે. આવી જગાએ પહાડની ધારપર રસ્તો હોય છે, ત્યાં બહુ સંભાળીને ચાલવું પડે છે. નીચે ગંગાજી તરફ દૃષ્ટિ કરતાં, માણસને તમ્મર આવી જાય છે. તો પછી ભાર વહી થાકેલા પુરૂષને આવે તેમાં શી નવાઇ? આવી અડચણોમાં ભાર વહન કરનારાઓ યાત્રિકોને નિડરપણે સહિસલામત લઇ જાય છે. તેઓ ખરા પરસેવાના પૈસા લે છે.

યાત્રિકોને માર્ગમાં મુકામ કરવા માટે દર ત્રણ ચાર કે પાંચ મૈલને છેટે ગામને છેડે, જ્યાં પાણીની સગવડ હોય ત્યાં ઝુંપડી કે મકાન રાખવામાં આવે છે. તેને ચટ્ટી કહે છે. ચટ્ટીઓમાં દૂધ મળે છે, ત્યાં યાત્રીઓ ચાહપાણી કરે છે. એ દુધ વાસ મારતું વાંસળીમાં ભરી રાખેલું હોય છે. તેનીજ દુકાનેથી સીધું સામાન લેવો જોઇએ. આ દુકાનોમાંથી રાંધવાના વાસણો મળે છે. ગરમ કપડા, ગલપટા, મોજા, કાનટોપી વગેરે શરદી ન લાગે માટે સાથે રાખવાં જોઇએ. ધોતીઆ કરતાં લેંઘા કે પાટલૂન પહેરવા ઠીક પડે છે પગે બાંધવાની ગરમ પટીઓ પણ રાખવી, વાસણકુસણ પણ ખપ જોગાં હલકાં રાખવાં, માર્ગમાં શાકભાજી મળતી નથી. બટાકા મળે છે, ખાંડ શાકર વગેરે મળે છે. સેકેલા ઘઉંના સત્વનો આહાર કરી પાણી પીવું. નળને ( નયણે ) કોઠે પાણી પીવું નહિ. આ મુસાફરીમાં લાલસાંગા આગળથી ઘણાને ઝાડા થાય છે, તે ચાલવાની ગરમીને લીધે, હવાને

લીધે, અથવા પાણીના ખાસ ગુણને લીધે થાય છે. માટે ખોરાકમાં દૂધ, ઘી વધારે વાપરવા. તેમજ મુસાફરી ટુંકે ટુંકે કરવાની જરૂર છે. પાછા ફરતાં ઉતરતો રસ્તો ઢલાણનો હોવાથી કેટલાક યાત્રીઓ ગજા ઉપરાંત બારથી વીસ મૈલ ચાલી તંદુરસ્તી બગાડે છે, માટે પાછા ફરતાં પણ બહુ સાવચેતી રાખવી, ને આઠ દશ મૈલથી વધારે ચાલવું નહિ. ચટ્ટીઓમાં જેમ જેમ આગળ વધતા જઇએ તેમ તેમ સીધાસામાનનો ભાવ કેદારનાથ તથા બદ્રીનારાયણ સુધીમાં બે ત્રણ ગણો, રતલ એકના આઠ આના સુધી થઇ જાય છે. કારણ ગધેડા ને બકરાપર અનાજ લાધી ઉપર બહુ મુશ્કેલીથી લઇ જઇ શકે છે. આવી આવી અડચણો છતાં સીધાંસામાન મળે છે, એ કંઇ નાની સુની વાત નથી. કેટલીક જગોએ તૈયાર પૂરી અને બટાકા પણ મળે છે. પંડયાના માણસો હરિદ્વારથી લાગુ પડે છે. આખી યાત્રામાં સાથે રહે છે. તેઓ ભોમીયા તરીકે યાત્રિકોને ઘણા ઉપયોગી થઇ પડે છે. યાત્રાએ જતાં પહેલાં હરિદ્વારથી ત્રણ મૈલપર કનખલ તીર્થ છે, ત્યાં હરિદ્વારના પંડયાઓ તથા સાધુઓના મુકામો છે. કેશવાનંદ જેવા બ્રહ્મનિષ્ટ મહાત્માઓના દર્શન છે. એમની પાસે ઘણા શિષ્યો વેદાંતનો અભ્યાસ કરે છે. હરિદ્વારથી ઉત્તરમાં એક મૈલ દૂર ભીમગોડા છે. ત્યાં ભીમકુંડ છે, તેમાં સ્નાન કરી, ભીમેશ્વર મહાદેવનાં દર્શન કરવાં. હરિદ્વારથી હૃષિકેશ ૧૪॥ મૈલ છે. ત્યાં ઋષિઓ, સંન્યાસીઓ, મુનિઓ, અવધૂતો, દિગંબરો, તથા બ્રહ્મવેત્તા જ્ઞાની પુરૂષો એકાંત વાસ માટે બરૂની પર્ણકુટીઓ બાંધી રહે છે. તેમને માટે ત્યાં ત્રણ ચાર અન્નક્ષેત્ર પણ છે, તેમાં સદાવ્રતો અપાય છે. તેનો નિભાવ હિંદુસ્થાનની ચારેકોરથી શ્રીમંતો મોટે ભાગે મારવાડીઓ કરે છે.

અહિં શ્રી કાળી કામળીવાળા બાબાજીનું ક્ષેત્ર છે, ત્યાં સાધુ સંન્યાસીઓનો સતકાર યથાયોગ્ય થાય છે, એટલુંજ નહિ પણ ગૃહસ્થીઓને પણ ઉતારાની, બિછાના, વાસણ કુસણની જોઇતી સોઈ મળે છે એક પગારદાર દેશી વૈદ્ય રાખવામાં આવ્યો છે, આ કાળી કામળીવાળા બાવાની કેદારમાં તથા બદ્રીનારાયણમાં તેમજ માર્ગમાં રૂદ્રપ્રયાગ, દેવપ્રયાગ, શ્રીનગર, કર્ણપ્રયાગ વગેરેમાં પણ એની ધર્મશાળાઓ છે. તેની દેખરેખ માટે લાયક શિષ્યોને રોકવામાં આવ્યા છે. તેઓ કોઇપણ જાતની લાલચ વગર યાત્રીઓની સંભાળ રાખે છે. એણે પોતાની તમામ જીંદગી પરોપકારાર્થે ગાળી છે. ગામે ગામ રખડી યાત્રાળુઓના તથા સાધુ મહાત્માઓના દુઃખો નિવેદન કરી, ઘણાને સદ્બોધ કરતો, તેણે અનેક શિષ્યો કર્યા છે.

મોટા મારવાડી શાહુકારોએ એના શિષ્ય થઇ એના નામે ઠામે ઠામ ધર્મશાળાઓ બંધાવી આપી છે, અને તેના ખર્ચની પણ વ્યવસ્થા કરી મુકી છે. આ મહાત્મા પુરૂષ પોતાના ઉપભોગ માટે એક કાળી કામળી અને એક દંડ માત્ર રાખતા. તેમની સ્થાપેલી ધર્મશાળાઓમાં બિછાના, ધાબળીઓ અનેક પ્રકારની હોવા છતાં એકનો પણ સ્વીકાર તેણે કદી કર્યો નથી. એક કામળી જૂની પુરાણી થઇ નકામી થતાં, તેને ગંગામાં પધરાવી દેતા, અને નવી આણતા. એ વૃદ્ધાવસ્થામાં હૃષિકેશમાં રહેતા. અને ત્યાંજ દેવલોક પામ્યા. તેમના શિષ્યો તથા બીજા મહાત્માઓએ તેમના અંતકાળ અવલ પૂછ્યું કે 'કંઈ આજ્ઞા છે?' તેણે કહ્યું 'પરોપકારમાં તમારે કોઇએ પાછા હઠવું નહિ. તત્ત્વનો વિચાર, ધ્યાન, અને મનન હરહંમેશ કર્યા કરશો તો માયિક, દ્રશ્ય પદાર્થો દુઃખદાયક થઇ પડશે નહિ. વિવેકાદિ જ્ઞાનના ચાર સાધનોથી વિમુખ કદી થતા નહીં. આ મારી જૂની કામળી અને દંડ, તેમજ આ અન્નમય કોશ (શરીર) ગંગા માતાને અર્પણ કરી દેજો.' આટલું બોલી રહ્યા કે તરત તેમનાં ચક્ષુ વિચિત્ર રીતે ફર્યા, અને હસતા હોય એમ તેમનો ચહેરો આનંદ થઇ ગંભીર થઈ ગયો. ચારે તરફ શાંતિ પ્રસરી રહી, અને જોતજોતામાં તેમનું ખોળીઉં જડ થઇ ગયું. તેમના શિષ્યોએ તેમની આજ્ઞાનુસાર તેમના ઉપર કહેલા સંગીઓને ગંગા માતાને અર્પણ કરી દીધા.

હૃષિકેશથી એક મૈલ શત્રુઘ્નનું મંદિર, તથા ૩ા મૈલપર લક્ષ્મણ ઝુલ્લો છે, ને ત્યાંથી ૩ા મૈલપર ફૂલવાડી ચટ્ટી છે, અને બારેક મૈલને છેટે વિજળીની ચટ્ટી આવે છે. વિજળીની ચઢઈ બહુ અઘરી છે. પહાડની ધારે ધારે લગભગ છ સાત મૈલનો ચઢાવ ચઢતાં જુવાનીઆઓ પણ થાકી જાય છે. વચગાળામાં મુકામ કે પાણી ન મળવાથી એ ચઢાવ ચઢ્યા વગર છૂટકો થતો નથી. કેટલાક તો વચગાળેથી કંટાળી જાય છે, તોપણ જેમ તેમ ચઢાવ ચઢી, ચટ્ટીપર આવે છે, અને પગનાં તળીઆં સેકે છે, તથા ઉને પાણીએ આખું અંગ ઝારે છે. યાત્રીઓ ઘણું કરીને આગલે દિવસે એ ચઢાઇની તળેટી પાસે એક ચટ્ટી છે, ત્યાં મુકામ રાખી, મળસ્કામાં ઉઠી, આ ચઢાવ ચઢવા માંડે છે. કેટલાકને રોજ ટાઢા પાણીએ નાહવાથી, તથા આ ચઢાઇ ચઢતાં ઘૂંટણમાં કળતર થવા માંડે છે. ડુંગરપર આવ્યા પછી ઉતરાણ આવે છે. તેથી વહેલું ઉતરાય છે, તોપણ સાવચેતી રાખવાની બહુ જરૂર છે. ગાફેલ રહેવું નહિ. કરાડા પરથી ગબડી જવાથી કેટલાક યાત્રીઓના ચૂરેચૂરા થઈ ગયા છે. વિજ-

ળીની ચઢઈ પછી ત્રણેક દિવસમાં દેવપ્રયાગ આવે છે. તેની વચમાં મહાદેવ ચટ્ટી, કાંડીચટ્ટી, તથા વ્યાસઘાટ આવી જાય છે. વ્યાસઘાટમાં નયાર નદી-પર લાકડાનો પૂલ છે. વ્યાસનું મંદિર છે. ત્યાંથી ૭ા મૈલપર દેવપ્રયાગ છે.

**દેવપ્રયાગ**— લક્ષ્મણ ઝુલ્લાથી ૩૫ મૈલ દૂર છે. અહીં અલકનંદા અને ભાગીરથીનો સંગમ છે. શહેર નાનું પણ રોનકદાર છે. નદીને બન્ને કાંઠે ગામની વસ્તિ છે. નદીપર પૂલ છે, તે ઉતરી પેલેપાર જવાય છે. આથી આ શહેરની શોભામાં વધારો થયો છે, ઓવારો તથા મંદિર પેલે તીર છે. ત્યાં શ્રાદ્ધાદિક કર્મ કરી મંદિરમાં દર્શન કરવા યાત્રીઓ જાય છે. રામ લક્ષ્મણાદિના પાંચ સાત મંદિરો છે. વર્ષના ૭ માસમાં જ્યારે બરફને લીધે બદ્રીનાથના પટ બંધ રહે છે, ત્યારે બદ્રી-નાથના ગોર આ શહેરમાં રહે છે. આ ગોરોની ચાલચલગત તથા ખાવા પીવા વિષે અનેક તરેહની વાતો ચાલે છે, તેથી દિલગીર થવા જેવું છે. એક ધર્માદા દવાખાનું પણ છે. બાસમની નામના સર્વોત્તમ ચોખા આ બાજુપર મળે છે. અહીંથી ૨૦ મૈલપર ભાગીરથી ગંગાને કાંઠે, **શ્રીનગર** નામનું એક મોટું શહેર આવે છે. **શ્રીનગર**—અસલનું જૂનું શહેર સંવત ૧૯૫૧ ની સાલમાં ભાગીરથી ગંગામાં મોટું પૂર આવ-વાથી આખું તણાઇ ગયું છે. માત્ર એક કમલેશ્વર મહાદેવનું સ્થાન બચી ગયું છે, તે હાલ દેખાય છે. ત્યાંથી બે મૈલ ઉપર આ નવું શ્રીનગર વસ્યું છે. અહીં પણ કાળી કામળીવાળાની ધર્મશાળા છે, અહીં તાર ઑફીસ, પોસ્ટ ઑફીસ, તથા સરકારી દવાખાનું છે. બોર્ડીંગ સ્કૂલ, વિદ્યાલય, તથા વૈદિક પાઠશાળા છે. તેમાં ૪૦૦ વિદ્યાર્થીઓ છે. આ શહેરમાં શ્રી લક્ષ્મીજીનો સ્વયંવર થયો હતો. તે પરથી એ નગરનું નામ શ્રીનગર પડયું છે. **શ્રીયંત્ર**–લક્ષ્મીનું યંત્ર એક શિલા ઉપર કોતરેલું છે, તે હાલ ઘસાઇ ગયું છે. બજાર બહુ સારો અને મોટો છે. રસ્તા પોહોળા છે, અને હવા સારી છે.

**રૂદ્રપ્રયાગ**—શ્રીનગરથી ૧૮ મૈલને છેટે છે. આ પ્રયાગ અલકનંદા તથા મંદાકિનીથી બન્યો છે. અલકનંદા બદ્રીનાથથી આવે છે, અને મંદાકિની કેદારનાથથી આવે છે. તેમનો સંગમ અહીં થાય છે. ગંગાભેટ, તથા શ્રાદ્ધાદિક ક્રિયા અત્રે થાય છે. સ્થાન બહુ રમણીય છે. રૂદ્રનાથ મહા-દેવનું ઘણુંજ સુંદર, એકાંત, અને બે ઘડી ભજન, પૂજન, તથા ધ્યાન કરવા લાયક મંદિર છે. લોકો ભાંગ પી લહેર કરે છે. કાળી કામળીવાળાની

ધર્મશાળામાં માળ ઉપર બેસવા ઉઠવા, ને નીચે રાંધવાની સોઇ સારી છે. અત્રેથી યાત્રીઓ કેદારનાથને ચઢાવવા બીલપત્ર મંગાવી, તેની ચોડ કરી સાથે લઇ લે છે. અહીંથી બે રસ્તા ફૂટે છે. એક કેદારેશ્વરને‌ા ને બીજો બદ્રીનારાયણને‌ા. કેટલાક વૈશ્નવો, જેઓ ધર્મનું રહસ્ય જાણતા નથી તેઓ મહાદેવપર અભાવ રાખે છે, અને કેદારેશ્વર ન જતાં, અહીંથી બારોબાર બદ્રીનાથ જાય છે. ખરૂં પૂછો તો કેદારેશ્વરની યાત્રા કર્યા વગર બદ્રીનારાયણની યાત્રા સફળ થતી નથી. નારદીય પુરાણમાં કહ્યું છેઃ—

हरिरूपी महादेवो लिंगरूपी जनार्दनः ।
इषदप्यन्तरं नास्ति भेदकृन्नरकं व्रजेत् ॥

અર્થ—મહાદેવ હરિરૂપ છે, ને હરિ મહાદેવરૂપ છે. એ બેમાં કિંચિત્ ભેદ નથી, છતાં જે કોઇ ભેદ ગણે છે તે નરકમાં પડે છે. વિષ્ણુ પુરાણાદિ ગ્રંથમાં પણ એવોજ બોધ છે. અહીંથી ૧૦ મૈલપર અગસ્ત્યમુનિને‌ા આશ્રમ આવે છે. ત્યાં અગસ્ત્યમુનિનું મંદિર છે. તેમાં તેની ધાતુની મૂર્તિ છે. તેણે હસ્તમાં શસ્ત્ર ધારણ કરેલાં છે. મંદિર તેમજ મૂર્તિ ઘણા કાળની પ્રાચીન છે. ચાર મૈલને છેટે **ચંદ્રાપુરી** આવે છે, ત્યાં ભગવતી દુર્ગાનું મંદિર છે. આ ધામ પેલેપાર હોવાથી, તથા દોરડાને‌ા ઝુલો ઉતરવો પડે છે તેની અડચણને લીધે, બધા યાત્રીઓ ત્યાં જતાં નથી. કેટલાક શ્રદ્ધાળુ જુવાનીઆઓ જાય છે. અહીંથી **ગુપ્તકાશી** પંદર મૈલપર આવે છે. તેને ગુપ્તવારાણસી પણ કહે છે. અહીં ગુપ્તદાન કરવાનું બહુ મહાત્મ્ય છે. નાળીએરના ગોટામાં ગાબડું પાડી સોનું, રૂપું કે, ઝવાહીર જે દાન કરવું હોય તે તેમાં ભરી, ગાબડું પાછું બંધ કરી, યાત્રિકો યથાશક્તિ ગુપ્તદાન કરે છે. અહીં સર્વેશ્વર મહાદેવનું મંદિર છે, તેમાં વિશ્વનાથ નામનું શિવલિંગ છે. એ મંદિરની ચોતરફ ફરતી ધર્મશાળા છે. એને ચારે બાજુએ દરવાજા છે, અહીં મણિકર્ણિકા નામને‌ા કુંડ છે. તેમાં એક ગોમુખમાંથી તથા એક હાથીના મુખમાંથી ધારા પડે છે. તેમાં સ્નાન દાનાદિ કરવાનું ફળ વિશેષ કહ્યું છે. વળી અહીં પાંડવોની મૂર્ત્તિઓ દર્શન કરવા યોગ્ય છે. દૂરના ડુંગરોપર બાઝેલું બરફ સફેત ચાંદીની માફક ઝળકતું જણાય છે. એ દેખાવ બહુ રળીઆમણો છે. અહીં એક બાગ છે. બજાર પણ સારો છે. અત્રે પગરખાં ( જોડા ) ની બજાર છે. બીજે કયાંય નથી. ગરમ કપડાં વગેરે જે જોઇએ તે મળે છે. એ બધું સામેપાર ઉખીમઠ

નામનું મોટું શહેર છે ત્યાંથી આવે છે. એ શહેર આ પારથી બહુ શોભા આપે છે. આ બન્ને જગ્યા ઉંચાણમાં આવવાથી મનોહર થઇ પડી છે. નીચે ગંગા વહયા કરે છે. અહીંથી ૧૭ મૈલ દૂર, ત્રિયુગી-નારાયણનું પ્રાચીન સ્થાન આવે છે. ત્યાં બ્રહ્મા, વિષ્ણુ, અને મહેશ્વરના કુંડો છે તેમાં સ્નાન કરવું. ત્રિયુગીનાથનું મંદિર એ કુંડોની પાસે જ છે. પાર્વતીજી, શિવજીનાં અર્ધાગનાં થાય, તેથી અત્રે શિવજીની મૂર્તિનો અર્ધ ભાગ પુરૂષરૂપે, અને અર્ધ સ્ત્રી રૂપે છે. મૂર્તિ બહુ દર્શનીય છે. તેની સામે નદી છે. તેની પછવાડે એક યજ્ઞકુંડ છે. કહે છે કે જ્યારથી શિવ અને પાર્વતીજીના વિવાહ આ કુંડ પાસે થયા, ત્યારથી એ કુંડનો અગ્નિ યુગાન્તરથી તે આજદિન સુધી પ્રજ્વલિત રહ્યો છે એમાં યાત્રીઓ હોમ કરે છે, યથાશક્તિ લાકડાં નાખે છે, અથવા ગોરને લાકડાં માટે કાંઇક આપે છે. કાળી કામળીવાળાની ધર્મશાળા છે. અહીંથી ઠંડી વધે છે. ગરમ કપડાંનો ઉપયોગ કરવો પડે છે, અને નબળા પોચાને સગડીથી તાપ્યા વગર ચાલતું નથી. રસ્તામાં પાટીગાડ તથા ઝલમલપટન આવે છે.

**ગૌરીકુંડ** ૫ મૈલને છેટે આવે છે. અહીં ગવરીશંકરનું મંદિર છે. એક બાજુ અમૃત નામનો કુંડ છે. તેથી ૧૫ વારને છેટે બીજો કુંડ છે. તેનું નામ ગવરીકુંડ છે. તેમાંથી ગરમ પાણી વહે છે તેમાં સ્નાન કરવાનું મોટું મહાત્મ્ય છે. પાર્વતીજીએ આ કુંડમાં સ્નાન કરી, શરીરનો મેલ ઉતારી, તેના ગણપતિ બનાવ્યા હતા એવું કહેવાય છે. આ કુંડમાં સ્નાન કરવાથી ટાઢ ઉડી જાય છે. ઉનાપાણીએ શરીરના અવયવો સેકાય છે અને અંગ હલકું ફૂલ જેવું થઈ થાક ભાંગે છે. ગરમ જલમાં પાંચ મીનીટથી વધારે રહેવું નહીં. પ્રથમ ગરમ જલમાં સ્નાન કર્યા પછી શીત જલમાં સ્નાન કરીએ તો પ્રકૃતિ બગડતી નથી. બે મૈલ આગળ **ચીરવાસા ભૈરવનું** સ્થાન આવે છે. તેને દરેક યાત્રિકે ચીર ચઢાવવું જોઇએ. ગરીબ હોય તો તેણે એક કોરા કપડાની એક ઇંચ જેટલી પટી પણ ચઢાવવી જરૂરની છે, કારણ એવું કહે છે જે યાત્રી ચીર ચઢાવતો નથી તેની યાત્રાનું ફળ એ ભૈરવ હરી લે છે. અહીંથી ૩ મૈલને છેટે રામવાડાચટ્ટિ આવે છે. રસ્તામાં ચાર પાંચ ઠેકાણે બરફ ઉપર ચાલવું પડે છે. રસ્તો ચઢાણ ઉતરાણનો અઘરો છે. તેની સાથે ટાઢ તો કહે કે મારૂં કામ. માટે અહીંથી કેટલાક યાત્રીઓ લાકડાના ભારા કેદારનાથ મોકલે છે. સૂર્યના દર્શન દશ અ-

ચ્યાર વાગે થાય તે પણ કલાક કે બે કલાક. આખો દિવસ અને આખી રાત સગડી સળગાવવી પડે છે. તમામ જમીન ઠંડી ગાર હોય છે. ઓઢવા પાથરવાનું પુષ્કળ હોય તો જ સેજસાજ ઉંઘ આવે, નહિંતર પેટમાં પગ નાખી પડી રહીને રાત કાઢવી પડે છે. ગંગાજી નજદીકમાં ક્રોધથી ગર્જના કરતા હોય તેમ ઘુઘવાટો કરતા વહે છે. ડુંગરોપર જ્યાં જોઇએ ત્યાં બરફથી ઢંકાયલા બગલાની પાંખ જેવા શ્વેત શિખરો તથા ધોધા માલમ પડે છે. કૈલાસનો વૈભવ અત્રે સાક્ષાત્ માલમ પડે છે. અહીંથી સાડાચાર મૈલ દૂર કેદારનાથ છે. પ્રથમ એક મૈલ સુધીનો રસ્તો ચઢ ઉતરતો સુગમ છે, પણ વચ્ચે બે મૈલનો સીધી ચઢાઇનો વિજળીની ચઢાઇ કરતા પણ અઘરો છે. કેટલીક જગોએ બરફપર ચાલવું પડે છે. તેમાં બરફની છેક ધારપર ચાલવાનું આવે છે, ત્યાં ભય લાગે છે. નબળા પોચાને કંપ થયા વિના રહેતો નથી. "મુખમેં રામ, પગમે ધ્યાન" એવું થાય છે, ચાર પાંચ કદમ ભરીએ કે જાંગો ભરાઈ જાય છે. ગોટલા ભરાઇ જાય છે. તેની સાથે સખ્ત ટાઢથી લોહી થંડુ પડી જાય છે. સાંધા અકડાઈ જાય છે, બરફ પડીપડીને ડુંગર થઇ રહ્યા હોય છે. નદી ઉપર બરફ પડવાથી કેટલીક જગાએ નદીનું પાણી નીચેથી વહી જાય છે, અને ઉપર જાણે બરફનો પૂલ બાંધ્યો હોય તેમ જણાય છે. પટ ખુલ્યા પછી જેમ દિવસ જાય છે તેમ બરફ ઓગળતું જાય છે, આ ચઢાઇ પણ સખ્ત છે. ત્યાર પછી એક મૈલ સપાટ જમીનનું મેદાન આવ્યા બાદ કેદારનાથપુરીમાં દાખલ થવાય છે.

**કેદારનાથપુરીનું** સ્થાન દ્વાપર યુગમાં પાંડવોએ સ્થાપ્યું છે. કેદારેશ્વરનું મંદિર સુવર્ણ કળશનું વિશાલ છે. જેણે જન્મ ધારણ કરીને એકવાર આ કૈલાસ યાત્રા કરી, કૈલાસપતિનાં દર્શન કર્યાં છે, તેના જન્મને ધન્ય છે. અહીં અનેક ચમત્કારોનો પ્રત્યક્ષ અનુભવ થતાં, ઐશ્વરી રચનાની શોભાનો ચિતાર મનોવૃત્તિપર પડયા વિના રહેતો નથી. આ યાત્રાથી બ્રહ્મહત્યાદિક અનેક પાપોની નિવૃત્તિ થાય છે. એ પુરી દક્ષિણ ઉત્તર વસેલી છે. આ સ્થાન સમુદ્રની સપાટીથી ૧૧,૧૦૦ ફીટ. ઉંચે આવ્યું છે. મંદાકિની અને સરસ્વતીગંગાની વચ્ચે એ પવિત્ર મુલક આવેલો છે. એના ઉપલા ભાગમાં કૈલાસ શૃંગ છે. તે હંમેશા બરફથી ઢંકાયલો રહે છે. એનાપર ચઢી કૂદકો મારી પ્રાણત્યાગ કરવાનું શાસ્ત્રમાં મોટું મહાત્મ્ય લખ્યું છે. અહીં લોક ગોદાન આપે છે.

અહીં ત્રણ રાત્રિ કાઢવાનું મહાત્મ્ય છે. પણ થંડી ઘણી હોવાથી ન બને તો એક રાત્રિ તો રહેવું. આ સ્થાનમાં ભોજન કરવું કેટલાકને ઠીક લાગતું નથી, તેથી તેઓ બીજે દિવસે નીચે ઉતરી જાય છે. આ પુરીમાં ૧૮–૨૦ ધર્મશાળા છે. સદાવ્રત પણ છે. દુકાનો પણ પંદરેક છે. કેટલાક ગોરોનાં ઘરો છે. પ્રથમ મંદિર તથા એક બે ગોરનાં ઘરપરથી બરફ ખસેડવામાં આવે છે. બાકી આખી પુરી બરફથી ઢંકાયલી હોય છે. બરફ ધીમે ધીમે પીગળે છે, અને કંઇક માણસો મહેનત કરી દૂર કરે છે. ઝાડ પાન કંઇ દેખાતા નથી. હીમથી ઝાડ બળી જાય છે. કેટલીક જગ્યાએ. બે ફીટ બરફથી નીચે ઉતરીએ ત્યારે ઘરમાં દાખલ થવાય છે. આવા વિકટ સ્થાનપર તો " જેને રાખેરામ, તેનું કોણ લેઇ શકે નામ " એવી ધાસ્તિ લાગે છે. પટ ખોલે છે ત્યારે આવી મુસીબત પડે છે. દરરોજ સો દોઢસો યાત્રીનો સંઘ આવે છે, ને જાય છે. રામવાડાથી ચાર મૈલ છેટે મંદાકિની ગંગાપર એક નાનો લકડી પૂલ આવે છે, તે ઉતરી દશેક મીનીટ ચાલ્યા પછી કેદારેશ્વર મહાદેવનું મોટું ભવ્ય મંદિર આવે છે. તેને સુવર્ણ કળશ હોવાથી રમણીય દેખાય છે. તે બાર જ્યોતિર્લિંગમાં સર્વોત્કૃષ્ટ છે. આ લિંગ એક નાના સરખા ડુંગરના આકારમાં છે, અથવા તો શિર રહિત પાડાનું ધડ પડયું હોય તેવા આકારમાં છે. સન્મુખથી આસરે ચાર ફીટ ઉંચું છે. પાછળથી ત્રણેક ફીટ ઉંચું છે. લંબાણમાં પાંચેક ફીટ છે, અને પહોળાઇમાં ત્રણ ચાર ફીટ છે. ટુંકમાં તેની આકૃતિ કંઇક આવી છે.



એ લિંગને ઘૃત ચોપડી છાતી અડકાડી ભેટવાનું ફળ વિશેષ છે. કારણ એવું કહે છે કે એ લિંગ શંકરનું હૃદય છે. એનું માથું નેપાળમાં પશુપતેશ્વર નામથી પ્રસિદ્ધ છે. કેદારેશ્વરની પછવાડે પાર્વતીની મૂર્તિ છે. આગલા ખંડમાં પાંચ પાંડવોની મૂર્તિ છે. પછવાડે અમૃત કુંડ છે. તેમાં બે શિવલિંગ છે. તેની પાસે હંસકુંડ છે, તેના આચમનનું ફળ ઉત્તમ કહેવાય છે. અહીં ઇશાનેશ્વર નામનું એક શિવ લિંગ છે. કેદારનાથના મંદીરની સામે ઉદકકુંડ છે. તેના ઉપર બનાવેલા મંદિરને પણ સોનાના કળશ છે. અહીં ડાબા હાથથી ત્રણ આચમન કરવાનો મહિમા છે. આ ભૂમીપર ડગલે ડગલે તીર્થ છે, માટે એનો મહિમા શ્રેષ્ઠ છે. કૈલાસમાં ભિન્ન ભિન્ન સ્થાનોએ ભિન્ન ભિન્ન નામથી પંચકેદારનું વર્ણન કરેલું છે, તેમાં આ કેદારેશ્વર પણ આવી જાય છે.

શિયાળામાં બરફથી કેદારનાથપુરી ઢંકાઇ જાય છે, અને ૭ માસ પટ બંધ રહે છે, ત્યારે દેવતાઓ અત્રે યાત્રાએ આવે છે, અને પૂજા કરી જાય છે. એમ આ કેદારેશ્વરની બારેમાસ પૂજા થાય છે, મેષ સંક્રાંતિ પછી એટલે વૈશાખ શુદ ૧૫ પછી પટ ઉઘડે છે. શ્રાવણ માસમાં કેદારેશ્વર મહાદેવને કમળના ફૂલ ચઢાવવાથી મનોવાંચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે.

**शान्ताकारं शिखरशयनं नागहारं सुरेशम्**
**विश्वाधारं गगनसदृशं श्वेतवर्णं शुभांगम् ।**
**गौरीकान्तं कमलनयनं योगीभिर्ध्यानगम्यः**
**वन्दे शंभुर्भवंभयहरं सर्वलोकैकनाथम् ॥**

આ ધામ બંધ થાય છે ત્યારે, ઊખીમઠમાં કેદારેશ્વરનું બીજું લિંગ છે તેની ૭ માસ પૂજા રાવળજી કરે છે. કેદારેશ્વરથી પાછા ફરતાં ઢળાણને લીધે તીરને વેગે યાત્રાળુ ચાર કલાકમાં ગૌરી કુંડપર આવી પુગે છે.

**ઉખીમઠ**—૧૮ મૈલપર ઊખીમઠ આવે છે. એ કસ્બો મંદાકિની-ના કિનારાપર ઉંચા ટેકરાપર આવેલો છે. ગામ નાનું પણ સુંદર છે. એક ચોકમાં કેદારનાથની ગાદી તથા મંદિર છે. તેમાં કેદારેશ્વરનું બીજું લિંગ છે, વૃશ્ચિક સંક્રાંતિમાં કેદારેશ્વરનો પટ બરફ પડવાથી બંધ થઇ, ૭ મહીને ઉઘડે છે ત્યાં સુધી એની પૂજા થાય છે. બીજાં ઘણાં નાનાં નાનાં દેવળો છે. રાજા માંધાતાએ અત્રે તપશ્ચર્યા કરી હતી. બદ્રીનાથની મૂર્તિ બહુ સારી રીતે શણગારેલી હોવાથી ઘણી શોભા આપે છે. ઓંકારનાથ મહાદેવ, ઓખા, અનિરૂદ્ધ, ચિત્રરેખા અને માંધાતાની મૂર્તિઓ છે. કેદારનાથના પૂજારી ૭ માસ અહીં રહે છે. બજાર સારો છે, વાસણ-કુસણ વગેરે અત્રે મળે છે. પંચકેદારેશ્વરમાં પહેલા કેદારેશ્વર, બીજા મધ્યમેશ્વર, ત્રીજા તુંગનાથ, ચોથા રૂદ્રનાથ શિવજીનું લિંગ ગુફામાં છે, ત્યાં શ્રાવણ માસમાં કમળપૂજા તથા રૂદ્રીપાઠ કરવાથી મનવાંચ્છિત ફળ પ્રાપ્ત થાય છે, અને કલ્પેશ્વર તે પાંચમાં કેદાર છે.

**તુંગનાથ**—૧૨ મૈલપર કડી ચઢઇ ચઢતાં તુંગનાથ મહાદેવનું સ્થાન આવે છે. ચઢઈ બહુ અઘરી છે. બરફને લીધે શરદીનું જોર ઘણું છે. રસ્તો ગુંચવણ ભરેલો છે. માટે ભોમિઆને સાથે રાખવો, નહીં તો ભૂલા પડી દુઃખી થઇએ, આગળ જતાં સઘન જંગલ આવે છે. રસ્તો ઉતરાણનો છે.

**ગોપેશ્વર**—નવ મૈલ દૂર ગોપેશ્વર નામનું નાનું ગામ આવે છે. અહીં પાણીની બહુ તંગી છે. પોણો મૈલ ઉપરથી પાણી લાવવું પડે છે. ગોપેશ્વર મહાદેવનું શિવાલય બહુ પ્રાચીન છે. અહીંના રાવળજી પૂજારી રૂરકી કૉલેજમાં પાસ થએલા એક પેન્શનર છે, તે સ્વભાવે મળતાવડા ને પરોપકારી છે. ત્યાં આગળ એક પીપળાનું ઝાડ છે, તેના થડમાં નાનકડું એક વેલાનું ઝાડ છે, એનાપર બારે માસ બે ચાર ફૂલ આવ્યા કરે છે. કેદારખંડના ગ્રંથમાં એને કલ્પવૃક્ષની ઉપમા આપી છે. ત્યાં ચોકમાં ભૈરવનાથનું જૂનું ત્રિશૂલ છે, પણ અંગ્રેજો કહે છે કે એ અનંગપાળ અથવા કોઈ બીજા રાજાનો વિજયસૂચક કીર્તિ સ્થંભ છે, ત્યાં એક ગોસ્થલ છે, ત્યાં જો કોઈ સાવધાન મનથી પાંચ રાત્રિ ઉપાસના કરે તો દેવદુર્લભ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

**લાલસાંગા**—ત્રણ મૈલપર લાલસાંગા ( અથવા ચમોલી ચટ્ટી ) અલકનંદાને કાંઠે ડુંગરપર આવેલું ગામ છે. અહીં ગંગોત્રી મળે છે. બદ્રીનાથથી વળતાં યાત્રીઓ અહીંથી ગંગોત્રી લે છે, તેટલા માટે શ્રીનગરથી શીશી કે ચંબૂ ખરીદે છે. અત્રે સરકારી દવાખાનામાં મફત દવા આપે છે. ડેપ્યુટી કલેકટરની ઑફીસ પણ છે. અલકનંદાપર લોઢાનો મોટો પૂલ છે. રૂદ્રપ્રયાગથી લાલસાંગા સુધીની બીજી સડક ૧૧૦ મૈલ છે. ત્યાંથી બદ્રીનાથ ૪૭ મૈલ છે. રૂદ્રપ્રયાગથી બદ્રીનાથનો સીધો રસ્તો અત્રે મળે છે. અહીંથી **પીપલકોટી** ચટ્ટી દશ મૈલ છે. નામની ચટ્ટી, પણ છે બસેં ઘરનું ગામ. ગરમ ધાબળીઓ, મૃગચર્મ, જડીબુટ્ટીઓ, શુદ્ધ શિલાજીત, કસ્તૂરી, તથા કાચરીઓ અત્રે મળે છે.

**ગરૂડગંગા**—ચાર મૈલપર ગરૂડગંગા આવે છે. ત્યાં ગરૂડજીનું નાનું મંદિર છે. પિત્તળની થાળીમાં પેંડા મૂકી બ્રાહ્મણને દાન આપવાનો અત્રે મહિમા છે. ગરૂડજીએ અત્રે વાહન થવા માટે તપશ્ચર્યા કરી તેથી ગરૂડગંગા નામ પડયું છે. યાત્રીઓ ગંગામાંથી પથરી ઉપાડી ગરૂડજી આગળ ધરી ઘેર લાવે છે, અને દેવ પૂજામાં રાખે છે, તેથી સર્પ ઘણો દૂર રહે છે. ગરૂડગંગા અલકનંદાને મળે છે. ત્રણેક મૈલ પર **પાતાલગંગા** પર્વતોની ખીણોમાં આડી અવળી થઈને આવે છે. ત્યાંથી ત્રણેક મૈલપર **કુમારચટ્ટી** આવે છે. તે પીપલચટ્ટી જેવી છે. અત્રે નોટ કે ગીની વટાવી શકાય છે. ત્રણ મૈલપર **કલ્પેશ્વર** અલકનંદાને પેલે પાર છે. રસ્તામાં **ગુલાબકોરી** તથા **કુમારચટ્ટી** આવી જાય છે. એ પાંચમું

કેદારેશ્વર છે. દુર્વાસાના શાપથી મુક્ત થવા ઇંદ્રે અત્રે તપશ્ચર્યા કરી, શિવજીને પ્રસન્ન કર્યા અને કલ્પવૃક્ષ મેળવ્યું હતું, તે દિવસથી એ સર્વેશ્વર શિવજી કલ્પેશ્વર નામથી પ્રખ્યાત થયા છે. અહીંથી **વૃદ્ધબદરી** જવાય છે. એ પાંચ બદ્રીમાંનું એક છે. ત્યાં **બદ્રીનામા** ભગવાન વિષ્ણુની મૂર્તિ છે. ૩।। મૈલપર **જોશીમઠ** છે. કેદારનાથની પેઠે અત્રે બદ્રીનારાયણની પૂજા ૭ માસ થાય છે. નારાયણની પેઢી છે. જેમાં હિસાબ કિતાબ રહે છે. આ સ્થાનની સ્થાપના ભગવાન શંકરાચાર્યે કરી હતી, ને ગાદી ઉપર પોતાના શિષ્ય હસ્તાકમલ આચાર્યને બેસાડયા હતા, હાલ એ ગાદી ખાલી છે. શેષશાયી ભગવાનની નાની મૂર્તિ છે. શ્રીકૃષ્ણ (વાસુદેવ) ની મૂર્તિ ને મંદિર સારાં છે. સામે **નૃસિંહ** ભગવાનની મૂર્તિ છે. તે પંચબદ્રી પૈકી છે. ગરૂડ ભગવાનની મૂર્તિ છે. અહીં **દંડધારા** છે. તેમાં યાત્રીઓ સ્નાન કરે છે. અહીં પ્રખ્યાત **દુર્ગાજી** છે. પોસ્ટ, પોલીસ, ને દવાખાના પણ છે. અહીંથી એક માર્ગ **ધવલ-ગંગાનો** જાય છે. જોશીમઠથી ૭ મૈલપર **તપોવનનું** સ્થાન છે. ત્યાંથી બે મૈલ **ભવિષ્યબદ્રી** છે, તે પણ પંચબદ્રીમાંના એક છે જ્યારે **નર-નારાયણ** પર્વતના શિખરો આજુબાજુના પર્વતો સાથે મળી જશે, ત્યારે બદ્રીનાથનો રસ્તો બંધ થઇ જશે, તે વખતે બદ્રીનાથ અહીં દર્શન આપશે. અત્રે **તપ્તકુંડ** છે. અગસ્ત્ય મુનિએ અહીં વિષ્ણુની દારૂણ તપશ્ચર્યા કરી હતી. આ યાત્રાથી વિષ્ણુલોકની પ્રાપ્તિ થાય છે. **નીતિપાસ**—તિબેટ અને હિમાલયની સીમાનો આ પ્રદેશ છે. ત્યાં માર્ચ્છા જાતિના શક લોકો વસે છે. તેઓ ચંવરગાયપર સામાન લાદે છે. તેઓ તિબેટ બહારોબહાર જાય છે. તેઓનું ખાનપાનાદિ ઘણું જૂદુ છે. આપણા લોકોને ધિક્કારે છે. ફાવે તો આપણને મારી પણ નાંખે. અહીંથી **માનસરોવરનો** માર્ગ બહુ કઠિન છે. માર્ગમાં લાકડાં મળતાં નથી. છાણાં મળે છે. બે દિવસ તો નિર્જન કૈલાસમાં પુષ્કળ ઠંડી વેઠવી પડે છે. પવનથી કાંકરા પથરા ઉડે છે. સાધુસંતો માર્ચ્છા જાતનો આશ્રય લીધા વગર જઇ શકતા નથી. નીતિથી આઠ દશ દિવસના રસ્તે કૈલાસરૂપી શિવલિંગનાં દર્શન છે. એની ચારે બાજુ ગંગાજી ફરી વળ્યાં છે. અહીં **દરચ્યાન** નામનું શિવમંદિર છે. ૩૦ મૈલપર **માનસરોવર** છે. ત્યાં સ્નાન કરવાથી ઇંદ્રનું અર્ધું આસન મળે છે.

**વિષ્ણુ પ્રયાગ** જોશીમઠથી દોઢ મૈલપર આવે છે. અહીં અલક-નંદાને ધવલગંગાનો સંગમ છે. વિષ્ણુનું નાનું મંદિર છે. અત્રે ન્હાવાનું

મહત્ ફળ છે. ત્રણ ચાર દુકાનો છે અનેક પ્રકારની જડીબુટ્ટીઓ, શિલાજીત, ખરા રતનજોતના મૂળીઆં, ઝેરમોહરા મળે છે. **સંગમ** આગળ પાણીનું જોર બહુ છે. ઓવારા સાથે સાંકળો જડેલી છે, તે પકડી પગથીઆંપર બેસી લોટાથી ન્હાવું. ડુબકી મારવાની હિમ્મત કરી ઘણા યાત્રીઓ તણાઇ ગયા છે. આગળ જતાં ગંગાજળ એવા જોરથી વહે છે કે પચાસ પોણોસો ફીટ ઉંચે પાણી ઉડે છે.

**પાંડુકેશ્વર**—અહીંથી પાંચ મૈલપર પાંડુકેશ્વર અથવા **યોગબદ્રી** આવે છે. અહીં બદ્રીનારાયણની ધાતુની પદ્માસનબદ્ધ ધ્યાન ધરવા યોગ્ય દિવ્ય મૂર્તિ છે. બીજી વાસુદેવની મૂર્તિ પણ ધાતુની છે. બન્નેનો એક પૂજારી છે. અત્રે પાન્ડવો બરફમાં ગળી ગયા હતા. તેમજ પાન્ડુ રાજાએ મૃગરૂપી મુનીને બાણથી માર્યો, તથા માદ્રી સાથે સંગ કરવાથી શાપિત થઇ અહીં પોતાનો દેહ મૂકયો છે. વળી પાન્ડુ, કુંતિ, તથા માદ્રીએ તપશ્ચર્યા પણ અહીં કરી હતી, અને મંત્ર શકિત વડે કુંતિએ અહીં પાંચે પાન્ડવોને જન્મ આપ્યો હતો. આગળ જતાં **શેષધારા** આવે છે. ત્યાં શેષની મૂર્તિ છે, અને શેષ નામની ધારા વહે છે. ૨॥ મૈલપર **લાંબગડ** આવે છે, ત્યાં કાળીકામળીવાળાની ધર્મશાળા છે. અહીંથી ચાર મૈલપર છેલ્લી **હનુમાનચટ્ટી** આવે છે. (કેદારનાથ જતાં રામવાડા ચટ્ટી છેલ્લી આવે છે,) ત્રિયુગી નારાયણ જેવી ઠંડી પડે છે, અત્રે હનમાનજીનું મંદિર છે. વૈખાનસ મુનીનો પૂર્વે એ આશ્રમ હતો. મરૂત મહારાજે કોઇ કાળે થયેલો નહી એવો અત્રે મોટો યજ્ઞ કર્યો હતો ખોદતાં હજુ પણ બળેલા તલ, યવ, તથા અંગારા નિકળે છે. આ પર્વતજ યજ્ઞના ભસ્મનો છે. અહીં **ધૃતગંગા** આવીને મળી છે. આગળ જતાં એ ત્રણ ચઢઇ આવે છે. એ બહુ અઘરી નથી. હવા હલકી છે. પર્વતપર ઝાડપાન કંઇ નથી. ચારે તરફ લીલ તથા બરફ જણાય છે. ત્રણ મૈલ દૂર **કંચનગંગા** આવીને મળે છે. તેના આચમન માર્જન અને સ્નાનથી તેમજ તેનાં દર્શન, પૂજનથી અનેક જન્મ સૂધી દરિદ્રતા પ્રાપ્ત થતી નથી. નજદીકમાં **કુબેરશિલા** છે, તેની પાસે **દેવદેખની** સ્થાન છે. અહીં ગણેશજીની મંગળમૂર્તિ છે. બદ્રીનાથપુરી તથા મંદિરની ઝાંખી અત્રેથી થાય છે. એક મૈલપર બદ્રીનાથનું ચતુર્થ ધામ આવે છે. ચઢાઇ ઉતરાઇ કઠણ છે. બદ્રીનાથપુરી ગઢવાળ જીલ્લામાં અલકનંદાને કિનારે આવેલી છે. પાંચસો સાતસો ઘરની વસ્તિ છે. સવાર સાંજ સગડી વગર ચાલે નહિ. ગરમ ધાબ-

ળીઓ ભાડે મળે છે. **બદ્રીનારાયણ** જેને યાત્રીઓ **બદ્રીબિસાલ** કે **બદ્રીબિસાલલાલ** કહે છે, તેનું પથ્થરનું મંદિર સુવર્ણના સુંદર ઘુમટવાળું છે. મુખ પૂર્વ તરફ છે. અંદર ત્રણ ભાગ છે, છેલ્લા ભાગમાં બદ્રીનારાયણની મૂર્તિ છે. મંદિરમાં દાખલ થતાં સામે જ બદ્રીબિસાલલાલની કાળા પાષાણની, પારસમણિની મૂર્તિ છે. પદ્માસન તથા ચતુર્ભુજ યુકત છે. તેને રત્નજડિત મુકુટ તથા અનેક પ્રકારનાં આભૂષણોથી શણગારી છે. સવારના સ્નાનવિધિ વખતે આભૂષણો ઉતારે છે, ત્યારે ઠાકોરજીનાં નિર્વાણ દર્શન થાય છે. જમણી બાજુપર લક્ષ્મીજી, નરનારાયણ, નારદજી, ઉદ્ધવ, ગણેશ, કુબેર તથા ગરૂડજીની મૂર્તિઓ છે. બદ્રીબિસાલનાં અલૌકિક દર્શન કરતાં જરાએ ચસવાનું મન થતું નથી. મંદિરના માણસો યાત્રીઓને ખભે હાથ રાખી તેમને કહે છે કે "ભેટ ધરો; દો આની, ચાર આની, રૂપિઆ કે ગીની મોહોર જો મરજી ચાહેસો ધર દો." આગ્રહ નથી. ભેટ ધરી રહ્યા કે સેવકો પુછે છે "કયું દર્શન હો ગયા?" યાત્રી હા કહે એટલે કહે છે "બોલો બદ્રીબિસાલલાલકી જય" પછી યાત્રીને બહાર લઇ જાય છે. કેદારેશ્વરની માફક પેટ ભરી દર્શન કરવા દેતા નથી. લક્ષ્મીજીનું મંદિર કંપાઉન્ડમાં જમણા હાથ પર છે. મૂર્તિ નાની પણ સુશોભિત છે. બદ્રીબિસાલનું રસોડું જગન્નાથજી જેવું, પણ નાનું છે, અને તે લક્ષ્મીજીના મંદિર પાછળ છે. ત્યાં દરરોજ ત્રણ ચાર મણ ચોખા ભોગ માટે ચઢે છે. મંદિરના ખૂણામાં જગન્નાથથી જે યાત્રીઓ સોટીઓ લાવ્યા હોય તે મૂકે છે. અહીંના પૂજારી રાવળજી ઠાઠમાઠથી પૂજા કરતાં બે કલાક લે છે. જગદીશના પ્રસાદની માફક બદ્રીનાથનો પ્રસાદ પણ છુવાતો નથી. ઉંચ નીચ સ્પર્શાસ્પર્શનો વિચાર કર્યા વગર, ભાવથી આરોગે છે. જગન્નાથની પેઠે અત્રે હટકો થાય છે. તેમાં ભરેલાં નાણાં બદ્રીનારાયણના ભોગમાંજ વપરાય છે. આ ભૂમિ સમુદ્રની સપાટીથી ૧૦,૪૦૦ ફીટ ઉંચી છે. બજાર સારો છે. શુદ્ધ શિલાજીત મળે છે. પુરી, બટાકા વગેરે તૈયાર રસોઇ અને દૂધ પણ મળે છે. ધર્મશાળાઓ ઘણી છે. પણ કેટલીકના રખેવાળો ભાડું લઈ ઉતારો આપે છે, એ ખેદભરેલું છે. કામળીવાળાની ધર્મશાળામાં ઓઢવા પાથરવાની પૂરતી સગવડ છે. અહીં પોસ્ટ ઑફીસ, દવાખાનું, પોલીસ ચોકી છે. બદ્રીકેદારનું મંદિર ગામથી ઉંચે ટેકરીપર છે. તેના પગથીઆં ઉતરતાં નારદ કુંડ આવે છે, તેનો મહિમા બહુ શ્રેષ્ઠ છે. એ કુંડના ઉપરના ભાગમાં તપ્તકુંડ છે. ગરૂડશિલાની નીચેથી ઉના

પાણીના બે ઝરા કુંડમાં પડે છે. અહીં સુવર્ણ, ઘોડા, અને ભૂમિદાનનું મહત્ ફળ છે. અહીં કેદાર નામનું શિવલિંગ છે. તેના પૂજનનું ફળ શ્રેષ્ઠ છે.

**બ્રહ્મકપાલી**—બદ્રીનાથની ઉત્તરે ગંગા કિનારે દશ મિનિટને રસ્તે બ્રહ્મકપાલી આવે છે. ત્યાં શ્રાદ્ધ કરી બદ્રીનાથના મહાપ્રસાદ વડે પિંડ આપવાથી પિતૃઓને અક્ષય મુક્તિ મળે છે, તેના બદલામાં તેઓ મનવાંચ્છિત ફળ આપી આશીર્વાદ દે છે. અહીં શ્રાદ્ધ તર્પણાદિ કરવાથી આગલી તથા પાછલી સો પહેડીઓના વંશજોની મુક્તિ થાય છે, પછી બીજે કોઇપણ સ્થાને ફરી તેવી ક્રિયા કરવાની શાસ્ત્રે ના પાડી છે. કદાચ ભૂલમાં કોઇ કરે તો પિતૃઓ ઉલટા ગુસ્સે થાય છે, કારણ કે મુક્ત થયલા પિતૃઓને પાછા મનુષ્યલોકમાં બોલાવવાથી તેમની અધોગતિ થાય છે, તેથી શાપ દે છે. અહીં શ્રાદ્ધાદિ વિધિ સંસ્કૃતમાં વાંચીને કે મોઢે ભણીને કરાવે છે. બદ્રીનાથ પૂરી આગળ ઘણા કુંડો છે. મુખ્ય અલકનંદાનદી અને તપ્તકુંડ છે. તેમાં સ્નાન કરવાનું મહાત્મ્ય મોટું છે. અહીં ચારેમેર ઠેર ઠેર બરફ પડે છે. છતાં આવી જગોએ ઉષ્ણ પાણીના કુંડ ! એ ઇશ્વરની કેવી અદભૂત લીલા છે. ખરે આ કૈલાસપૂરી છે તેમાં કશી નવાઇ નથી. આ તપ્તકુંડમાં નાહવાથી અનેક શ્રદ્ધાળુ મહાત્માઓને વિમાન મળ્યાં છે. અહીં ઋષિધારા, કુર્મધારા, પ્રહલાદધારા, તપ્તકુંડ, અને નારદકુંડ નામનાં પંચતીર્થ છે, તેમાં સ્નાનાદિ આચમન કરવાં. વળી નારદશિલા, વારાહશિલા, નૃસિંહશિલા, ગરૂડશિલા, અને માર્કંડશિલા નામની પાંચ શિલાઓ છે. તેના દર્શન પૂજનનું મહત્ ફળ છે. અહીં ત્રણ કે પાંચ રાત્રિ રહેવાનું મહાત્મ્ય છે.

**વસુધારા**—બદ્રીનાથથી ચાર મૈલ દૂર વસુધારાતીર્થ છે. એ ધારા ઘણા ઉંચા કૈલાસથી પડે છે, અહીં આઠ વસુઓએ તપશ્ચર્યા કરી હતી. કહે છે કે જારથી પેદા થયેલા તથા પાખંડી પુરૂષપર એ ધારા પડતી નથી. રસ્તામાં **માણાગામ** આવે છે, ત્યાં માર્ચ્છા જાતની વસ્તિ છે, તેમનો વ્યાપાર તિબેટ, ભૂતાન સાથે ચાલે છે. માણાગામની નજદીક **વ્યાસ પુસ્તક**, અને સરસ્વતી ગંગા અલકનંદામાં મળે છે. વ્યાસજીએ અહીં બેસી શ્રીમદ્‌ભાગવતાદિના અઢાર પુરાણો રચ્યાં હતાં. ચોદ મૈલપર **સત્યપદ** છે. એ માર્ગ કેવળ બરફથી ઢંકાયેલો રહે છે. ત્યાં **ત્રિકોણ** કુંડ છે. તેમાં સ્નાન કરવાથી મનુષ્ય ફરી માતાની ગોદમાં બેસી સ્તનપાન કરતો નથી. બદ્રીનાથથી આગળ ચાલતાં બીજાં ઘણાં

તીર્થો છે, પણ રસ્તા બહુજ કઠિન ને બરફથી ભરપુર, તેથી યાત્રીઓ આગળ વધતા નથી. કોઇ કોઈ ફક્કડ સાધુબાવાઓ જાય છે. બદ્રિ-બિસાલનાં દર્શન થયાં, એટલે બદ્રિકેદારની યાત્રા સંપૂર્ણ થઈ. અત્રે યાત્રીઓ ઘણું કરી ત્રણ રાત્રિ રહી, પોતાને ધન્ય માની પાછા વળે છે. ૪૮॥ મૈલપર લાલસાંગા પાછા એજ માર્ગે અવાય છે. ત્યાંથી કેદારેશ્વરનો રસ્તો મુકી દઇ, પૂલ ઉતરી, બીજી સડક ફાટે છે. રસ્તામાં **કોયલચટ્ટી** તથા **મઠિયાણાચટ્ટી** આવે છે. એ રીતે ૭ મૈલ પછી **નંદપ્રયાગ** આવે છે. અહીંનો બજાર સારો છે, અલકનંદાને મંદાકિની અહીં મળે છે. અહીં સ્નાનાદિ શ્રાદ્ધ તર્પણ કરવાનું મોટું પુણ્ય છે. **દુર્ગાચંડિકા** તથા **વસિષ્ઠેશ્વર** મહાદેવના દર્શન છે. અહીં એક રાત્રિ રહેવું જોઇએ. કારણ અહીં સુધી બદ્રિકાશ્રમ છે. અહીં ચંવર, શિલાજીત વગેરે મળે છે. ત્રણ મૈલ દૂર **સોનલાચટ્ટી**માં બે દુકાનો છે. ત્યાંના ગરમ પાણીથી તંદુરસ્તી બગડે છે. દશ મૈલપર **કર્ણપ્રયાગ** આવે છે. રસ્તામાં **ભીલહાડાકોટી**, લંગાસ તથા જયકંડિચટ્ટીઓ આવે છે. અહીં પિંડર-ગંગા આવી અલકનંદાને મળે છે. કર્ણ મહારાજે અહીં મોટો યજ્ઞ કર્યો હતો. તેઓ એક ભાર સોનું રોજ દાન કરતા હતા. એમનું મંદિર નદી કિનારે છે. અહીં કર્ણકુંડ તથા **ઉમાદેવીનું** મંદિર છે. ગામમાં જે જોઇએ તે મળે છે, કામળીવાળાની ધર્મશાળા, ટપાલ, પોલીસ, ને દવાખાનાં છે. અહીંથી બે રસ્તા ફૂટે છે. એક પાછો રૂદ્રપ્રયાગ થઈ શ્રીનગર જાય છે. બીજો મૈલચોરી થઈ કાટગોડામ જાય છે. યાત્રીઓ ફાવે તેમ રસ્તો લે છે. શ્રીનગરથી ચૌડી રહી કોટદ્વારના સ્ટેશનપર જવાનો આ રસ્તો સારો છે, પણ એક મજલ ચઢઇ આવે છે, અહીંથી ત્રીજે દિવસે કોટદ્વારની ૫૦ મૈલની મુસાફરી પુરી થાય છે. પણ યાત્રીને એ પાંચ દિવસે પુરી કરવાથી આરામ રહે છે.

કર્ણપ્રયાગથી મૈલચોરી તરફ જતાં ચાર મૈલપર **સેમલીચટ્ટી** આવે છે. ત્યાં પ્રસિદ્ધ **ભગવતિ ચંડિકા** છે, ત્યાંથી ૮ મૈલપર **આદિબદ્રિ** આવે છે. રસ્તામાં સિરોલી તથા ભટોલી ચટ્ટીઓ આવે છે. આદિબદ્રિનું મંદિર તથા બીજા નાના મંદિરો ત્યાં છે. આઠ દશ દુકાનો, તથા ધર્મશાળા છે. ૫॥ મૈલપર **જોંકાપાનીચટ્ટી**થી બે મૈલની ચઢાઇ લાગે છે. જંગલ સઘન છે. પછી **કાલામાટી** ચટ્ટીથી ઉતરાણ લાગે છે. ૩॥ મૈલ પછી મેનારઘાટ આવે છે. અહીં પોલીસ ચોકી, ટપાલ,

તથા દવાખાનું છે. આઠ દશ દુકાનો છે, પાસે **રામગંગા** વહે છે. અહીંથી **મેહલચોરી** ૭ મૈલ દૂર છે. ગામ મોટું છે. ટપાલ, પોલીસ, ને દવાખાનું છે. અહીંથી ઝંપાન તથા બોજા ઉઠાવવાવાળા ભાડું લઈ પાછા ફરે છે, ને નવા સાથે પઠણુ કરવી પડે છે. ગઢવાળ જીલ્લાની હદ અહીં પૂરી થાય છે. અહીંથી આઠ મૈલપર **ગનાઈચટ્ટી**, ત્યાંથી ૪ાા મૈલપર **મહાકાલચટ્ટી**, ત્યાંથી ૧ મૈલ **શાહુપુરચટ્ટી**, ત્યાંથી ૨ાા મૈલપર **ઘરાટચટ્ટી**, ત્યાંથી ૪ાા મૈલપર **અમીરચટ્ટી**, અને ત્યાંથી ૬ાા મૈલ પછી **દ્વારાહાટ** આવે છે. બજાર સારો છે. અહીંથી પાંચ મૈલ **પોખરચટ્ટી**, ત્યાંથી ૧ મૈલ **વાંસુલીસેરા**, ને ૫ મૈલ **મંજખાલી-ચટ્ટી** આવે છે. ત્યાંથી અર્ધા મૈલે એક સુંદર ધર્મશાળા આવે છે. આઠ મૈલ દૂર **રાનીખેત**માં સરકારી છાવણી છે, તેમાં ગોરૂં લશ્કર રહે છે. હવાપાણી સારાં છે. બજાર મોટો છે. નવ મૈલ દૂર **શીતળાચટ્ટી** આવે છે. પહેલા એક મૈલની સુગમ ચઢઈ છે. ત્યાંથી ૫ાા મૈલ **કાકડી-ઘાટચટ્ટી**, ત્યાંથી ૫ાા મૈલપર **ખૈરના**માં બજાર મોટો છે. ધર્મશાળા પણ છે. અહીંથી ૧ાા મૈલપર **ગરમપાનીચટ્ટી**પર યાત્રીને સારો આરામ મળે છે. બે મૈલપર **રામગડ**, ત્યાંથી ૧ મૈલ રાનીઘાટપર સરકારી કેમ્પ છે. ત્યાંથી એકેક મૈલપર બચખેત, તલાનિંગલાટ અને કૈંચીચટ્ટી, ને ૨ મૈલપર **મલ્લાનિંગલ્લાટ** આવે છે. અહીં દુકાનો છે. બે મૈલપર **ભવાલી**માં પાંચ ૭ દુકાનો, સરકારી કેમ્પ, બે મોટી ધર્મશાળા, ને સ્મશાનઘાટ છે. એક મૈલપર ફસોલીચટી ને ત્રણ મૈલપર **ભીમતાલ** છે. ત્યાં બજાર, ધર્મશાળા, કેમ્પ વગેરે છે. એક તળાવ છે. ત્રણ મૈલ દૂર ડુંગરપર એક બીજું તળાવ છે, સવા બે મૈલપર કચિસડલીમાં પાણીનું પરબ છે. ત્યાંથી ૧ાા મૈલપર નંદાદેવીમાં પાણીની સુંદર ધારા છે. ભીમતાલથી રાનીબાગ પાંચ મૈલ છે. રસ્તો ઉતરાઇનો છે. બજાર મોટો છે. મકરસંક્રાંતિપર અહીં ભારી મેળો થાય છે. અહીંથી બે મૈલપર કાટગોડાઉન આવે છે, જ્યાંથી રેલ્વે સ્ટેશન દ્વારા યાત્રી મરજી મુજબ મુસાફરી કરે છે.

આવી કષ્ટદાયી યાત્રા કરવાનો આપણા શાસ્ત્રકારોનો મુખ્ય ઉદ્દેશ પરમાત્માપર આસ્થા વધારવાનો તથા પરમાત્મા રચિત સૃષ્ટિની વિચિત્રતાનો ખ્યાલ ઉત્પન્ન કરી, તેના સર્વશક્તિપણાના જ્ઞાનની મનમાં દઢતા કરી, સગુણ ઇશ્વરની ઉપાસના કરવાનો તથા તેમ કરી મુક્તિના સાધનો સંપાદન કરવાનો છે. કબિરે કહ્યું છે કે "પથ્થર પૂજે હર મીલે તો

મેં પૂજું સારા પહાડ" તેનો ભાવાર્થ સમજ્યા વગર મૂર્તિપરથી આસ્થા ઉપાડી લે છે, પણ ખરો ભાવાર્થ એ છે કે મૂર્તિને પથ્થરની ભાવનાથી પૂજવાથી કશો અર્થ સિદ્ધ થતો નથી, પણ તેના અધિષ્ટાનરૂપ ઈશ્વર ભાવનાથી પૂજન કરવાથી સિદ્ધ થાય છે. કારણ ફળદાતા ભાવના છે. માટે જે ઉદ્દેશથી ઉપાસના કે ભક્તિ કરવામાં આવે છે, તેવા ફળની સિદ્ધિ થાય છે. માનો તો દેવ નહિંતર પથ્થર. સાત્વિક, રાજસ, કે તામસ જેવા ઉદ્દેશથી કર્મ આચરવામાં આવે, તેવા ફળ પ્રાપ્ત થયા વગર રહેતાં નથી, અર્થાત્ દાનાદિ પૂજા વૃથા જતી નથી. બદ્રિકા ભૂમિને તપોભૂમિ કહે છે, કારણ એ પ્રદેશમાં અનેક મહાત્માઓ તથા શ્રીકૃષ્ણ, શ્રી શંકરાચાર્ય વગેરે, ઐશ્વરી અવતારોએ વાસ કર્યો હતો. મહાત્મા ધર્મે દક્ષની પુત્રી મૂર્તિ દેવીથી પ્રસિદ્ધ અવતાર નરનારાયણને ઉત્પન્ન કર્યા હતા. સૂર્યના પુત્ર વૈવસ્વત મનુએ અહીં દારૂણ તપશ્ચર્યા કરી હતી. ઋષિઓ ધર્મ તત્ત્વ જાણવા માટે વ્યાસજીની સાથે શ્રી બદ્રિકાશ્રમ આવ્યા હતા. સરસ્વતીગંગાને કિનારે વ્યાસજીએ અઢાર પુરાણ રચ્યાં. પાંડવોની ગોત્રહત્યા તથા શિવજીની બ્રહ્મહત્યા આ બદ્રિકાશ્રમમાં નિવૃત્ત થઈ હતી. ઉદ્ધવજીએ ઘણીએ ભક્તિ કરી છે, પણ તેને તપશ્ચર્યાની સિદ્ધિ બદ્રિકાશ્રમમાંજ પ્રાપ્ત થઈ છે. કહ્યું છે કે:—

बहूनि सन्ति तीर्थानि दिवि भूमौ रसातले ।
बदरी सदृशं तीर्थं न भूतं न भविष्यति ॥

**અર્થ:**—સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ વિષે ઘણાં તીર્થો છે, તો પણ બદ્રિકાશ્રમ સમાન તીર્થ થયું નથી, ને થશે પણ નહીં. ભાગવતાદિ અદ્વૈત માર્તણ્ડમાં લખ્યું છે કે હિમાલયનો મુલક સૌથી શ્રેષ્ઠ છે. અત્રેના વતનીઓ દેવતા જેવા છે. અહીં પગલે પગલે યજ્ઞ થયેલા છે. એ પવિત્ર ભૂમિનાં દર્શનથી પાપમુક્ત થવાય છે, તો પછી તે ભૂમિપર ચલનાદિ સ્પર્શથી પુરૂષ પાપમુક્ત થાય તેમાં શી નવાઈ? આ યાત્રા કરતાં સવા લક્ષ પર્વતોના સમાગમ થાય છે, તે બધા ઋષિ મુનિઓની તપશ્ચર્યાના આશ્રમો હોવાથી પાપ નિવારણ કરી, અંતઃકરણ શુદ્ધ કરવાના સાધનો

---

તા. ક.—શેઠ વલભદાસ કરસનદાસ નાથાના, શેઠ કરસનદાસ ઠાકરસી સગા બનેવી થાય છે. જ્યારે પૃષ્ઠ ૨૪૨ની બારમી લીટીમાં તેથી ઉલટું છપાયું છે તે સુધારીને વાંચવું.

થઇ પડે છે. શ્રદ્ધાપૂર્વક ભાવના રાખવી જોઇએ. હિમાલયના મૂળમાંથી અનેક ગંગાધારા નિકળી જૂદા જૂદા નામ ધારણ કરી મૂળ ગંગાને મળે છે. આ એકાન્ત પ્રદેશમાં વસિષ્ઠાશ્રમ. મુચુકુન્દાશ્રમ, દ્રોણાશ્રમ, કણ્વાશ્રમ, કપિલાશ્રમ આદિ અનેક શ્રેષ્ઠ આશ્રમો છે, માટે એ પ્રદેશને તપોભૂમિ કહે છે. વિષય ભૂમિ નથી.

આવી રીતે આ એકાન્ત તપોભૂમિ પાપની નિવૃત્તિ કરી પુરૂષને પરંપુરૂષાર્થમાં જોડે છે. માટે શાસ્ત્રમાં પણ કહ્યું છે કે આ પવિત્ર સ્થળોની યાત્રા જેણે કરી છે તેના જન્મને ધન્ય છે. અર્થાત્ તેણે મનુષ્યયોનિમાં અવતરી પોતાનો ફેરો સફળ કર્યો છે. આ યાત્રાથી અનેક જન્મના બ્રહ્મહત્યાદિ જેવા મોટામાં મોટાં પાપો દૂર થાય છે, તો પછી નાના નાના ક્યાં રહ્યાં? માટે જેનાથી બની શકે તેણે આ તપોભૂમિની બદ્રિકેદારેશ્વરાદિ યાત્રાઓ કરવી એ આવશ્યક છે.



# શ્રી દમણ બંદર.

## શ્રી વલ્લભી સંપ્રદાયના શ્રીમદ્ ગોસ્વામી મહારાજશ્રીની એક સૈકા પછી પધરામણી.




ન્દુસ્તાનમાં વિદેશી રાજ્યકર્ત્તાઓમાં પ્રથમ પોર્તુગીઝ લોકો આવ્યા, તેમણે પ્રથમ કેટલાએક શહેરો હસ્તગત કર્યાં, તેમાં મુંબઇ બેટ પણ હતો. મુંબઈ બંદર તે વખતે દશ હજાર માછીઓનું એક ન્હાનું ગામડું હતું, અને સને ૧૬૬૧ માં પોર્તુગાલના રાજાએ પોતાની પુત્રી કેથેરાઇનના લગ્નની પહેરામણીમાં ઇંગ્લાંડના બીજા ચાર્લ્સ રાજાને મુંબઇ બેટ કન્યાદાનમાં આપ્યો. તેણે એ બેટ ઇ. સ. ૧૬૬૮ માં ઇસ્ટ ઇન્ડીઆ કંપનીને વર્ષ દહાડે, દશ પાઉન્ડ (તે વખતે રૂ. ૧૦૦) ના ભાડાએ આપી પોતાનો હક વેચી નાખ્યો. મુંબઇની પ્રગતિ દિનપ્રતિદિન વધતી ગઇ, અને જોતજોતામાં આજે મુંબઈ જાહોજલાલીમાં શિખરને ટોંચે પહોચ્યું છે, અને અખિલ હિન્દુસ્તાનનું નાક થઇ પડયું છે, અને આખી પૃથ્વીમાં માતબર શહેર તરીકેની તેની ધ્વજા પાંચમે નંબરે ફરકે છે.

હાલમાં હિન્દુસ્તાનમાં ફીરંગી સરકારના ત્રણે સંસ્થાનો દમણ, દીવ, અને ગોઆ દરિયે કિનારે હવાનાં સ્થળો છે. દમણમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ઉપરાંત ફીરંગી, પારસી, અને મુસલમીનની વસ્તિ વિશેષ છે. હલકી વર્ણમાં મોચી, કોળી, લુહાર, શેણવી, ગોલા વગેરે છે. દમણ એક વખત સારી જાહોજલાલી ભોગવતું અને હાથીદાંત, અફીણ, સાગલી લાકડાં વગેરેનો વેપાર દરિયામાર્ગે ધમધોકાર ચાલતો. વૈશ્ણવોની પણ સારી સ્થિતિ હતી. હાલ પણ ત્યાંના વણિકો મોટી મોટી ફતેમારીઓ બાંધી દેશાવર માલ લાવલઇજા કરે છે, હવાના સ્થળ તરીકે દમણ મશહુર થયેલું છે. આજકાલ લોકો આરોગ્યતા માટે હવા ખાવા માથેરાન, મહાબલેશ્વર, અને મસુરી જેવા સ્થળોએ જાય છે, પણ અત્રે થોડા પૈસામાં ગરીબ વર્ગ પોતાની તંદુરસ્તિ સુધારી શકે છે. વળી દમણ સ્વતંત્ર રાજ્ય હોવાથી અંગ્રેજી મુલકના દિવાની ફોજદારી

ગુન્હેગારો એ રાજ્યનો આશ્રય લેવા તુરત દોડી જતા હતા. પણ હાલમાં થયેલા કોલકરારની રૂએ ફીરંગી સરકાર અંગ્રેજને તેના ગુનેહગારો પાછા સુપ્રત કરે છે.

અમારા વડવાઓનું અસલ ગામ દમણ હોવાથી તે ગામને માટે અંતરની લાગણી સ્ફુરાય એ સ્વાભાવિક છે, જોકે હાલમાં તે ગામ સાથે કોઇ પણ પ્રકારનો અમારે સંબંધ નથી કે ઘરબાર પણ નથી. મ્હારા પિતાશ્રી સદ્‌ગત રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખરનો જન્મ દીવમાં થયો હતો, જ્યાં અમારા વડવાઓ મોઝાંબીક સાથે બહોળો વ્યાપાર ચલાવતા હતા. અમારાથી છઠ્ઠી પેઢીએ થઇ ગયેલા પ્રેમાનંદ ન્હાનાભાઇથી અમે ઉતરી આવેલા છીએ, અને એ કુટુંબનો દમણમાં ૨૦૦ વર્ષનો વસવાટ હતો. તે પહેલાં એ કુળ દક્ષિણમાં પૂના પાસે આવેલા જુન્નર ગામમાં રહેતું. ત્યાં તે ઘણુંજ શ્રીમંત હતું, અને ત્રણસો વર્ષ સુધી તેનો ત્યાં વસવાટ હતો, એટલે સૌથી જુનામાં જુનું અમારૂં ગામ જુન્નર હતું. અમારા કુળનો વેદ યજુર, શાખા માધ્યંદિની, ત્રિપ્રવર, અને ગોત્ર કૌશલ્ય છે. એ પ્રેમાનંદના પુત્ર નૃસિંહ દમણમાં એક મોટા શ્રીમંત વ્યાપારી હતા, અને ફીરંગી સરકારમાં પણ તેઓ સારો વગ તથા ખુરશી ધરાવતા હતા, અને તેમના દીકરા પૂર્ણાનંદે ચાંચીઆ વાઘેરોને પકડી કેદ કરી ફીરંગી સરકારને સોંપ્યા હતા, અને ઓખાના જોદ્ધા અને મૂળુ માણેકે તેમને ઓખામાં આગ્રહપૂર્વક બોલાવી સામૈયું કરી, સ્વારી માટે અશ્વ, સોનાના કડાની જોડ, મોતીની માળા વગેરે દરબાર ભરી ભરકચેરીમાં સન્માનપૂર્વક પ્રશંસા કરી બક્ષિસ આપ્યાં હતાં. એ મ્હારા પ્રપિતામહ પૂર્ણાનંદનું દમણમાં વાણીઆવાડ, બ્રાહ્મણવાડ, અને પ્રભુ ફળીઆને નાકે બજારમાં એક વિશાળ ઘર ત્રણ રસ્તાના મોખરાપર હતું. જે ઘરમાં હાલ ભગવાન ગોલો વયોવૃદ્ધ થઇ ગયો છે તે ત્રણ ગાળાના ઘરમાં મારા પિતાશ્રી ઉછર્યા હતા, અને ગુજરાતી તથા પોર્તુગીઝ ભાષાનો પણ તેમણે ત્યાં સારો અભ્યાસ કર્યો હતો. તેઓ ફીરંગી ભાષા સારી રીતે લખી બોલી જાણતા હતા. અંગ્રેજી કેળવણી મુંબઇમાં લીધી હતી. હાલના કચ્છ મહારાવશ્રી સર ખેંગારજીના વિદ્યાગુરૂ તરીકે મારા પિતાશ્રી કચ્છમાં રહેતા હોવાથી એ ઘરની દેખરેખ રહી નહી, તેથી જે સગાને ઘર સુપ્રત કરેલું, તેણેજ તે વેચી ખાધું. મ્હારા પિતાશ્રી દલપતરામ તે તેમના પૌત્ર થાય. અમારા વડવાઓની

તથા દમણ શહેરની તવારીખ તથા મારા પિતાશ્રીની જીવનકથા મ્હારા બનાવેલા સુંદર સોદાગર નામના પુસ્તકમાં પૃષ્ટ ૨૪૭ થી ૩૭૯ સુધી વિસ્તારથી આપેલી છે.

દમણ બંદરમાં ઘણા વર્ષ પૂર્વે (Juliao Jose De Silva Viera) જુલીયાંવ જોસ ડી સીલ્વા વીરા નામનો ગવર્નર થઇ ગયો. તેનો માસિક પગાર રૂ. ૬૦૦) નો હતો. પ્રથમ તા૦ ૭–૧૨–૧૮૨૪ થી ૧૮૩૧ સુધી તેણે અમલ બજાવ્યો. જ્યારે વિલાયતમાં પોર્તુગાલના રાજાના કુટુંબમાં લડાઈ જાગી ત્યારે ડૉન પેદ્રો ડી ફોર્થ (ચોથો), બ્રાઝીલનો એમ્પરર એટલે બાદશાહ થયો. તેણે પોતાની દીકરી (Dona Maria 2nd) ડોના મેરાયા (બીજી) ને રાજ્ય સોંપ્યું, અને ત્યાર પછી એ રાજાના ભાઇ (Domingel) ડોમીન્ગેલે પોર્તુગાલમાં બળવો જગાડયો, અને પોતે પોર્તુગાલનો એબ્સોલ્યુટ કિન્ગ એટલે કુલ મુખ્તિઆર રાજા થયો. એ વખતમાં એ જુલીયાંવ દમણનો એબ્સોલ્યુટ ગવર્નર થઇને આવ્યો, અને પોતાની મુખ્તિઆરીની અમલદારીનો દોર ઘણીજ જોહુકમી રીતથી ચલાવવા લાગ્યો, જાણે દમણનો પોતાને રાજાજ સમજવા લાગ્યો. એની પછી આંતોનીઓ લોબા ડી ગામા ગવર્નર તરીકે આવ્યો, અને તેની પછી બીજીવાર મજકુર જુલીયાંવ પાછો ગવર્નર થઇને આવ્યો, ને તા૦ ૧૬–૩–૧૮૩૩ થી ૯–૫–૧૮૩૪ સુધી એ હોદ્દો ભોગવ્યો. તેના અતિશય જુલ્માટથી તેની પુષ્કળ ફરીયાદો વિલાયત જતાં તેને પોર્તુગીઝ સરકારે એકદમ બરતરફ કર્યો, એટલે ન્હાસીને તારાપોર ગામ ગયો, ત્યાંથી તા૦ ૧૪–૬–૧૮૩૬ ને દિને વિલાયત જતો રહયો. આંતોનીઓ ફ્રાન્સીસ્કો મોનીઝ નામના ફીરંગી સરકારના એક જડજે દમણની તવારીખનું પુસ્તક લખ્યું છે તેમાંથી ઉપલી હકીકતો મેળવી છે. History of Daman by Antonio Fransisco Moniz.

એ જુલીયાંવ ગવર્નરના જુલમાટને લીધે થયેલા ગોસ્વામી મહારાજના એક ગમખ્વાર બનાવ પછી કોઇપણ ગુસાંઇનું બાળક દમણમાં પધરામણી કરતું ન હોતું. તેનું કારણ એ હતું કે સને ૧૮૨૮ ની સાલમાં એટલે ૯૨ વર્ષ પૂર્વે એક ગિરધરલાલ મહારાજની પધરામણી દમણમાં ફાગણ માસમાં એક લાડવણિક બાઇ નામે જીવકોર ડોસી તથા તેણીના ભાઇ નારણના અતિ આગ્રહથી પેલાડમાં એટલે મોટી દમણમાં થઇ હતી. હવે આ વખતે ન્હાની દમણમાં એક બીજો વૈષ્ણવ નામે

સેવકલાલ કરસનદાસ મજકુર જુલીયાંવ ગવર્નરનો ખાસ મિત્ર હતો. 'તે વૈષ્ણવનો એવો દુરાગ્રહ થયો કે પહેલી પધરામણી "મ્હારે ત્યાં થવી જોઇએ" જે મહારાજશ્રીએ સ્વીકાર્યું નહીં.* તે પરથી ગુસ્સે થઇને ગવર્નરને મળી ગવર્નરની મારફત મહારાજશ્રીને બોલાવવા તેડું મોકલ્યું. તેઓ શ્રી ન પધારતાં એક ભેટીયાને મોકલ્યો, જેણે મહારાજનું રૂપ ધારણ કર્યું હતું. પણ સેવકલાલે તેને ઓળખી કાઢયો, ને ગવર્નરને અંદરનો ભેદ કહી દીધો, જેથી ગવર્નરને બહુજ ગુસ્સો લાગ્યો, અને પોલીસ મોકલી મહારાજશ્રીને બોલાવી મંગાવ્યા. તેઓશ્રીને ચતુર્ભુજ કરી તેમના ઉપર સીતમ ગુજાર્યા બાદ છોડી મુકયા, એટલે મહારાજશ્રીએ ફીરંગીની હદ છોડીને ત્યાંથી ચાર ગાઉ ઉપર આવેલા કાલૈયા ગામની પાદરે નદીપર જઇ, પોતાના અંગુઠામાંથી અગ્નિ પ્રદિપ્ત કરી દેહ ત્યાગ કર્યો. તે વખતે શાપ આપ્યો કે "દમણની પડતી થજો" અને ખરેખર થયું પણ તેવુંજ કે દમણની જાહોજલાલી ગઇ તે ગઇ, તે આજ દિન સુધી પાછી આવી નથી. ઉપલા કારણથી કોઇપણ ગુસાંઇનું બાળક દમણ જતું ન હોતું. બહુ વર્ષો વ્યતીત થવા પછી ત્યાંના વૈષ્ણવોએ ઘણા બાળકોને અતિ આગ્રહ-પૂર્વક વિનવ્યા, પણ ફોકટ. સુરતવાળા શ્રીબ્રિજરત્નલાલજીને વિજ્ઞપ્તિ કરતાં તેમણે કબૂલ કરેલું, અને સં. ૧૯૭૧ ના આશ્વિન શુદિ ૨ નું પધારવાનું નક્કી થયું હતું. પણ પોતે સગીર વયના હોવાથી અને દમણ પરરાજ્ય હોવાથી હાલના સંજોગોને લઇને પાછળથી ત્યાંનાં કલેકટરે તથા ટ્રસ્ટીઓએ ત્યાં જવાની પરવાનગી આપી નહિ, એટલે એ વાત પડતી મેલાઇ. દમણના વૈષ્ણવોએ છેવટ હારીહારીને પોતાની વિજ્ઞપ્તિ પોરબંદરવાળા મુંબઇની ચીમનલાલજીની હવેલીની ગાદીવાળા શ્રીરણછોડ-લાલજી મહારાજને કરી, જેમને ઘણાઓ તરફથી ત્યાં જવાની સલાહ મળી નહી, છતાં પણ દ્રઢ મનથી દમણ પધારવાનું પોતે બીડું ઝડપ્યું, અને વૈષ્ણવોની અરજ સ્વીકારી. જોકે પોતે ટ્રેનમાં બેઠા ત્યાંસુધી તેમને નહિ જવાની સલાહના સંદેશા પુગાડવામાં આવ્યા હતા, પણ પોતે ડગ્યા નહિ તે માટે તેમને ધન્યવાદ ઘટે છે.

મુંબઇમાં વસતા દમણના વૈષ્ણવ મહાજન તરફથી મને પણ તે પ્રસંગે હાજર રહેવાનો ખાસ આગ્રહ થયો હતો. સં. ૧૯૭૧ ના

---

* એક ચોપડીમાં એમ છે કે એ વણિકને ઘેર ઠાકોરજીની જુની મૂર્તિ હતી તે લઈ જવા માટે મહારાજ સાથે તકરાર થઇ હતી.

આશ્વિન વદિ ચતુર્થી અને બુધવારની રાત્રિના કોલાબાના સ્ટેશન ઉપર શ્રી રણછોડલાલ મહારાજશ્રીને વિદાય કરવા ઘણા સંભાવિત વૈષ્ણવો આવ્યા હતા. જેમણે શ્રીને પુષ્પ હાર તોરાથી વધાવી લીધા હતા. તેઓશ્રીની સાથે શેઠ વલ્લભદાસ વિસનદાસ જે. પી. શ્રીના સમશેરધારી અંગરક્ષક તરીકે હતા, ઉપરાંત દમણના વૈષ્ણવ મહાજનના શેઠ દેવીદાસ પ્રાણજીવનદાસ, સોલીસીટર ત્રિભોવનદાસ માળવી, મેસર્સ સુંદરદાસ પીતાંબર, કેશવલાલ લલ્લુભાઇ વગેરે વૈષ્ણવો હતા. શ્રીની સાથે હથિયારબંધ હજુરીઓની એક ટુકડી હતી. દમણના સ્ટેશને આશ્વિન વદિ ૫ ને ગુરૂને દિને સવારના ઉતર્યા, જે વખતે સામે લેવાને ઘણા વૈષ્ણવો આવ્યા હતા. પ્રતિવર્ષે હું માણેકઠારી પુનેમ શ્રી રણછોડરાયના ચરણ સમીપ શ્રી ડાકોરમાં ગુજારૂ છું, ત્યાંથી હું પણ આવી લાગ્યો. સ્ટેશનને ધ્વજા પતાકાથી શણગારવામાં આવ્યું હતું. વાપી ગામના રસ્તાપર શા. ચુનીલાલ રાજારામે વાવટા તોરણના આરકા બાંધી મહારાજને હારતોરા પહેરાવ્યા. ધનભુરા શેઠની જોડીની ગાડીમાં શ્રી બીરાજ્યા. એ રીતે વાપી (સ્ટેશન)થી દમણ સુધીના ૭ મૈલના રસ્તામાં જગેજગ આરકા તોરણ અને "ભલે પધાર્યા" એવા લેખો ટાંગેલા હતા. ચલાની અંગ્રેજી ચોકી પાસે સરકારકુન મી૦ છગનલાલે, તથા દાભોલની ફીરંગી ચોકી પાસે કસ્ટમ કલાર્ક મી૦ ગણેશરામે, કુંતાની અંગ્રેજી ચોકી પાસે ત્યાંના મામલતદાર મી૦ હીરાલાલ મંછારામે જગેજગ તોરણો બાંધી શ્રીને પુષ્પથી વધાવી સત્કાર કર્યો હતો.

દમણ ગામ આવી લાગતાં શેઠ માણેકજી કાવસજીની વાડી આગળ સર્વ વૈષ્ણવોના ટોળેટોળાં મહારાજશ્રીને સામૈયું કરવા આવ્યા હતા. વાડીમાં શ્રીએ આસન લીધા બાદ નરનારીઓએ ચરણ સ્પર્શ કર્યા હતા. ત્યાંથી સ્વારીનું સરઘસ કાઢવામાં આવ્યું. ઉત્સાહમાં ભાગ લેનારાઓમાં મુખ્ય મેશર્સ દેવીદાસ પ્રાણજીવનદાસ, ત્રિભોવનદાસ માલવી સોલીસીટર, વલ્ભદાસ વિશનદાસ જે. પી., મગનલાલ દલપતરામ ખખ્ખર, મંગળદાસ મોતીલાલ, ઠાકોરદાસ હરકીસનદાસ, જમનાદાસ ફકીરભાઇ, હરીલાલ નરોતમદાસ, લલ્લુભાઇ નરસીલાલ, કમ્બલભાઇ માણેકલાલ, કમ્બલભાઇ પ્રાણજીવનદાસ વગેરે હતા. વાડીથી તે ગામમાં શ્રીના ઉતારા સુધી અસંખ્ય આરકાઓ તથા સત્કારના શ્લોકો 'યતોધર્મસ્તતોજય' વગેરે લેખો ટાંગવામાં આવ્યા હતા. જોડીની ગાડીના ઘોડા છોડી નાખી શ્રીની ગાડીને વૈષ્ણવો પોતે ખેંચી ગયા હતા. પારડીથી ખાસ મંગાવેલા બેન્ડના

સુંદર સરોદથી, ઢોલ, ત્રાંસા સરણાઈ અને નગારાના તીવ્ર અવાજ વચ્ચે સ્વારી ધીમેધીમે ચાલતી હતી, અને મહારાજશ્રીને સોના રૂપાના પુષ્પો તથા મોતીથી રસ્તામાં ભાવિક વૈષ્ણવોએ વધાવી લીધા હતા. મારકીટ આગળ દમણના ગવર્નરનો સેક્રેટરી સન્માન આપવા હાજર હતો. તેણે ઉભા થઈને ટોપી ઉતારીને મહારાજશ્રીને માન આપ્યું, જેને શ્રીએ હારતુરા આપ્યા. ઉતારે આવ્યા બાદ પ્રસાદ લીધા પછી કેટલાએક વૈષ્ણવોએ પોતાને ઘેર શ્રીની પધરામણી કરાવી હતી.

આશ્વિન વદિ ૬ ને શુક્રવારે વિદ્વદ્વર્ય શાસ્ત્રીજી મગનલાલ ગણપતિરામ એમ. એ., શ્રીના ખાસ નિમંત્રણથી ત્યાં આવી લાગ્યા. ત્યાં સભા ભરવામાં આવી. મી૦ મગનલાલ દલપતરામ ખખ્ખરે શાસ્ત્રીજીની ઓળખાણ કરાવતાં જણાવ્યું કે શાસ્ત્રીજી એક સંપૂર્ણ વિદ્વાન તરીકે વિખ્યાત છે. વળી સુરતની વૈષ્ણવ પરિષદમાં તેમના ઉમદા વ્યાખ્યાનો માટે તેમને સુવર્ણપદક મળેલું છે. તેઓને વૈષ્ણવ સંપ્રદાયના તત્વોનું રહસ્ય સંપૂર્ણ રીતે વિદિત હોવાથી "ભક્તિ" ના વિષય ઉપર તેમનું વ્યાખ્યાન શ્રવણ કરવા વૈષ્ણવોને વિનંતિ કરી હતી. શાસ્ત્રીજીએ પોતાનું વ્યાખ્યાન શરૂ કરતાં જણાવ્યું કે નિસ્સાધન ભક્તિ દશ પ્રકારની શાસ્ત્રમાં નિયત કરેલી છે. પ્રથમ શ્રવણ, તદનંતર શ્રીકૃષ્ણ પરમાત્માનું હૃદયમાં મનન કરી તેનો નિદિધ્યાસ કરવો. અર્થાત્ તેમને અંગીકાર કરાવેલી વસ્ત્રાભૂષણ સામગ્રી કેવા કેવા પ્રકારની કયા કયા સમયે ધરાવવામાં આવે છે તેનું એકાંતમાં ચિંતન કરવું ઇત્યાદિ, જે ફલાત્મક ભક્તિમાર્ગ શાસ્ત્રમાં દર્શાવ્યો છે તેના સપ્રમાણ ઉદાહરણો આપી તે વિષેનું જ્ઞાન મેળવ્યા પછી, ભકિતમાં તદાકાર થઇને પ્રભુમાં પોતાનો જીવાંશ જોડી દેવો, અને તે જીવાંશ જોડાઇને બ્રહ્મની પ્રાપ્તિ થયા બાદ પણ પ્રભુની સ્વરૂપાત્મક ભકિતજ કર્યા કરવી એ આવશ્યક છે વગેરે. એ રીતે શ્રોતાજનોને આનંદ પમાડયા હતા.

આશ્વિન વદિ ૭ ને શનિવારે મોટી દમણના બ્રાહ્મણ, વૈસ્ય, દરજી ઇત્યાદિ પ્રજાએ મહારાજશ્રીની પધરામણી પાલખીમાં વાજતે ગાજતે કરી હતી. મોટી દમણ તરમાં જવાય છે. ત્યાં સરકારી કિલ્લો, ગવર્નરનો મહેલ, દિવાની ફોજદારી કચેરી, જેલ, દીવાદાંડી વગેરે આવેલાં છે. શ્રીએ તર ઉતરીને કાંઠાપર પોતાના ચરણ મુકયા કે તેમને તોપનું માન ફીરંગી સરકાર તરફથી આપવામાં આવ્યું, અને પ્રજા તરફથી કાંઠા ઉપર ધ્વજા પતાકા સાથનો મંડપ ઉભો કરવામાં આવ્યો હતો તેમાં

શ્રીની પધરામણી કરવામાં આવી, જ્યાં મી૦ છગનલાલ જેસંગે એક માનપત્ર વાંચી સંભળાવ્યું. મહારાજશ્રી તરફથી તેમની આજ્ઞાનુસાર મી૦ મગનલાલ દલપતરામ ખખ્ખરે આશીર્વાદરૂપક યોગ્ય ઉત્તર આપ્યો હતો. બાદ શ્રીની સ્વારી ચાલીને મોટી દમણુના પેલાડ ગામમાં વાજતે ગાજતે ભાવિક નરનારીઓ ઝાંજ પખાજ વગાડતા, ભજન કરતા, પોતપોતાને ઘેર શ્રીને લઇ જઈ પધરામણી કરાવતા, શ્રીનો આશીર્વાદ લઇ આનંદ પામતા હતા. એ રીતે સ્વારી પાછી ઉતારે આવતાં રાત્રિ થઇ.

આશ્વિન વદિ ૮ ને રવિવારે મહારાજ શ્રીનો પ્રયાણુ થવાનો દિવસ હોવાથી શ્રીએ વૈષ્ણુવોની એક સભા ભરી, સર્વ વૈષ્ણુવોને ઉપરણાં ઓરાડયાં. કેટલાએક વૈષ્ણુવોએ પોતા તરફથી વાર્ષિક લાગા પણુ લખી આપ્યા. આ પ્રસંગે મી. મગનલાલ દલપતરામ ખખ્ખરે વૈષ્ણુ-વોને સંબોધીને ભાષણુ કર્યું "વૈષ્ણુવો! મહારાજશ્રી આપણા ગામ-માંથી આજ પધારી જાય છે માટે આપણુને હર્ષ અને શોક બન્ને પેદા થાય છે. હર્ષ એટલા માટે કે ઘણા વર્ષો પછી આવા આનંદ જનક બનાવના ઉત્પાદક તરીકે પોતે થઇને શ્રીએ આપણુને કૃતાર્થ કર્યા છે, અને પોતે હવે જવાના છે તે સાંભળીને આપણુને દિલગીરી થાય છે. શ્રીએ જે હિમ્મત કરી પરિશ્રમ ઉઠાવ્યો તે માટે દમણુની હિન્દુપ્રજા શ્રીનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે. આ ઉત્સવને સાંગોપાંગ પાર પાડવામાં મહાજનના શેઠ દેવીદાસ પ્રાણુજીવનદાસ તથા ઉત્સવના ઉત્સાહમાં મદદ કરવામાં મેશર્સ ઠાકોરદાસ હરકીસનદાસ, નરસીદાસ માણેકલાલ, ગંગાદાસ જમનાદાસ વગેરે ગૃહસ્થોએ જે ઉત્તમ પ્રકારની વ્યવસ્થા કરી છે, અને તેની સાથે શેઠ વલ્લભદાસ વિસનદાસ જે. પી. એ મહારાજ શ્રીને અત્રે લાવવામાં જે શ્રમ લીધો છે, તે માટે એ સર્વેને ધન્યવાદ ઘટે છે. એટલું કહી શ્રીને મહાજન તરફથી નીચે પ્રમાણે માનપત્ર વાંચી સંભાળાવ્યું:—

**શ્રીમદ્ ગોસ્વામીકુલકૌસ્તુભ શ્રીવલ્લભાચાર્યવર્ય શ્રી**
**૧૦૮ શ્રીરણુછોડલાલજી મહારાજશ્રીની પવિત્ર સેવામાં.**
**હાલ નિવાસ શ્રી દમણુ બંદર.**

વિજયતે શ્રી બાલકૃષ્ણુઃ પ્રભુઃ

પ્રાચીન કાળમાં એક વાર સુવિખ્યાત થઇને પોતાની ઉન્નતિમાં મસ્ત બનેલ આ આર્યભૂમિ દમણુપર સૃષ્ટિના કાળ ક્રમણુને લઇને અનેક

પ્રકારના અવનવા રૂપાંતરો થઇ ગયા છે. એવા ભિન્ન ભિન્ન સંસ્કારો-માંથી પસાર થઇને સાંપ્રતકાળમાં આ અમારી વંદનીય માતૃભૂમી, આપણી પવિત્ર મનુસ્મૃતિના નિયમાનુસાર ફીરંગી પ્રજાસત્તાક ધ્વજાની છાયામાં નિર્ગમન કરે છે, કે જે રાજતંત્રમાં સમભાવનો, છૂટાપણાનો, અને ભાતૃભાવનો મુદ્રાલેખ, વ્યક્તિ માત્ર માટે પ્રાધાન્ય પદે આલેખ-વામાં આવે છે. જન સમાજના રક્ષણાર્થે સરકાર જેમ અનેક પ્રકારના કાયદાના બંધારણ કરે છે, તેમજ આપણા પ્રાચીન પુજ્યોએ સમસ્ત-જન સમાજની ઉન્નતિ અને આત્મકલ્યાણાર્થે સાનુકુળ ધાર્મિક નિયમોનાં બંધારણ રચીને મનુષ્ય માત્રને નિયમમાં રાખવાનો પરોપકારી અને સ્તુત્ય પ્રબંધ રચ્યો છે તે અમુલ્ય છે. એ તો અનુભવસિદ્ધ છે કે દરેક ધર્મ કે સંપ્રદાયના સામાન્ય સેવક-મંડળો પોતાના પરમપુજ્ય આચાર્ય કે ધર્મપ્રવર્તક ગુરૂદેવ પ્રત્યે અનિવાર્ય પ્રેમ ભરેલી શ્રેષ્ઠ ભાવ-નાથી આચ્છાદિત હોય છે. દરેક મનુષ્ય જન્મથી તે અવસાન પર્યન્ત એક પવિત્ર ધર્મોપદેશકના ઉજ્જ્વળ પ્રભાવથી પોતાની જીંદગીની સાફ-લ્યતા સાધીને પરલોકમાં જીવનનો ઉદ્ધાર પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય છે. અને તેજ પ્રભાવ ધાર્મિક નીતિનું તત્વજ્ઞાન શીખવી, સુનીતિ અને ક્ષમાના તેજોમય દિવ્ય ગુણોના નિર્મળ પ્રતિબિંબમાં તદ્રત્ કરી મુકે છે.

આવો દિવ્ય પ્રભાવ આપ શ્રી જેવા એક સદ્ગુરૂ સ્વામી શ્રીનો હોવાથી, અત્રેનો શ્રદ્ધાળુ પ્રજાવર્ગ પોતાના અનુગ્રહાર્થે આપશ્રીના એક ધાર્મિક આશીર્વાદની ભારે અપેક્ષા રાખતો હતો, કે જે આશા અત્યારે શ્રી પરમ દયાળુ પરમાત્માની પરમ કૃપાવડે પાર પડેલી જોઇ આ સર્વે વૈષ્ણવપ્રજા મહાનંદિત બને છે, અને તે માટે આપશ્રીએ અત્રે પધારવાનો ભારે શ્રમ વેઠીને અમોને માયાળુ લાગણીના શુદ્ધ સ્વરૂપનું જે ભાન કરાવ્યું છે, અને લગભગ એક સૈકો વ્યતીત થયા પછી પણ આપશ્રીના ચરણ કમળના દર્શનનો લાભ આપવા ભાગ્યશાળી બનાવ્યા, તેથી સર્વ વૈષ્ણવ ભાવિક ભકતો આપશ્રીનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે અને ઇચ્છે છે કે ધર્મથી ઉન્નતિ છે, ઉન્નતિથી ન્યાય, અને ન્યાયથી કલ્યાણ છે, અને તેજ અમને જોઇએ છે, જે માટે આપ-શ્રીનો પવિત્ર આર્શીવાદ આ અમારી શ્રદ્ધાળુ માતૃભૂમી ઉપર ઉતરો. શ્રી દમણ, સંવત્ ૧૯૭૧ ના આશ્વિન વદિ ૮ ને શનિવાર, તા. ૩૦ મી અકટોબર સને ૧૯૧૫. લી૦ આપના નમ્ર સેવકો,

દેવીદાસ પ્રાણજીવનદાસ. મગનલાલ દલપતરામ ખખ્ખર.
મંગળદાસ મોતીલાલ. ઠાકોરદાસ હરકીસનદાસ.
શંકરલાલ પ્રાણવલ્લભ. જમનાદાસ પ્રાણજીવનદાસ.
ચુનીલાલ જમનાદાસ. હરિલાલ નરોત્તમદાસ.
મંગળદાસ લાલભાઈ. કમલભાઇ પ્રાણજીવનદાસ.
ફતુભાઈ ફીકાભાઈ. જમનાદાસ ફકીરભાઇ.
નરસીલાલ માણેકલાલ. કમલભાઇ માણેકલાલ.
ગંગાદાસ જમનાદાસ. લલુભાઇ નરસીલાલ.
હરિલાલ પ્રાણજીવનદાસ. ઇચ્છારામ મોતીલાલ.

ઠાકોર છગનલાલ જેસંગ રામપોરવાળા.

ઉપર્યુક્ત માનપત્ર ઉંચી કચ્છ કારીગરીના એક ચાંદીના કાસકેટમાં નાખીને મહારાજશ્રીને અર્પણ કરવામાં આવ્યું હતું. ખતલવાડાના પરમ વૈષ્ણવભક્ત પ્રાણજીવનદાસ માણેકલાલ પાસે મી. મગનલાલ ખખ્ખરે એ ગરબા તૈયાર કરાવ્યા, અને એનો સૌ. માણેકબાઇ ચુનીલાલ જમનાદાસ તથા સૌ. રતનબાઇ તાપીદાસ ભગવાનદાસને તેમણે શિક્ષણ આપી તૈયાર કરી હતી. તેમના મધુર કોકિલ કંઠસ્વરથી શ્રોતાઓના હૃદયોમાં આલ્હાદ વ્યાપી રહ્યો:— ગરબો:—

આનંદ અપાર મહારાજ આજ દમણમાં,
દીધો દયા કરી દીન જાણી દાસ જનને;
શ્રી ગુસાંઇજીના બાલ શ્રી રણછોડલાલ બાવા,
ધન્ય ધન્ય શ્રી જીવણલાલબાવા કેરા તનને;
વિનંતિ વૈષ્ણવતણી, વારંવાર સ્નેહે સુણી,
આસો વદિ પંચમીને ભૃગુવાર દીનને;
પધારી સધારીને વધારી પ્રેમ ભક્તિભાવ,
કૃત્ય કૃત્ય કીધાં સૌ વૈષ્ણવોના મનને. ૧
સંવત ઓગણીસ અને એંકોતેર સાલ રૂડી,
પધારી પાવન કીધા દમણ નિવાસીને;

ચારે વર્ણું હર્ષયુક્ત પ્રભુને વધાવે પુષ્પ,
વારી વારી જાય મુખકમલ પ્રકાસીને;
શેઠ દેવીદાસ તણા મહેલમાં બિરાજી વ્હાલે,
કૃપા કરી એવી દીનદશા ગઇ નાસીને;
ભવ્ય સભામંડપમાં ભક્તિપર ભાષ્ય કરી,
ઉપકારી કીધા સૌ દાસ અને દાસીને. ૨
દમણમાં રાજ સરકાર પોર્તુગીઝ તણું,
રૂડો બંદોબસ્ત કરી ગવર્નરે આપ્યો છે;
શાસ્ત્રીજી મગનલાલ, ખખ્ખર મગનલાલ,
પુષ્ટિપંથ રીત કહી દુઃખદોષ કાપ્યો છે;
ધન્ય શા જમનાદાસ, તથા શેઠ લાલદાસ,
સેવામાં સાનિધ્ય રહી ભકિતભાવ થાપ્યો છે,
કહે પ્રાણજીવન હું શ્રીમુખ પ્રભુનું ઝાંખી,
કવિતનો છંદ રૂડા રાગમાં અલાપ્યો છે. ૩
વૈષ્નવ વલ્લભદાસ, માલવી ત્રીભોવનદાસ,
મંગળ ને દેવીદાસે શ્રમ ઘણો લઇને,
ગૃહ ગૃહ તોરણને સાથીયા પુરાવી રાજ,
માર્ગ સુશોભિત કર્યો બોધ દઇ દઇને,
આનંદ આનંદ જહાં તહાં પથરાઇ રહયો,
જાણે વૃન્દાવંન માંહે ગોપી ગીત ગાઇને,
દાસનકો દાસ પ્રાણજીવન સંભારે સદા,
શ્રી ગુંસાઇજીના બાળ એવા સદા સુખદાઇને. ૪
દમણના શેઠ ખૂબચંદે વળી ખૂબ કરી,
રાજકાજ માંહે વગવસીલો ચલાવ્યો છે,
સ્ટેશન દમણપર, તથા પ્રભુ પધારે ત્યાં,
મહાજન સંઘ સાથે ઉલટથી આવ્યા છે,
મંગળ જમુનાદાસ, ચુની ને ઠાકોરદાસ,
બેંડ વાજા ઢોલ આદી જહાં તહાં લાવ્યા છે,

વાજતે ગાજતે જયઘોષસંગ આવ્યા તેવા,
જન પ્રાણજીવનના હૃદયમાં ભાવ્યા છે. ૫

પદ બીજું રાગ ગરબી (રાગ ગિરધારીનો.)

ધન્ય આજ ઘડી, શ્રી રણછોડલાલ પધાર્યા, સૌ શોક સંતાપ નિવાર્યા,
ધન્ય શ્રી૦ ટેક.

દીનદશા દમણની ટાળીરે, વ્હાલે કરૂણા દ્દષ્ટે ભાળીરે,
બિરદવચન વિચારી પાળીરે,
સંભાળીરે, દૈવીજીવ ઉગાર્યા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૧

કદળી સ્થંભ તોરણ દ્વારે દ્વારેરે, અતિ ઉલટ અંગ વધારેરે,
ચંદરવા ચોક ચીતારેરે,
પાંઉધારેરે, પ્રીતે પ્રાણથી પ્યારા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૨

અતિ આનંદ ઓચ્છવ થાયેરે, ધોળ મંગળ ગીત ગવાયેરે,
નરનારી મલપતા ધાયેરે,
હરખાયેરે, શ્રીવલ્લભ રાજકુમારા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૩

શ્રીગોકુળ વૃન્દાવંદરે, જાણે પધાર્યા નંદાનંદરે, એવો વર્તી
રહયો આનંદરે,
વૃજચંદેરે, બાણ મોહના માર્યા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૪

દેવીદાસ ને નરસિંદાસરે, ગંગાદાસનો સફળ પ્રયાસરે,
સુણી વીનતી ને પુરી આશરે,
દાસ જાણીરે, ધીરજ ધર્મ વધાર્યા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૫

કીધાં મંગળ મંગળદાસેરે, જેનો શ્રમ અતીશ પ્રકાશેરે,
રૂડો ઉતમ દીસે આશરે,
એવા દાસેરે, સૌના સુકૃત સુધાર્યા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૬

દાસન દાસ છે પ્રાણજીવનરે, થાઉં દર્શન પાવનરે,
જે જે બોલો વૈષ્ણવ જનરે,
મહા પ્રભુજીએ જીવ સકલને તાર્યા. સૌ શોક૦ ધન્ય શ્રી૦ ૭

ત્યાર પછી મહારાજશ્રીને મહાજન તરફથી શેઠ દેવીદાસે ચાંદીનો થાળ રૂપીઆથી ભરી ભેટ ધર્યો, બાદ અન્ય વૈષ્ણવોએ પણ ભેટો કરી. જે કોઇ ભેટ આપવાને શક્તિવાન હોય વા નહિ, તેને કેવળ શ્રીફળ ભેટ સાથે પધરામણી કરવા શ્રીએ છૂટ આપી, જે પરથી ઘણા રંક વૈષ્ણવોએ આનંદભેર પધરામણી કરાવી હતી, અને શ્રીએ છૂટથી બ્રહ્મસમર્પણ આપ્યા હતા. વિદ્વાન બ્રાહ્મણોને દક્ષિણા આપી સત્કાર પણ કર્યો હતો.

આશ્વિન વદિ ૮ ને રવિની સાંજના ૪ વાગે દમણથી શ્રીની સ્વારી જોડીની ગાડીમાં વાપી સ્ટેશનપર જવા નિકળી, સાથે ઉપર્યુક્ત સર્વે વૈષ્ણવો વળાવવા આવ્યા હતા. તેજ દિને સાંજના સાડાપાંચની ગાડીમાં બેસી શ્રી રવાને થયા, તે રાત્રે દશના અમલે સ્વારી મુંબઇ પધારી દમણનો પ્રવાસ પૂરો કર્યો હતો. જેટલા દિવસ શ્રીનો મુકામ દમણમાં હતો તેટલા દિવસ મહાજન તરફથી વૈષ્ણવોને સવાર સાંજ અવનવા મિષ્ટાન્નસહના સ્વાદિષ્ટ ભોજન આપવામાં આવ્યાં હતાં. મહારાજ શ્રીની મુલાકાતે ગવર્નર તરફથી તેનો સેક્રેટરી રસાલા સાથે આફીસ્યલ વિઝીટ આપવા આવ્યો હતો. આવો અલભ્ય લાભ દમણની પ્રજાને લગભગ એક સૈકા સુધી નહિ મળેલ હોવાથી દમણની સમસ્ત પ્રજામાં આબાલવૃદ્ધ સર્વેના આનંદની સીમા રહીંજ ન હોતી, અને આ બનાવ દમણની તવારીખમાં સુનેરી અક્ષરો સાથે નોંધાઇ રહેશે એમાં શક નહિ.

મગનલાલ દલપતરામ ખખ્ખર.



# મગનબાવની.

**યોજક—કોચીનના પંડિત શ્રી દામોદર મોહનજી.**

શ્રી જગદીશ્વર પાદ યુગ, વંદું નામી શિષ;
વિમળ વાણી વદવા તણી, માગું એ આશિષ. ૧
શ્રી ગણુપતિ શ્રી શારદા, ને વંદું આ વાર;
**મગનબાવની** હું રચું, આણીને મનં પ્યાર. ૨
પૂર્વના ઋણુથી મળે, માતપિતા સુત નાર;
મગનભાઇ અંતે સહુ, છે અળગા રહેનાર. ૩
પાંચ તત્વનો દેહ આ, કાળ તણે આધીન;
ક્ષણુભંગુર તે જાણીએ, ગર્વ ન ધરીએ મન. ૪
ઉત્તમ દેહ મનુષ્યનો, મળે ન વારંવાર;
મગનભાઇ એ કારણે, ભજીએ જગ કીરતાર. ૫
શીળ દયા સંતોષને, ધરીએ મન મોઝાર;
મગનભાઇ કરીએ સદા, બનતો પર ઉપકાર. ૬
શીળ સમું આ જગતમાં, બીજું નહીં સાધન;
મગનભાઇ એના બળે, દેવો પણુ આધીન. ૭
કામ ક્રોધ મદ લોભ એ, શત્રુ મહા બળવાન;
મગનભાઇ જે એમને, જીતે તે ગુણુવાન. ૮
બંધન આ જગમાં ઘણાં, સ્નેહ સમો નહિ કોય;
મગનભાઇ શ્રી પ્રભુ પદે, ધરતા મુક્તિ હોય. ૯
અભિલાષા પરદારની, ધરીએ નહિ મનમાં જ;
મગનલાલ એ કારણે, ગયું રાવણુનું રાજ. ૧૦
મગનલાલ આ જગતમાં, કરવાના બે કામ;
દેવામાં ટુકડો ભલો, લેવામાં પ્રભુ નામ. ૧૧
નારીજન નિજ હાથને, લખીને પૂજે ભીંત;
મગનભાઇ તે તો ફળે, સાચી પ્રેમ પતિત. ૧૨
મગનભાઇ આ જગ વિષે, ત્રણુ છે રત્ન અમુલ્ય;
અન્ન જળ ને મીઠાં વચન, અવર ન એની તુલ્ય. ૧૩
મૃતક દેહને દે પ્રભુ, કપડાં ને વળી આગ;
મગનલાલ ચિંતા કરે, તે નર તો હતભાગ. ૧૪

રામ નહિ જ્યાં કામ છે, કામ નહીં ત્યાં રામ;
મગનભાઇ એ નવ રહે, રવિ રજની એક ઠામ. ૧૫
ધન સ્વારથના કારણે, પ્રિત કરે સહુ કોય;
મગનભાઇ તે પ્રિત છે, એથી અળગી હોય. ૧૬
જડ ચેતન ગુણ દોષમય, વિશ્વ રચ્યું કીરતાર;
મગનભાઇ ગુણ લીજીએ, તજીને દોષ વિકાર. ૧૭
સંત પંથ અપવર્ગના, કામી નરકના પંથ;
મગનલાલ એમ જ કરે, સઘળા જે સદગ્રંથ. ૧૮
ગંગા બાળે પાપને, શશી મટાડે તાપ;
કલ્પવૃક્ષ કાપે સદા, દરિદ્રજન સંતાપ. ૧૯
તાપ પાપ દારિદ્રતા, સંતસંગથી જાય;
મગનલાલ ભગવંતપદ, મળવા એહ ઉપાય. ૨૦
હરિ કરતાં હરિદાસનો, મહિમા અપરંપાર;
મગનલાલ પ્રભુ નવ ધરે, જે રૂદિયા મોઝાર. ૨૧
મગનભાઇ આ જગ વિષે, ક્રોધ મહા દુઃખ દાઇ;
જ્યારે તે ઉરમાં વસે, શુધ રહે નહીં કાંઇ. ૨૨
ક્રોધી જન આવેશમાં, વદે ન વદવા બોલ;
મગનભાઇ એ કારણે, રહે ન એનો તોલ. ૨૩
સ્થીર મગજ રાખી સદા, કરે જન હિત ઉપકાર;
ધન્યવાદ તેને ખરો, મગનભાઇ નિર્ધાર. ૨૪
કંચન ને વળી કામિની, જેણે તજી મન માંહય;
મગનભાઇ તે સુખી થયો, ખરો એ જ ઉપાય. ૨૫
કાયા કાચી કાચની, કટકા કોટી થાય;
મગનભાઇ એ તો સદા, ક્ષણભંગુર કહેવાય. ૨૬
ગર્વ તેનો શું રાખીએ, દયા નહીં લવ લેશ;
મગનલાલ ધર્મી થજો, એ મ્હારો ઉપદેશ. ૨૭
દયા દાનને દીનતા, દાનવીરના દાન;
મગનલાલ રાખો તમે, જગ જગ પામો માન. ૨૮
કરૂણા એ કિરતારની, હામ ઠામ ને દામ;
મગનભાઇ તમને મળ્યાં, કરીને રૂડાં કામ. ૨૯
ગુણવંતને ગણના ઘણી, ગંભીર મગન ગણાય;
મૂરખને મમતા ઘણી, સમજ સમજ પસ્તાય. ૩૦

રહેમ રાખી રંક રાંકને, રાજી રાખવા રોજ;
મગનભાઇ આ જગ વિષે, ખરી નામના એ જ. ૩૧
મગનલાલ તમે લાલ છો, લાલા લાલા લાલ;
લાવણ્યની લીલા લહો, જય શ્રી નટવરલાલ. ૩૨
ગુલાબને કાંટા ઘણા, ચેતી તોડે કોય;
મગ્ન કરે મન મગનનું, સરસ સુગંધી હોય. ૩૩
દુ:ખીના દુ:ખ દુર કરો, નિત ગરીબ ગાય અવાજ;
મગનભાઇ આશિષ લીયો, થઇને ગરીબ નિવાજ. ૩૪
કીરત કેરા કોટડાં, પાડયાં નહી પડંત;
મગનભાઇ એવા નરો, માગ્યા નહી મળંત. ૩૫
નામ હંમેશા કામ છે, હરિ નામ તે કામ;
મગનભાઇ દિલમાં ધરો, અવર ન બીજું નામ. ૩૬
હરિ હરિની માળા જપો, રાખીને શુદ્ધ નેમ;
મગનભાઇ તુજને મળે, અમુલ્ય હરિનો પ્રેમ. ૩૭
હરિ હરશે સર્વ આપદા, ખરો એ તારણહાર;
મગનભાઇ તૂં મન વિષે, ધારણ કર નિર્ધાર. ૩૮
સગાં સ્નેહી નિજ ભાઇ બ્હેન, ન આવે કોઇ સંગાથ;
મગનભાઇ આ જગ વિષે, હાથે કર્યું એ સાથ. ૩૯
પાપ પુન્ય એ ભાઇ બેય, આવશે તારી સાથ;
મગનભાઇ માટે તમે, પુન્ય કરો નિજ હાથ. ૪૦
ખાલી હાથે આવીયા, ને જાવું ખાલી હાથ;
મગનભાઇ માટે તમે, પુન્ય કરો નિજ હાથ. ૪૧
બાંધી મુઠે આવીયા, ને જાવું ખુલ્લે હાથ,
પાપ પુન્યનો ગાંઠડો, મગનભાઇ નિજ સાથ. ૪૨
ચેતીને તમે ચાલજો, મગનભાઇ હુશિયાર;
વાવો તેવું ઉગશે, કર્મ તણાં સંસ્કાર. ૪૩
સુરતથી કીરત વધે, વિના પંખ ઉડી જાય;
મગનલાલજી શું કહું, કિરત કદી નવ જાય. ૪૪
માટે રૂડાં કૃત કરો, જનમી જગ મોઝાર;
મગનભાઇ જેથી મળે, આશિષ વારંવાર. ૪૫

ખાનપાન ને મોજ છે, ચાંદનીના દિન ચાર;
મગનભાઇ એ ઘડપણે, જણાય સોંસરા સાર. ૪૬
ધર્મ મર્મ જે આપણો, કદી ન તજવો યાર;
મગનભાઇ તમને કહું, સમજી લાખનવાર. ૪૭
સત્યનો પાયો રચી, ચણો ધર્મના કામ;
મગનભાઇ રહેશે સદા, દીર્ઘકાળ પ્રભુ ધામ. ૪૮
**દામોદર** હું વિપ્ર જે, **મોહનજી** સુત જાણ;
**મગનબાવની** મેં રચી, પ્રેમતણાં યશગાન. ૪૯
મગનભાઇ તમે આવીયા, સહુ કુટુંબ પરિવાર;
વૃદ્ધ માત સાથે લઇ, કોચીન પુર મોઝાર. ૫૦
મમ ગેહે આનંદ થયો, હર્ષ તણો નહિ પાર;
મગ્ન મનના દેખીયા, મગનલાલ નિર્ધાર. ૫૧
**દામોદર** આશિષ દીયે, **મગનલાલ** ગુણધામ;
વંશવૃદ્ધિ આરોગ્યતા, ધન પામો યશ નામ. ૫૨

---

## બ્રહ્મક્ષત્રિય હિતેચ્છુ સભા.

ગઇ તા૦ ૨ જી જાનેવારી ૧૯૦૪ ને દિને મેનેજીંગ કમિટીએ કરેલા ઠરાવ મુજબ આપણા **માનવંતા પ્રમુખ બંધુ મગનલાલ દલપત્તરામ ખખ્ખર**નો સત્કાર કરવા માટે આમંત્રણ પત્રિકાઓ બહાર પાડવામાં આવી હતી, તેમાં ૭ વાગાનો વખત જણાવવામાં આવ્યો હતો. **ભાઇ મગનલાલ દલપત્તરામ ખખ્ખર** બોરીબંદરના સ્ટેશન ઉપર સવારના બરોબર ક. ૫-૪૦ મિનિટે ટ્રેનમાંથી ઉતર્યા હતા, જે વખતે **ભાઇ ચુનીલાલ જગજીવનદાસ** તથા **ભાઇ પુરૂષોત્તમ પદ્મસિંહ કાકુ** હાજર હતા. ભાઇ પુરૂષોત્તમ પદ્મસિંહ કાકુએ ફુલનો હાર તથા તોરો પ્રમુખ સાહેબને પહેરાવ્યો હતો. વખત અનુકુળ નહીં હોવાથી પાછળથી મેશર્સ પરસોતમ જાદવજી પ્રધાન, ઝીણાભાઇ વિઠ્ઠલદાસ, ઠાકોરદાસ જગજીવનદાસ, ભાણજી કેશવજી, ધરમસી પીતાંબરદાસ, લખમીદાસ ધરમસી, અંબાલાલ જેઠાભાઇ, કાનજી ગીરધર, લખમીદાસ ત્રીકમજી, વાલજી જીવરાજ, અને ઓધવજી ઠાકરસી વગેરે આવ્યા હતા.
શુક્રવાર, તા૦ ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૦૪.

**વીઠલ પરસોતમ,**
ઉપ-પ્રમુખ.

## હીરજી શાસ્ત્રી વિષે.

धन्यास्ते निवसन्ति द्वीपनगरे येषां पुरे हीरजी
ज्योतिषसाहित्यादिशास्त्रनिपुणः स्नेहास्पदं सर्वथा ।
तेषां मिथः कलहसंधिकरणे न्यायाध्यक्ष एव स
मुम्बापुरीमागतः स मम सखो लोकैः सन्मानितो ॥ १ ॥*

यातं कदा ममविना नहि दर्शनं वा
एकं दिनं मधुरशब्दयुक्तैर्वचोभिः ।
नृसिंहलालगटुलालप्रसादपात्रम्
चित्रं महत्खलु तदेव हि यद्यसाध्यम् ॥ २ ॥*

न खलु न खलु वैद्यो रामदासः कदाचित्
अपि मनसि करोत्यर्थं तु दातुं यथेच्छम् ।
तमकथयदसौ रोगाभिभूतं स हीरः
न किमपि तव दुःखं पञ्चवारं व्यतीते ॥ ३ ॥*

नीरोगकायं तु निरूप्य वैद्यो
विज्ञं तमाहूय प्रसन्न चेतः ।
तस्मै ददौ सः शुभगाय पञ्चा-
शद्रूपकाण्येव सन्मानपूर्वम् ॥ ४ ॥*

एवं काले गते रावसाब खल्वरकुले सूर्यान्वये आगतः
द्विजाधारे महत्पुण्ये मण्डलावसरोत्तमः ।
धर्मकार्यविधिनिर्वर्तनाय स युक्तो रावसाबेन
मग्नोऽहम् मगनाभिधो रामजिसुतमिच्छामि तव दर्शनम् ॥ ५ ॥*

---

* મી૦ મગનલાલના પિતાશ્રી રાવસાહેબ દલપતરામે સને ૧૮૯૩માં ભગુડીયાના માળામાં મંડળ ભર્યું હતું, દીવના હીરજી શાસ્ત્રી પુરોહિત હતા. તે વખતે પડોશમાં રામદાસ વૈદ્ય બહુ રસિક હતા. ઉપલા પાંચ શ્લોકો રચી મી૦ મગનલાલે તે વખતનો ચિતાર વર્ણવેલો છે.

યોજક—દીવ નિવાસી શાસ્ત્રી વિદ્વદ્વર્ય હીરજી રામજી અધ્યારૂ.

मालिनी वृत्त.

प्रवरगुणगणाली रम्यसौजन्यशाली
परमनयविशाली भूतसत्कीर्ति माली ।
उपकृतिकरणोद्यन्मानसः सज्जनार्यो
जयतु मगनलालः स्वीयवंशावतंसः ॥ १ ॥

शिखरणी.

गुणग्रामो बाल्यात्प्रभृति विदुषश्चेतसि मुदा
सरस्वत्या साकं निवसति सुखं यस्य सुमतेः ।
निवासोऽत्रास्माकं कथमिति धियादुर्गुणगणैः
परित्यक्तः श्रीमान् वर मगनलालः स जयतु ॥ २ ॥

शार्दूल.

सन्मत्या व्यवहारमार्गचतुरो विद्याविनोदालयो
विद्वद्वृन्दमनः प्रमोदजनकः कारुण्यपूर्णाशयः ।
सत्यासत्यविचारणप्रणयधीर्धर्मावलंबी सदा
जीयाच्छ्री दलपत्तरामतनुजः सौजन्यधन्यश्चिरम् ॥ ३ ॥
तीर्थानामवगाहनेन बहुधा सद्रव्यदानेन वा
स्वात्मानं कृतकृत्यमत्र जनयन् सम्यक् जनन्या सह ।
भक्त्युद्रेकमतंद्रितं शिवपदांभोजे समुल्लासयन्
जीयाच्छ्री दलपत्तरामतनयः सद्भाग्यभाक् भूतले ॥ ४ ॥

पुष्पिताग्रा.

जनहितकरणैक सत्स्वभावो
विनययशोनयशोभित प्रभावः ।
परगुणकथनस्तवाभिरावः
सुमगनलाल वरेण्य नामशाली ॥ ५ ॥

### યોજક—શાસ્ત્રી પોપટલાલ અંબાશંકર, જામનગર.

### श्रीयुतब्रह्मक्षत्रिय श्रीदलपतरामपुत्रश्रीमग्नलालमहाशयानां प्रशस्तिपत्रश्लोकाः—स्रग्धराछन्दः

श्रीमन्तो मग्नलालाः सततगुरुगुणाः श्रौतवादानुगत्या
ब्रह्मक्षत्रार्यवर्णाः परहितपरमौदार्यगांभीर्यरक्ताः ।
गीर्वाणोद्भूतवाणीप्रभृतिविविधसद्भारतीभाग्यभासो-
भायासुर्भूमिभागेष्वनवरतसदुद्योगयोगप्रसक्ताः ॥ १ ॥

यद्यद्भूतीन्दिराद्यैरतुलसुरगुणैर्युक्तमेतन्ममांशं
सत्त्वं विद्धीति विष्णोरवितथवचनात्तद्गुणान् यन्निरीक्ष्य ।
विद्वद्विप्रादिवर्णैर्विविधकृतसदातुष्टितुष्टैः प्रशस्ता
दीनानाथाद्यनेकोद्धरणकरणसन्मार्गगास्ते जयन्तु ॥ २ ॥

### शार्दूलविक्रीडितं छन्दः ।

वागर्थे भवसूतिसूक्तिनयवत् सर्वे पुमर्थाश्चिरं
यानागत्यनिषेदुरप्रतिहिताः स्वस्वाविरोधेन ते ।
मन्वाद्यार्षसुधर्मसत्पथचराः स्वप्नेऽपि दोषायुता
जीयासुर्निगमक्षतावनकृतेरन्वर्थितस्वान्वयाः ॥ ३ ॥

ये केचिद्धनिनः परार्थघटकास्तेदुर्लभा भारती-
भूषाये दुरवग्रहग्रहसिता निस्वाः पदार्थाक्षमाः ।
पद्मापद्मजजानिवासभवनं पारार्थ्यनिष्ठाः सदा-
प्येतेहङ्कृतिवर्जिताः प्रतिभया जीवन्तु दीर्घायुषः ॥ ४ ॥

गुणैरिभिर्ग्राह्यगुणाधरायां हिताय सेव्याः सुजनैरुपास्याः ।
सतां समाजे विदितार्यवृत्ताः श्रीमग्नलाला दलपत्तनूजाः ॥ ५ ॥

अध्यापकशिवलालः शास्त्रीशुकसंज्ञकश्च गुणतुष्टौ ।
मोहमयीनूतनपुरवास्तव्यौ मग्नलालमनुवदतः ॥ ६ ॥

યોજક—શાસ્ત્રી કાશીરામ કહાનજી, માંગરોળ.

श्री खक्खर कुलतिलकम् दलपतरामात्मजं मगनलालम् ।
हरिर्भक्तं पायात् प्राणजीवनवर्मणस्तु नप्तारम् ॥ १ ॥

યોજક:—ગોંડળનિવાસી શાસ્ત્રી મુકુંદજી ફૂલજી, દ્વારિકા.

शार्दूलविक्रीडितं छन्दः ।

दिव्याद्वीपपुरीह फ्रेंचनगरी तत्राजनिपुण्यवान्
ब्रह्मक्षत्रियप्राणिजीवनइति धन्याकुमारीपतिः ।
पुण्यैःपूर्वजनार्जितैर्नरमणिः सत्सौख्यचिंतामणि-
स्तत्सूर्दलपत्तरामइति संजज्ञौ सतामग्रणीः ॥ १ ॥
*रामाङ्काष्टधरामितेऽतिपुनीते सम्वत्सरे वैक्रमे
बाहुले धवले दले †शिवेतिथौ ये जन्मभाजोऽभवन् ।
बाल्यादेव कलासु कौशलतया विद्याःकलाश्चार्जिता
स्ताभिस्तूर्णमभिज्ञमान्यपदवीं सन्मानपूर्वं गताः ॥ २ ॥
मुम्बायामथराजदूर्गनगरे कच्छेषु स्वच्छेष्वपि
विद्यावाञ्छितता तथैव जनतायाश्चोन्नतिःसाधिता ।
बुद्धिवर्धकनामधेयपरिषत्पत्रं च तन्नामकं
निर्मीयोत्तमशैलिनार्यजनुषां साहित्यसेवाकृता ॥ ३ ॥
ये प्राङ्कितलेखद्रव्यनिवहानामर्जनेऽत्युत्सुका
नित्यं सज्जनतारतास्तदपि ये भूपप्रियं भावुकाः ।
भूरिग्रन्थविलेखका इतिबुधैः पत्रादिषु वर्णिता
यद्दाक्षिण्यमवेक्ष्य भूपमणिना रावस्यपद्व्यार्पिता ॥ ४ ॥
धर्म्याऽऽचारपरायणा पतिपदाब्जैकाग्रचित्तान्विता
देवी सत्कुलसंभवाऽतिसरला सौशील्यसंभूषिता ।
या येषां गृहिणीपदं गतवती नष्टाङ्गना युग्मके
लक्ष्मणं सा तनुजत्रयं च तुळजागौरीमसूतात्मजाम् ॥ ५ ॥

---

* १८९३. † ११.

*नक्षत्रोत्तरनन्दचन्द्रप्रमिते पक्षेपरे वत्सरे
कार्तिके तृतीयादिनेऽजनिरभूयेषामुदारात्मनाम् ।
ये शान्ताः स्मितभाषिणोऽतिविमलोदाराशयाः सन्नया
विद्योद्योगविलासिनोऽन्वहमहङ्कारादिभिर्वर्जिताः ॥ ६ ॥
जातीयाऽर्भकपालनैकप्रवरा विद्याप्रदानोद्धुरा
नव्ये काव्यकलाकलापकलने प्रेम्णैकबद्धादराः ।
लक्षाऽतीतगुणोल्लसन्नरवराः कारुण्यधाराधरा
जीयासुर्जगतीतले मगनलालाह्वयाधराःखक्खराः ॥ ७ ॥
यैःशाकुन्तलनाटकीयसरला टीका कृता गौर्जरी
चारित्र्ये जगडाभिधस्य परमा संदृश्यते माधुरी ।
यैर्नव्याद्भुतवेश्मपट्टरचनाश्चातुर्यतश्चक्रिरे
पत्रैर्यत्कवितास्तुतिश्च विबुधैःसौन्दर्यसोदागरे ॥ ८ ॥
विद्वद्भिर्गणितागमज्ञकुशलैरत्यद्भुतं पाटवं
पर्यालोच्य परीक्षयोच्चपद्वी येषामिहैवार्पिता ।
ये †न्यासगृहवित्तवृद्धिगणनायां गौरवेणान्विता
स्तनै जनृडिरेक्टरप्रमुखइत्यादिप्रतिष्ठां गताः ॥ ९ ॥
भव्या भारतभूरियं भगवतीत्यालोच्य श्रद्धान्वितै
स्तन्मध्यंगतपूतधामप्रतिमापूजावलोकादिकं ।
कर्तुं पुत्रकलत्रमित्रसहितैः कौटुम्बिनैर्भूतये
यात्राभूरिव्ययैरिलाङ्कनवकुसंख्ये‡कृतावत्सरे ॥ १० ॥
वामाङ्गी विमलान्वयाऽर्जितनया लक्ष्मीर्महापूर्विका
दैवाद्दिव्यपदंगतेतिरमणीरत्नं मणिराह्वयया ।
यद्दाम्पत्यमलंचकार कुलजा बावाजिराजाह्वयं
प्रासूताऽन्वयवृद्धिदं कृतमुदं दीर्घायुषं पुत्रकम् ॥ ११ ॥

---

* १९२७. † बेंक. ‡ १९६१.

सत्कीर्त्याऽऽकलितं कलङ्करहितं मानोर्जितं यत्कुलं
विद्यौदार्यविवेकवैभवसुताऽऽरोग्यादिभिःसंकुलं ।
नित्यं विश्वजनीतकर्मनिरतं सद्धर्मकर्मोद्यतं
पायादब्धिसुतापतिः प्रतिदिनं देयादमन्दां मुदम् ॥ १२ ॥
मित्रोदयमभिलषताऽध्वर्युकुलोद्भवमुरारितनयेन
शिवलालेन शुभार्थं नियोजितेनात्मजेन पुष्पजितः ॥१॥ १३ ॥
संस्कृतशालाध्यापकवर्येण द्वारिकास्थितेनोच्चैः ।
स्वाशीर्वचनसुमौघो, मुकुन्दजिच्छास्त्रिणाऽर्प्यते सैषः ॥२॥१४॥

**ઇડર ગ્રામ નિવાસી પંડિતવર્ય શુકલ શિવરામ મયારામ તરફથી.**

દાસી દાસ હિરામણી હયરથો, ઊંચા અવાજે અતિ,
આપો ઈશ અનંત સુખ વિભવો, સૌભાગ્ય સુસંગતિ;
વામો કષ્ટ અરિષ્ટ વિઘ્ન વિપતિ, પામો વળી સંતતિ,
આપે શિવરામ આજ ઉરથી, આશિષ આનંદથી. ૧.

***સ્વધર્મપુત્ર પ્રત્યે ઉદ્‌ગાર.**

**મણિ** મ્હારા, અહો! પ્યારા, **ગમે** નહિ કાંઈ, વિના ત્હારા. ૧
**નહિ** દિલની, ખુલે વાતો, **લાગી** બહુ આગ, તનમાં તો. ૨
**લગન** લાગી, **મગનમાં** જે. **દયા** સિંધુ ગગનમાં તે. ૩
**લખું** લેખ લાખ લલકારી, **પછી** રસ પ્રેમ લીધો ભારી. ૪
**તન** મન ત્હેં, લીધું તોડી, **રાખું** દિલ કામથી જોડી. ૫
**મનો** મન સાખ દીયે ત્હારી, **ખરેખર** ખેલ ચમત્કારી. ૬
**ખરે** કહું પુત્ર **મણિઆ** તું, **રમણમાં** રમ, રસિલા તું. ૭

* મી. **મણિલાલ ધર્મદાસ પટેલનું** અવસાન અમદાવાદમાં તા. ૩૦મી અકટોબર સને ૧૯૧૧, સં. ૧૯૬૮ના કાર્તિક શુદિ ૮ ને સોમવાર ને દિને થયું. મી૦ મગનલાલે કવિતા રચી રવિ મધ્યરાત્રે તા. ૨૫–૫–૧૯૧૦. ક્રિશ્ચિઅન સંત મહાત્મા સૅન ફ્રૅન્સીસ્કોનું શરીર ત્રીશ વર્ષ પછી સર્વ ધર્મીઓના દર્શન માટે સને ૧૯૧૦માં ગોવામાં ખુલ્લુ મુકવામાં આવ્યું હતું, અને ત્યાં પુષ્કળ ગરદી થઈ હતી. મી૦ મગનલાલ તદર્થે તા. ૨૪–૧૨–૧૦ શનિવારે અત્રેથી રવાને થઈ ગોવે તથા પંઢરપુર ગયા હતા. ત્યાંથી મારમાગોવા, બેંગલોર, મૈસુર, શ્રીરંગાપટ્ટમ, કાવેરીના બોધ વગેરે જોઈ પૂને થઈ મુંબઈ આવ્યા હતા. એ મુસાફરી દરમ્યાન મી૦ મણિલાલ તેમની સાથે હતા. ત્યાર પછી મી૦ મગનલાલ તા. ૧૨–૧૦-૧૯૧૨ અને શનિવારે અત્રેથી ઝાંસી ગયા હતા.

## સ્વધર્મપત્નીની પ્રત્યે ઉદ્દગાર.

મણિ મ્હારી હતી તું રે પ્રાણ, તે પ્રાણ ચાલી ગયા,
ગઈ ઊડી તું ચપટીની માંહ્ય, પ્રભુરે તુજને નહિ દયા! ૧
નહિ લીધું તેં સુખ લવલેશ, ભર્યાંરે ઘર માંહ્યરે,
લાગ્યાં બાણ ગંગા નંદી તરંગ, તે રંગે રંગાઇરે; ૨
લજ્જા રાખી વધાર્યું તેં ખુબ, ઉત્તમ નામ પીએરનું,
દર્શન થાય નહિંરે તુજ હાય, લીધુંરે સુખ સ્વર્ગનું; ૩
લઇ હસમુખ પુત્ર રતન, હૈયારે સરસા ચાંપીને,
પરમ પ્રીતે તેં દીધ આશીષ, અશ્રુ દડ દડ લાવીને; ૪
તન મનના જે ત્હારા હોંસ, રહ્યા તે મન માંહ્યરે,
રાજ વૈભવનું જે સુખ, તજ્યું પલ માંહ્યરે; ૫
મરી માર્ગ દીધો તેં ખરો પણ, ભ્હાવરો થઇનેરે હું ફરૂં,
ખરે મગન ઝુરે મન માંહ્ય, હવે રે હું તે શું કરૂં; ૬
ખરી વાત કહીરે નવ જાય, વિયોગના દુઃખ તો દોહ્યલા,
રહેજે સુખ માંહી હોય તું જ્યાંય, મળશું પ્યારી વેહેલા. ૭

પણ હે! અશોક વૃક્ષ! તું તો અશોક છો, પરંતુ હું તો સશોક છું કારણ:—

रक्तस्त्वं नवपल्लवैरहमपि श्लाघ्यैः प्रियायाः गुणै
स्त्वामायान्ति शिलीमुखाः स्मरधनुर्मुक्ताः सखे मामपि ।
कान्तापादतलाहतिस्तव मुदे तद्वन्ममाप्यावयोः
सर्वं तुल्यमशोक केवलमहं धात्रा सशोकः कृतः ॥ १ ॥

---

**મહેરબાન શેઠ મગનલાલજી.**

જત તમારા બાઇજી ધરીયાણી ગુજરી ગીયા, એવા ખબર જાની મને ઘનીજ મોટી દિલગીરી પેદા થઈ છેજી. ભાઇજી તમારા બા શું નસીબ છે, જેમ પરમેશ્વરની મરજી. ભાઇજી હીંમત રાખજોજી, જે બનાવ બનવાનો તે બનવાનો, એમાં આપરે લાચાર છીએ, તમો ભાઇજીને દુઃખતો મોટી ઉમરે થયુંચ, પન સું કરશો. દરિયાપોર, તા૦ ૧૭–૧૦–૧૯.

લિ૦ તમારી દિલગીરીમાં ભાગ લેનાર તમારો ભાઇ,
**પેસ્તનજી સોરાબજી.**

## મી. મગનલાલ દલપત્તરામ ખખ્ખરના માનમાં કરવામાં આવેલો મેળાવડો.

નામદાર બ્રિટિશ સરકાર તરફથી મી. મગનલાલ દલપત્તરામ ખખ્ખરને જે. પી. નો માનવંત ઇલ્કાબ એનાયત કરવામાં આવ્યો, તે માટે મુંબઈ સરકારનો આભાર માનવા, તથા મી. મગનલાલને માનપત્ર આપવા મુંબઇમાં વસતી તેમની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ તરફથી એક ભવ્ય મેળાવડો જ્ઞાતિની વાડીમાં શેઠ હરિચંદ રૂપચંદના પ્રમુખપણા હેઠળ બુધવાર, તા. ૧૮ મી નવેંબર, સને ૧૯૧૪ની રાત્રે આઠ વાગે કરવામાં આવ્યો હતો. વાડીને ધ્વજા પતાકા તથા વાવટા તોરણોથી શણગારી, રોશનીથી દેદીપ્યમાન કરવામાં આવી હતી. સભાનો વખત બરાબર આઠ વાગાનો હોવાથી આમંત્રિત પરોણાઓ વખતસર આવી પહોંચ્યા હતા, અને લગભગ ચારસો ગૃહસ્થોથી વાડીનું મકાન ચીકાર ભરાઇ ગયું હતું. મજકુર જ્ઞાતિના તથા બીજાઓમાં પ્રમુખ ઉપરાંત મેશર્સ વિઠ્ઠલદાસ પુરૂષોત્તમ, દાકતર શિવશંકર રામચંદ્ર સોનેજી, રણછોડદાસ જીણાભાઇ, ત્રિભુવનદાસ ઠાકોરદાસ, કેશવજી હીરજી તેજાણી, મુરારજી ત્રિકમજી, પુરૂષોત્તમ જાદવજી પ્રધાન, માવજી લક્ષ્મીદાસ, કેવળરામ લાલચંદ, તુળસીદાસ જગજીવનદાસ, ખીમચંદ માધવજી, દામોદરદાસ માણેકચંદ, પુરૂષોત્તમ પદમસી કાકુ, ધરમદાસ અંબારામ, જમીઅતરામ જગજીવનદાસ, હસમુખલાલ ઉર્ફે બાવાજીરાજ મગનલાલ ખખ્ખર, દલપતરામ ધરમદાસ, નગીનદાસ જીણાભાઈ, રવિશંકર જીણાભાઇ, સદાનંદ પુરૂષોત્તમ, દુર્ગાદાસ દેવીદાસ, હરિચંદ રામચંદ, નરોત્તમ વિઠ્ઠલદાસ, દામોદર નરસી, કાશીનાથ વિશ્વનાથ, પુરૂષોત્તમ ગોપાળદાસ, જમનાદાસ ત્રિભુવન, મંગળદાસ નાનાભાઇ, કલ્યાણજી હેમરાજ, વેલજી રામજી, ધરમસી પીતાંબર, ત્રિકમજી રૂગનાથ પડીઆ, રામજી વીરજી, મુળજી હેમરાજ, પુરૂષોત્તમ શ્રીરામ, શીવજી લધા, કરસનજી શીવજી, ડાહ્યાલાલ હરજીવન, વસનજી ભાણજી, મુળજી કાનજી, દયાળ કુંવરજી, ધનજી મુળજી, આણંદજી દયાળ, વસરામ હરજી, ટેહેલીયાણી રામબાઇ, ટેહેલીયા કેશવજી અને નરભેરામ, વગેરે વગેરે હતા. તે ઉપરાંત અન્ય જ્ઞાતિમાંથી જે ગૃહસ્થો હાજર હતા તેમાં મુખ્યઃ—મેશર્સ દેવીદાસ જે. દેસાઈ સોલીસીટર, બાલુભાઇ કહાનદાસ, નાનાલાલ પરભુરામ, રાવબહાદુર કેશવજી નથુ મેસર, મેશર્સ વસનજી નારણજી ભીમજી, વસનજી મોનજી, કરસનદાસ ઠાકરસી રવજી, ફરદુનજી બમનજી જીજીભાઈ,

મગનલાલ પુરૂષોત્તમ પાઠક, હીંમતલાલ જુગલદાસ, ગોરધનદાસ કરસનદાસ સરાફ, દાક્તર મોરેશ્વર ચિન્તામણ જાવલે, દાક્તર નગીનદાસ પ્રાણજીવનદાસ મહેતા, દાક્તર ગીરધરલાલ માણેકલાલ, જ્યોતિર્વિભૂષણ શાસ્ત્રી શિવલાલ મોરારજી, શાસ્ત્રી હીરજી ગૌરીશંકર, શાસ્ત્રી હરિદત્ત, વૈદ્યરાજ રામદાસ જેઠાભાઇ વેદાંત, વૈદ્ય પ્રાણજીવન ગૌરીશંકર, શાસ્ત્રી ત્રિભુવન રામજી શર્મા વૈદ્ય, કવિ ભાઇશંકર વિદ્યારામ પંડિત, કવિ ભવાનીશંકર હરગોવિંદ ઠાકર, આણંદરાવ ભાઉ ઇજનેર, ઓધવજી ધનજીભાઇ ઇજનેર, ગોરધનદાસ લખમણદાસ ઇજનેર, સુંદરદાસ પીતાંબર, જમનાદાસ ગોરધનદાસ તથા તેની પુત્રી ચંપાવતી, રણછોડદાસ હંસરાજ મુનીમ, હરજીવન મેઘજી, ગુલાબચંદ સુંદરજી, ગોકળદાસ રણછોડદાસ, નરભેરામ પ્રાણજીવન, ઠાકોરદાસ વિઠ્ઠલદાસ ભણશાલી, હરિદાસ મદનજી, વૃજલાલ સુંદરજી, નગીનદાસ નિર્ભયરામ, ઠાકોરદાસ નાનાભાઇ (સોલીસીટર), સી. એમ. ચુડાવાળા, ગોવિન્દજી મુળજી રાવળ, હરિલાલ નરોત્તમદાસ દમણીઆ, મગનલાલ નારણદાસ મોદી, રતનલાલ વિઠ્ઠલદાસ દમણીયા, ચીન્તુ છાપણીવાળા, નારાયણરાવ રામચંદ્ર સંજીત, ગજાનંદ નાના, અમૃતલાલ જીવણદાસ ચીતળીઆ, મોતીભાઇ મણીભાઇ મહેતા, જગજીવન ગીલાભાઇ, ભટ દુર્લભજી નાનજી, નાથાલાલ ચુનીલાલ, જમનાદાસ હરખજી સંઘવી, વગેરે, વગેરે તથા સ્ત્રી વર્ગ પણ હતો.

દાક્તર શિવશંકર રામચંદ્ર સોનેજીની દરખાસ્ત ઉપરથી અને મી૦ તુળસીદાસ જગજીવનદાસના અનુમોદનથી શેઠ હરિચંદ રૂપચંદે તાળીઓના ગડગડાટ વચ્ચે પ્રમુખસ્થાન લીધું હતું. મી૦ જયંતિલાલ મગનલાલ પાઠકે મંગળાચરણના શ્લોક સાથે શરૂઆત કરી હતી. તે પછી મી૦ જમનાદાસ ગોરધનદાસની સાત વર્ષની બાળકી ચંપાવતીએ શ્રીમદ્ ભગવદ્‌ગીતાના પંદરમા અધ્યાયમાંથી કેટલાક સંસ્કૃત શ્લોકો મધુર સ્વરમાં બોલી સભાનું મન રંજન કર્યું હતું. બાદ મેળાવડાનું કામ શરૂ થતાં મી૦ વિઠ્ઠલદાસ પરસોતમે એવો ઠરાવ રજુ કર્યો કે "નામદાર બ્રિટિશ સરકારે મી૦ મગનલાલ દલપતરામ ખખ્ખરને **'જસ્ટીસ ઑફ ધી પીસ'** નો માનવંત ખિતાબ બક્ષ્યો છે, તે માટે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ તે નામદારની અત્યંત આભારી થઇ છે." તે સર્વાનુમતે પસાર થયો હતો, અને પ્રમુખ સાહેબની સહી સાથે મજકુર ઠરાવ નામદાર સરકાર ઉપર મોકલી આપવાનું ઠરાવ્યું હતું. ત્યારબાદ મેસર્સ મગનલાલ

પુરૂષોત્તમ પાઠક તથા શાસ્ત્રી હીરજી ગૌરીશંકરે કેટલુંએક વિવેચન કર્યા બાદ કવિ ભવાનિશંકર હરગોવનદાસ ઠાકરે જણાવ્યું કેઃ—

આજે આપ સર્વ સાક્ષરોની સમક્ષમાં મારે જણાવવું જોઇએ કે સદ્‌ગુણાલંકૃત, સ્વદેશાભિમાની અને જ્ઞાતિ શુભેચ્છક, વળી પરોપકારી સદ્‌ગૃહસ્થ શ્રીયુત રા. રા. મગનલાલ દલપતરામ ખખ્ખરને આપણી નામદાર બ્રિટિશ ગવર્નમેંટે સુલેહના અમલદાર એટલે કે "જસ્ટીસ ઓફ ધી પીસ" નો જે માનવંત ઇલકાબ બક્ષ્યો છે, તેને માટે માયાળુ સરકારનો આ સ્થળે અતિ હર્ષપૂર્વક આભાર માનવા સારૂ, તેમજ શ્રીયુત મગનલાલભાઇને માનપત્ર આપવા સારૂ આપણે સર્વે અહીંઆં એકઠા મળ્યા છીએ, તો આવા માંગલિક પ્રસંગે મારા જેવાને આનંદમાં ભાગ લેવાનો સોનેરી અવસર મળ્યો છે, તેથી મારૂં હૃદય હર્ષના ઉભરાઓથી આલ્હાદિત બની એક માંગલિક ગીત ગાવાની ઇચ્છા કરી રહ્યું છે, તે આપ શ્રવણ કરશોઃ—**રાગ માલકોશ:**—

થયો હર્ષ આજે અમો સર્વને, વધાર્યો તમે હિન્દના ગર્વને.—થયો.
મળ્યા અત્ર પ્રેમાળ ભ્રાતૃજનો, પ્રકાશ્યો દીવાકર શ્રી ગુર્જર તણો—થયો.
સંમેલનો આવાં ખરેખર, પૃથ્વીમાં પ્રસરે ઘણાં,
સૌ શસ્ત્ર સજ્જીત બને, આર્યાવર્ત ઉન્નતિ તણાં.
જ્યાં ઝળકતું છે તેજ, એવા આર્યવીર રત્નો તણું,
ત્યાં સ્નેહને સદ્‌જ્ઞાન હરનિશ, વૃદ્ધિ પામે અતિ ઘણું.
લીધો પરીશ્રમ અતી આપે, દેશ શૌર્ય વધારવા,
દીપાવ્યું **દલપત** નામ, કરી શુભ કામ પરઉપકારના.
**જે. પી.** તણા ઈલ્કાબ ધારી, જય કરો આ જગ વિષે,
કીર્તી તણા શિખરે ચઢાવી, વિજય શ્રીહરી આપશે.
જીવો સુખ સાગર તરંગો મહીં, વધો સુખ સંપત્તિ શાંતિ સહી,
પ્રભુ પાસ યાચું એ આશીષને, થઇ મગ્ન આપું **મગનલાલને**.—થયો.

બાદ બોમ્બે પ્રોવિન્સ્યલ બેંકના મેનેજર અને પાલનપુર રાજ્યના એજન્ટ મી૦ બાલુભાઇ કહાનદાસ પોતાની છટાદાર ભાષામાં નીચે પ્રમાણે બોલ્યાઃ—

પ્રમુખ મહાશય ! મી૦ મગનલાલના સજ્જન અને સદ્‌ગૃહસ્થ જ્ઞાતિ બંધુઓ, અને અન્ય પ્રેક્ષક બંધુઓ ! મી૦ મગનલાલ દલપતરામ ખખ્ખરને સરકારે સુપ્રત કરેલા **જસ્ટીસ ઓફ ધી પીસ**ના માનવંત ખિતાબની પિછાન કરવાને આજે આપણે એકત્ર થએલા છીએ. તેમજ નામદાર સરકારનો આભાર માનવો તે પણ આપણા આજના આ મેળાવડાનો હેતુ છે. મી૦ મગનલાલ મ્હારા પરમ મિત્ર હોવાથી મ્હારા અંતઃકરણ ઉપર હર્ષના આવેશનું દબાણ વધારે પ્રમાણમાં ઉત્પન્ન થાય તો તે સ્વાભાવિક છે, અને તેથી આજના પ્રસંગને લગતું વિવેચન જો હું ઉત્તમ પ્રકારે અથવા તો વિસ્તારિત સ્વરૂપમાં નહીં કરી શકું તો શ્રોતાજનો મને ક્ષમા કરશે.

મ્હારા પરમ ભાગ્યશાળી મિત્ર મી૦ મગનલાલના સદ્‌ગત પિતાશ્રી **રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર**ના વિષયમાં વિશેષ બોલવાની જરૂર નથી, પરંતુ એટલું તો કહેવું જ જોઈએ કે સાહિત્યના ઉપાસકો ઊપર તેઓ એક મુકુટમણિ હતા. જ્યારે આપણા ભારતવર્ષ ઉપર ન્યાયી અને માયાળુ બ્રિટિશ સરકારનો અમલ શરૂ થયો, અને તેમણે ધોરણસરના કેળવણીખાતાની શરૂઆત કરી, ત્યારે મરહુમ રાવ સાહેબને પ્રથમ કાઠીઆવાડમાં મોકલવામાં આવ્યા હતા, અને તેમણે પોતાની બાહોશીથી કેળવણી ખાતાની અંદર ઘણી સારી નામના મેળવી છે. ગુજરાતી કાવ્યોની અંદર જો પ્રથમ કાવ્યકાર તરીકે કોઇએ નામના મેળવી હોય તો તે પણ મરહુમ રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર છે, કે જેમના **શાકુન્તલ નાટક**નું ગુજરાતી ભાષાંતર એટલું તો લોકપ્રિય થઇ પડયું છે, કે તે સ્કુલ ફાઇનલમાં ટેકસ્ટ બુક, અને અંગ્રેજોની ઓનર્સ એકઝામીનેશનમાં ટેસ્ટ બુક તરીકે સરકાર તરફથી મંજુર કરવામાં આવેલું છે. આજથી લગભગ ત્રીશ વર્ષ પહેલાં જ્યારે હું પ્રથમ મુંબઇ આવ્યો ત્યારે તેમનું શાકુન્તલનું પુસ્તક મ્હારા વાંચવામાં આવ્યું હતું, અને મ્હારૂં અંતઃકરણ જો રજપણ ગુજરાતી સાહિત્ય તરફ આકર્ષાયું હોય તો તે માન મરહુમ સાક્ષર શ્રી દલપતરામ ખખ્ખરના શાકુન્તલ પુસ્તકને જ ઘટે છે. આ પુસ્તકને મુંબઇના મહાન પુરૂષ અને હિન્દુઓના ગૌરવ સમાન ગણાતા સ્વર્ગવાસી સર મંગળદાસે ઉદાર આશ્રય આપ્યો હતો એજ તેના મહત્ત્વની નિશાની છે. મરહુમ રાવ સાહેબ જ્યારે કચ્છમાં ગયા હતા ત્યારે ત્યાંનું કેળવણી ખાતું પણ

તે જ પ્રમાણે નવેસરથી ધોરણો બાંધીને ઉભું કર્યું હતું, અને કચ્છ કેળવણી ખાતાના તેઓ આજ લગી પણ પિતા તરીકે ઘણા મશહુર થયેલા છે. ત્યાંની કચ્છી પ્રજાની તેમજ પોતાની કચ્છી કોમની સેવા બજાવીને તેને આભારી બનાવી છે. તેમને તેમજ ઇતર કોમના કેટલાક વિદ્યાર્થીઓને ખાસ ભણાવી ગણાવીને હુશિઆર બનાવ્યા છે, જેઓ આજે સારા ઓદ્ધા ઉપર છે. મુંબઈમાં પણ તેમના શિષ્યોનો પાર નથી. મુંબઇ મધ્યે બુદ્ધિવર્દ્ધક સભા તેમણે ઘણો વખત સુધી બાહોશીથી ચલાવીને સાહિત્ય સેવા બજાવેલી છે. કચ્છની આર્કયોલૉજીનું પુસ્તક એવું તો સરસ તેમણે અંગ્રેજીમાં રચેલું છે, કે તે નામદાર સરકારે પોતાને ખર્ચે છપાવેલું છે. એ રીતે મરહુમ રાવ સાહેબ પાસે જો કે ધનની સંપત્તિ નહતી, તોપણ વિદ્યાની સંપત્તિને લીધે તેમણે અથાગ નામના મેળવેલી છે. દુનિયામાં નામના કયારે મળી શકે ? કે યાતો લેખ એવા લખો કે લોકો હોંસે હોંસે વાંચે, યાતો કામ એવા કરો કે જેની તારીફ માટે લેખકો હોંસે હોંસે લખે. મરહુમ પોતાની લેખન શક્તિથી અને બીજી રીતે ઉપયોગી લોક સેવા બજાવીને પોતાનું જીવન અજર અમર કરી ગયા છે. પિતા તરીકે મરહુમ રાવ સાહેબે પોતાના પુત્ર મી૦ મગનલાલને એવી તો સરસ રીતે કેળવેલા છે કે તેઓ પણ તેમના જેવા લાયક હોવાથી તેમને તેમના પિતાશ્રીનો જસ્ટીસ ઑફ ધી પીસનો વારસો હાલમાં સરકારે તેમની યોગ્યતા માનીને સોંપેલો છે, તે જોઇને આપણને ઘણોજ આનંદ થાય છે. તેમની માતા પણ એવા ધર્મનિષ્ટ, હિંમતવાન, સુશીલ, અને બુદ્ધિશાળી હતા, કે તેની અસર મી૦ મગનલાલના મગજ ઉપર સારી રીતે થયેલી જોવામાં આવે છે, અને માત પિતા હોય તો એવા જ માત પિતા ઇચ્છવા યોગ્ય છે. મી૦ મગનલાલ પોતે એક લાયક પિતાના લાયક પુત્ર છે, અને શ્રીમંત હોવા સાથે નમ્રતાઇના નમુના સમાન છે. પોતે સાક્ષર હોઈ કેટલાક પુસ્તકો રચેલા છે, અને હંમેશાં પોતાના પિતાના પગલે ચાલી જનસેવા તથા જ્ઞાતિસેવા કરવા માટે ઉત્સુક રહે છે. એવા નરની સરકારે યોગ્ય કદર કરીને ઘટિત સન્માન આપ્યું છે, અને તેમને દીર્ઘાયુષ્ય સાથે વધારે માન મળે એવી ઇચ્છા પ્રદર્શિત કરીએ છીએ. ત્યારપછી કવિ ભાઇશંકર વિદ્યારામ પંડિતે સવૈયા છંદ ગાઇ સંભળાવ્યા:—

---

# મગન ગુણ ગર્જન.

યોજક—કવિ ભાઇશંકર વિદ્યારામ પંડિત.

જય સચરાચરપતિ સુખદાયક, સદગુણ સાગર શ્રી મહારાજ,
કરજોડી યાચે આ તુજ બાળ, **બ્રહ્મક્ષત્રિની** ભવ્ય સમાજ;
કરો ઉપસ્થિત સહુને અંતર, જ્ઞાતિબંધુના ગુણનું ગાન,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૧
શીશુવયથી સંસ્કારી થએલા, ઉજળાં જેનાં કૃત્ય અનૂપ,
પરમારથને પંથ વિહરતાં, સહ્યાં શીરે **શીત–વર્ષા–ધૂપ;**
સ્પર્શી શક્યાં નથી જેને સ્વપ્ને, અંતરમાં અસુયા ! અભિમાન,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૨
સ્નેહ વર્ષણે સિંચ્યા જેણે, વસુધામાં નીતિના વ્યવહાર,
પરાસ્ત કીધાં પ્રગલ્ભતાથી, દંભિવૃત્તિનાં સમુળાં દ્વાર;
આત્મપટે આલેખ્યાં જેણે, **પિતૃધર્મનાં** પ્રૌઢ નિશાન,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૩
રસજ્ઞતાથી રોપ્યો જેણે, **ઐકયસુત્રનો** સહુ અવરોધ,
સ્વર્ગિય વૃત્તિવડે શણગાર્યો, શાસ્ત્ર તણો સઘળો સદ્બોધ;
દયા દાનના દિવ્ય દૈવતે, પ્રશસ્તિ પામ્યા પારાવાર,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૪
પ્રજા માત્ર જેની પ્રતિભાને, દ્રષ્ટિ વડે માની રહી દક્ષ,
કર્યા નૃપાળે પણ નિજ કરથી, **'જસ્ટીસ ઓફ ધી પીસ'** પ્રત્યક્ષ;
ઉભય પક્ષમાં એવાં જેનાં, સભ્યપણે સબળાં સન્માન,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૫
પરમ પ્રમાણિક આ પામ્યાં ત્યમ, પામી અન્ય રૂડાં પરિતોષ,
અજરામર રહેજો અવનીમાં, ઉચ્ચ ગુણે ગર્જવિ ઉદ્ઘોષ;
કવિ ભાઇશંકર તણી કૃતિ આ, જેથી ગુંજશે બની ગુલતાન,
**ધન્ય દાનવીર દલપતના સુત, મગનલાલ ખખ્ખર મતિમાન.** ૬

## યોજક—જોશી હંસરાજ વિષ્ણુરામ, લૉઇજ નિવાસી.

જેણે પુરૂષ પ્રયત્ન કરીને, રિદ્ધિને સિદ્ધિ વરી,
તે જગમાં જીવ્યો ખરો જન અરે, માતા ન ભારે મરી;
પર ઉપકારી કાર્ય કરી અને, ખેલ્યા ખરા દાવને,
જન્મારો તે જન તણો સફળ છે, લીધો નકી લાવને.—૧.

કષ્ટો તો વેઠયા વિના નહિ મળે, કીર્તિ મહા કામની,
જ્ઞાતિને કુળ ગામ નામ ધરવા, જોઈએ કૃપા શ્યામની;
ધારીને ઉત્સાહ અધિક અંગમાં, પીતા પગે ચાલવા,
એવા હોય સુપુત્ર કોઈ કુળમાં, શૂરા ખરા ભાળવા.—૨.

હોદ્દો મોટો ગ્રહી તમે સ્વજનમાં, ખ્યાતિ બહુ મેળવી,
**'જસ્ટીસ ઓફ ધી પીસ'** બનતાં, બુદ્ધિ બહુ કેળવી;
તેથી નામવર બ્રીટીશ ધણીએ, ખેતાબ દીધો ખરો,
આપે છે સૌ માનપત્ર તમને, સ્વીકાર તેનો કરો.—૩.

વેદ જનની કલ્પવૃક્ષ ખરી છે, સેવો સદા સ્નેહથી,
સ્વજ્ઞાતિ સૌમાં પ્રચાર કરીને, લ્હાવો લીઓ દેહથી;
આપું છું ખરૂં માનપત્ર તમને, આ ભેટ પ્રેમે ધરૂં,
સ્વહર્ષેથી સ્વીકારશો વડિલશ્રી, વિજ્ઞપ્તિ એ હું કરૂં.—૪

---

## યોજક—મુનશી ફત્તેહખાંન એહમદખાંન.

મુબારીક હો, મુબારીક હો, મુબારીક,
**અયે મગનલાલ હો તુમકો મુબારીક;**
હુઈ હય ઇન દિનો તુમપર ઇનાયત,
સરકારે ગવર્નમેન્ટ સાહબકી નિહાયત;
ખિતાબે **જે. પી.** સે કરકે સરફરાજ,
બડહાયા આપકા રૂતબાવ અયજાજ;
હુઇ હય ગોશજદ મેરે ખબર જબ,
હુવા મશરૂર દિલ મેરા બહોત યેહ તબ,
લિખા તબરીક નામા ઉસી દમ,
કિયા હય પેશકસ હો શાદ ખુરરમ.

વિશ્વ વિદિત વિખ્યાત છો, પરમ ધર્મ ધરનાર,
પરોપકારમાં રહો સદા જગમાં જય કરનાર;
ભલા તજે ન ભલાઈને, ધન પર ન આપે ધ્યાન,
**મગનલાલ** સંસારમાં, પૂજાય પુષ્પ સમાન;
ઇચ્છાના ભંડારની, કુંચી ધૈર્ય ગણાય,
હોય કઠિન અતિ તોય પણ, એથી એ ખોલાય.

ત્યારબાદ રાવ બહાદુર કેશવજી નથુ સેલર, વૈદરાજ ત્રિભુવન રામજી શર્મા, મેશર્સ ગુલાબચંદ સુંદરજી અને નાનાલાલ પરભુરામ એઓએ પ્રસંગાનુસાર કેટલુંક વિવેચન કર્યું હતું. અત્રે મી૦ મંગળદાસ નાનાભાઇ ખખ્ખરે નીચે પ્રમાણે સન્માન પત્રિકા વાંચી સંભળાવી હતીઃ—

રાજ્યમાન રાજેશ્રી, સહૃભક્તિ પ્રદીપ શ્રીયુત,

**મગનલાલ દલપત્તરામ ખખ્ખર,**

જસ્ટીસ ઓફધી પીસ, મુંબઇ.

માન્યવર જ્ઞાતિબંધુ, !

આપણી માયાળુ નામદાર બ્રિટીશ સરકારે આપને "જસ્ટીસ ઓફ ધી પીસ" સુલેહના અમલદાર નિમવાથી આપને તેમજ આપણી બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિને જે માન આપ્યું છે, તે માટે તે નામદાર સરકારનો ઉપકાર માનવા, તથા આ પ્રસંગે આપને અભિવંદન આપવા આપણી જ્ઞાતિએ નક્કી કર્યું છે, તદનુસાર અમો આ માનપત્રદ્વારા અમારી લાગણી પ્રદર્શિત કરીએ છીએ તે આપ સ્વીકારશો.

આપના સ્વર્ગીય પિતાશ્રી મરહુમ રાવ સાહેબ દલપતરામ પ્રાણુજીવન ખખ્ખર આપણી બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિના અગ્રેસર હતા. પોતે વિદ્યાવિલાસી, સ્વદેશભક્ત તેમજ જ્ઞાતિહિતચિન્ક હતા, અને તેમણે એક સાક્ષર તરીકે સારી ખ્યાતિ મેળવી હતી. તેઓની કદર કરી આપણી નામદાર બ્રિટિશ સરકારે તેમને "રાવ સાહેબ" તથા "જસ્ટીસ ઓફ ધી પીસ" ના માનવંત ઇલ્કાબો બક્ષ્યા હતા.

આપે આપના પૂજ્ય પિતાશ્રીને પગલે ચાલી જ્ઞાતિની સેવા બજાવી છે, અને જ્ઞાતિના હિતાર્થે વિદ્યાનો પ્રસાર કરવા સારૂ આપના મરહુમ પૂજ્યના સ્મરણાર્થે રૂા. ૧૦,૦૦૦ જેવી નાદર રકમનું ટ્રસ્ટડીડ કરી આપણી જ્ઞાતિને આભારી બનાવી છે. એ રીતે એક લાયક પિતાના લાયક પુત્ર તરીકે પિતા પ્રત્યેની આપની ફરજ આપે અદા કરી છે.

આપે, શ્રીમંત હોવા છતાં વિદ્યાવિલાસી હોઇને સાક્ષરતાના નમુના તરીકે પુસ્તકો રચેલાં છે, જેમાં મુખ્ય આપણી જ્ઞાતિના મરહુમ શેઠ સુંદરજી શિવજી કે જેઓ આપણી માયાળુ સરકારના પહેલા જ નેટીવ એજન્ટ થયા હતા, ને જેને 'આજમ' નો ખેતાબ પણ આપવામાં આવ્યો હતો, તેમનું ચરિત્ર "**સુંદરજી સોદાગર**" નામના પુસ્તક રૂપે બહાર પાડી આપણી જ્ઞાતિને એક અલભ્ય લાભ આપ્યો છે. તેને માટે આપને ખરેખર ધન્યવાદ ઘટે છે.

આપ સ્વધર્મનિષ્ટ હોઇ આપને પ્રથમ શ્રીમદ્ જગદ્ગુરૂ શંકરાચાર્યજી મહારાજે "**સદ્ભક્તિ પ્રદીપ**" ની માનવંત પદ્દી બક્ષી, ત્યારપછી આપની જનસેવા તથા સ્વદેશભક્તિની પિછાનમાં નામદાર સરકારે "જસ્ટીસ ઓફ ધી પીસ" નો માનવંત ઓદ્ધો આપ્યો છે, તેને માટે આપણી જ્ઞાતિ ખરેખર મગરૂર છે. આ ઓદ્ધાનું માન મેળવવા માટે પ્રથમ આપના શ્વશુર રા. રા. શિવશંકર ગોવિંદરામ તેમ જ આપના મરહુમ પિતાશ્રી ભાગ્યશાળી થયા હતા, અને તેઓના સ્વર્ગનિવાસ થયા પછી ઘણે વર્ષે આપણી જ્ઞાતિમાંથી આપને એ જ માનપ્રદ પદ્દી પ્રાપ્ત થઇ છે, તેથી અમારાં અંતઃકરણ હર્ષની ઉર્મીઓથી ઉભરાઈ જાય છે, અને આપણી માયાળુ નામદાર સરકારનો આભાર માની આપને ધન્યવાદ આપી મુબારકબાદી ઇચ્છીએ છીએ.

છેવટ પરમ કૃપાળુ પરમાત્મા આપને જ્ઞાતિ ઉન્નતિના તથા જન સમાજની સેવાનાં કાર્યો કરવાની પ્રેરણા કરે, અને આપને તન, મન, અને ધનની સંપત્તિ તથા દીર્ઘાયુ બક્ષે, અને આપની કારકીર્દી વધારે યશસ્વી નીવડે એવી અમારી તે જગન્નિયંતા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

સમસ્ત બ્રહ્મક્ષત્રિય પંચ તરફથી,

લી૦ આપના હિતૈષી જ્ઞાતિબંધુઓ,

**માધવરાવ શિવશંકર,** **સુરજીભાઈ મોરારજી,**
**ઝીણાભાઈ નારણદાસ,** **મુરારજી ત્રીકમજી,**
**વિઠ્ઠલ પરસોતમ,** **વિઠ્ઠલદાસ જીણાભાઈ,**
**દામોદર માણેકચંદ,** **પરસોતમ પદમસી કાકુ,**
**હરિચંદ રૂપચંદ, પ્રમુખ.**



શ્રીમાન માન્યવર, સાક્ષર, વિદ્યાવિલાસી, સૌજન્ય સંપન્ન, સુધાસાગર, જ્ઞાતિભૂષણ, દાનવીર, સુજ્ઞ, માનનીય, વેદાધ્યયની, સકલ સદ્‌ગુણાલંકૃત, ધર્મધુરંધર, સદા કૃપાળુ—

મેહરબાન રાવ સાહેબ **મગનલાલભાઈ દલપતરામભાઈ ખખ્ખર,**

આપશ્રીના પવિત્ર અને ઉજ્જ્વળ હૃદયમાં સ્વજ્ઞાતિહિતના અનેક મહાન શુભ વિચારો છે, તથા તન, મન, ધનથી તેનો અભ્યુદય કરવા તત્પર છો, વળી માંગલિક કાર્યો પરિપૂર્ણ નિર્વિઘ્નથી પાર પાડી સર્વેને અમુલ્ય લ્હાવો લેવરાવો છો. આપશ્રી વિદ્યાવિલાસી, સાહિત્યના શોખીન હોઇ વિદ્યાકલામાં, ધર્મમાં અને પરોપકારના કાર્યો કરવામાં આગળ પડતો ભાગ લ્યો છો, એટલુંજ નહિ પરંતુ સ્વજ્ઞાતિ અભિમાન, સ્વધર્માભિમાન, સ્વદેશાભિમાન, વિગેરેની ઉન્નતિ થયેલી જોવાની આપ અહોનિશ અભિલાષા રાખો છો, વળી માયાળુ સ્વભાવ, અનુકરણીય સરળતા, ન્યાય, નીતિ, રીતિ, પ્રીતિ, દયા, દીનતા, સત્યતા, કાર્યદક્ષતા વિગેરે સાત્વિક ગુણો તથા યશસ્વી ઝળહળ કીર્તિ, ભક્તિ ભાવના, તથા આપના અનેક સત્કાર્યોથી આકર્ષાઈ સૂર્યોદય થતાં મ્હારા બે શબ્દો તથી અલ્પમતિ અનુસાર રચેલી સાદી ભાષામાં–સંગીતમાં શણગારેલી

૫

કવિતાઓ આપના પવિત્ર ચરણારવિન્દમાં પ્રેમપ્રસાદી તરીકે અર્પણ કરૂં છું, તો હર્ષભેર સ્વીકારી લઈ મને કૃતાર્થ કરશો.

જ્યાંસુધી શશી ભાનુ તેજ અવનિમાં દિનદિન દીપે એ સહી,
જ્યાંસુધી શિર શેષ ભાર ભૂમી ધરે, દેહે દુઃખોને સહી,
જ્યાંસુધી વસુધા રચે વિધિ અહિં, હરસાથ ગીરિજા સહી,
ત્યાંસુધી દીર્ઘાયુ આપ રહો સદા, જામો સુકીર્તિ અહિં.
જય જય ખ્યાતિ જામજો, અવિચળ પદ્વી તમ પામજો,
ન્યાય નીતિથી કુટુંબ તમારૂં, ફુલડાંની વૃષ્ટિ વરસાવું,
સન્મતિ શાન્તિ પ્રસારજો, જય જય જય ખ્યાતિ જામજો.
શ્રાન્ત, કાન્ત, વેદાન્ત મણિ છો, આપ સદા હરનીશ,
જામો, પામો, નામો, સંપત્તિ, સંતતિ, વંદુ પ્રેમથી,
ભરપૂર ભરેલા સદ્દભક્તિથી, કોઇ ઐશ્વરી અંશ.
દીર્ઘાયુ તમ સદા ભોગવો, એજ અમ્હારી આશ.

**લિ૦ દાસાનુદાસ કેશવલાલ છગનલાલ અમરેલીવાળા.**

ઉપલા માનપત્રો પ્રમુખ મી૦ હરીચંદ રૂપચંદે મી૦ મગનલાલને હાર તોરા પહેરાવીને તાળીઓના ગડગડાટ વચ્ચે એનાયત કર્યાં હતાં.

મી૦ મગનલાલે પોતા તરફના જવાબમાં જણાવ્યું કે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ તરફથી જે આ મેળાવડો કરવામાં આવ્યો છે, અને મને જે માન આપવામાં આવ્યું છે તે માટે હું મ્હારા જ્ઞાતિબંધુઓનો આભારી થયો છું. નામદાર સરકારે મને જે માન આપ્યું છે તે માન મને જ નહી પણ મ્હારી જ્ઞાતિને જ આપ્યું છે એમ હું સમજું છું. જેમકે શરીરના કોઇપણ ભાગ ઉપર એક સારૂં વસ્ત્ર પેહેરવામાં આવે તો આખું શરીર શોભે છે, તેમ હું પણ મ્હારા જ્ઞાતિરૂપી શરીરનો એક ભાગ છું. જ્ઞાતિની ઉન્નતિ અને જ્ઞાતિની કીર્તિ એજ મારી ઉન્નતિ અને કીર્તિ છે, માટે બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિ કે જે જ્ઞાતિમાં હું જન્મ ધરવા ભાગ્યશાળી થયો છું તેની ઉન્નતિના કાર્યો કરવામાં હું હંમેશા તન, મન, અને ધનથી મદદ કરવા તત્પર રહીશ. શ્રીમદ્ જગદ્દગુરૂ કરવીર પીઠાધીશ શંકરાચાર્ય મહારાજે જે માનપ્રદ પદ્વી મને બક્ષી છે તે ફક્ત તેમની ઉદારતાને જ આભારી છે, અને તેમનો પણ હું અતિ ઉપકૃત થયો છું. શેઠ સુંદરજી શિવજી મારી જ્ઞાતિના એક કોમ્યાધિપતિ વ્યાપારી

નૃપ થઇ ગયા, કે જેને માટે હું તેમ જ મારી આખી જ્ઞાતિ મગરૂર છીએ. તેઓ સરકારના પહેલા જ દેશી પ્રતિનિધિ હતા, અને સરકારના રેસીડન્ટો અને ગવર્નરો તરફથી તેમને સન્માન તરીકે 'આજમ'નો ખેતાબ અને સરકારને ખર્ચે પાલખી અને બે મસાલચીનું માન છેવટ લગણ કાયમ આપવામાં આવ્યું હતું, અને વાર્ષિક રૂ. ૧૦,૦૦૦ ) ની ઉપજવાળું ઉત્તરસંડા ગામ પણ બક્ષિસ આપવામાં આવ્યું હતું. એવા નરનું ચરિત્ર લખવા માટે મ્હારા મરહુમ પિતાશ્રીએ કેટલાક સાધનો એકઠાં કરેલા હતા પણ તેઓ પૂર્ણ કરવા રહી શકયા નહીં, ને એ કામ મેં માથે ઉપાડી લઇને પુત્ર તરીકેની પિતા પ્રત્યેની તેમજ જ્ઞાતિ તરફની ફરજ મેં અદા કરી છે, તે ઉપરાંત વિશેષ કશું કર્યું નથી. નામદાર વિલિંગડનની સરકારે મને જે. પી. ના લિસ્ટમાં દાખલ કર્યો તે માટે તેમનો હું અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું, અને ઇચ્છું છું કે હાલમાં યુરપમાં ચાલતા પ્રચંડ વિગ્રહનો સત્વર અંત આવે, અને આપણી સરકારની વિજય પતાકા ફરકતી થાય, અને નામદાર વિલિંગડનનો પુત્ર તે લડાઈમાંથી પુનઃ તંદુરસ્ત થઇ પાછો આવીને પોતાના માતપિતાને આનંદની સાથે ભેટે એવી પરમેશ્વર પ્રત્યે પ્રાર્થના છે. છેવટ મારી જ્ઞાતિનો ફરીથી આભાર માની બેસી જવાની રજા લઉંછું.

અત્રે વૈદરાજ રામદાસ જેઠાભાઇ વેદાંતે મી૦ મગનલાલને ખાસ ફુલના હાર તોરા એનાયત કર્યા હતા, અને મી૦ હરીચંદ રૂપચંદે પોતાની વાડી મેળાવડા માટે વાપરવા આપી તે માટે તેમનો ઉપકાર માની હાર તોરા પહેરાવવામાં આવ્યા હતા, અને સભા મોડી રાતે વિસર્જન થઇ હતી. મી૦ મગનલાલને તેમના મિત્રો તરફથી મુબારકીના ઘણા પત્રો આવ્યા તેમાંથી એક નમુનોઃ —

દરિયાપુર, બિરાર, તા૦ ૧૫ મી નવેંબર, ૧૯૧૪.

મારા મહેરબાન, વહાલા ભાઇજી મગનલાલ,

જત આજે તમો સાહેબને કાગજ લખતાં ઘનીજ મોટી ખુશાલી લાગેચ, તેનું કારન એ કે તમો ભાઇને જસ્તીસ ઓફ ધી પીસ સરકારે બનાવીયા. તમે તમારા બાવાજીનું નામ રાખીયું અને તેવનની જગ્યા સાચવી. વારૂ ભાઇ મગનલાલ! તમારી નેકી તમુને આરે આવીચ, અને જેમ જેમ નેકી કરશો તેમ તેમ તમે આય દુનીયામાં માનપાન મેલ-

વશો. ખદાયજી તમુને લાંબી જીન્દગી તન્દરોસ્તી ભરેલી, અને સુખ-ચેન વાલી બખ્શે એવી ગરીબ ભાઇની દુવા છે, તે આમીન થાવ.

સુખી રેહેવો મારા જસ્તીસ ઓફ ધી પીસ.

લી૦ તમારો ગરીબ,

**પેસ્તનજી સોરાબજી.**

*** યોજક—અમદાવાદના કવિ લાલશંકર હરજીવન.**

**મગનલાલ** પ્રિય પ્રાણ, મિત્ર મ્હારા ઓ પ્યારા,
થયા દિવસ અતિ ઘણા, પડયે અન્યોથી ન્યારા.
તેથી કરી જીવ બળે, વિરહ તુજ દમતો રહે છે,
જે જે દુઃખ દિલ પડે, તેહ મન મ્હારૂં સહે છે.
રહી વર્ષ અઢી બેય, આપણે ભણિયા સાથે,
વર્ણવીયો નવ જાય, સ્નેહ તેદીનો ગાથે
સંભારૂં જે વખત, પ્રીત ઓ પ્યારા! જૂની,
પ્રગટ થાય તન માંહ્ય, દિલગીરી થઇને ખૂની.
મળવાને મન ચાહ્ય, અતી મુજ તુજને ભાઇ,
દર્શન દ્યો હો પ્રીય, આવીને આપ જ આહીં.
દિન દિન કરજો ગાંઠ, પ્રીતની મજબુત ભારી.
દેજો શિખ મૂજને, હોય જે જે કંઇ સારી.

**યોજક—માસ્તર બહેચર નારણજી ઓઝા, કચ્છ, કોઠારા.**

**હરિગીત છંદ.**

દિલના દયાળુ દેખીઆ સત્પુત્ર દલપતરામના,
શુભ નિતી રીતી કીર્તિથી મુંબાપુરીમાં નામના;
કુળવાન ખખ્ખર કુળતિપે વધતું વધાર્યું માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૧**

---

* કચ્છ મહારાવશ્રીના કુમારશ્રીના શિક્ષક મી૦ હરજીવન ત્રિભુવન ત્રવાડીના પુત્ર મી૦ લાલશંકર, મી૦ મગનલાલના સહાધ્યાયી હતા, અને ૧૮૮૬ માં મી૦ મગનલાલના પિતાશ્રી કચ્છમાંથી રીટાયર થઈ મુંબઈ આવ્યા પછી મી૦ લાલશંકરે ઉપલી કવિતામાં પોતાના ઉદ્ગાર લખી મોકલ્યા હતા. ત્યાર પછી તેમનું અવસાન વડોદ્રામાં સને ૧૮૮૯ માં થયું.

જેના પ્રતાપી પૂર્વજો પણ માનથી પંકાયલા,
નિતીજ્ઞ નિવડે નર બધા ખ્યાતિ વિષે અંકાયલા;
એ કુટુંબમાં આ રત્નરૂપ રહેજો ખુશીના ખ્યાલમાં,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ કામમાં ૨**

વિદ્યા વિનોદી ચતુર ને સદ્‌ગુણના ભંડાર છે,
ગરવા વળી ગંભીરાઇ સાથે કીર્તિનો વિસ્તાર છે;
વિદ્વાન સાક્ષર વર્ગમાં પામે અધિક સન્માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૩**

પ્રેમે લખ્યાં છે પુસ્તકો પુરી વિદ્વતા તો વાપરી,
સુંદર સોદાગર, જગડુનાં ચરિત્રો લખ્યાં શોધો કરી;
તીર્થોતણાં વર્ણન લખી સારૂં પહોંચાડયું ધ્યાનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૪**

સગાં સંબંધી સ્નેહી કે આશ્રીતને આદર દઇ,
શુભ કામમાં સારી સલાહ ને સહાય દે તસ્દી લઇ;
મોટાઇના આ ચિન્હથી આ કુળ પામે માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૫**

સ્વર્ગીય દલપતરામ પણ, પ્રખ્યાતિ પૂરી પામીયા,
મમતાળુ માયાળુપણે બહુ આશ્રીતો આધારીઆ;
સરકારમાં સન્માન પામી સારૂં પામ્યા માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૬**

આ જીંદગીમાં આશ્રીત બહેચર ઉપકારી એમનો,
સુખરૂપ રહે છે આતમા પ્રતાપ ખખ્ખર કુળનો;
ઉપકારી થઇ આશીશ દે એ વંશના વિસ્તારને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૭**

દીર્ઘાયુ બાવાજી રહો શુભ પુત્ર મગનલાલના,
કુળ દીપક ને કર્મી થશે જગમાં વધો બહુ નામના;
વિદ્યા ભણી ગણી ચતુર થઇ ને પામજો સન્માનને,
**અવિનાશી આપો અતુલ યશ મગ્નલાલના શુભ નામને. ૮**

પ્રભુ કૃપાળુ પ્રણમીને, પ્રેમે લાગું પાય;
**ખખ્ખર વંશ જ ખુશ રહો, એ માગું જગરાય.**

## શાર્દૂલ—હરિગીત છંદ.

પરમાત્મા પરમેશ્વરા પ્રણમીને, પ્રેમે કરૂં પ્રાર્થના,
આરાધું અવિનાશી વિશ્વપતિને પૂરે તું મન કામના;
**ખખ્ખર મગનલાલના તનુજ જે, બાવાજી નામે કહે,**
દીર્ઘાયુ સુખરૂપ રાખ મહિમા, **બહેચર વિનંતી કરે.** ૧

સુખરૂપ રહેજો સર્વદા, આ અવનિમાં અવિચળ રહો,
આશ્રીત બહુ ઓધારીઆ, ખુશકાર ખખ્ખર વંશ રહો;
દયા તણા છે થંભ પરઉપકાર સાથ સંબંધ છે,
ભગવાનપર બહુ ભાવવાળા, આકીને અધિકત્ર છે. ૨

આકીને અધિકત્ર તિર્થ રૂપીના ગુણો ગ્રહ્યા છે ઘણા,
**આત્મજ દલપતરામના, ખુશ રહો મગન સોહામણા;**
ગરવા ને ગુણવાન સાથ વળી કહે, વિદ્વાન જનો બધા,
નિતી, રીતી, ભકિત સાથ ભૂમીમાં કિર્તી વધજો સદા. ૩

કિર્તી વળી વધજો સદા, એને ભીડ નવ પડશો કદા,
સુખમાં રહી શરણાંગનોનું, સારૂં કરે એ સર્વદા;
વિવેક વિનયવાન થઇ, શુભ કાર્યના કરનાર છે,
તન મન કે ધનથી તસ્દી લઇ દીનની દયા ધરનાર છે. ૪

ધરનારા દિલમાં દયા અતિ ઘણી, અવતારી એતો થયા,
માયાળુ મમતાળુ દલપતતણા, સદ્‌ગુણ અહીં સ્થિર રહ્યા;
આપીને આધાર કઇક જનને સ્વર્ગવાસીએ તારીઆ,
એવાતો આશ્રીત્ અનેક જનને સુખરૂપ આજે થયા. ૫

સુખીઆ થયા જન સર્વ તે સૌ સ્વર્ગીને સંભારતા,
આશીષ આપે અંતરે, ગુણગાન આજે ઉચ્ચારતા;
**બહુ ઠામ ઠામ ગવાય આજે ગુણ દલપતરામના,**
પ્રભુ પ્રેમથી તું પૂરજે, ખખ્ખર વંશ મન કામના. ૬

વિદ્યા વૃદ્ધિ ઉપરે સ્વર્ગીને પૂરો હતો પ્યાર જે,
સ્વજ્ઞાતી માટે ફંડ રચીઉં, પિતુ ભકિતમાં આત્મજે;
દીધાં દામ હજાર દશ ગણીને, રાખી પિતુ નામના,
ધન્ય ધન્ય મગનલાલ, આપ ખુશ રહો સુપુત્ર દલપતરામના. ૭

સત્પુત્ર દલપતરામના, માતુશ્રી દેવી રૂપ છે,
દિલમાં દયા વસે છે ઘણી, સાક્ષાત્ સતી એ અનુપ છે;
ભગવત સ્મરણમાં ભાવવાળાં, પુન્યને પરમાર્થમાં,
**દેવકુંવર માતા દેખીયાં, ખખ્ખર મગનલાલનાં.** ૮
ખખ્ખર મગનલાલને, પ્રભુ તમે સુખ સંપત્તિ આપજો,
આધી વ્યાધી ઉપાધી દુઃખ દુર કરી, કષ્ટો બધાં કાપજો;
આનંદે જગમાં રહી વળી થજો, વંશજ વિસ્તારી તે,
આપું છું હું આશ દાસ તેનો, જીઉં હું આભારી તે. ૯

---

પૂર્વજ પણ પ્રખ્યાત જેમના, માન મળ્યું છે શ્રી સરકાર,
આત્મજ પણ એવાજ નીવડીઆ, માન મળ્યું જે. પી. સરકાર.
નાનપણેથી નિપુણ ઘણેરા, વળી વધતો વિદ્યાભ્યાસ,
કરીને વિદ્વદ પદ્દી પામ્યા, ગ્રંથ રચ્યા બહુ કરી આપાસ.
એવા ખખ્ખર મગનલાલના, પૂજ્ય પિતાનો આશ્રિત એક,
વયે વૃદ્ધ પણ અંતરની ઉર્મીથી, કવિ સમ કરે વિવેક.
કવિ નથી પણ કવિના ચાળા, કરવાનો શિશુ વયથી શોખ,
લુલી લંગડી કવિતા કરીને, ખુશી થાય છે તે આ નોખ.
**મુંબાપુરની મ્યુનિસિપાલમાં, મેંબર થવાનું મળ્યું માન,**
ખખ્ખર મગનલાલ હજુ પણ પામો સરકારે સન્માન.
**ચિરંજીવી બાવાજીરાજ** છે, શિશુવયનાં હજુ શિષ્ય સ્વરૂપ,
વિદ્યા ભણી વડવાને તોલે, આવે એવા થાઓ અનૂપ.
દીર્ઘાયુ સુખરૂપ રાખજો, **એવી બહેચર આપે આશ,**
ખખ્ખર મગનલાલભાઇની કીર્તિ તણી પ્રસરો સુવાસ.

જગકર્તા કરૂણાનિધી, કરતલ કોટી કલ્યાણ
ખખ્ખર વંશજ ખુશ રહો, એ માગું વરદાન.

---

**યોજક—મુનશી ફત્તેહખાન એહમદખાન.**

શેરી અટારી ચકલે ચૌટે, મેદની મ્હોટી મળી,
**વોટ આપવા ખખ્ખરને, પ્રેમી પ્રજા પ્રીતે મળી;**
ઉત્સાહ અદકો આપવો, એવું પ્રજાએ ધારિયું,
એથી કરી બધા વૉર્ડથી, નંબર પહેલું મારિયું;
કો ચઢી બેઠા મોટરે, કો ગાડીએથી આવતા,
કો પાલખીમાં જઇ પ્રેમથી, મગનલાલને વધાવતાં;

**કો નાર મળી બેચાર આવી,** ગીત મંગળ ગાય છે,
સી. વૉર્ડમાં અમર તપો, આશીષ એવી થાય છે;
કો કહે કરજોડી પ્રભુ, મગનલાલને અમર કરો,
કો અરજ કરતાં ઇશને, સહુ કષ્ટ જડમાંથી હરો;
કોઇ પુષ્પમાળો કર ગૃહી, આવી ઉભા આગળ ધરી,
કહેતાં મુબારકબાદ સૌ, સંબંધી મીત્રો મળી;
આનંદ ઉર ઉભરાય ત્યાં, ઉત્સાહ બાકી નથી,
આપું મુબારકબાદ હું, ચહી ફતેહ રૂડા પ્રેમથી.

છપ્પા.

દલપતરામ તણા તનુજ, બહુ શુભ ગુણના સાગર,
**મગનલાલ** મનાય છે, આગળ પડતાં એક દીવાકર;
વિવેકીને વિદ્વાન, માન નહિ જેના મનમાં,
વદતાં થાય વખાણ, જે તણા જાહેર જનમાં;
વળી હૈયામાં ધરી હામ તે, દામ ધર્મમાં દે સદા,
પરોપકારના કામમાં, ખંતે યત્ન લહે યદા;
આવા ગુણગણ નેક, અનેક હું સંભારીને,
નમન કરૂં છું અલ્પ, યત્ન ગુણ વિસ્તારીને;
કરશો જો સ્વીકાર, આ સેવકનું પ્રીતે,
ઉર માંહે ઉપકાર, અનંત ગણીશ હું નિત્યે;
ચહી **ફત્તેહ મુનશી,** સર્વદા સંભારે શુભ કામને,
કરી નમન ભાવથી, આજ તે વિનવે છે શુભ નામને;

---

ડંકા બજા હય દહેરમેં ઉસ નેક નામકા,
દિલ ખિંચ રહા હય જીસકી તરફ ખાસો આમકા;
શહોરા હય દૂર જીસકી સખાવતકે જામકા,
**હય મગનલાલ નામ ઉસ આલી મુકામકા.**

---

**યોજક—દરાપુરા તથા પાદરાના ગોવિંદરામ મૂળજી.**

જીવો મગનભાઇ દાતારી, જેની વૃત્તિ દીસે છે સારી,
મુંબાઈ શહેર એ તો રહે છે, સ્વજ્ઞાતિને વિદ્યા દે છે;
નીજ જ્ઞાતિ તણા હીતકારી, **જીવો મગનભાઈ દાતારી.**
એતો દલપત કેરા તન, ઇશ્વર ઉપર જેનું મન,
જેને હ્રદેમાં ભકિત ભારી, **જીવો મગનભાઈ દાતારી.**

નીજ જ્ઞાતિનું રૂડું એ તાકે, સત્યની વાતો મુખે ભાખે;
એ છે જે. પી. ના અધિકારી, **જીવો મગનભાઈ દાતારી.**
બ્રહ્મક્ષત્રીની જ્ઞાતિ જાણો, સ્વભાવ છે ઘણો શાણો;
પર ઉપકારી વૃત્તિ છે ભારી, **જીવો મગનભાઈ દાતારી.**
મનમાં ઉમંગ રૂડો વ્યાપે, નિજ જ્ઞાતિને આશ્રય આપે;
એ પુરૂષ તણી બલિહારી, **જીવો મગનભાઈ દાતારી.**
વિદ્યા આપવાને ફરજ પાડી, નિજ જ્ઞાતિ સારૂ શાળા કાઢી;
આશીષ દે છે નર ને નારી, **જીવો મગનભાઈ દાતારી**
મગનભાઇ જુગો જુગ જીવો, પ્રકાશ થયો જ્ઞાતિમાં તેવો;
**ગોવિંદ વિગત વિસ્તારી, જીવો મગનભાઈ દાતારી.**

---

### *રાવસાહેબ દલપતરામ ખખ્ખર વિષે.

પરમ કૃપાળું શ્રીહરિ, જનના જીવન પ્રાણ;
પાયે લાગું પ્રેમથી, અનંત સુખની ખાણ.
સર્જ્યાં તેં સૃષ્ટિ વિષે, પ્રાણી પરમ અનેક;
ગણુના ગણતાં નવ જડે, સંખ્યા તેની છેક.
સાંકળ બાંધી સ્નેહની, સ્નેહાકર્ષણ સોય;
એક એકને આસરે, વર્તે છે સૌ કોય.
સંયોગે સુખ સાંપડે, વિયોગથી દુઃખ થાય;
સુખ દુઃખનું છે જોડલું, ઉલટ સુલટ બદલાય.
પ્રથમ બાળ વય તરૂણને, છેવટ વૃદ્ધ ગણાય;
દિન નિશ છાયાને વળી, તડકો જેમ જણાય.
નિયમ નિયંતાના કર્યા, શુભ વિધિના સંકેત;
ટાળ્યા જનના નવટળે, જાતાં પ્રાણ સમેત.
વસ્યા વર્ષ ઝાઝાં વળી, કચ્છ સ્વચ્છમાં બેસ;
**દલપત** ડાહ્યા દિલના, સુખમાં જાય સ્વદેશ.
અંતરના આશીષને, તે સાથે ઉદ્વેગ;
વિયોગના દુખનો અતિ, ઉમરમાં વધતો વેગ.

---

* રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર કચ્છમાંથી રીટાયર થયા તેના માનમાં તા. ૨૧-૫-૯૧ ને દિને થયેલા મેળાવડા પ્રસંગે ગવાયલી કવિતા.

## કાવ્ય છંદ.

જગમાં ઝાહેર ઘણાં, કામ છે જનને કાજે;
પણ તે દ્રવ્ય ઉપાય, અવર માટે નવ છાજે.
ઘડિયાળી ઘડિયાળ, બનાવી સુખમાં માણે;
પણ તેનું ફળ દ્રવ્ય, અવર તો કયાંથી આણે.
સોની સોનું ઘડે, લુહાર ઘડે છે લોઢું;
યંત્ર શાસ્ત્રનું કામ, નથી થાતું કંઇ થોડું.
ધંધા અવર અનેક, કરી જનને ધાતા;
માની તેમાં સુખ, ઉર આણે છે શાતા.
દર્દ દેહના ઘણા, મટાડે દાકતર ડાહ્યા;
અંગ પાંસરા કરી, ઘણી સુધારે કાયા.
પણ તેનું ફળ દ્રવ્ય, અવર ફળ તે નવ પામે;
વિદ્યા ગુરૂનું કામ, શ્રેષ્ઠ છે સઘળે ઠામે.
કેળવી તનને મન, અન્ન ધન તે તો આપે;
નીતિનો ઉપદેશ, બેશ દેઈ ધર્મે સ્થાપે.
ઐહિક આમુષ્મિક, તે થકી સુખને પામે;
ઉત્તમ એ ઉદ્યમે, જગત જશ રૂડો જામે.
તે ધંધામાં આપ, બાપ સમ નિર્મળ ઝળકયા;
શુભ યશ દેશ વિદેશ, બેશ વિશેષજ ચળકયા.
જનને મેઘ સમાન, તૃપ્ત વિદ્યાથી કીધા;
જન મંડળને કાજ, જ્ઞાનના ગ્રંથો દીધા.
સુપડું લે છે સાર, ચારણી થોથાં રાખે;
હંસ ત્યાગી તે વાર, સ્વાદ તો પયનો ચાખે.
સજ્જન હંસ સમાન, ગુણ સુપડાનો લેશે;
કુજન ચારણી તુલ્ય, દાખવી થોથાં દેશે.
શાણા શુભ સરદાર, સુખને સંપત પામો;
જગમાં જશ મેળવી, ભલો લેજો વિસામો.
કિધા અતિ ઉપકાર, કચ્છજન ઉપર કોડે;
ગુણ રૂડા ગંભીર, ગાઇ નવ શકીયે થોડે.
સાટું કેમ વળાય, ગુણ ગરવા જે કીધા;
ભિક્ષુક ભાંગી ભૂખ, બનાવી નોકર સીધા.

વદિએ વચન વિવેક, કદી અવિવેકજવાળું;
ઉરમાં નવ આણુતાં, ક્ષમા કરશોજ દયાળુ.
ભાંગા તુટા બોલ, હોય જેવા કે તેવા;
કરજો અંગીકાર, માનસી આ છે સેવા.
ગરવા જે શુભ ગુણ, ઉર આનંદે ગાયા;
હતી આજદિન સુધી, રાખજો તેવી માયા.
સદા સુખ પામજો, જામજો કીર્તિ સારી;
રૂડાં કરજો કામ, ગાય ગ્રંથે નરનારી.
ખખ્ખરની ખ્યાતીતણા, દલપત દિલના સ્વચ્છ;
અંતરના ઉપકાર તો, નહિ ભૂલશે કચ્છ.
શાળ શીશુપર સ્નેહ તે, સુરભીને જેમ વચ્છ;
ગુરૂ વર્ગપર પ્રેમ તે, નહિ ભૂલશે કચ્છ.

---:o:---

# મરહુમ રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, જે. પી. નું સંક્ષિપ્ત જીવનચરિત્ર.

રાવ સાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર, પોર્ટુગીઝને તાબેના દીવ સંસ્થાનમાં; જ્યાં તેમના વડવાઓ મોઝાંબીક સાથે મોટો વેપાર ચલાવતા હતા ત્યાં તા. ૧ લી નવેમ્બર સને ૧૮૩૫ ને દિને જનમ્યા હતા. તેઓ પૂર્ણાનન્દ નરસિંહ ખખ્ખરથી ઉતરી આવેલા હતા. પૂર્ણાનન્દનો જન્મ દમણમાં સને ૧૭૮૭ ના વર્ષમાં થયો હતો. તેમના કુટુંબનો દમણમાં બસો વર્ષનો વસવાટ હતો. તે કુટુંબ દમણ આવ્યું તે પહેલાં તેઓ દખણમાં પુના પાસે આવેલા જુન્નર ગામમાં રહેતા હતા. ત્યાં તે કુટુંબ ઘણુંજ શ્રીમંત હતું, અને આસરે ત્રણસો વર્ષ સુધી તેઓએ ત્યાં વસવાટ કીધો હતો. પૂર્ણાનન્દે ગુજરાતી, સંસ્કૃત, અને પોર્ટુગીઝ ભાષાઓની સારી કેળવણી લીધી હતી. વળી તેઓ કાંતવાનું કામ જાણતા હતા, અને હથીઆર વાપરવામાં એક્કા હતા. તેઓ ચીન, કાઠીઆવાડ, કચ્છ, અને સિંધ સાથે વેપાર કરતા હતા. એક વખતે તેમણે ઓખાના વાઘેરોને હરાવ્યા હતા, તથા તેઓના મુખીઓને કેદ કરીને પોર્ટુગીઝ સરકારના હાથમાં આપ્યા હતા. નિશાનબાજીમાં તેમની

કુશીઆરી માટે દ્વારકાના રાજકર્તા મોલુએ તેમને એક ઉમદા ઘોડો, હથીઆરો, અને સારૂં નજરાણું ઇનામ આપ્યું હતું. પૂર્ણાનન્દને પ્રાણજીવન નામનો એક દીકરો હતો, તેનો જન્મ સને ૧૮૦૮ ના સપટેમ્બરમાં થયો હતો. પોતાના બાપની માફક પ્રાણજીવન ગુજરાતી, મરાઠી, સંસ્કૃત, અને પોર્ટુગીઝ ભાષાઓ જાણતા હતા. તેઓ દીવ, મુંબઈ, સુરત, અને દમણના વેપારીઓ સાથે વેપાર ચલાવતા હતા. શા. પુરૂષોત્તમદાસ હીરાશાની મોટી પેઢી તરફથી તેમને સિંગાપુર મોકલવામાં આવ્યા હતા. આ સિંગાપુરની પેઢીનો સીઆમ અને ચીન સાથે મોટો વ્યાપાર હતો. ઉંચી જ્ઞાતિના હિન્દુઓમાં વહેમને નહિ ગણકારી હિન્દુસ્તાનની બહાર મુસાફરી કરનાર આ પહેલાજ ગૃહસ્થ હતા.

રાવસાહેબ જ્યારે બે વર્ષની ન્હાની ઉમરના હતા ત્યારે તેમના માતૃશ્રી ગુજરી ગયાં, અને તેથી તેમની નાની એટલે પિતામહી પુતળી ડોસીએ તેમને ઉછેરીને મ્હોટા કર્યા. પુતળીબાઇ કેળવાયલાં, સભ્ય અને ધાર્મિક હતાં. રાવ સાહેબે શાકુન્તલ નાટકના તેમના તરજુમાની બીજી આવૃત્તિ તેમને અર્પણ કરી છે. સરકારી નિશાળમાં તેઓ ગુજરાતી અને પોર્ટુગીઝ ભણ્યા હતા, અને તે ભાષાઓનું પરિપકવ જ્ઞાન મેળવવા ઉપરાંત તેઓ ત્યાં ઘણી સારી રીતે પાણીમાં તરતાં પણ શીખ્યા હતા. પોતાનો અભ્યાસ આગળ વધારવાની ઇચ્છાથી તેઓ મુંબઈ આવ્યા; અને સને ૧૮૫૧ માં એલ્ફીન્સ્ટન સ્કૂલમાં દાખલ થયા, અને સરકારી પરીક્ષકોની પરીક્ષા પસાર કરી ૧૮૫૬ માં એલ્ફીન્સ્ટન કૉલેજમાં દાખલ થયા. તેમણે કૉલેજમાં સિંકલેર સ્કૉલરશિપ, તથા મુંબઇના માજી ગવર્નર લૉર્ડ એલ્ફીન્સ્ટનના હાથથી ચાંદ મેળવ્યો હતો. સને ૧૮૫૭ માં તેમને સર એડવર્ડ વેસ્ટવાળી સ્કૉલરશિપ મળી, અને સને ૧૮૫૮ માં પહેલા નૉર્મલ સ્કૉલર થઇ તેમણે કાયદાની પરીક્ષા પસાર કરી. સને ૧૮૫૯ માં એલ્ફીન્સ્ટન સ્કૂલના શિક્ષક નેમાયા. તે વખતે મી. કરસનદાસ મુળજી પણ શિક્ષક હતા, અને તેમની સાથે ગાઢ મિત્રતા થઇ. સને ૧૮૬૭ માં ભાવનગરના પ્રખ્યાત વૈદ્યરાજ મેઘજી જાદવજીની દીકરી દેવકોર બાઇ સાથે લગ્ન થયાં. રેજીષ્ટર્ડ ટીચર્સ એકઝામીનેશનમાં પસાર થયા પછી, તેમણે શેઠ ગોકળદાસ તેજપાળની સ્કૂલના હેડ માસ્તરની જગ્યા કબૂલ કીધી. રાવ સાહેબના ઉપરીપણાથી આ સ્કૂલને ઘણોજ ફાયદો થયો. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મી. કોર્ક ૧૮૬૪ માં લખ્યું કે "આવી બીજી કોઇ પણ સ્કૂલના કરતાં તેમણે આ સ્કૂલને ઘણા સારા પાયા પર આણી છે."

સને ૧૮૬૬ માં ઑાન. જે. ન્યૂજન્ટે પોતાના રિપોર્ટમાં લખ્યું કે "સરકારી સ્કુલના છોકરાઓ કરતાં હિસાબમાં આ સ્કૂલના છોકરાઓ ઘણાજ હુશિઆર છે. હેડ માસ્તર મી. દલપતરામ અસાધારણ હુશિઆર માણસ છે, અને અંગ્રેજી ઘણુંજ સારી રીતે જાણે છે." આ વખતે તેઓ બુદ્ધિવર્ધક સભાના સેક્રેટરી અને તેના ચોપાનીઆના અધિપતિ હતા. સને ૧૮૬૮ માં તેઓ રાજકોટના મરહુમ ઠાકોર સાહેબ બાવાજી રાજના વિદ્યાગુરૂ અને રક્ષક નીમાયા. રાજકોટ જતી વખતે બુદ્ધિવર્ધક સભા અને મુખ્ય સુધારકો મેશર્સ વીરચંદ દીપચંદ, મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠી, નારણદાસ કલ્યાણદાસ, ઠાકોરદાસ આત્મારામ, અને રણછોડભાઇ ઉદયરામ વિગેરે તરફથી તેમને એક ખાણું વાલકેશ્વરમાં આપવામાં આવ્યું હતું. ત્યાં તેમને એક માનપત્ર, અને તેમની પસંદગીની ચોપડીઓ ભેટ આપવામાં આવી હતી. રાજકોટમાં પણ તેમના મિત્ર વર્ગમાં રાવબહાદુર ગોપાલજી સૂરભાઇ, મી. કરસનદાસ મૂળજી જેઓ ત્યાંના એડમિનિસ્ટ્રેટર તરીકે નીમાયા હતા તે, હેડ માસ્તર ઊત્તમરામ નરભેરામ મહેતાજી, જગન્નાથ ઇચ્છારામ વગેરે હતા. રાજકોટના યુવાન ઠાકોર સાહેબે તેમના હાથ નીચે એવો સારો અભ્યાસ કર્યો કે રાજકોટ ખાતે જ્યારે કાઠીઆવાડના રાજાઓ પહેલવહેલા ભેગા મળ્યા, ત્યારે મુંબઇના તે વખતના ગવર્નર સર રેમોર ફીટઝજીરલ્ડ સાથે તેઓ એકલાજ અંગ્રેજીમાં વાત કરી શકયા, અને ગવર્નર સાહેબે શ્રી દલપતરામને તેમના બાદશાહી શિષ્યના ઉચ્ચારની સ્પષ્ટતા, અને સામાન્ય જ્ઞાન માટે મુબારકબાદી આપી હતી. પોલીટિકલ એજન્ટ કર્નલ ઍન્ડર્સન, તથા રાજકુમાર કૉલેજના પ્રિન્સિપાલ મી. મેકનૉટને સને ૧૮૭૦-૭૧ના રિપોર્ટમાં લખ્યું છે કે "મી. દલપતરામની સેવાઓને માટે કૅપ્ટન લૉઇડે જે સ્તુતિપાત્ર લખાણ કર્યું છે તેને હું તદ્દન માન્ય કરૂં છું, અને તેના ઉપર ધ્યાન ખેંચતા આશા રાખું છું કે સરકાર તે કબૂલ રાખશે. રાજકોટના ઠાકોર સાહેબ પોતાના અંગ્રેજી જ્ઞાનથી પહેલી પદ્દીના ગણાય છે, અને તેમના શિક્ષક મી. દલપતરામને ઘણું માન ભરેલું છે." રાજકોટનો બગીચો તદ્દન ઉજ્જડ થઇ જવાથી તેમાં કંઇ ઉપજ થતી ન હતી તેથી સરકારે દરબારને સોંપી દીધો. અને મરહુમ રાવસાહેબને ઝાડપાનનો બહુજ શોખ હોવાથી દરબારે તેમનેજ બગીચો સોંપ્યો, જે તેમણે એટલો તો સુધારી મુકયો, કે તેમાંથી ઉલટી પેદાશ થવા લાગી. એ રીતે બાગાયતના કામનો પણ તેમને

સારો અનુભવ હતો, સને ૧૮૭૧ માં રાઈટ ઑાન સર જે. બી. પીલ સી. આઇ. ઈ. એ મી. દલપતરામને કચ્છના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર અને ભૂજની ઑાલફ્રેડ હાઈસ્કૂલના હેડમાસ્તરની નેમણૂક કરી. આ જગા ઉપર તેઓ ૧૮૭૩ સુધી રહ્યા, અને પછી કચ્છના મહારાવ સર પ્રાગમલ્લજી બહાદુરની ખાસ ઇચ્છાનુસાર તેઓ કચ્છના હાલના રાવ સર ખેંગારજીના વિદ્યાગુરૂ નીમાયા, અને ઈન્સ્પેકટરનું કામ પણ કરતા. વળી બિકાનેરની રાણી તે હાલના રાવની બહેન બાઈ રાજબાને શિખવવાનું કામ પણ તેમને સોંપવામાં આવ્યું હતું. તેજ વર્ષે કચ્છમાં કેળવણી સંબંધમાં તેમની સેવાઓને માટે હિંદુસ્તાનના સેક્રેટરી ઓફ સ્ટેટ, ડ્યુક ઓફ આર્ગાઇલ કે. જી. વગેરે તરફથી તેમને મુબારકબાદી આપવામાં આવી હતી. એમાં કંઈ પણ શક નથી કે કચ્છના રાવને જે આટલી બધી ફત્તેહ મળી તે મી. દલપતરામે તેમને નાની ઉમરમાં આપેલી કેળવણીને લીધે; ઘણા પોલીટીકલ એજન્ટો અને એજ્યુકેશનલ ઇન્સ્કટરોના રિપોર્ટ ઉપરથી, મી. દલપતરામે જે ઉમદા ફરજ બજાવી છે તે ખુલ્લું માલમ પડે છે. સને ૧૮૭૪ ના અકટોબરમાં કર્નલ ગુડફેલોએ પણ સારી પ્રશંસા કરી છે. એજ્યુકેશનલ ઈન્સ્પેકટર મી૦ જાઇલ્સ લખે છે કે "કચ્છના રાવની સાધારણ હુશીઆરીથી હું ઘણોજ ખુશી થયો છું, અને જે રીતે મી. દલપતરામે તેમને કેળવણી આપી છે તે માટે તેમને માન ઘટે છે." કચ્છનું કેળવણી ખાતું તેમને કેટલું આભારી છે તે વિષે કર્નલ પાર સને ૧૮૭૬ ના સપ્ટેમ્બરમાં લખે છે કે "મી૦ દલપતરામે જે મહેનત અને સંભાળથી કચ્છના યુવાન રાવને અને તેમની બહેન કુંવરી શ્રી રાજબાને શિક્ષણ આપ્યું છે તેને માટે તેમને ખાસ શાબાસી ઘટે છે." સને ૧૮૭૭ માં દાકતર બુલરે પણ તેવીજ પ્રશંસા કરી છે. સને ૧૮૭૯ માં પોલિટિકલ એજન્ટ કર્નલ પાર લખે છે કે "કચ્છના કેળવણી ખાતાના વડા મી. દલપતરામ ખચ્ચિત ઘણા બાહોશ, શક્તિમાન, અને ચંચળ અમલદાર છે, અને હું ધારૂં છું કે કચ્છનું કેળવણી ખાતું તેમને ઘણું આભારી છે." મીસીસ ફ્રાન્સીસ ઇ. ચાર્લ્સ પાર લખે છે કે "શાહજાદી બાઈ રાજબાના વેસવાળ થયા પછી સરકારી ઈન્સ્પેકટર જો કે તેમની પરીક્ષા લઇ શકતા નહિ, તો પણ મને કહેવાને ઘણી ખુશી થાય છે કે અંગ્રેજીનું તેનું જ્ઞાન તપાસવાને મને જે તક મળી છે, તે ઉપરથી ધારૂં છું કે

તેને ઘણીજ સારી રીતે શિક્ષણ મળેલું છે, અને તેની ઉમર જોતાં તેણે ઘણોજ સારો અભ્યાસ કીધો છે, અને તેનાથી તેના ગુરૂ મી૦ દલપતરામને ઘણુંજ માન છે."

જ્યારે રાવ ગાદીએ બેઠા ત્યારે પોલીટિકલ એજન્ટ તરફથી તેમને માનપત્ર મળ્યું હતું, તેનો જવાબ ભર દરબારમાં રાવે અંગ્રેજીમાં વાંચ્યો હતો. સને ૧૮૭૭ માં મુંબઈના ગવર્નર સર રિચર્ડ ટેંપલે કચ્છની મુલાકાત લીધી ત્યારે રાવ મી. દલપતરામના હાથ નીચે તુરતના શિક્ષણ લઇ રહ્યા હતા, અને તે વખતે પણ ભર દરબારમાં ગવર્નરના ભાષણનો જવાબ અંગ્રેજીમાં આપ્યો હતો. અંગ્રેજીમાં સારા અભ્યાસને લીધે તેઓ ચોકસાઇ તથા સહેલાઇથી વાત કરતા હતા, તેને માટે મી૦ દલપતરામને મુબારકબાદી આપવામાં આવી હતી. રાવના ગુરૂ અને ઇન્સ્પેકટર તરીકેની તેમની ફરજો ઉપરાંત તેમણે કચ્છની પુરાણી બાબતો અને શિલ્પકળાને લગતી તપાસ લીધી, અને સરકારમાં રિપોર્ટ મોકલી આપ્યો, જે પછી નવી આવૃત્તિનાં નંબર ૨૫૧ ના સિલેકશન તરીકે સરકારે પોતાને હિસાબે પ્રગટ કર્યો. વળી તેમણે કચ્છના ગેઝેટીઅરમાં પણ લખાણ કીધું હતું. આ બાબતમાં સરકારે ત્રણ ઠરાવો બહાર પાડી તેમની કીમતી સેવાઓની સરસ પિછાન કીધી હતી. સને ૧૮૭૭ માં મી૦ દલપતરામે ફ્યામિન રીલીફ ફન્ડના સભાસદ તરીકે કામ કીધું હતું, અને સને ૧૮૮૦ માં આ. પોલિટિકલ એજન્ટની સાથે સેશન કમીટીના સભાસદ તરીકે કામ કીધું હતું. સને ૧૮૮૩ માં કચ્છ તેરાના લોકોએ "રાવસાહેબ દલપતરામ પ્રાણજીવન ખખ્ખર લાયબ્રરી" સ્થાપી હતી. સને ૧૮૮૪ માં વેધકળા ઇત્યાદિ પ્રદર્શનનું મહાભારત કામ કીધું હતું, તેના તેઓ સુપરિન્ટેન્ડન્ટ હતા, અને તે કામ ફતેહથી પાર ઉતાર્યું, જે પછીથી તે સર જેમ્સ ફર્ગ્યુસનનું મધ્યબિન્દુ થયું. સને ૧૮૮૬ માં એમણે સરકારી નોકરીમાંથી ફરાગાત થઇ સરકારનું પેનશન લીધું, અને તેમની સેવાઓની પિછાનમાં કચ્છના રાવે ભર દરબારમાં તેમને ઉમદા પોશાકનું ઇનામ (ખિલત) આપ્યું હતું, અને અંગ્રેજ સરકારે મહારાણીની જ્યુબીલી વખતે જીંદગી પર્યન્તનો "રાવસાહેબ" નો ઇલકાબ આપ્યો. વળી તેઓ મુંબઇ શહેર અને ટાપુના "જસ્ટીસ ઑફ ધી પીસ" નિમાયા હતા, જે માન એમના વખતમાં કવચિતજ અપાતું હતું. રાવસાહેબ દલપતરામ રૉયલ એશીયાટિક સોસાઇટી,

અને બોમ્બે પ્રેસિડન્સી એસોસીએશનના સભાસદ હતા. વળી ધી ગોકળદાસ તેજપાળ ચેરીટીઝ કે જેનું ફન્ડ રૂપીઆ વીશ લાખનું છે તેના ટ્રસ્ટી હતા. અમદાવાદની ગુજરાત વર્નાકયુલર સોસાઇટીના તથા મુંબઇની જ્ઞાન પ્રસારક મંડળીના લાઇફ મેમ્બર હતા. ધી ફોર્ટ પ્રેસ કંપનીના ચેરમન અને મેનેજીંગ ડિરેકટર, તથા ઇન્ડીઅન મેરેજ એન્ડ ડેથ બેનીફીટ ફન્ડના ચેરમન હતા, તથા તેમની જ્ઞાતિના સાતે તડોના શેઠ હતા. "શાકુન્તલ" નાટકનું તેમનું સરળ ભાષાન્તર એવું તો મધુર છે કે તેના કર્તા તરીકેની તેમની પ્રથમ કારકીર્દીમાં સૌથી તે ઊંચ ગણાશે, અને તે સરકારે સીવીલીઅને માટે ઑનર્સ ટેસ્ટ એક્ઝામીનેશનમાં, તથા સ્કૂલ ફાઇનલમાં ટેક્સ્ટ બુક તરીકે તથા પ્રાઇઝ બુક તરીકે સેન્કશન કરેલું છે. વળી કચ્છની ભૂગોળનું અતિ ઉત્તમ અને અપૂર્વ પુસ્તક તેમણે રચ્યું છે, જેમાં તેમણે પુષ્કળ ઉદ્યોગ, ખંત અને શોધક બુદ્ધિ વાપરેલાં છે, અને આર્કયોલૉજીકલ સર્વે ઓફ કચ્છનું દળદાર પુસ્તક અંગ્રેજીમાં રચ્યું તે સરકારે પોતાને ખર્ચે પ્રગટ કર્યું છે. મુંબઇના "શેઠ વરજીવનદાસ માધવદાસનું જીવન ચરિત્ર" વગેરે પુસ્તકના તેઓ કર્તા હતા. બ્રિટિશ સરકારના પહેલા દેશી એજન્ટ આજમ શેઠ સુંદરજી સોદાગરનું વૃતાન્ત તેમણે લખેલું છે, તે છપાવવાને તેઓ હયાત રહ્યા નહિ. પોતાની આટલી ઓદ્યોગિક જીન્દગી છતાં રાવસાહેબ દલપતરામે દેશી કારીગરીને ઉત્તેજન આપવાને ઘણું કરેલું છે, અને ઘણા પ્રદર્શનોમાં સુંદર કારીગરીની ચીજો મોકલી ઇનામો, ચાંદા, અને સર્ટિફિકેટા મેળવ્યાં છે. જ્ઞાન પ્રસારક મંડળીની દેખરેખ નીચે તેમણે કચ્છની કલાકોશલ્યતા વિષે એક ઉમદું ખેંચાણકારક ભાષણ આપ્યું હતું. વાંચનાર જોશે કે રાવસાહેબ દલપતરામે હમેશાં ઉપરીઓને સંતોષ આપ્યો હતો, અને તેમ થયા વગર રહે પણ નહિ, કારણકે તેઓ હમેશાં પોતાના કામમાં મ્હોટી હુશિયારી, કામ કરવાની શક્તિ, ખંત અને તદબીરો વાપરતા હતા. મરહુમ રાવસાહેબમાં નીતિ, રીતિ, લાયકી, લોકપ્રીયતા, માયાળુ સ્વભાવ, દયા, ક્ષમા, ધૈર્ય, દઢતા ઇત્યાદિ સારા ગુણો એવા હતા કે રાજ્યમાં માનકારી અમલદાર તરીકે સરકાર દરબારમાં તથા વસ્તિમાં પણ તેઓ પ્રશંસનીય થઇ પડયા હતા. કચ્છમાં તો દરેક ગામમાં ન્હાનેથી મ્હોટા માણસ સુધી તેમનું નામ પ્યારની લાગણીથી હૃદયમાં હજુ સુધી કાતરાયલું છે. કેળવણીના વડા તરીકે પોતાના તાબાના

મહેતાજીઓને સુધારી વધારી કાઠીઆવાડ, અને ગુજરાતના મહેતાજીઓથી હરીફાઇ કરવા તેમનો ખાસ પ્રયાસ હતો, તે મુજબ અમદાવાદ મેલ ટ્રેનીન્ગ કૉલેજમાં ૭ સ્કાલરશીપો કચ્છ દરબાર તરફથી કઢાવી ત્યાં દર વર્ષે તેમણે સ્કૉલરો મોકલવા માંડયા, જેના પરીણામે હાલ કચ્છમાં ઘણા ટ્રેન્ડ મહેતાજીઓ છે. અને કચ્છ કેળવણી ખાતું બીજાં બધાં કેળવણી ખાતા સાથે હરીફાઇ કરવા શક્તિવાન થયું છે, અને તે ખાતાના "પિતા" તરીકે તે ખાતું મરહુમ રાવ સાહેબને આભારી છે એમ કહેવામાં કાંઈ ખોટું નથી. દયાળુપણાનો ગુણ તેમનામાં એટલો તીવ્ર હતો કે કેળવણી ખાતા જેવા મ્હોટા ખાતામાં ઘણા નોકરો હોવાથી તે સર્વે સરખી પ્રકૃતિના હોયજ નહિ, એટલે કોઇપણ નોકરનો વાંક થાય તો પણ "પેટપર પાટુ ન મારવી" એવો ઉદ્દેશ તેમનો છેક સુધી હતો. નોકરોને પોતાના પુત્ર સમાન ગણવા એ તેમનું ખાસ અભિમાન હતું. સુધારાના મધ્યકાળના આગેવાનોમાં મરહુમ રાવસાહેબ પણ એક હતા. મુંબઇ જ્યારે શેર સટ્ટાની રેલછેલ અંદર ઘેલું બની ગયું હતું ત્યારે તેઓ ભાષણદ્વારા તથા લેખ દ્વારા લોકોને બોધ કરવાને માટે આગળ પડેલા હતા. એમની કારકીર્દીની પહેલી અને ખરેખરી શરૂઆત ગોકળદાસ તેજપાળ સરકારી એન્ગ્લો વર્નાકયુલર સ્કૂલના પદપરથી થઇ હતી, અને તે સ્થાનપર રહીને તેઓ બુદ્ધિવર્ધક સભાના સેક્રેટરીનું તથા બુદ્ધિવર્ધક માસિકનું કામ કરતા હતા. એ માસિકમાંના કેટલાએક લેખો એટલા બધા અગત્યના છે કે આજે પણ હોંસે હોંસે વાંચવામાં આવે છે. બાળલગ્ન વિગેરે કેટલાએક કુચાલ હિંદુઓમાં પ્રવર્તેલા છે તેની સામે સખ્ત રીતે પોકાર કરી, દેશની ઉન્નતિમાં એ કુચાલો કેટલા હાનિકારક છે તે સંબંધના ઘણા લેખો એમણે બુદ્ધિવર્ધકમાં લખ્યા છે. રાજકોટના ઠાકોર સાહેબના ટયૂટરનું પદ મળવાથી એઓ મુંબઇ છોડી રાજકોટ ગયા ત્યારેજ તેમણે બુદ્ધિવર્ધક સાથનો સંબંધ છોડયો હતો. છતાં પણ મરણ પર્યંત એ સભા પ્રત્યે તેમની તીવ્ર લાગણી હતી. લગભગ વીસ વર્ષ સુધી કચ્છમાં નોકરી કર્યા બાદ વાનપ્રસ્થ થઇ તેઓ મુંબઇ આવી રહ્યા હતા, અને બીજા પેનશનરોની પેઠે પોતાનો કાળ આળસમાં નહિ ગાળતાં, જાહેર કામોમાં તથા વિદ્યાના વ્યસનોની અંદર એઓએ પૂર્ણ કીધો છે. શેઠ ગોકળદાસ તેજપાળના ધર્મખાતાની તેમણે ૧૪ વર્ષ સુધી ઘણી સારી સેવા બજાવી છે, તેમાં તેઓ મુખ્ય સત્તાધારી અને અગ્રગણ્ય મેમ્બર હતા. એઓ સ્વભાવે નિરભિમાની, ઉત્સાહી, દેશહિતકારી, પરોપકારી,

અને મળતાવડા હતા. એમને એન્ટીકવીટીઝનો ઘણો શોખ હતો અને એન્ટીકવેરીઅન મી. બર્જેસે તેમને યુનિવર્સીટીના ફેલો કરવાને ભલામણ પણ કરી હતી. તેમનામાં જાહેર હિમત યાને moral courage હતી. તેના દાખલા તરીકે જ્યારે શેઠ વરજીવનદાસ માધવદાસની યાદગીરી માટેના ફન્ડનો નિકાલ કરવા સર દિનશા પીટિટને ત્યાં સભા ભરવામાં આવી હતી, તે વખતે તે ફન્ડનો ઉપયોગ બરાબર ન થતો હોવાથી તેમ નહિ કરવા માટે આખી સભામાં તેઓએ એકલા વિરૂદ્ધ રહી, નિષ્પક્ષપાતપણે પોતાનો ખરો વિચાર દર્શાવ્યો હતો, જે પરથી તેમને જાહેરમાં ઘણીજ સાબાશી આપવામાં આવી હતી. મરહુમ મહારાણી વિક્ટોરીઆના દિલગીરી ભરેલા મરણ વખતે, અને નામદાર એડવર્ડ ૭ માના રાજ્યારોહણ પ્રસંગે પોતાની જ્ઞાતિની સભાઓ બોલાવી હતી, અને તેના ઠરાવો મુંબઇના ગવર્નર મારફતે વિલાયત મોકલી આપ્યા હતા. પ્લેગ કમીટી તરફથી કવૉરન્ટાઇનમાંથી મુક્ત થવાને માટે પાસ આપવા તેમને નેમવામાં આવ્યા હતા, અને દમણના ભીડભંજન મહાદેવનું મંદીર સમારવાને એક મોટું ફંડ તેમણે એકઠું કર્યું હતું. પોતાના વાનપ્રસ્થ વખતમાં નવા સેનાટરી પ્રીન્સીપલ પ્રમાણે માધવ બાગની સામે "રાવસાહેબ ખખ્ખર બિલ્ડીન્ગ્સ" નામના મશહુર થયેલાં મોટા સુંદર હવાવાળાં મકાનો તેમણે બાંધ્યાં છે, જેનો નમુનો તે વખતે ઘણે થોડે ઠેકાણે નજરે પડતો હતો.

રાવસાહેબ હરસ, હેડકી, અને તાવથી હેરાન હતા. દાક્તર પોપટ પ્રભુરામ તથા કન્સલ્ટીન્ગ તરીકે ઑ. દાક્તર સર ભાલચંદ્ર કૃષ્ણાની સારવાર હેઠળ હતા. આ મંદવાડ પહેલાં, હવાફેર માટે તેઓ મહાબળેશ્વર, પૂના તથા બીજી ઘણી જગ્યાએ ગયા હતા, પણ તેમની તબીયતમાં સુધારો થયો નહિ. માંદગીએ ગંભીર રૂપ પકડયું અને તા૦ ૧૪ મી નવેમ્બર સને ૧૯૦૨ને વૈકુન્ઠ ચતુર્દશીને દિને લગભગ ૭૦ વર્ષની પરીપકવ ઉમરે આ ફાની દુનીઆનો તેમણે ત્યાગ કર્યો હતો. એમના જવાથી ગુજરાતી પ્રજાએ એક અનુભવી સાક્ષર, કેળવણીના હિમાયતી, અને જુના સુધારાવાળામાંનો એક ઠરેલ પુરૂષ ખોયો છે, જે દિલગીરી દર્શાવવા જાહેર પ્રજાએ માધવબાગમાં શેઠ ત્રિભુવનદાસ વરજીવનદાસ જે. પી. ના પ્રમુખપણાહેઠળ એક સભા ભરી તેમના પુત્ર મી. મગનલાલને તથા કુટુમ્બને એક દિલાસાપત્ર મોકલ્યો, તેજ પ્રમાણે કચ્છ કોઠારાની પ્રજાએ જાહેર સભા ભરી કવિતા તથા દિલાસાપત્ર મોકલી આપ્યા હતા. કચ્છમાં ગજનવેલી ઉત્તમ સેવાની પિછાનમાં

દરબારશ્રીની અનુજ્ઞાથી ત્યાંની આલફ્રેડ હાઈસ્કૂલના ભવ્ય મકાનમાં મરહુમ રાવસાહેબની એક મ્હોટી સુંદર છબી ભૂજના રહીશોની જાહેર સભા વચ્ચે ખુલ્લી મુકવામાં આવી છે, તેજ પ્રમાણે મુંબઇની શેઠ ગો. તે. હાઈસ્કૂલના વિશાળ મકાનમાં, તથા ફ્રોર્ટ પ્રેસ કંપનીના મકાનમાં પણ તેમની છબીઓ મુકવામાં આવી છે.

રાવસાહેબ પોતાની પાછળ એક વિધવા દેવકોરબાઇ તથા બે ફરજન્દો મૂકી ગયા છે. એક પુત્રી નામે તુળજાગવરી તથા એક પુત્ર નામે મગનલાલ. મી. મગનલાલે એલ્ફીન્સ્ટન અને સેન્ટ ઝેવીઅર્સ કૉલેજોમાં કેળવણી લીધી છે. (પાછળથી ચીફ પ્રેસીડન્સી મેજીસ્ટ્રેટ) મી. સૅન્ડર્સ સ્લેટરે લીધેલી પરીક્ષામાં અંગ્રેજીમાં સૌથી હુશિયાર કાઠીઆવાડી સ્કૉલર તરીકે જામ શ્રી વિભાજીવાળી દર માસે રૂ ૧૫) ની સ્કૉલરશીપ બે વર્ષને માટે તેમને મળી હતી. વળી હિસ્ટરી અને અંગ્રેજીના પ્રોફેસર મી. એચ. ડબલ્યુ જે. બૅગનેલે (અલીબાગના કલેકટરે) જ્યારે પરીક્ષા લીધી હતી ત્યારે કુલે ૮૦ માંથી ૬૮ માર્કસ મી. મગનલાલે અંગ્રેજીમાં મેળવ્યા હતા. મી. મગનલાલે અકાઉન્ટસી એકઝામીનેશન પણ પસાર કરી છે. હાઇકોર્ટના વકીલ અને મુંબઇના પહેલા ગુજરાતી મૅજીસ્ટ્રેટ મી. શિવશંકર ગોવિન્દરામની પુત્રી મહાલક્ષ્મી સાથે સને ૧૮૮૭માં તેમનાં લગ્ન થયાં હતાં, એમ બે કુટુંબ ગુજરી જવાથી તેમણે હમણાં તૃતીય ગૃહસ્થાશ્રમ કર્યો છે. પોતાના પિતાની વાનપ્રસ્થ અવસ્થામાં તેમનો કારભાર મી. મગનલાલજ ચલાવતા હતા. પિતાના હાથ નીચે તેમણે સારી તાલીમ લીધી છે, અને તેઓ લાયક પિતાના લાયક પુત્ર નીવડયા છે. ધી ગોકલદાસ કલ્યાણજી કાટન પ્રેસ કુંપનીના મેનેજીંગ ડિરેકટર, તથા તેની એજંસીના ( મેશર્સ નાગજીની કુંપનીના ) તેઓ ભાગીદાર હતા. એ પ્રેસ કુંપનીમાં લગભગ પચીશ વર્ષ સુધી છેવટ લગણ પોતે હતા, અને એકત્રીશ વર્ષ થયાં ધી ફ્રોર્ટ પ્રેસ કુંપનીના સેક્રેટરી તરીકેનું કામ કરે છે. તેમાંથી રીટાયર થવાને રાજીનામું આપ્યું હતું પણ ભાગીદારોના અતિ આગ્રહથી તેમનો માસિક દરમાયો રૂ. ૫૦૦ નો કરી તેમની કદર જાણી છે. જાહેર બાબતમાં પણ આગળ પડતો ભાગ લે છે. પેપરોમાં આર્ટીકલો લખે છે. તેઓ ધી પ્રેમાબાઇ રિસર્ચ કમીટીના તથા ધી કરસનદાસ છબિલદાસ એન્ટરટેનમેન્ટ ફંડના સેક્રેટરી હતા. તેઓ પ્રાંતીય સનાતન ધર્મ મહા સમ્મેલનના સેક્રેટરીહતા. પંચાંગ સંશોધનના સેક્રેટરી તરીકે અગ્રગીય ભાગ લઇ દ્વારકાપીઠાધીશ શંકરાચાર્યની સાથે પ્રજાને પંચાંગ સંશોધનના હેતુઓ સમજાવવા અમદાવાદ ગયા

હતા. તેઓ બ્રહ્મક્ષત્રિય હિતેચ્છુ સભાના જીંદગી પર્યંતના સભાસદ તથા પ્રમુખ હતા, તથા તેજ જ્ઞાતિના મિત્ર મંડળના ઉપપ્રમુખ પણ હતા. તેઓ પુના ગાયન સમાજની મેનેજીંગ કમીટીના મેમ્બર તથા બૉમ્બે ટ્રાન્સપોર્ટ કંપનીના ભાગીદાર તથા મેનેજર હતા. પ્રૉવિન્સયલ બેંકના ચેરમન તથા મ્યુનીસીપલ રીફાર્મ એસોસીએશનની એકઝીકયુવ કમીટીના મેમ્બર હતા. વળી જ્ઞાતિમાં કેળવણીને ઉત્તેજન આપવા અર્થે રૂ. ૧૦,૦૦૦) આપી પોતાના પિતાના નામનું ફંડ સ્થાપ્યું છે જે આજે વધીને લગભગ રૂ. ૧૫,૦૦૦નું થયું છે. તેમંજ તેમણે પારડીની ધર્મશાળા, તથા ત્યાંના શંકરના દેવાલયનો જીર્ણોદ્ધાર કરવાના કાર્યમાં સારી મદદ ઉલટથી કરી હતી. નામદાર શહેનશાહ એડવર્ડના રાજ્યારોહણ જનરલ કમીટીના સભાસદ હતા. મુંબઇના કસ્ટમ કમીશનર દાકતર પોલન લખે છે કે " મી૦ મગનલાલ જુના વખતના વિચારવાળા માનવંત તરૂણ છે." સને ૧૮૯૯ માં પાલણપુર સ્ટેટ સર્વિસ માટે ત્યાંના દિવાન રાવબહાદુર દુર્લભજી ધર્મસિંહ વેદ તરફથી તેમને આવેલી ઑફર ઉપકાર સાથે પાછી વાળી હતી. પિતાશ્રીના ગત થયા બાદ ચારે ધામોની યાત્રા કરી પુસ્તક રચ્યું છે. સુંદર સોદાગરનું પુસ્તક રચ્યું છે. તેઓ જગદ્ ચરિતના ભાષાંતરકર્તા છે. તેમના ગુજરાતી અંગ્રેજી હરફ બહુ સારા છે, અને અંગ્રેજી, ગુજરાતી, કચ્છી, ભાષા ઉપરાંત સંસ્કૃત, મરાઠી, ને મોડી ભાષાનું જ્ઞાન ઘણું સારૂં છે. તેમનો ગિરગામ બેક રોડ પર "ગુલઝારે મગન" નામનો વિશાળવાડી બંગલો હતા તે રા. બ. કરમશી દામજીને મોટાનફે વેચી નાખ્યાં. તેમ કાંદાવાડીમાં "મગન બિલ્ડિંગ" તથા દુર્ગાદેવીની ચાલ, તથા ભાયખલાના જબરા ત્રણ તબેલા, તથા પાંચ મોટી, ચાલો, વિર્લાપાર્લાનો "મગન વિલાસ" બંગલો તથા ભૂલેશ્વરની પ્રાપર્ટી વગેરે આ એસ્ટેટના મેનીઆમાં મોટાનફે વેચી નાખ્યાં. મનમાર તથા મરકન્ટાઇલ પ્રેસ કુંપનીઓના, તથા ગોવાસ્ટીમ નેવીગેશન કો૦, મોટર એમ્પોરીઅમ કો૦, મીલ મશીનરી સ્ટોર કો૦, તથા ગાયકવાડ બ્રીક કો૦, અમદાવાદ ગલાસવર્કસ કો૦ના ડીરેકટર, તથા લેડી નાર્થકોટ ઑરફનેજ, દુરગોવીંદ આણંદજી દેશાઇ ચેરીટી, વિદ્યારામ મોનજી ચેરીટીના ટ્રસ્ટી, તથા યંગમેન હીન્દુ એસોસીએશનના પ્રથમ પેટ્રન, મ્યુનીસીપલ રેન્ટકમીટીના મેંબર છે. મ્યુનીસીપલના દરવર્ષે નીકળતા ૩૫૦ બળદોને વાંદરે કસાઇખાને મોકલવાનો અટકાવ કરાવી તેમણે પાંજરાપોળમાં જતા કર્યાનો ઠરાવ પસાર કરાવ્યો છે. પોતે જે. પી. છે, અને મ્યુનિસિપાલ કારપોરેટર તરીકે રેટ પેઅર તરફથી પહેલે નંબરે પાસ થયા હતા. સ્પેશ્યલ જુરર પણ નેમાયા હતા. પોતે મેસન તથા મુંબઇના ઑ. પ્રેસીડંસી મેજીસ્ટ્રેટ છે.